# ફતાવા અ.ગની

-: સંપાદક :-

(મવ. મુફતી) ઈસ્માઈલ અદા સારોદી સા

ઉસ્તાદે હદીષ : જામિઅહ ઉલૂમુલ કુર્આન જંબુસર

-: પ્રકાશક :-

મુફતી અહમદ દેવલ્વી

જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર

જિ. ભરૂચ, (ગુજરાત, ઈન્ડિયા) પીન : ૩૯૨૧૫૦

# અભિપ્રાય

બિસ્મિહી તઆલા

*હઝરત મવલાના મુફતી ઈસ્માઈલ ઈબ્રાહીમ ભડકોદ્રવી સાહબ દા.બ.*

***હામિદંવ મુસલ્લિયા વ મુસલ્લિમા***

કુર્આન અને હદીસમાં અકાઈદ, અખ્લાક અને આમાલનું ખાસ સ્થાન અને મહત્વ છે, અકાઈદથી સંબંધ ધરાવતું ઈલ્મ ઈલ્મે કલામ છે, અખ્લાકથી સંબંધ ધરાવતું ઈલ્મ ઈલ્મે તસવ્વુફ છે. અને આમાલથી સંબંધ ધરાવતું ઈલ્મ ઈલ્મે ફિકહ છે. અલ્હમ્દુલિલ્લાહ કુરૂને ખૈરથી અત્યાર સુધી આ ઉલૂમ પર કામ થતું રહયું છે, અને ચાલુ જ છે. અકાઈદ અને અખ્લાકમાં કોઈ ફેરફાર અને વધારો ઘટાડો થવાની કોઈ સંભાવના નથી. બલ્કે આ બન્નેવ વસ્તુઓ તમામ હઝરાત અંબિયાએ (અલૈ.) અને સઘળી ઉમ્મતોમાં એક સરખી જ રહી છે. જયારે અમલી અહકામમાં તફાવત અને ફેરફાર થતો રહયો છે, અને આ અંતિમ ઉમ્મતના અમલી અહકામની વિગતમાં દિન પ્રતિ દિન વધારો થતો રહયો છે. કારણ કે સમયના વહેણ સાથે વિજ્ઞાન અને ટેકનોલોજીના નવા નવા સંશોધનો અને સાધનોના કારણે નવા નવા મસાઈલ પેદા થાય છે. અને તેમાં ફિકહી અને શરઈ જાણકારીની જરૂરત પડે છે.

આ ફિકહી અને શરઈ જાણકારી અને માર્ગદર્શન આપવાનું કામ હમેંશા ઉમ્મતના મુફતિયાને કિરામ કરતા રહયા છે અને હિંદુસ્તાનના દરેક રાજયમાં ફતાવાનું આ કામ પ્રાંતિય ભાષામાં થતું રહયું છે અને ઘણા મુફતિયાને કિરામના ફતાવા વિવિધ ભાષામાં પુસ્તક રૂપે છપાતા રહયા છે. ઉસ્તાદુલ અસાતિઝહ હઝરત મવલાના મુફતી અબ્દુલ ગની કાવી સાહેબ (રહ.) એ પણ દારૂલ ઉલૂમ અશરફિયહ રાંદેરમાં લાંબી મુદત સુધી તદરીસની ખિદમતની સાથે ફતાવાની સેવા પણ બજાવી છે. જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર તેમના લેખિત ફતાવાનો સારો એવો સંગ્રહ મળી આવતાં તેને પુસ્તક રૂપે છપાવવાની સઆદત હાસિલ કરી રહયો છે. અલ્લાહ પાક મઝકૂર ફતાવા સંગ્રહને ગુર્જર મુસ્લિમ સમાજ માટે ઉપયોગી અને લાભદાયી બનાવે અને મર્હૂમ હજરત મુફતી સાહેબ માટે સદકએ જારિયહ ફરમાવે. આમીન.

*અહકર : ઈસ્માઈલ ઈબ્રાહીમ ભડકોદ્રવી, ગુફિરલહૂ વ લિવાલિદૈહિ.*
*ખાદિમે હદીસ, જામિઅહ જંબુસર*
*ખાદિમે ઈફતા દારૂલ ઉલૂમ, કંથારીયા.*
*૧૪, રબીઉલ અવ્વલ ૧૪૨૫ – ૫/૫/૦૪*

# અભિપ્રાય

## મુફતી ઈસ્માઈલ વાડીવાલા સાહબ દા.બ.

### મુફતી : જામિઅહ હુસૈનિયહ રાંદેર – સુરત

હઝરત મવલાના મુફતી અબ્દુલ ગની સાહબ કાવી (રહ.) તાલીમના નિષ્ણાત અને માહિર હતા. હદીષ, ફિકહની ઉચ્ચ કિતાબોનો લાંબા સમય સુધી દર્સ આપ્યો. ખામોશ, કમસુખન અને એકાંતપસંદ હતા. વાત ઘણી જ ટુંકી મુદાસર કરતા હતા. ફુઝૂલ વાતોથી દૂર રહેતા અને આપ ઘણો એહતિયાત રાખતા હતા.

આજ ખૂબી એમના ફતાવમાં જોવા મળે છે. સવાલના જવાબ ઘણા જ ટૂંકમાં છે. પરંતુ સવાલને આવરી લેતી બાબતોને નઝર સમક્ષ રાખી એ પ્રમાણે જવાબો લખાયેલા છે કે સવાલ પૂછનારને સંતોષ થઈ જાય, જે કલ્લ વ દલ્લના હકદાર છે. અવામ માટે આ ફતાવા ઘણા જ લાભદાયક અને ઉપયોગી છે.

જનાબ મૌલાના મુફતી અહમદ દેવલ્વી સાહબ : મોહતમીમ, જામેઅહ ઉલૂમુલ કુર્આન જંબુસર મુબારકબાદીના પાત્ર છે કે ફતાવા અબ્દુલગની પ્રસિધ્ધ કરી ફતાવામાં વધારો કર્યો અને કોમો–મિલ્લતની ખિદમત ફરમાવી, અલ્લાહપાક જઝાએ–ખૈર અતા ફરમાવી કબૂલ અને મકબૂંલ ફરમાવે.

નાચીઝ

ઈસ્માઈલ ગુફિરલહુ

# અભિપ્રાય

## <u>હઝરત મવલાના મુફ્તી અહમદ ખાનપૂરી સાહબ દા.બ</u>

*સદર મુફ્તી જામિઅહ ઈસ્લામિયહ ડાભેલ.*

એવો કયો મુસલમાન છે. જે દીન અને શરીઅત પર પાબંદીથી અમલ કરવા ચાહતો હોય અને તેને મુફતીની જરૂર ન પડે ? પોતાના જીવનના હર વળાંક પર કોઈ ન કોઈ સૂરત એવી જરૂર ઉત્પન્ન થાય છે, જેમાં તેને મસ્અલા – મસાઈલના જાણકારો અને ફતવા આપનારાઓની સહાય લેવી જ પડે છે. ખય્રૂલ કુરૂન (સહાબાના સર્વશ્રેષ્ઠ સમય)થી લઈ આજ સુધી દરેક યુગમાં અને વિશ્વના દરેક ભાગમાં અલ્લાહ તઆલાએ એવી પવિત્ર હસ્તીઓ બનાવી, જેઓ મુસ્લિમોની પવિત્ર શરીઅત ઉપર અમલ કરવા માટેનું માર્ગદર્શન સંપૂર્ણ અમાનતદારી, ફરજ અને ભાનની સાથે પૂરું પાડી પોતાના પરવરદિગારની ખૂશનુદી પ્રાપ્ત કરતી રહી અને આ સિલસિલો આજ સુધી અલ્હમ્દુલિલ્લાહ વણથંભ્યો અને અવિરત ચાલુ જ છે.

ઈસ્લામી શાસન કાળમાં તો સત્તાધીશોની જવાબદારી રહેતી કે તેઓ આ સેવા માટે લાયક વ્યકિતઓની નિમણૂક કરે અને લોકોને પોતાના જીવનના દરેક પ્રશ્નના ઉકેલ માટે માર્ગદર્શન પૂરું પાડે અને અગર કોઈક જગ્યાએ એવી વ્યકિત જે આ હોદ્દાને લાયક ન હોય, સંજોગવશાત આવા હોદ્દા ઉપર કબ્જો જમાવી ચુકી હોય, તો તેને હટાવી ભવિષ્ય માટે તેના ઉપર પાબંદી લગાવે. અમીરૂલ મુ'મિનીન હઝ. ઉમર (રદિયલ્લાહુ તઆલા અન્હુ)ના ખિલાફત કાળમાં આ વિશે પૂરી ચોકસાઈ વર્તવામાં આવતી હતી.

અલ્લામહ શિબ્લી નો'માની (રહ.) લખે છે કે :

ઈસ્લામમાં એક આગવો વિભાગ હતો જેનું નામ ''ઈફતા'' હતું. તેની કાર્યપદ્ધતિ એ હતી કે કાયદાના ઘણા જ લાયક નિષ્ણાંતો કિંવા ફુકહા દરેક જગ્યાએ રહેતા હતા અને જે માણસ કોઈક પ્રશ્ન પૂછવા ચાહતો તો તેઓથી પૂછી શકતો હતો, તેના લઈ કોઈ વ્યકિત એવું બહાનું ન કાઢી શકતી હતી કે તે કાયદાની ફલાણી કલમથી અજાણ હતો, આ રીત, આ કાર્ય પદ્ધતિ ઈસ્લામના પ્રારંભકાળથી જ આપો આપ અમલમાં આવી હતી અને આજ પર્યંત કાયમ

છે. પરંતુ હઝ. ઉમર (રદિ.)ના શાસનકાળમાં જેવી પાબંદીથી તેના ઉપર અમલ રહયો, પાછળના યુગમાં બલકે એનાથી પેહલાં હઝ. અબૂબક્ર (રદિ.)ના શાસન કાળમાં પણ એટલી પાબંદી ન હતી, આ કાર્ય પદ્ધતિ માટે અતિ આવશ્યક એ છે કે દરેકને મસ્અલો બતાવવાની પરવાનગી ન હોય, બલકે ખાસ–ખાસ કાબેલિયતવાળા માણસો ફત્વો આપવાના કામ માટે નકકી કરવામાં આવે, જેથી ખોટા મસ્અલાઓ ફેલાય ના શકે. *(અલ ફારૂક)*

હઝ. ઉમર (રદિ.) આ બાબતમાં એટલા કડક હતા કે કોઈ બિન–અધિકૃત વ્યકિત ફત્વો આપવાની હિંમત કરી ન શકતી હતી, ત્યાં સુધી કે નિયુકત કરવામાં આવેલ મુફતીઓના ઉત્તરો તેમજ ફત્વાઓની પણ તપાસ કરવામાં આવતી.

હઝ. અબુહુરૈરહ (રદિ.) તઆલા અન્હુથી પૂછયું કે,

તમે આ સવાલનો શું જવાબ આપ્યો ?

અને જયારે તેઓએ પોતાના જવાબ બયાન કર્યા તો હઝ. ઉમર (રદિ.) ફરમાવ્યુ કે,

અગર તમે પ્રશ્નનો અન્ય કોઈ ઉત્તર આપ્યો હોત તો ભવિષ્યમાં તમારા ઉપર પાબંદી લાગુ કરવામાં આવત.

ભારતીય ઉપખંડમાં જયારથી મુસ્લિમ શાસનકાળ અસ્ત થયો, ત્યારથી સરકારી રાહે આ વિભાગનું અસ્તિત્વ બાકી ન રહયું, જેના લઈ અરબી મદ્રસાઓએ ઉમ્મતે મુસ્લિમહને સહીહ ઈસ્લામી દીની માર્ગદર્શન મળી રહે, તે ખાતર પોત–પોતાને ત્યાં દારૂલ ઈફતાનો વિભાગ કાયમ કરી, લાયક અને વિશ્વસનીય મુફતીઓને દીની પ્રશ્નોના ઉત્તરો આપવા માટે નિયુકત કરવાનું શરૂ કર્યુ.

આજથી ૪૫–૫૦ વર્ષ પહેલા આપણાં ગુજરાતમાં ગણ્યા ગાંઠયા અરબી મદ્રસાઓ અસ્તિત્વમાં હતા. તેઓ પૈકી એક રાંદેરમાં આવેલ મશ્હૂર દર્સગાહ દારૂલ ઉલૂમ અશરફિયહ પણ છે. આ દર્સગાહથી જેમ ઈલ્મના પિપાસુઓ પોતાની ઈલ્મી પ્યાસ બુઝાવતા હતા, ત્યાં જ તેમાં કાયમ દારૂલ ઈફતા વડે સામાન્ય મુસ્લિમ દીની મસાઈલને લગતા સવાલોના જવાબો પણ પ્રાપ્ત કરતા હતા. દારૂલ ઉલૂમના મુહતમિમ હઝ. મવ. મુફતી અહમદ

અશ્રફ રાંદેરી  સાહેબ (રહ.) પોતાના યુગના નામાંકિત આલિમોમાંથી હતા. મુહદિષે વકત હઝરત અલ્લામહ અનવર શાહ કશ્મીરી (રહ.) શિબ્લીએ દવરાં હઝરત અલ્લામહ અઝીઝુર્રહમાન સા. (રહ.) વિગેરે અકાબિર ઉલમાથી ફયઝ પ્રાપ્ત કર્યો હતો. મદ્રસાના દારૂલ ઈફતામાં પૂછવામાં આવતા સવાલોના જવાબો આપવામાં મહામૂલી સેવા જીવન પર્યંત બજાવતા રહયા. અલબત્ત એહતિયાતની ભારે જવાબદારી તેમજ અન્ય અનેક વિધિ દીની સેવાઓમાં પરોવાયેલા હોવાને લઈ આપ મદ્રસામાં પૂછવામાં આવતા કેટલાય સવાલોના જવાબો માટે પોતાના જ દારૂલ ઉલૂમના એક કાબિલ અને બાહોશ ઉસ્તાદે હદીષ હઝરત મવલાના મુફતી અ.ગની સાહેબ (રહ.) પાસે મોકલી આપતા.

હઝરત મવલાના મુફતી અબ્દુલ ગની સાહિબ (રહ.) ૧૩૬૧ હિજરીમાં જામિઅહ ડાભેલથી ફારિગ થયા હતા. હઝરત મવલાના હાફિઝ અબ્દુલ ર્રહમાન સાહબ અમરોહી (રહ.) / હઝરત મવલાના બદરે આલમ સાહબ મેરઠી મુહાજિરે મદની (રહ.) / હઝરત મવલાના યૂસુફ બિન્નોરી (રહ.) વગેરે મહાન આલિમોથી ઈલ્મી ફયઝ પ્રાપ્ત કર્યો હતો.

આપની ઈલ્મી લાયકાત ઘણી જ ઉચ્ચ અને મજબૂત હતી. દર્સમાં ટૂંકી અને મુદાસરની તકરીર ફરમાવતા, જેનાથી કિતાબ આસાનીથી સમજમાં આવી જાય અને પાર્ટ ટાઈમમાં કિતાબ પઢાવવાની નોબત આવ્યા વગર સરળતાથી નિયત કોર્ષ પૂરો થાય. આપ ઉસૂલના પણ સખ્ત પાબંદ હતા. મને આપની પાસે નૂરૂલ, અન્વાર, સિરાજી, હિદાયહ અને મુસ્લિમ શરીફ વિગેરે કિતાબો પઢવાની સઆદત મળી છે.

તલબા ઉપર આપનો રોબ (પ્રભાવ) સારો એવો હતો, જેના લઈ તલબાને લગતી ઘણી જ ફરિયાદો હઝ. મુહતમિમ સાહબ આપની પાસે મોકલી ઉકેલ લાવતા.

ફતવાના જવાબો પણ આપ ઘણાં જ મુદાસર અને ટૂંકાણમાં આપતા. આપ તરફથી આપવામાં આવેલ ફતવાના જવાબોની સંખ્યા તો મારા અનુમાન મુજબ સારી એવી હોવી જોઈએ, પરંતુ જેટલી સંખ્યામાં પણ એ મળી આવ્યા, તેને ફિકહી તરતીબ મુજબ ગોઠવી પ્રગટ કરાવવાનું બીડું

મુહિબ્બે મુકર્રમ હઝ. મવલાના મુફતી અહમદ દેવલ્વી સાહેબે (ઝિ.મ.) ઝડપ્યું અને એમની સૂચના અનુસાર તરતીબનું કામ અઝીઝે મુકર્રમ મવ. મુફતી ઈસ્માઈલ મુસા અદા સારોદી સાહિબે ઘણાં જ ખંતથી, સુંદર રીતે પાર પાડયું.

અલ્લાહ તઆલા બન્નેવને પોતાની શાન મુજબ બેહતરીન બદલો દુનિયા અને આખિરતમાં આપે અને આવી સેવાઓ તેઓ બજાવતા રહે, તેની અલ્લાહ તઆલા તેઓને તવફીક આપે.

આપણે આશા રાખીએ કે હઝ. મવ. મુફતી અબ્દુલ ગની સાહેબ (રહ.)ના તે ફતવાઓ જેનો સમાવેશ આ પુસ્તકમાં થઈ નથી શકયો, ભવિષ્યમાં જયારે આની બીજી આવૃતિ પ્રગટ કરવાનો સમય આવે, ત્યારે તે પણ આપણી સમક્ષ આવ જાય, એ માટે લાગતી વળગતી વ્યકિતઓ, ખાસ કરી દારૂલ ઉલૂમ અશરફિય્યહના હાલના મુહતમિમ હઝ. મવ. યાકૂબ અશરફ સાહિબ (ઝી.મ.)નો સહકાર પણ મળી રહેશે. ઈન્શાઅલ્લાહ

અલ્લાહ તઆલા ફતાવાના આ સંગ્રહને કબૂલ ફરમાવી ઉમ્મતે મુસ્લિમહને એનાથી ખૂબ ફાયદો પહોંચાડે અને જે ભાઈઓએ એને પ્રગટ કરવા માટે વિવિધ રૂપી સાથ–સહકાર આપ્યો તે સૌને તેમની આ કોશિશોનો અજ અને સવાબ પોતાની શાન મુજબ ખૂબ–ખૂબ આપે. *(આમીન. યા રબ્બલ આલમીન)*

*અમલાહુ : અહમદ ખાનપૂરી*
*તા: ૨૦, સફર ૧૪૨૪ હિજરી*
*મુતાબિક: ૨૩, એપ્રિલ ૨૦૦૩ ઈસ્વી.*

# પ્રસ્તાવના

*હઝરત મવ.મુફતી અહમદ દેવલ્વી સાહબ. (દા.બ.)*

**મોહતમિમ જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર**

અલ્લાહ તઆલાએ આ સુષ્ટિનું સર્જન કરી એમાં, માનવીને સર્વોત્તમ હોવાની પ્રતિષ્ઠા અર્પણ કરી, માનવીને આપવામાં આવેલ આ પ્રતિષ્ઠા તેના શારિરીક અસ્તિત્વના કારણે નથી, બલકે એક અન્ય બાબત અર્થાત ઈમાન અને ઈસ્લામની ને'મતના કારણે અર્પવામાં આવી છે. એ જ બાબતે તે સર્વસૃષ્ટિમાં શ્રેષ્ઠ લેખાયો. અને ઈસ્લામી પરીભાષામાં તેને '**અશરફુલ મખ્લૂકાત**' તરીકે ઈસ્લામ અને ઈમાનના કારણે સંબોધવામાં આવ્યો.

વખતો વખત અલ્લાહ તઆલાએ નબીઓને આ દુનિયામાં મોકલ્યા જેઓએ સઘળા માનવીઓને પોતાના યુગમાં ઈમાન અને ઈસ્લામની વાસ્તવિકતાની સમજ અર્પણ ફરમાવી. નબીઓ સત્યમાર્ગનું માનવીઓને માર્ગદર્શન આપતા રહયા. હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસસ્સલમ)નું આગમન, દુનિયાવાસી માનવીઓ માટે અંતિમ સત્ય માર્ગદર્શક તરીકે થયું, જેથી તેઓના માર્ગદર્શન વિરૂધ્ધ કોઈ પણ અન્ય માર્ગનું અનુકરણ સમગ્ર માનવીઓ માટે સત્યાનુંકરણ અશકય છે, તેઓ ઉપર આકાશ પરથી ઉતારવામાં આવેલ કિતાબ અર્થાત કુર્આનશરીફ અને આપની મધુરવાણીથી માનવીઓના સત્ય માર્ગદર્શન માટે નીકળેલા પવિત્ર શબ્દો અર્થાત હદીષ શરીફ એ બે વસ્તુઓ જ આપણા માનવીઓ માટે સત્ય માર્ગદર્શક છે અને એ બન્નેવનું અનુકરણ કરવું જ આપણાં માટે સત્યનું અનુકરણ છે.

હદીષ શરીફમાં સ્પષ્ટતા સાથે વર્ણન કરવામાં આવેલ છેઃ હઝરત અબૂ હૂરૈરહ (રદિ.) રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સ.અ.વ.) એ ફરમાવ્યુ ''હું તમારા માટે બે બાબતો છોડી જાઉ છું (એ બન્નેવનું અનુકરણ કરતા રહેશો તો) તમે કદાપી સત્ય માર્ગથી (આડા–અવળા) ભટકશો નહિ, અલ્લાહની કિતાબ અને મારી હદીષો.

અન્ય શબ્દોમાં એમ વર્ણન કરી શકાય કે મહાન કુપાળુ હઝરત

મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસસ્સલમ)એ સત્યમાર્ગના ચાહકોને રહમત–કૃપા સભર જે સંદેશ આપ્યા તે **સિરાતે મુસ્તકીમ** સત્ય માર્ગ છેઃ તે એ જ સત્યમાર્ગ છે જેને સૃષ્ટિના સર્જનહારે صراط الّذين انعمت عليهم ફરમાવ્યું. અર્થાત સત્યમાર્ગ તેઓનો જેમના ઉપર કૃપા કરવામાં આવી, નેઅમતોની વર્ષા વરસાવવામાં આવી;

સારાંશ કે કિતાબ–કુર્આન શરીફનું સાચું સ્પષ્ટિકરણ અને સુન્નત–હદીષ નું ખરૂ વિવરણ જ સિરાતે મુસ્તકીમ સત્યમાર્ગ તરફ લઈ જનાર છે જેને એવા લોકોએ બયાન કર્યું, જેઓ પર અલ્લાહતઆલાએ ઈન્આમોની વર્ષા વરસાવી અર્થાત સહાબા (રદિ.) અને તાબેઈન તથા તબ્એ તાબેઈન અને સલફે સાલિહીન–નેક પૂર્વજો અને કુર્આન, હદીષ તથા ઈજમાએ ઉમ્મતની રોશની–પ્રકાશમાં મસાઈલ વ્યકત કરનારા ઈમામોએ જે કુર્આનનું સત્ય સ્પષ્ટિકરણ કર્યુ અને હદીષોનું સત્ય વિવરણ બયાન કર્યુ, તે જ સિરાતે મુસ્તકીમ અને સત્યમાર્ગ છે અને તેનું જ નામ ફિકહ છે.

ફિકહનો વિષય, શાબ્દિક અર્થ અને પારિભાષિક અર્થ બુઝુર્ગાને દીને આપેલી વ્યાખ્યા તથા એને લગતી જરૂરી બાબતો અને ઈલ્મે ફિકહ વિષે ગુર્જર મુસ્લિમ સમાજના લાભાર્થે, (આપના હાથમાં આવેલ અણમોલ કિતાબ ''**ફતાવા અ.ગની (રહ.)**'' વિષે લખતા પહેલાં) ઈલ્મસભર, હિકમતયુકત બાબતો રજુ કરવા ઈચ્છું છું, મારી જાણ મુજબ ગુજરાતી ઈસ્લામી સાહિત્યમાં આ પ્રમાણેની કોઈ પુસ્તિકા કે પત્રિકા જોવા ન મળતાં ઈલ્મસભર આ પ્રસ્તાવના દ્વારા આપની સેવામાં આ વિષની અન્ય અરબી, ઉર્દુ પૂસ્તિકાઓ નઝર સમક્ષ રાખી તેનો સાર સંક્ષિપ્ત રીતે રજૂ કરીશ. વિદ્વાનો માટે આવશ્યક કિતાબોના હવાલા લખી આપીશ જેઓ વધુ તહકીક અર્થે જે તે અરબી, ઉર્દૂ પુસ્તિકામાં નીહાળી શકે.

**ફિકહનો શાબ્દિક અર્થ :**

શબ્દકોષમાં ફિકહનો શબ્દ; સમજ, સમજણ તથા ઈસ્લામી વ્યવહાર શાસ્ત્રના અને હોશિયારીના અર્થમાં વપરાય છે જયારે મજકૂર ફિકહ ધરાવનાર વ્યકિત ફકીહ (ઈસ્લામી ધર્મશાસ્ત્રી) તરીકે ઓળખાય છે.

**ફિકહનો પરિભાષિક અર્થ :**

હુઝૂર (સ.અ.વ.) અને સહાબા તથા તાબેઈનના યુગ સુધીની પરિભાષામાં ફિકહનો અર્થ ''સંપુર્ણ દીનની ઉંડાણપૂર્વક સમજ''નો લેવામાં આવતો હતો, અર્થાત દીનની સર્વ તા'લીમ ભલેને દીનના કોઈપણ વિભાગ સાથે તેનો સંબંધ હોય, તેના સંપૂર્ણ જ્ઞાનને ફિકહ કહેવામાં આવતું હતું. અને સંપુર્ણ દીનની સંપૂર્ણ સમજ ધરાવતી અને પોતાના જીવનમાં સંપુર્ણપણે દીનનું અમલીકરણ કરનાર વ્યકિતને ''**ફકીહ**''કહેવામાં આવતા હતા.

**દીની અહકામના પ્રકાર :**

કુર્આન અને હદીષમાં ઉમ્મતને જે અહકામ આપવામાં આવ્યા હતા તેના ત્રણ પ્રકાર છેઃ

(૧) તે અહકામ જેનો સંબંધ અકાઈદ–માન્યતાઓ સાથે છે, જેમકે અલ્લાહતઆલાની જાત અને સિફતો અને તૌહીદ (અલ્લાહના એક હોવા) ઉપર ઈમાન લાવવું, અલ્લાહના ફરિશ્તાઓ, તેની કિતાબો અને તેના સઘળા રસૂલો ઉપર ઈમાન લાવવું, કયામતના દિવસ અને સારી–નરસી તકદીર ઉપર ઈમાન લાવવું, અને દરેક પ્રકારના કુફ્ર તથા શિર્કથી બચવું.

(૨) તે અહકામ જેનો સંબંધ અલ્લાહના બંદાના તે કાર્યો સાથે છે જેને શરીરના અવયવો–હિસ્સાઓ (જેમકે હાથ, પગ,કાન, નાક, ગળુ, જીભ વિગેરે..)વડે અદા કરવામાં આવે છે; જેમકે નમાઝ, ઝકાત, રોઝા, હજજ, જિહાદ, નિકાહ, તલાક, કસમ, કફફારો અને જેમકે જીવન વ્યવહાર, વેપાર, રાજકારણ, રાજપાટ વારસા વહેંચણી અને વસિય્યત, દા'વો કરવો, ફેસ્લો કરવો, ગવાહી આપવી, અને ગુનાહિત કાર્યો તથા તેની સઝાઓ; અને જેમકે સલામ કરવી, વાતચીત કરવી, ખાવું–પીવું, સુવુ, ઉઠવુ–બેસવું, મેહમાની અને મેજબાની વિગેરે;

(૩) તે અહકામ જેનો સંબંધ અંતર–ભિતરના અખ્લાક–સંસ્કાર અને આદતો સાથે હોય છે અર્થાત તે અહકામનો સંબંધ બંદાના તે અમલો સાથે હોય છે જેને તે પોતાના દિલ વડે પુરા કરે છે જેમકે અલ્લાહતઆલા અને તેના રસૂલ (સ.અ.વ.) સાથે મોહબ્બત રાખવી; અલ્લાહતઆલાથી ડરવું અને તેની યાદ દિલમાં રાખવી, દુનિયા સાથે મહોબ્બત ઓછી રાખવી, અલ્લાહતઆલાની ખુશીમાં રાજી રહેવું, દરેક હાલતમાં અલ્લાહ ઉપર

ભરોષો કરવો, ઈબાદતમાં દિલ લગાડવું, દીનના દરેક કામ કરવામાં અલ્લાહ માટે ઈખ્લાસયુકત નિય્યત રાખવી, કોઈને તુચ્છ ન સમજવો, અહંકારથી વેગળા રહેવું, સબર કરવો, ક્રોધ અને ગુસ્સાની હાલતમાં પોતાના ગુસ્સાને કાબૂમાં રાખવો.

**કુર્આન અને હદીષમાં ઉપરોક્ત પ્રકારોનું વર્ણન:**

દીનના ઉપરોકત ત્રણેવ પ્રકારના અહકામો એક બીજા સાથે સંકળાયેલા હોવાના કારણે કુર્આન શરીફમાં તે અહકમોને અલગ અલગ પ્રકારોમાં વર્ણન કરવાના બદલે એકી સાથે મેળવી–જોડીને પૂરા કુર્આન શરીફમાં બયાન કરવામાં આવ્યા, ત્રણેવ પ્રકારના અહકામોના વર્ણન અર્થે કુર્આન શરીફના ત્રણ ભાગ પાડવામાં આવ્યા નહિં; એથી વધીને કહીએ તો કુર્આનમાં ત્રણેવ પ્રકારના અહકામો કયારેક મોકા અનૂસાર એક જ આયતમાં વર્ણન કરી દેવામાં આવ્યા, જેમકે અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે:

والعصر إن الإنسان لفی خسر الا الذین اٰمنوا وعملوا الصالحات وتواصوا بالحق وتواصوا بالصبر۔

**અર્થાત:**

ઝમાનાના સોગંદ છે. બેશક, માણસ (વખતને) વ્યર્થ ગાળવાના કારણે ઘણા નુકસાનમાં છે પરંતુ જે લોકો ઈમાન લાવ્યા અને સારા કાર્યો કર્યા, તેમજ એક બીજાને સત્ય (એટલે દીનની વાતો પર કાયમ રહેવા)ની તાકીદ કરતા રહ્યા તેમજ માંહોમાંહે ધીરજની તાકીદ કરતા રહયા,(તેઓ નૂકસાનમાં નથી.)

ઉકત આયતમાં ''**ઈમાન**''નો સંબંધ પહેલા પ્રકારના અહકામ સાથે, ''**સદકાર્યો**''નો બીજા પ્રકારના અહકામ સાથે, ''**હકક ઉપર અડગ રહેવા**''નો સંબંધ ત્રણેવ પ્રકારના અહકામો સાથે અને ''**સબર**''નો સંબંધ ત્રીજા પ્રકારના અહકામો સાથે છે.

એવી જ રીતે અલ્લાહના રસૂલ (સ.અ.વ.)ની હદીષોમાં ત્રણેવ પ્રકારના અહકામો સંકળાયેલા હતા., આપ (સ.અ.વ.) એ સહાબા (રદિ.)ને જરૂરત મુજબ આદેશો આપ્યા હતા, ઘણી વખતે એક હદીષમાં અમુક અહકામનો સંબંધ અકાઈદ સાથે હોય છે, અમુક અહકામનો સંબંધ જાહેરી

આ'માલ સાથે અને અમુક અહકામનો સંબંધ અખ્લાક અને સંસ્કાર સાથે હોય છે.

ઉપરોકત ત્રણેવ પ્રકારના અહકામોની બજામણીનું નામ દીન છે; એથી જ મુસ્લિમ શરીફની પ્રથમ હદીષ જે **"હદીષે જીબ્રઈલ"**ના નામથી મશ્હૂર છે તેમાં આપ (સ.અ.વ.)એ ત્રણેવ પ્રકારના અહકામોના અમલીકરણનું નામ **'દીન'** ઠેરવેલ છે; સારાંશ કે મજકૂર ત્રણેવ પ્રકારના અહકામોમાંથી કોઈ એક પ્રકારને ત્યજી દેવાથી દીન સંપુર્ણ થતો નથી અને એજ ત્રણેવ પ્રકારના અહકામોમાં મહારત, કાબિલિય્યત પરિપૂર્ણતા પ્રાપ્ત કરવાને હુઝૂર (સ.અ.વ.) તથા સહાબા (રદિ.) અને તાબેઈનના યુગમાં ફિકહ કહેવામાં આવતું હતું.

**ફિકહની વ્યાખ્યા, ઈમામ અબૂહનીફા (રહ.)નું મંતવ્યઃ**

એટલા જ માટે ઈમામ અબૂહનીફા (રહ.) એ (જેઓ તાબેઈનમાંથી હતા) ફિકહની વ્યાખ્યા આ પ્રમાણે કરેલ છે.

هو معرفة النفس مالها وما عليها

ફિકહ તે બાબતોમાં પરિપૂર્ણતા પ્રાપ્ત કરવાનું નામ છે જે બંદા માટે જાઈઝ અને ના જાઈઝ છે.

ઉપરોકત ફિકહની વ્યાખ્યામાં દીનના ત્રણેવ પ્રકારના અહકામોનો સમાવેશ થઈ જાય છે. એટલે જ ઈમામ અબૂહનીફા (રહ.)એ અકાઈદ–માન્યતા વિષે જે કિતાબ લખી હતી તેનું નામ 'અલ ફિકહુલ અકબર' (મહાન ફિકહ) રાખ્યું હતું, એનાથી એ પુરવાર થયું કે ઈમામ અબૂહનીફા (રહ.) અકાઈદ–માન્યતા બાબતના ઈલ્મને ફિકહનો એક મહત્તમ ભાગ ગણતા હતા.

ખુલાસો એ કે પુર્વજ આલિમોની પરિભાષામાં દીન વિષ પરિપૂર્ણતા સહિત વિદ્વાન બનવાનું નામ ફિકહ હતું, અને ફકીહ એવા માણસને કહેવામાં આવતા હતા જે સંપુર્ણ દીનમાં પરિપૂર્ણતા ધરાવતો હોય અને પોતાના જીવનમાં તેનું અમલીકરણ કરતો હોય.

**ફિકહની વ્યાખ્યા, ફકીહ હસન બસરી (રહ.)નું મંતવ્યઃ**

પ્રખ્યાત તાબેઈ અને ફકીહ હઝરત હસન બસરી (રહ.)ને કોઈ

ભાઈએ જાણ કરી કે ફલાણા મસ્અલા વિષે ફકીહ લોકો આપના બતાવેલ હુકમના વિરૂધ્ધ બયાન કરે છે, ત્યારે હઝરત બસરી (રહ.)એ ફરમાવ્યુ:

"શું કદી તમે ફકીહને તમારી દ્રષ્ટિથી નિહાળયો છે? ફકીહ તો તેને કહેવાય જેને દુનિયાની કાંઈ પડેલી ના હોય, આખિરતનો તલબગાર હોય, પોતાના દીનનું ઉંડાણ પૂર્વક જ્ઞાન ધરાવતો હોય, પોતાના પરવરદિગારની ઈબાદતમાં મગ્ન હોય, મુસલમાનોની ઈઝઝત–પ્રતિષ્ઠા અને આબરૂને નુકશાન પહોંચાડવાથી બચતો હોય, લોકોના માલ અને દૌલત સાથે તેને કોઈ સંબંધ ના હોય, અને તે મુસલમાનોનો હિતેચ્છુ હોય."

ફકીહની ઉપરોકત વ્યાખ્યાથી પુરવાર થયું કે માત્ર દીનના અહકામને જાણી લેનારનું નામ ફકીહ નથી, બલ્કે ફિકહના જ્ઞાન સાથે સંપુર્ણ દીનનું પોતાના જીવનમાં અમલીકરણ પણ કરી ચુકયો હોય તેવાને જ પુર્વજોની પરિભાષામાં ફકીહ કહેવાતું હતું અને તેવા સિવાયને ભલે તે દીનનું મહાન ઈલ્મ ધરાવતો હોય ફકીહ કહેવામાં આવતો ન હતો.

હદીષોમાં જે ફઝીલતો ફિકહ અને ફકીહ વિષે વર્ણન થયેલ છે તે આ જ પુર્વજોની પરિભાષાની વ્યાખ્યા મુજબના ફિકહ અને ફિકહ ધરાવનાર વ્યકિતઓ માટે વર્ણન કરાયેલ  છે. જેમકે અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ઈર્શાદ ફરમાવે છે

من يرد اللهُ به خَيُراً يُفَقِّهُهُ فِي الدين

અર્થાત જે માણસ સાથે અલ્લાહ તઆલા ભલાઈ કરવાનો ઈરાદો કરે છે તેને દીનની ફિકહ અર્પણ કરે છે.

મજકૂર હદીષની ફઝીલતમાં દીનના કોઈ ભાગના ઈલ્મ અને જ્ઞાનની વિશેષતા વર્ણન કરવામાં આવેલ નથી, બલકે દીનના ત્રણેવ પ્રકારના ઈલ્મની ફઝીલત વર્ણન કરવામાં આવી છે. અત્યારે ફિકહ અને ફકીહની જે પરિભાષા પચલિત છે માત્ર તેના જ માટે હદીષોમાં ફઝીલતો વર્ણન કરવામાં આવેલ છે એમ સમજવું યોગ્ય નથી, ફિકહ અને ફકીહની  પાછળથી પ્રચલિત થયેલ પારિભાષિક વ્યાખ્યા આગળ વર્ણન થશે.

**મસાઈલનો  વધારોઃ**

કુર્આન અને હદીષમાં દરેક યુગમાં અને દરેક જગ્યાએ ઉત્પન્ન થનાર

સઘળા મસાઈલનું વર્ણન સ્પષ્ટતા સાથે કરવામાં આવ્યુ નથી, બલકે એટલા જ મસાઈલનું વર્ણન સ્પષ્ટતા સાથે હદીષોમાં કરવામાં આવેલ છે જેની જરૂરત નબવી યુગમાં હતી, અલબત્તએવા ઉસૂલો અને બુનિયાદી કાયદાઓ અને અહકામો બયાન કરી દેવામાં આવ્યા છે કયામત સુધી જેટલી જરૂરતો ઉભી થશે તેના માટે માર્ગદર્શક બની રહેશે અને એજ ઉસૂલોને નઝર સમક્ષ રાખી દરેક યુગના દરેક પ્રકારના મસાઈલો સાબિત કરી શકાશે.

નબવી યુગ પછી જયારે ઈસ્લામનો વિજય દુનિયામાં ફેલાતો ગયો. મોટા મોટા પ્રગતિશીલ દેશો ઈસ્લામી શાસનના તાબેદાર બની ગયા, બિન મુસ્લિમોની એક મોટી સંખ્યાએ ઈસ્લામ સ્વીકારી લીધો. મુસ્લિમોના સામે અનેક સંસ્કૃતિઓ આવી, નવી નવી વસ્તુઓનું સંશોધન થવા લાગ્યું, અને નવા નવા પરિબળો અને વિચારસરણીઓ નઝર સમક્ષ આવી ત્યારે કુર્આન તથા હદીષના વિદ્વાનોએ કુર્આન અને હદીષમાં વર્ણન થયેલ ઉસૂલોની રોશની અને પ્રકાશમાં મસાઈલો અને અહકામ  બયાન કર્યા, અને ઉમ્મતને કુર્આન તથા હદીષની રોશનીમાં માર્ગદર્શન આપ્યું ; એવી જ રીતે દરેક યુગમાં નવી નવી બાબતો વજૂદમાં આવતી ગઈ અને જે તે યુગના કુર્આન–હદીષના મહાન જાણકાર એવા આલિમોએ કુર્આન–હદીષમાં વર્ણન થયેલ ઉસૂલોના આધારે અહકામ બતાવ્યા અને જેમ જેમ વખત પસાર થતો ગયો તેમ તેમ મસાઈલમાં વધારો થયો ગયો.

કુર્આન અને હદીષમાં સ્પષ્ટતા સાથે વર્ણન ન થયેલ એવા આધુનિક મસાઈલનો હુકમ જાણવામાં અને મસાઈલનો હુકમ સાબિત કરવાની પધ્ધતિમાં ઘણી જગ્યાઓએ ફકીહ કક્ષાના આલિમોમાં મતભેદ પણ થયો આ મતભેદનો આધાર પણ શરીઅતે બતાવેલ દલીલોના કારણે જ હતો અને ઈમાનદારી તથા દયાનતદારીની રૂએ પણ મતભેદ થવો જ જોઈતો હતો એટલે દરેક ફકીહના માટે જરૂરી થઈ ગયું હતું કે તેઓ દરેક હુકમની શરીઅતની રૂએ મળતી દલીલોને સ્પષ્ટપણે જાહેર કરે, એટલે જ દીનના ત્રણેવ પ્રકારના અહકામની અને મસાઈલની દલીલો અને તેની લાગતી ચર્ચાનો વધારો પણ, કુર્આન અને હદીષે બતાવેલ મુળભૂત કાયદાઓ અને ઉસૂલોને આધાર બનાવી થતો રહયો અને ઈલ્મે દીનનો અણમોલ ભંડોર

એકત્રિત થતો રહયો જેને એકત્રિત કરવું પાછળ આવનાર લોકો માટે સરળ ન હતું.

**દીની અહકામની દલીલોનું સંપાદન :**

એટલે જરૂરત ઉત્પન્ન થઈ કે દીનના અહકામની સર્વે દલીલો અને તેને સંબંધિત ચર્ચાઓનું સંપાદન–સંકલન કરી દેવામાં આવે, જેથી પાછળની આવનાર પેઢીઓ માટે તેનું શીખવું–શીખવાડવું આસાન અને સરળ બની જાય, આવું મહાન કાર્ય તાબેઈન પછી આવનાર ફકીહ કક્ષાના આલિમોએ પુર્ણ કર્યુ.

**ત્રણેવ પ્રકારના અહકામો અલગ અલગ વિષય તરીકેઃ**

ઉકત આલિમોએ સહૂલતના ખાતર દીની અહકામોના ત્રણેવ પ્રકારોને એક બીજાથી અલગ કરીને સંપાદન કર્યુ; અમુક આલિમોએ અકાઈદ અને તેને લગતી ચર્ચાઓના વિષયની કિતાબોનું સંપાદન કર્યુ; અમુક આલિમોએ જાહેરી આ'માલ અને તેને લગતી બાબતોને પોતાની એકત્રિત કરી, જયારે અમુક આલિમોએ બાતિની આ'માલ વિષે ચર્ચા અને સંપાદનકાર્ય કરવાને પોતાનો વિષય બનાવ્યો અને તેનાથી સંબંધિત અહકામોને પોતાની કિતાબોમાં એકત્રિત કર્યા; એ રીતે ધીમે ધીમે સમય પસાર થતા દીની અહકામના ત્રણેવ પ્રકારોએ અલગ અલગ વિષયનું રૂપ ધારણ કરી લીધું, અર્થાત ઈલ્મે ફિકહ ત્રણ પ્રકારના ઈલ્મમાં વહેંચાય ગયું અને દરેક ઈલ્મનું નામ પણ અલગ અલગ રાખવામાં આવ્યું.

**ઈલ્મે કલામ, ઈલ્મે ફિકહ અને ઈલ્મે તસવ્વુફ :**

દીની અહકામ જેનો સંબંધ અકાઈદ–માન્યતા અને તેને લાગતી ચર્ચાના સાથે હતો તે ઈલ્મને **'ઈલ્મે કલામ'** કહેવામાં આવ્યું. જાહેરી આ'માલ : જેમકે નમાઝ, રોઝા,નિકાહ, તલાક,વેપાર,રાજકારણ અને સામાજિક બાબતોના અહકામ અને દલીલોનું નામ**'ઈલ્મે ફિકહ'** રાખવામાં આવ્યું,અને બાતિની આ'માલ જેમકે તકવા–પરહેઝગારી, તવકકુલ(અલ્લાહ પર ભરોસો)ઈખ્લાસ,સબ્ર,શુક્ર અને કનાઅત વિગેરે સાથે સંબંધ ધરાવતા ઈલ્મનું નામ **'ઈલ્મે તસવ્વુફ અને સુલૂક'** રાખવામાં આવ્યું.

**ફિકહની નવી પરિભાષિક વ્યાખ્યાઃ**

દીની અહકામની ઉપરોકત વહેંચણી કરવામાં ઈલ્મે ફિકહના બે પ્રકારો(ઈલ્મે કલામ અને ઈલ્મે તસવ્વુફ સાથે) અલગ કરી દેવામાં આવ્યા. જેથી અગાઉ વર્ણન કરેલ પારિભાષિક ઈલમે ફિકહ કરતાં કંઈક સિમિત અને એનું જ એક પ્રકરણ ગણી શકાય એવી બાબતોને નવી પરિભાષા પ્રમાણે ઈલ્મે ફિકહ કહેવામાં આવ્યું. તાબેઈન પછીના યુગના આલિમોને હવે ઈલ્મે ફિકહની પરિભાષિક વ્યાખ્યા આ પ્રમાણે કરવામાં આવી.

‘‘ફિકહ, જાહેરી આ'માલના સંબંધિત શરીઅતના સઘળા અહકામોના જાણવાનું નામ છે. જે શરીઅતના અહકામની વિસ્તારપુર્વક દલીલો વડે પ્રાપ્ત કરવામાં આવે.’’

નવી પરિભાષાની રૂએ ફિકહની વ્યાખ્યા ઘણી જ સંપુર્ણ છે, અને હવે ફિકહનો શબ્દ એ જ પરિભાષામાં વપરાય છે, ફિકહની નવી પરિભાષિક વ્યાખ્યાને સમજવા અને સમજાવવા માટે ઉલમાએ કિરામ પોતાની આદત મુજબ ઘણી જ બારીકાઈ અને છણાવટ સાથે વિસ્તારપુર્વક વિગત બયાન કરી છે, અનેક પેજોમાં વ્યાખ્યામાં વપરાયેલ શબ્દોમાંથી એક એક શબ્દનું સ્પષ્ટીકરણ કરેલ છે. જેની વધુ માહિતી અરબી, ઉર્દુ પુસ્તકો વડે જાણી શકાય છે. અત્રે  પ્રસ્તાવનામાં આવરી શકાય એમ નથી. જેથી માત્ર ઈલ્મે ફિકહની નવી પરિભાષિક વ્યાખ્યા અને સ્પષ્ટિકરણનો ભાવાર્થ એ છે કેઃ બંદાના શરીરના બાહય અવયવો વડે અદા કરવામાં આવતા દરેક અમલો વિષે કુર્આન,હદીષ,ઈજ્માઅ અથવા શરઈ કિયાસની વિસ્તારપૂર્વક દલીલો મારફતે જાણવાનું નામ ઈલ્મે ફિકહ છે કે કયો અમલ ફર્ઝ છે, વાજિબ છે અથવા મુસ્તહબ છે કે હરામ અથવા મકરૂહે તન્ઝિહી છે કે મકરૂહે તહરીમી.

**ઈલ્મે ફિકહનો વિષયઃ**

ઈલ્મે ફિકહનો વિષય ઈન્સાનના જાહેરી–બાહય અમલો છે. ઈન્સાનના જાહેરી અમલો વિષે બતાવવામાં આવે છે કે એ અમલોના શરીઅતની રૂએ શું હુકમ છે? ફિકહની નવી પરિભાષાની રૂએ ઈલ્મે ફિકહનો વિષય અકાઈદ અને અખ્લાક બાબતે ચર્ચા કરવાનો નથી, અકાઈદ ઈલ્મે કલામનો અને અખ્લાક તસવ્વુફનો વિષય છે. (બહર ભાગઃ ૧/૭)

**ફિકહનો વિષય :**

ઈન્સાનનો જાહેરી અમલો અને અકાઈદ તથા અખ્લાક અર્થાત સંપુર્ણ દીન વિષે ચર્ચા કરવાનું નામ ઈલ્મે ફિકહ છે. પ્રાચિન યુગમાં અખ્લાક અને અકાઈદને ઈલ્મે ફિકહથી અલગ કરવામાં આવ્યા ન હતા. સંપુર્ણ શરીઅતના અહકામોની બજામણીનું નામ દીન છે અને શરીઅતના હુકમોને દલીલ મારફતે જાણવાનું નામ ઈલ્મે દીન છે, એ જ ઈલ્મે દીનને કુર્આન અને હદીષની રોશનીમાં "**ફિકહ**"અને "**તફક્કુહ ફિદીન**" સંપુર્ણ દીનની સમજ કહેવામાં આવે છે.

ફિકહની બન્ને પરિભાષાનો ખુલાસો એ છે કે ફિકહની નવી પરિભાષાની રૂએ ફિકહ સંપુર્ણ દીનના ઈલ્મનું નામ નથી બલ્કે ઈલ્મે દીનના ૧/૩ ભાગનું નામ છે અને એ ૧/૩ ભાગ પણ અકાઈદ અને તસવ્વુફના ઈલ્મની સહાયથી જ ગ્રહણ થાય છે.

**તફક્કુહ ફિદીન– સંપુર્ણ દીનને સમજવું ફર્ઝે કિફાયા છે.**

પ્રાચિન પરિભાષામાં સંપુર્ણ ઈલ્મે દીનનું નામ ફિકહ છે જેને કુર્આની ભાષામાં તફક્કુહ ફિદીન (સંપુર્ણ દીનની સમજણ) ના નામે ઓળખવામાં આવે છે અને તેને ફર્ઝે કિફાયા ઠેરવવામાં આવેલ છે. (મઆરિફુલ કુર્આનઃ ૪/૪૮૯)

અલ્લાહપાકે કુર્આનપાકમાં ફરમાવ્યું છે.

وما كان المؤمنون لينفروا كافة فلولا نفر من كل فرقة منهم طائفة ليتفقهون فى الدين

અર્થાત : અને (સદા માટે) મુસલમાનોને એ પણ યોગ્ય નથી કે (જિહાદ માટે) સઘળા જ નીકળી પડે; માટે એવું શા માટે ન કરવામાં આવે કે તેમના દરેક મહાન જૂથોમાંથી એક નાનું જુથ (જિહાદમાં) જાય કે જેથી (બાકીના લોકો) દીનનું જ્ઞાન મેળવતા રહે.(સૂરએ તૌબહ:૧૨૨)

અલ્લાહના રસૂલ (સ.અ.વ.)એ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ને જે દુઆ ( اللهم فقهه فى الدين) એ અલ્લાહ! એને દીનની સમજણ અતા ફરમાવો.) આપી હતી. તે પણ તફક્કુહ ફિદીન (સંપુર્ણ દીન સમજણ) માટેની જ દુઆ આપી હતી.

"**તફક્કુહ ફિદીન**"શબ્દમાં એટલી બધી વિશાળતા છે કે દીનના

ત્રણેવ ભાગોઃ અકાઈદ, અખ્લાક અને નવી પરિભાષા મુજબ ઈલ્મે ફિકહનો સમાવેશ થઈ જાય છે, તાબેઈનના યુગ સુધી ફિકહનો શબ્દ મજકૂર વિશાળતાવાળા અર્થમાં જ વાપરવામાં આવતો હતો, પાછળના યુગમાં માત્ર પઢવા–પઢાવવાની સહૂલત ખાતર દીનના આ ત્રણેવ ભાગોનું અલગ–અલગ સંપાદન અને સંકલન કરવામાં આવ્યું અને દરેક ભાગનું નામ અલગ–અલગ રાખવામાં આવ્યુ જેના કારણે દરેક ભાગની અલગ અલગ વ્યાખ્યા પણ નક્કી કરવામાં આવી અને ફિકહની વ્યાખ્યા પણ નવી પરિભાષા મુજબ કરવામાં આવી અને દીનના ૧/૩ ભાગ એટલે માત્ર જાહેરી અમલોને ફિકહના નામથી સંબોધવામાં આવ્યા જે વર્તમાન યુગમાં પણ પ્રચલિત છે.

**શરીઅતના અહકામની દલીલોઃ–**

શરીઅતના અહકમો માત્ર ચાર દલીલો વડે સાબિત કરવામાં આવે છે. (૧)કુર્આન શરીફ. (૨)હદીષ શરીફ (૩)ઈજમાઅ્ (૪)શરીઅતમાં નિર્ધારિત કિયાસ; શરીઅતના સર્વે અહકામો આ ચાર દલીલોમાંથી કોઈ એક વડે પુરવાર કરવામાં આવે છે.

**(૧)કુર્આનશરીફ–પહેલી દલીલઃ**

કુર્આનશરીફ એક વિશ્વ વિખ્યાત હોવાના કારણે તેની વ્યાખ્યા બયાન કરવાની જરૂરત ન હતી છતાં ઉલમાએ કિરામે કુર્આન જેવી સ્પષ્ટ કિતાબની પણ વ્યાખ્યા બયાન ફરમાવી છે, કુર્આન શરીફની પરિભાષિક વ્યાખ્યા આ પ્રમાણે છેઃ

કુર્આન અલ્લાહપાકનું તે કલામ–વાણી છે જેને હઝરત મુહંમદ (સ.અ.વ.) ઉપર અક્ષરસ ઉતારવામાં આવ્યું, પોથીઓમાં લખવામાં આવ્યુ, અને આપ (સ.અ.વ.) પાસેથી કોઈ પણ શંકાના સ્થાન વગર "**તવાતુર**"ના સાથે નકલ કરવામાં આવ્યુ.

**વહીના બે પ્રકારઃ**

આપ (સ.અ.વ.) ઉપર જે વહી ઉતારવામાં આવી તેના બે પ્રકાર હતા, એક તો કુર્આનશરીફ, જેના શબ્દો અને અર્થો બન્ને અલ્લાહપાક તરફથી ઉતારવામાં આવ્યા, જેન **વહીયે મત્લુ** (તિલાવત કરવામાં આવનાર વહી) કહેવામાં આવે છે. વહીના આ પ્રકારને અલ્લાહ પાકે અત્યાર સુધી એ

રીતે સુરક્ષિત રાખેલ છે કે એક શબ્દ કે નુકતો બદલી શકાયો નથી અને બદલી પણ શકાય નહિ,

વહીનો બીજો પ્રકાર તે છે જેને કુર્આન શરીફના ભાગ તરીકે ઉતારવામાં નથી આવ્યો, તે મારફત આપ (સ.અ.વ.)ને શરીઅતના હુકમો અને તા'લીમ એ રીતે બતાવવામાં આવી કે આપ(સ.અ.વ.)ના મુબારક દિલ ઉપર તેના અર્થો અને વિષયો ઉતારવામાં આવતા હતા અને તેના માટે શબ્દો ઉતારવામાં આવતા ન હતા તેવા અર્થો અને વિષયોને હુઝૂર (સ.અ.વ.)એ સહાબાએ કિરામ (રદિ.)ને કયારેક પોતાની વાણી મારફતે, કયારેક પોતાના અમલ વડે તો કયારેક બન્નેવ મારફતે બયાન ફરમાવ્યા, વહીના આ પ્રકારનું નામ '**વહીએ ગેરમત્લુ**' છે. એટલે એવી વહી કે જેની તિલાવત કરવામાં આવતી ન હોય, અને વહીના એ જ પ્રકારને '**હદીષ**' અને સુન્નત કહેવામાં આવે છે.

કુર્આન શરીફ તવાતુરના સાથે નકલ કરવામાં આવેલનો મતલબ : તવાતૂર કોઈ ખબરને લગાતાર એવી રીતે નકલ કરવાને કહેવામાં આવે છે કે જયારથી તે ખબર અસ્તિત્વમાં આવી ત્યારથી દરેક યુગમાં લોકોની મહાન સંખ્યાએ વિના કોઈ મતભેદે એવી રીતે નકલ કરેલ હોય કે સર્વે નકલ કરનારાઓનું જુઠ બોલવા પર સંમત થવાનું અશકય હોય. જે ખબર આ રીતે નકલ કરવામાં આવે એવી ખબરને મુતવાતિર કહેવામાં આવે છે, ખબરે મુતવાતિર વડે એવું જ યકીન પ્રાપ્ત થાય છે જેમકે પ્રત્યક્ષ પોતાની નઝરે જોવાના કારણે યકીન પ્રાપ્ત થાય છે, જેમકે ઘણા માણસોએ મક્કા શરીફ જોયું નથી પરંતુ મક્કા શરીફ એક શહેર હોવાની ખબર એટલા માણસોથી સાંભળી કે તે લોકોનું જુઠ ઉપર સંમત હોવાને અક્કલ માની ન શકે, એમ નહિ બની શકે કે મક્કા શહેરની ખબર આપનારા સર્વે લોકો જુઠા છે અને મકકા કોઈ શહેર નથી, તો લોકોની મકકા વિષેની ખબર આપવાથી તે માણસને મકકા શહેરનું ઈલ્મ એ રીતે પ્રાપ્ત થયુ જેમકે તેણે પોતે મકકા જાયું હોય. તવાતુર વડે સાબિત થનાર આ પ્રકારના ઈલ્મને યકીનના દરજજામાં સાબિત થવાને મઝહબે ઈસ્લામે માન્યતા અર્પેલ છે.

કુર્આન શરીફનો એક એક શબ્દ તવાતુર સાથે નકલ કરવામાં આવ્યો

છે.

**(૨) બીજી દલીલ–સુન્નત.**

સુન્નતનો શાબ્દિક અર્થ આદત અને રીત તથા ટેવનો થાય છે. અને ઈલ્મે ફિકહની પરિભાષામાં સુન્નતનો શબ્દ એવી ઈબાદત માટે વપરાય છે જે ઈબાદત, ફર્ઝ કે વાજિબ ન હોય, અને ઈલ્મે હદીષ અને ઉસૂલે ફિકહની પરિભાષામાં હઝરત મુહંમદ (સ.અ.વ.)ના કથનો અને કાર્યોને સુન્નત કહેવામાં આવે છે, સુન્નતનો એ જ ભાવાર્થ અહિયાં લેવામાં આવ્યો છે.

સુન્નત અને હદીષનો તફાવત એ છે કે અલ્લાહના રસૂલ (સ.અ.વ.)ના માત્ર કથનોનું નામ હદીષ છે, જયારે આપના કથનો અને કાર્યો બન્નેનું નામ સુન્નત છે. આપના કાર્યો પણ આપના કથનો જેમ દલીલ છે મતલબ કે શરીઅતના અહકામની દલીલ માત્ર હદીષ નથી બલ્કે સુન્નત પણ છે, જેવી રીતે સંપુર્ણ કુર્આન શરીફ અલ્લાહની વહી છે. એવી જ રીતે અલ્લાહના રસૂલ (સ.અ.વ.)ની દીનથી સંબંધિત હદીષો પણ વહી છે અને આપના કાર્યો તથા અખ્લાક બિલકુલ વહીના મુજબ જ છે, જેથી શરીઅતના અહકામોની દલીલ, કુર્આન શરીફ પછી બીજી દલીલ અલ્લાહના રસૂલ (સ.અ.વ.)ની સુન્નત છે. અને કુર્આન શરીફે જ સુન્નતને દલીલ હોવાનું અનેક આયતોમાં પુરવાર કરેલ છે, અનેક દલીલો પૈકી માત્ર એક દલીલ અહિંયા ટાંકવામાં આવે છેઃ

والنجم اذا ھوی ۔ ما ضلّ صاحبکم وما غوی ۔ وما ینطق عن الھوی ۔ ان
ھو إلا وحی یوحی

સારાંશ કે વહી હોવાની રૂએ કુર્આન અને સુન્નતમાં કોઈ તફાવત નથી બન્નેની તાબેદારી વાજિબ છે; રસૂલ (સ.અ.વ.)ની તાબેદારી વાસ્તવિકમાં અલ્લાહ તઆલાની તાબેદારી છે.

અહિંયા એક બાબત એ પણ જાણી લેવી જોઈએ કે આષારે સહાબા કોઈ અલગ દલીલ નથી બલ્કે સુન્નતના તાબે છે એટલે તેને અલગ દલીલ હોવાની હેસિયત આપવામાં નથી આવી.

ઉપર જણાવવામાં આવ્યું છે કે વહી હોવાની દ્રષ્ટિએ કુર્આન અને હદીષમાં કોઈ તફાવત નથી છતાં બે મુળભુત તફાવતો એવા છે જેના કારણે

ફિકહના ઘણાં અહકામો ઉપર અસર પડે છેઃ

(૧)કુર્આનના શબ્દો અને અર્થો બન્નેવ વહી છે, જયારે સુન્નતના અર્થો અલ્લાહ તરફથી હોય છે અને શબ્દો અલ્લાહના રસૂલ (સ.અ.વ.)ના હોય છે એટલે જ કુર્આન શરીફને વુઝૂ વગર સ્પર્ષવુ જાઈઝ નથી. જયારે હદીષ શરીફને વુઝૂ વિના પકડવું જાઈઝ છે ભલે બેહતર એ છે કે તેને પણ વુઝૂ વિના પકડવામાં ન આવે. એ સાથે નમાઝમાં કુર્આન શરીફ પઢવું ફર્ઝ છે તે ફર્ઝ (નમાઝમાં) હદીષો પઢવાથી અદા થશે નહિ.

(૨)કુર્આન અને સુન્નતમાં બીજો તફાવત એ છે કે સંપુર્ણ કુર્આન શરીફ મુતવાતિર હોવાના કારણે **'કત્ઈય્યુસ્સુબૂત'** જે યકીનના સાથે આપણાં સુધી પહોંચેલ છે આપણને યકીન છે કે કુર્આન શરીફ અક્ષરસ તે જ છે જે અલ્લાહના રસૂલ (સ.અ.વ.) એ દુનિયાવાળાઓ સામે અલ્લાહનું કલામ કહીને પેશ ફરમાવ્યું હતું. તવાતુરના કારણે તેના રિવાયત કરનારાઓની ચકાસણી કરવાની જરૂરત નથી.

જયારે સઘળી હદીષો અને સુન્નતો આપણાં સુધી તવાતુર સાથે પહોંચી નથી. સુન્નતની અમુક તા'લીમ તવાતુર સાથે અને અમુક તવાતુર વિના, સનદ મારફતે પહોંચેલ છે જે તા'લીમ તવાતુર વિના પહોંચેલ છે તે વિષે એ જાણવા માટે કે ખરેખર એ અલ્લાહના રસૂલ(સ.અ.વ.)ની તા'લીમ છે. સનદના એક એક રિવાયત કરનારની હાલતોની ચકાસણી કરવી જરૂરી છે જે માટે નિયમો તે વિષની (ઉસૂલે હદીષની) કિતાબોમાં વર્ણન કરવામાં આવેલ છે. તવાતુર વિનાની અન્ય સનદવાળી રિવાયત ભરોષાપાત્ર પુરવાર થાય તો તેનાથી એક પ્રકારનું યકીન પ્રાપ્ત થાય છે કે તે અલ્લાહના રસૂલ (સ.અ.વ.)નું ફરમાન છે, આ એક પ્રકારનું યકીન,કુર્આન શરીફ અને મુતવાતિર હદીષ વડે જે યકીન પ્રાપ્ત થાય છે તેના બરાબર નથી હોતું.

**(૩)ત્રીજી દલીલ ઈજમાઅ્ઃ**

અરબી શબ્દકોષમાં **'ઈજમાઅ્'**નો અર્થ સંમત થવાનો થાય છે, શાબ્દિક અર્થની રૂએ ઈજમાઅ્ અને ઈત્તિફાકનો એક જ અર્થ થાય છે, પરંતુ શરીઅતની પરિભાષામાં એક ખાસ પ્રકારના ઈત્તિફાકને ઈજમાઅ્ કહેવામાં આવે છે, ઈજમાઅ્ની વ્યાખ્યા આ પ્રમાણે છે; (હૂઝુર સ.અ.વ.ની વફાત પછી

કોઈ યુગના દરેક ફિકહના માહિતગાર, નિષ્ણાંત આલિમોનું શરીઅતના કોઈ હુકમ ઉપર સંમત થઈ જવું.

આ પ્રકારની સંમત્તિનો હુકમ એવો જ છે જેમકે હુઝૂર (સ.અ.વ.)ની સુન્નતનો હુકમ છે જેવી રીતે તવાતુરના સાથે સુન્નત આપણાં સુધી નકલ કરવામાં આવેલ હોય તો તે દલીલે કત્ઈ–યકીની દલીલ છે અને જે સુન્નત તવાતુર સાથે નકલ કરવામાં ન આવેલ હોય તે દલીલે ઝન્ની કહેવાય છે. એવી જ રીતે ઈજમાઅ્ જે તવાતુરના સાથે નકલ કરવામાં આવ્યો હોય તે શરીઅતના અહકામ સાબિત કરવા માટે દલીલે કત્ઈ છે અને જે ઈજમાઅ્ તવાતુર વિના ભરોષાપાત્ર રિવાયતો વડે પહોંચેલ હોય તે દલીલે કત્ઈ કહેવાય છે.

કુર્આન શરીફની અનેક આયતો અને હદીષો વડે ઈજમાઅ્ પુરવાર થયેલ છે, કુર્આન અને હદીષમાં મુસલમાનો માટે ઈજમાઅ્ના ઉપર અમલ કરવાનું એટલા દરજામાં જ જરૂરી ઠેરવેલ છે જેટલા દરજામાં કુર્આન અને હદીષ ઉપર અમલ કરવો જરૂરી છે. કુર્આન અને હદીષમાં ઈજમાઅ્ના ઉપર અમલ કરવાને એટલા માટે જરૂરી ઠેરવેલ છે કે હુઝૂર (સ.અ.વ.)ની વફાત ટાણે વહી મારફતે આવતા શરીઅતના અહકામનો સિલસિલો બંધ થવાનો હતો, જયારે બીજી તરફ કયામત સુધી શરીઅત બાકી રહેવાવાળી હતી અને ઉમ્મતને કયામત સુધી નવા નવા મસાઈલ પેશ આવનાર હતા, જેથી ભવિષ્યમાં ઉત્પન્ન થનાર મસાઈલને શરીઅતના ઉસૂલ મુજબ સાબિત કરવાની વ્યવસ્થા અલ્લાહપાકે એ રીતે ફરમાવી આપી કે પોતે કુર્આન અને હદીષમાં એવા ઉસૂલ અને ઉદાહરણ બયાન કરી આપ્યા કે જેને નઝર સમક્ષ રાખી દરેક યુગના નિષ્ણાંત આલિમો તેમાં મનન કરી પોતાના યુગમાં ઉપસ્થિત થનાર મસાઈલનો હુકમ શરીઅત મુજબ જાણી શકે, અને તેઓ જે ફેંસલો કુર્આન અને હદીષની રોશનીમાં બયાન ફરમાવી આપે તેની પાછળ આવનાર મુસલમાનોએ તાબેદારી કરવી જરૂરી હોવાનું કુર્આન અને હદીષમાં જરૂરી ઠેરાવી દેવામાં આવ્યું, તેના વિરૂદ્ધ કરવાને હરામ ઠેરવવામાં આવ્યું.

કુર્આન અને હદીષથી જાણવા મળે છે કે ઉપરોકત મર્તબો અને દરજજો માત્ર હઝરત મુહંમદ (સ.અ.વ.)ની ઉમ્મતને જ અર્પણ કરવામાં

આવ્યો છે કે ઉમ્મતના એક જુથને અલ્લાહ તઆલાએ દીની કાર્યોમાં ભૂલચૂક અને ગલતીથી સુરક્ષિત રાખેલ છે જેનો મતલબ એ પણ નથી કે આ ઉમ્મતની કોઈ પણ વ્યકિતથી દીની ભુલ નથી થઈ શકતી, કારણ કે આ ઉમ્મતમાં પણ દરેક પ્રકારના લોકો છે, પરહેઝગાર છે અને ફાસિક, ફાજિર પણ છે, દરેક મુસલમાનથી બલ્કે આલિમો અને નેક લોકોથી પણ વ્યકિતગત રીતે દીની બાબતોમાં ગલતી અને ભૂલ થઈ જાય છે, પરંતુ સમગ્ર ઉમ્મત એકત્રિત પણે સર્વાનુમતે કોઈ એવો અમલ અથવા એવો ફૈંસલો નથી કરી શકતી, જે કુર્આન અને સુન્નતના વિરૂધ્ધ હોય અને અલ્લાહની રઝામંદીના વિરૂધ્ધ હોય ! જેવી રીતે કુર્આન અને હદીષનો કોઈ ફેસલો ગલત નથી હોઈ શકતો એવી જ રીતે કોઈ યુગના સર્વત્ર આલિમોનો સર્વાનુમતે પસાર કરવામાં આવેલ એવો ફૈંસલો કે કોઈ દીનના હુકમને લગતો હોય તે ગલત નથી હોય શકતો, તે ફૈંસલા ઉપર તે યુગના અને તે યુગ પછીના દરેક મુસલમાનોએ અમલ કરવો જરૂરી છે.

ઉપરોકત ઈજમાઅ્ના અનુસંધાનમાં કુર્આનમાં ઘણી આયતો આવેલ છે, જેમાં વર્ણન કરવામાં આવેલ છે કે આખિરતમાં જે સઝા હુઝૂર (સ.અ.વ.)ની મુખાલફત કરનારાઓને થશે તે જ સઝા એવા લોકોને પણ થશે, જેઓ મુસલમાનોએ સામુહિક રીતે સર્વાનુમતે અપનાવેલ દીની તરીકો છોડી કોઈ અન્ય માર્ગ અપનાવશે. અહિંયા માત્ર એક આયત ટાંકવામાં આવે છે :

ومن يشاقق الرسول من بعد ماتبين له الهدى ويتبع غير سبيل المؤمنين
نولّه ما تولّى ونصله جهنم ـ وساء ت مصيرا ( نساء : ۱۱۵ )

પુરવાર થયુ કે ઉમ્મતના સર્વાનુમતે પસાર કરવામાં આવેલ ફૈંસલા (ઈજમાઅ્)ની વિરૂધ્ધ કામ કરવું મહાન ગુનોહ છે.

ઉપરાંત ઈજમાઅ્ના દલીલે હોવા વિષે સેંકડો અહાદીષો અને સહાબા (રદિ.)ના આષાર વર્ણન થયેલ છે. કુર્આન અને હદીષથી ઈજમાઅ્ પુરવાર થયેલ છે. અત્યારે વિસ્તારપુર્વક વર્ણન કરવાથી પ્રસ્તાવના ઘણી લાંબી થઈ જશે અરબી–ઉર્દૂ કિતાબોમાંથી અથવા ઉલમાએ કિરામ પાસેથી વિસ્તારપુર્વકની માહિતી મેળવી શકાય છે.

**(૪) ચોથી દલીલ–કિયાસે શઈ:**

અરબી શબ્દકોશમાં કિયાસનો અર્થ સમાનતા અને અનુમાન કરવાનો થાય છે. ઈલ્મે ફિકહની પરિભાષામાં અસલમાં જે ઈલ્લતના કારણે હુકમ લગાવવામાં આવ્યો છે. તે ઈલ્લત ફરઅ્માં હોવાના કારણે અસલનો હુકમ, ફરઅ્ પર લાગુ પાડવાને કિયાસ કહેવામાં આવે છે; કિયાસની પરિભાષિક વ્યાખ્યા સમજતા પહેલાં એટલું જાણી લેવું જોઈએ કે ઉપર વર્ણન કરવામાં આવેલ શરીઅતની ત્રણ દલીલોમાં જો કોઈ બાબતનો હુકમ સ્પષ્ટતા સાથે અથવા અન્ય કોઈ પ્રકારના અણસાર સાથે ન મળે તો છેવટે ચોથી દલીલ એટલે કિયાસ વડે જે તે બાબતનો હુકમ જાહેર કરવામાં આવે છે, એનાથી એ પણ પુરવાર થયું કે કિયાસ વડે હુકમને સાબિત કરવામાં આવતો નથી હુકમને સાબિત કરવાનું કામ તો અલ્લાહનું જ છે, અલ્લાહપાકે અમૂક અહકામમાં કુર્આન શરીફમાં અને અન્ય બીજા અહકામ સુન્નતમાં સાબિત કરી આપેલ છે, પરંતુ અમૂક અહકામ સ્પષ્ટતા ન હોવાના કારણે, બાહય દ્રષ્ટિએ અથવા ઉડતી નઝરે કુર્આન શરીફમાં કે હદીસમાં તે બાબતનો હુકમ સમઝમાં આવતો નથી જેથી કિયાસ વડે અલ્લાહપાકે સાબિત કરેલ હુકમને જાહેર કરવામાં આવે છે.

હવે જયારે પણ કોઈ એવી નવી વાત ઉત્પન્ન થાય કે જેનો હુકમ કુર્આન અને હદીષમાં સ્પષ્ટતા સાથે જણાતો ન હોય ત્યારે નવી બાબતમાં મનન કરવામાં આવશે અને તેમાં સમાયેલ કારણ અને હેતુને જોવામાં આવશે, આ પ્રકારનું મનન કર્યા પછી નવી બાબતોનો હેતુ અને તેનું કારણ જણાશે, હવે આપણે તેમાં હુકમ લાગુ પાડવો છે તો નવી બાબતમાં જે કારણ અને હેતુ છે, એના જ જેવા હેતુસર અને કારણસર કુર્આન તથા હદીષમાં કોઈ બાબતનો હુકમ વર્ણન કરવામાં આવ્યો છે તો તે હુકમ આપણે નવી બાબતને લાગુ પાડી દઈએ, એનું નામ શરીઅતની પરિભાષામાં કિયાસ છે. વ્યાખ્યામાં જે ફરઅ્નો શબ્દ વાપર્યો છે એનો ભાવાર્થ નવી ઉત્પન્ન થયેલ બાબત અને અસલનો ભાવાર્થ તે બાબત જેનું વર્ણન કુર્આન હદીષમાં હુકમ સાથે કરવામાં આવ્યુ હોય તે.

વધુ સ્પષ્ટતા માટે એક દ્રષ્ટાંત વડે કિયાસ મારફતે હુકમ જાહેર

કરવાની રીત સમજી શકાશે; આપણે  કાંડાનું ઘડિયાળ વાપરીએ છીએ તે એવી વસ્તુ છે કે તેનું અસ્તિત્વ પણ હુઝૂર (સ.અ.વ.)ના યુગમાં ન હતું અર્થાત તેને હુઝૂર (સ.અ.વ.)એ વાપર્યુ નથી, તે આપણાં યુગની નવીન વસ્તુ છે, હવે આપણે એના માટે હુકમ જાણવા માંગીએ કે કાંડાનું ઘડીયાળ કયા હાથે પહેરવુ સુન્નત લેખાશે ? જેથી સર્વપ્રથમ ઘડીયાળના કાર્ય, હેતુ અને વાસ્તવિકતા વિષે મનન કરીશું; મનન કરતાં જણાયુ કે તે વખત બતાવવાનું કામ આપે છે જે તેની આવશ્યકતા સ્પષ્ટ થાય છે. સાથે જ શોભા અને શણગારનો વિશેષણ પણ એમાં રહયો છે. ઘડીયાળમાં જરૂરત અને શોભા એ મહત્વપુર્ણ કારણો છે હવે મનન કરીએ કે શું આપ (સ.અ.વ.)ના યુગમાં એવી કોઈ વસ્તુ હતી જેમાં જરૂરત અને શોભા જેવા બે કારણો હોય અને તેને હુઝૂર (સ.અ.વ.)એ વાપરી હોય? જેથી તે બાબતોનો હુકમ આપણે ઘડીયાળ માટે લગાવી દઈએ, મનન કરતાં જણાયું કે આપ (સ.અ.વ.) વીંટી વાપરતા હતા અને તે શોભા માટે તથા જરૂરતના કારણે (કે આપ સ.અ.વ.ની અંગુઠીમાં સિકકો હતો જયારે કોઈ ઠેકાણે દસ્તખત (સહી)કરવાની જરૂરત પડતી ત્યારે તેને) વાપરતા હતા. હવે જયારે જણાયુ કે ઘડીયાળમાં જે બે કારણો છે તે જ બે કારણો અંગુઠીમાં હતા, તો આપ સરળતા સાથે અંગુઠીના હુકમને ઘડીયાળ માટે લગાવી શકો છો કે અંગુઠી આપ (સ.અ.વ.) જમણાં હાથમાં પહેરતા હતા તો આપણે ઘડીયાળ પણ જમણા હાથે પહેરવું જોઈએ આ રીતે હુકમ જાહેર કરવાને શરઈ કિયાસ કહેવાય છે;

ઘણાં ભાઈઓ દીનનું ઉંડાણપૂર્વકનું જ્ઞાન તો દૂરની વાત રહી જેઓને લખતા વાંચતા પણ આવડતુ નથી (માત્ર બોલતા આવડે છે એટલે) કહે છે કે કિયાસ એટલે કુર્આન અને હદીષના વિરૂધ્ધ પોતાની અકલ–સમજ વડે હુકમ સાબિત કરવો; કિયાસની આવી વ્યાખ્યા તો શરીઅતની પરિભાષામાં તો શું! શબ્દકોશમાં પણ આવો અર્થ વર્ણન કરવામાં નથી આવ્યો.

જો આપણને કોઈ કહે કે તમો કિયાસ વડે સાબિત કરો છો તો એવું પુરવાર થશે કે તેણે આપણને અલ્લાહની જાત સાથે ભાગીદાર ગણ્યા, કારણકે (ઉપર જણાવ્યા મુજબ) હુકમ સાબિત કરવાનું કામ તો માત્ર અલ્લાહનું જ છે. આપણે તો શું ! અલ્લાહના રસૂલ (સ.અ.વ.) પણ હુકમ

સાબિત કરી શકતા ન હતા તેઓ પણ અલ્લાહના હુકમો બતાવતા હતા; કિયાસ વડે તો માત્ર અલ્લાહના હુકમને જાહેર કરવામાં આવે છે, ઉપર કિયાસ વિષેની બતાવવામાં આવેલ માહિતી પણ આછી અને ઓછી જ છે ઉપર મુજબ શરીઅતની રૂએ કિયાસ કરવાની માહિતી પણ કુર્આન અને સહીહ હદીષોની રોશનીમાં ઉલમાએ કિરામે ચાર શર્તો લાગુ પાડેલ છે તે વિના કિયાસે શરઈ પણ માન્ય અને મોઅતબર ગણાતો નથી. શરીઅતની રૂએ જે તે શર્તો પછી કિયાસ કરવાનો હુકમ અલ્લાહ પાક કુર્આનમાં જ આપે છે.

فاعتبروا یا اولی الابصار

અને હઝરત મુઆઝ ઈબ્ને જબલ(રદિ.)ની યમન તરફની રવાનગી વખતની આપ (સ.અ.વ.)સાથેની વાતચીત વાળી સહીહ હદીષથી પણ શરઈ કિયાસ પુરવાર થાય છે, કુર્આન અને સહીહ હદીષ વડે કિયાસે શરઈ સાબિત થવાના કારણો ઉમ્મતના મહાન–સમુદાય એહલે સુન્નત વલ જમા'તનો સર્વાનુમતે મસ્લક એ છે કે કિયાસ અલ્લાહના હુકમને જાહેર કરનાર હોવાના કારણે શરીઅતની રૂએ દલીલ છે અને તેનાથી જાહેર કરવામાં આવતા હુકમ ઉપર અમલ કરવો જરૂરી અને વાજિબ છે, પરંતુ શીયા પંથી રવાફિઝ અને ખવારિજ નામના ફિર્કાઓ કિયાસને શરીઅતની રૂએ દલીલ માનતા નથી અને એહલે સુન્નત વલ જમાઅતના ન જેવા (આંગણીએ ગણી શકાય તેવા ) લોકો પોતાની આગવી અભણતાના કારણે કિયાસને શરીઅતની દલીલ ન માની ખવારિજ અને ખવારિજની તસદીક કરે છે, શું એ શિર્ક નહીં કહેવાય!

કિયાસે શરઈની વિસ્તારપુર્વક વિગત અરબી પુસ્તકોમાં અને અત્યારે અમુક ઉર્દૂ કિતાબોમાં પણ વર્ણન થયેલ છે તેનાથી આપણે માહિતગાર થવું જોઈએ.

અત્યાર સુધી ઈલ્મે ફિકહને સંબધિત જ વાતો બતાવવામાં આવી તે સિરાતે મુસ્તકીમ જ છે જેનું વર્ણન પ્રસ્તાવનાના આરંભ પછી ઉલ્લેખવામાં આવ્યું છે, ઈલ્મે ફિકહ જ એક એવી બાબત છે જે માણસને કાયદેસર સંપુર્ણ જીવનભરનું માર્ગદર્શન પુરૂ પાડે છે, દરેક મસાઈલનો હલ કુર્આન અને હદીષ મારફતે કરી ઉમ્મતને સંપુર્ણ દીની માર્ગદર્શન આપવાનું કામ એક

અતિશય મુશ્કિલ અને મહાન કામ છે. ખાસ કરીને વર્તમાન યુગમાં નવી નવી બાબતો ઉત્પન્ન થાય છે અને દરેક દીનદાર મુસલમાનની અંતઃકરણની તમન્ના હોય છે કે પાક શરીઅતમાંથી જે તે બાબતનો શરઈ હુકમ હાસિલ કરી તેને પોતાનો નિત્યક્રમ બનાવે પરંતુ શરીઅતનું સાચું માર્ગદર્શન ક્યાંથી મેળવવામાં આવે ?

એટલે દરેક યુગમાં ઈલ્મે દીનના મહાન નિષ્ણાંતો અને ઉલમાએ રબ્બાનીએ પોતાના યુગમાં પેશ આવતા દરેક મસાઈલનો હલ ઉમ્મતના સામે રજુ કર્યો, અને નિઃશંક ઉલમાએ કિરામે વિસ્તારપુર્વક તહકીક ફરમાવી અને મુફતિયાને કિરામે તેના જવાબો આપ્યા, પરંતુ આવા મસાઈલનો લાભ તે લોકો ઉઠાવી શકે છે જેઓએ સવાલ કર્યા હશે, પરંતુ પ્રચાર–પ્રસારણના સાધનો મર્યાદિત હોવાના કારણે ઉલમા અને મુફતિયાને કિરામની આ અણમોલ તહકીકનો દરેક માણસ ફાયદો ઉઠાવી શકતો નથી.

આપની સેવામાં પ્રસ્તુત "ફતાવા"નો આ મહામૂલો તોહફો જે આપની સેવામાં રજૂ કરવાનું ભાગ્ય હાસિલ કરી રહયો છું તે હઝ મવ. મુફતી અ.ગની કાવીવાળા દ્વારા અપાયેલ શરઈ માર્ગદર્શનનો મહામૂલો સંગ્રહ છે.

આ ફતાવા મને યંગ વહોરા વેલફેરના તંત્રી અને 'મુજાહિદ' પાક્ષિકના સંપાદક હઝરત મવ. યાકૂબ સરીગત નદવી સાહબ (ઝી.મ.)એ ફતાવાની ગેર મુરત્તબ શકલમાં મને અર્પણ કર્યો. અને હઝરત મવ. અ.ગની સાહબ (રહ.)ના ઈલ્મી ભંડોળને એક સુંદર રીતે પ્રગટ કરી ગુર્જર મુસ્લિમો સમક્ષ રાખવાની તમન્ના જાહેર ફરમાવી, ત્યાર બાદ તા : ૧–૧૧–૯૬ અને ૧૮ જમા. આખરના રોજ મળેલ જામિઅહ ઉલૂમુલ કુર્આન જંબુસર ટ્રસ્ટી મંડળની એક મીટીંગમાં પ્રમુખ સ્થાનેથી હઝ મવ. યાકૂબ કાસિમી સાહેબની રજૂઆત અને ફેસલાના આધારેની આ ફતાવાને તરતીબ આપવાનો અને પગટ કરવાનો સર્વાનુમતે ઠરાવ પસાર કરવામાં આવ્યો.

આ ઠરાવના અમલીકરણ માટે હઝ. મવ. મુફતી ઈસ્માઈલ મૂસા અદા સારોદી ઝી.મ. (ઉસ્તાદે હદીષ જામિઅહ જંબુસર)ને આ કામ સોંપવામાં આવ્યું, જેઓએ પોતાની દર્સી મશ્ગુલીના સાથે સાથે જામિઅહના નિર્ધારીત સમયથી બહારના સમયે તરતીબનું કામ અંજામ આપ્ય. વેર વિખેર  ફતાવાઓને ફિકહી

તરતીબ આપી ગોઠવણ કરી અને દરેક સવાલ–જવાબના ઉપર સવાલ–જવાબને લગતું શિર્ષક પણ નકકી કર્યુ. અલ્લાહપાક એમની આ સેવાને કબૂલ ફરમાવે અને આવા અન્ય કામો કરવાની વધુ તૌફીક અતા ફરમાવે.(આમીન)

અત્યારે હું મવ. યાકુબ સરીગત નદવી સાહબ. મવ. ઈસ્માઈલ અદા સાહેબ અને આ કાર્યમાં સહભાગી થનાર દરેકનો શુક્રિયહ અદા કરૂં છું, અને જામિઅહના પ્રકાશન વિભાગનો પણ હું શુક્રગુઝાર છું.

આ ટાણે હઝ. મવ.મુફતી અ. ગની સાહેબ (રહ.)ના જીવન વિષે ટૂંકો પરિચય વાચકો માટે માર્ગદર્શક બને એ હેતુ પ્રસ્તૃત કરવામાં આવે છે.

મવ. (રહ.) એક મધ્યમવર્ગના કુટુંબના વ્યકિત હતા, વાલિદ જનાબ અહમદ ભાઈ વ્યવસાયે ખેડુત હતા. આપ (રહ.)એ પ્રાથમિક દીની–દુન્યવી તાલીમ કાવીમાં જ રહી મેળવી. ત્યાર બાદ ગુજરાતની મશ્હૂર દર્સગાહ જામિઅહ ઈસ્લામિયહ ડાભેલમાં દીનનું ઉચ્ચ ઈલ્મ મેળવવા તશરીફ લઈ ગયા. ભરૂચ જિલ્લો તે વેળા જહાલતના અંધકારમાં હોવા ઉપરાંત અનેક બિદઅતમાં સપડાયેલો હતો, આવી પરિસ્થિતિમાં આપ (રહ.)નું શુધ્ધ ઈસ્લામી જ્ઞાનની પ્રાપ્તિ માટે ડાભેલ જવું વાસ્તવમાં એક ખુદાઈ પસંદ – ઈન્તેખાબ જ કહી શકાય.

જામિઅહ ડાભેલનો આ સુવર્ણકાળ હતો, દેશના મહાન ઉલમાએ કિરામ ત્યાં શિક્ષણ આપતા હતા, આપ (રહ.)ને પણ એ તમામથી લાભાંતિ થવાનો અવસર મળ્યો, આપની ઈલ્મી કાબેલિયત, અમલી પરેહઝગારી અને તકવા ઉપરાતં દીની સેવાઓની વિશાળતા અને નિખાલસતામાં આપના ઉસ્તાદો–બુઝુર્ગોની તરબિયત, કેળવણી અને બરકતનો મહાન ફાળો છે, આવી સઆદત અને સદભાગ્ય દરેકના ભાગે લખાયેલું પણ નથી હોતું, અલ્લાહ તઆલાએ આપના સદભાગ્યે આ બુઝુર્ગોના ઈલ્મ અને સદકએ જારિયહને વહેતો રાખવાનું લખ્યું હતું,

આપના ઉસ્તાદોમાં ●હઝ. મવ. શબ્બીર અહમદ ઉસ્માની (રહ.), ●બાબા અબ્દુર્રહમાન અમરોહી (રહ.), ●મવ. ઈબ્રાહીમ બલ્યાવી (રહ.), ●મુહાજિરે મદની હઝ. મવ. બદરે આલમ મેરઠી (રહ.), ●હઝ. અલ્લામહ યૂસુફ બિન્નોરી (રહ.) ●હઝ. મવ. અહમદ બુઝુર્ગ (રહ.), ●મવ. મુફતી ઈસ્માઈલ બિસ્લ્લિાહ (રહ.), ●મવ. અ. અઝીઝ કેમલપૂરી (રહ.) અને ●મવ. નૂર મુહંમદ સાહેબ (રહ.) જેવી મહાન હસ્તીઓ છે.

આપ (રહ.)ને પણ આપના આ ઉસ્તાદોનું ઘણું જ માન–સન્માન હતું. તેમના નામ લેવામાં પણ માન – સન્માન જાળવતા.

ડાભેલથી ફારિગ થયા બાદ આપ (રહ.)એ રાંદેર દારૂલ ઉલૂમ અશરફીયહને પોતાની કર્મભૂમિ બનાવી, ૧૯૪૪માં આપ (રહ.)એ ત્યાં પોતાની સેવાની શરૂઆત કરી અને સતત ૪૪ વર્ષ સુધી પાંબદી સાથે આ સેવા બજાવતા રહયા.

મદ્રસાના સમય, દર્સની હાજરી અને પાંબદી આપની વિશેષતા હતી, સમયસર હાજર થવું, નિરંતર ફર્જની અદાયગીમાં લાગી રહેવું આપનો નિત્યક્રમ હતો, એક વખત ઘરેથી આવતાં સીડી પરથી પગ લપસી પડયો અને આપ (રહ.) ને પાછળના ભાગે હાડકાની ઈજા થઈ, જેના લઈ આપ કપડાં પહેરી શકતા ન હતા, તો આપ (રહ.) શાલ ઓઢીને પઢાવવા આવતા હતા. આપના અવસાનના છેલ્લા દિવસોમાં મદ્રસાની છ માસિક પરીક્ષાઓ ચાલી રહી હતી, અને જે રાત્રે ઈન્તકાલના થયો તે દિવસે પણ આપ (રહ.) હાજર હતા. ઉપરાંત વફાતની રાત્રે પણ મુસ્લિમ શરીફના ૨૮માંથી ચાર તલબાની જવાબવહીઓ તપાસી સૂઈ ગયા હતા.

સબ્ર અને સહનશીલતા પણ આપનો ઉમદા ગુણ હતો. વફાત સમયે મવ. અજમેરી (રહ.)એ આપનો આ ગુણ વર્ણવતા કહયું હતું કે" ઈઝતિરાબી કયફિયત ઉન પર તારી ન હોતી થી." એમની હયાતીમાં જ વફાત પામનાર દિકરા દિકરીને મૌલાનાએ પોતાના હાથે દફનાવ્યા હતા.

આપની ગણના ગુજરાતના મહાન આલિમોમાં થતી. ફિકહ અને હદીસનો અભ્યાસ વિશાળ અને જ્ઞાનમાં ગહનતા હતી. ત્રણ દાયકાથી વધુ સયમ આપ (રહ.)એ બજાવેલી ફતાવાની જિમ્મેદારીમાં આપની આ વિશેષતા સ્પષ્ટ જણાય આવતી હતી, ટૂંકા, મુદ્દાસર અને દરેક પાસાની પૂરતી માહિતીઓ સાથે પૂછનારને સંપૂર્ણ સંતોષ થાય અવો જવાબ આપતા.

આપના દર્સ વિશે આપના શાગિર્દ મવ. રશીદ અજમેરી સાહેબ લખે છે કે " તેમની હદીસની સેવા પ્રસંશનીય છે. સમયથી પાંચ મિનીટ પહેલાં અથવા સમયસર પહોંચી દર્સ શરૂ ફરમાવતા. બીન જરૂરી વાતોથી બચી તેમનું મુખ્ય ધ્યેય કિતાબ સમજાવવાનું રહેતું. તકરીર ટૂંકી પરંતુ અર્થપૂર્ણ અને હેતુલક્ષી જ ફરમાવતા. આ જ કારણે સમયસર આપનો કોર્સ પૂરો થઈ જતો. કદી વધુ સમય

લેવાની જરૂરત પડતી નહી. તલબાનું ધ્યાન કેન્દ્રિત રાખવા વચમાં એકાદ ટૂચકો પણ કહેતા. કીતાબ પઢવામાં વિદ્યાર્થીઓથી થતી ભૂલો (ઈબારતની ભૂલો)ને કદી ચલાવી લેતા નહી.

પોતાની જેમ જ વિદ્યાર્થીઓને પણ સમયપાલનનો અનુરોધ અને તાકીદ કરતા, મોડા પડનારને થોડાક સખત શબ્દો કહેતા. કોઈ તાલિબે ઈલ્મ જો સબકમાં ધ્યાન ન આપતો હોય તો ફરમાવતા : કયું બોર્ડ પર ચઢતા હય?"

હઝ. મવ. શૈખુલ હદીસ રઝા અજમેરી (રહ.) પણ ૧૯૪૪માં જ આપ (રહ.)થી પાંચ મહિનાઓ બાદ રાંદેર આવ્યા હતા. હઝ. મવ. અજમેરી (રહ.) એમની એક ખુબી વર્ણવતા ફરમાવે છે કે : હમારે સાથ ૪૪ સાલ સે ઝયાદહ અરસા હુવા મર્હૂમ કા તઅલ્લુક થા, લેકીન કભી એક દૂસરે કે દિલમેં રંજીશ નહી આઈ, વરના ભાઈ ભાઈમેં ઝઘડા હોતા હય, યહ મર્હૂમ કા કમાલ થા.

હઝ. મવ. રશીદ અજમેરી સાહેબે આપ (રહ.)ની વફાત ટાણે લખેલા એક લેખમાં અન્ય પણ ઘણી ખૂબીઓ વર્ણવી છે, આપ (રહ.)ની બીમારીનો એક પ્રસંગ પણ વર્ણવ્યો છે કેઃ

" એક વખત સુરતમાં હદયની સારવાર અર્થે દાખલ થયા હતા. બલકે કરવામાં આવ્યા હતા. જે રૂમ આપને ફાળવવામાં આવ્યો હતો, તેમાં જીન્નાતનો અસર હતો. એની બાંધણી પણ કંઈક એવી જ હતી કે તે જીન્નાતો માટે બંધાયો હોય. સારવારને લગતી ફાઈલ રાત્રે મૌલાનાના રૂમમાંથી ગાઈબ થઈ જતી. એટલું જ નહી, પણ શાંત રૂમમાં રાત્રે ચાલવાનો ડગ ડગ અવાજ આવતો. મૌલાનાએ ડોકટરને આ વાતની શિકાયત કરી. ડોકટરે હસી કાઢી અને તેને માનસિક અસંતુલન તરીકે ખપાવી નાંખ્યું. મૌલાનાએ ફરમાવ્યું : મારું દિમાગ આપ કરતાં વધારે ઠેકાણે છે. તમે મારા અનુભવને અજમાવી જુઓ. આ ફાઈલ અત્રે મૂકી જાઓ, કાલે આ ફાઈલ તમારા પહોંચાડયા વગર ત્યાં તમારી ઓફિસમાં મળશે, એવું જ થયું. બીજા દિવસે ડોકટર પોતાના ટેબલ પર ફાઈલ જોઈ ધ્રુજી ઉઠયો, કે તાળાથી બંધ ઓરડામાં ફાઈલ આવી કેવી રીતે? ઉપર જઈ મૌલાનાને હકીકત કહી. મૌલાનાના વાકયો સાંભળવા લાયક હતા : મૈને ઈસ લિયે નહી કહા થા કે મેં ગભરાતા હું, ઓર આપ મેરા રૂમ બદલ દેં, મોત કા તો એક વકત મુતઅય્યન હૈ, ઉસે કોઈ ટાલ નહી સકતા. હમ અલ્હમ્દુલ્લિાહ મોત સે નહી ગભરાતે; લેકિન ઈસ લિયે બતાયા કે દૂસરા મરીઝ આ કર પરેશાન ન હો જાય."

સપ્તાહમાં એક બે દિવસ (ગુરૂવારે કે શુક્રવારે) અસર બાદ કબ્રસ્તાન જવાની આપની આદત હતી. આવા જ એક ગુરૂવાર તા. ૨૯/૧૦/૮૭ ના દિવસે પણ આપ કબ્રસ્તાન ગયા હતા અને આજ રાત્રે આપની વફાત થઈ.

તહજ્જુદના પાંબદ હતા અને સુન્નત પ્રમાણે વિત્ર પણ તહજ્જુદ સાથે જ પઢતા, પરંતુ વફાતની રાત્રે વિત્ર ઈશા બાદ જ પઢી લીધી હતી, રોજના ક્રમ મુજબ રાત્રે ઘરના ધાબા ઉપર જઈ લટાર મારી સૂઈ ગયા, લગભગ ચાર વાગ્યે ઈસ્તિન્જા માટે ઉઠયા અને ફરી સૂઈ ગયા, બસ... હમેંશા માટે સૂઈ ગયા. ઈન્ના લિલ્લાહી વ ઈન્ના ઈલયહિ રાજેઉન.

અસર બાદ કબ્રસ્તાન જવાની આપની આદત અલ્લાહને ત્યાં મકબૂલ થઈ ગઈ, અને શુક્રવારે અસર બાદ આપને રાંદેરના ગોરે ગરીબાં કબ્રસ્તાનમાં દફન કરવામાં આવ્યા. આપના નિકટના સાથી અને દોસ્ત મવ. રઝા અજમેરી (રહ.) સાહેબે આપની નમાઝ પઢાવી, એક મોટી માનવ મેદની આપની જનાઝાની નમાઝ પઢી આપ માટે દુઆએ મગફિરત કરવા હાજર હતી.

લી: અહમદ યાકુબ દેવલ્વી

***વફાત સમયે વિવિધ મેગેઝિનોએ પ્રસિધ્ધ કરેલા તઅઝિયતી લેખો પણ અત્રે આપીએ છીએ, જેનાથી આપના જીવનના અન્ય પાસાઓ ઉપર પણ પ્રકાશ પડે છે, ઉપરાંત ગુજરાતના મુસલમાનોમાં આપના સ્થાન અને આપની સેવાઓની મહત્વતા પણ સ્પષ્ટ થાય છે.***

## રાહદર્શકની વિદાય, રોશની મંદ

## *હઝરત મવલાના મુફતી અબ્દુલ ગની સા. ની વફાત*

ઈન્નાલિલ્લાહી વ ઈન્ના ઈલયહી રાજિઉન

ન કેવળ "વહોર વેલફેર"નો વાચક વર્ગ, બલકે વિશાળ ગુજરાતી સમાજ એ જાણી વાંચી કારમો આઘાત અનુભવશે કે દક્ષિણ ગુજરાતના એક ખૂબ જ ધીર ગંભીર ઠરેલ નિવડેલ આલિમ, દીનના ખામોશ ખિદમત ગુઝાર, ઈસ્લામી ફિકહના ઉંડા અભ્યાસી એવા મવલાના અબ્દુલ ગની કાવીવાલા સાહેબ ઈન્તિકાલ ફરમાવી ગયા, ઈન્ના...

ભરૂચ જિલ્લામાં નર્મદાની દક્ષિણે દૂર દરિયા કિનારે આવેલ 'કાવી' એક ખૂબ મોટું અને ઐતિહાસિક ગામ છે. જયાં આજથી સહેજે ૬૮ વર્ષ પહેલા હઝરત મવલાના અબ્દુલ ગની સાહબનો જન્મ થયો હતો, આમ આપ એક બિન સુરતી સુન્ની વહોરા હતા, અબલત્ત જીવનનો મોટો ભાગ આપે ડાભેલ, રાંદેરમાં રહી સૂરતી સુન્ની વહોરા સમાજની બેનમૂન ખિદમતમાં ગુજાર્યો હતો, જેથી આપનામાં ભરૂચની સાદગી, ખડતલતા, ખંત અને નિડરતાની સાથે સૂરતીયોની  સરળતા, ઉદારતા, સહદયતા અને સૌજન્ય જેવા સદગુણોનું સંમિશ્રણ સ્પષ્ટ જોવા મળતું.

આજથી અડધી સદી પૂર્વે જયારે આપણી આસપાસ આજના જેટલી ન દીની તાલીમની ચર્ચા હતી, ન દીની દર્સગાહોની વ્યાપક વ્યવસ્થા, તેમાં યે ભરૂચ જિલ્લાનો મોટો ભાગ બિદઆત અને ખુરાફાતના ખોળામાં પોઢેલો હતો, ઠીક તેવા સમયે હઝરત મવલાના અબ્દુલ ગની કાવી સાહબે કિશોર વયે તલબે ઈલ્મના નેક ઈરાદાથી ડાભેલનું રૂખ કર્યુ, અને આરંભથી અંત સુધી ત્યાં રહી એકાગ્રતાથી ખંતપૂર્વક દીની તાલીમ પૂરી કરી ફરાગત હાસિલ કરી. ડાભેલ તે સમયે ઈલમી જગતમાં દીવાદાંડી સમાન હતું, અને ' ઈખ્તિલાફુ ઉમ્મતી રહમતુન'ના ફળ સ્વરૂપ તાલીમનું મર્કઝ બની ચૂકયું હતું. જેથી ઈસ્લામી જગતની મહાન હસ્તીઓ હઝરત શયખુલ ઈસ્લામ મવ. શબ્બીર અહમદ ઉસ્માની (રહ.), મુહાજિરે મદની હઝરત મવલાના બદરે આલમ મેરઠી (રહ.) અને મુહદ્દિસે કબીર અલ્લામહ યૂસૂફ બિન્નોરી  (રહ.) જેવા આલિમો ડાભેલમાં બિરાજમાન હતા અને એમનો ફયઝ જારી હતો.

મવ. અબ્દુલગની સાહેબે આવા યુગ પુરૂષ આલિમો પાસે તાલીમ હાસિલ કરી અને 'ખયરુકુમ મન તઅલ્લમ લ કુર્આન વ અલ્લમહુ'ના આદેશ અનુસાર શીખવા પછી શીખવવાનું કર્તવ્ય અદા કરવાનો સંકલ્પ કર્યો.

જામિઅહ ઈસ્લામિયહ ડાભેલથી ફારિગ થયા પછી મવલાના અબ્દુલ ગની સાહબે દારૂલ ઉલૂમ અશરફિયહ રાંદેરમાં પોતાની ખિદમત આપવાની શરૂ કરી, જે એક ખૂબ પુરાણી છતાં, નાનકડી દર્સગાહ હતી, અલબત્ત મવલાના સાહબ તેમજ આપના જેવા અન્ય બુઝુર્ગોએ તાલીમી ખિદમતને પોતાનું લક્ષ્ય અને કર્તવ્ય માની એ દર્સગાહને ગુજરાતની મોટી દર્સગાહમાં સ્થાન અપાવવામાં મોટો ફાળો આપ્યો.

૫–૧૦ વર્ષ નહી, સતત પૂરા ૪૪ વર્ષ એટલે કે જીવનના છેલ્લા શ્વાસ

સુધી મવલાના અબ્દુલ ગની સાહબે દારૂલ ઉલૂમ અશરફિયહના સ્ટેજથી ઈલ્મે દીનની જે ઉમદા ખિદમત બજાવી છે, એનો જોટો જડવો મુશ્કેલ છે. સાથે જ એ મવલાનાની અદભૂત એકાગ્રતા, ખંત, ધીરજની સાક્ષી સમાન છે, મવલાના ઈચ્છતે તો આપને અન્ય દર્સગાહોમાંથી મોટા મહેતાણા પણ મળી શકતા હતા. ત્યાં જ આપને શયખુલ હદીસ અને મોહતમીમ તરીકે બિરાજમાન કરી અનેક સંસ્થાઓ ગર્વ લેવા આતૂર હતી, પણ ધન્ય છે એમની સાદગી નિખાલસતા અને નેકદિલીને કે, આપનામાં ન તો દીનદારીનો દંભ હતો, ન તો દુનિયાદારીથી દૂર રહેવાનો ડોળ–દમામ, ન હોદ્દાની હવસ, ન પ્રદર્શનનો અભરખો.

'અબૂ દાવૂદ શરીફ' 'મિશ્કાત શરીફ' જેવી ઉચ્ચ કિતાબોની તાલીમ–તદરીસ ખૂબ જ ખંત અને લાયકાત માંગી લેતું કામ છે. એ સાથે આપે દારૂલ ઉલૂમ અશરફિયહમાં બેસી પૂરા ત્રણ દાયકાથી વધુ સમય સુધી ઈફતાની જે ઉમદા બહુમૂલી સેવા બજાવી છે, એની જેટલી પણ કદર કરીએ ઓછી કહેવાશે.

આજના તબક્કે આપની ગણના ગુજરાતના ચંદ અભ્યાસી આલિમોમાં થતી હતી., આપનો અભ્યાસ વિશાળ અને અધ્યયનમાં ગહનતા હતી અને ઈસ્લમી ફિકહનું જ્ઞાન ઊંડું હતું, અને એથી જ આપના ફતાવા ટૂંકા અને મુદ્દાસરના રહેતા.

'વહોરા વેલફેર'ના વાંચકો અને શુભેચ્છકો તરફથી જયારે '' ફતાવા વિભાગ'' જારી કરવાનો આગ્રહ થયો, ત્યારે ઉપરોકત કારણોસર જ અમે હઝરતની ખિદમતમાં હાજર થયા, તો આપે ખૂબ જ નમ્રતા પૂર્વક આવકારી '' ફતાવાનો એક ખૂબ જ મોટો સંગ્રહ'' કોઈ પણ જાતના મેહનતાણા, રોયલ્ટી, પ્રસંશાની આશા–ઈચ્છા વગર તુરત તંત્રીને હવાલે કર્યો, અને તંત્રીના બાળપણથી પરિચિત એવા મવલાના મુફતી અબ્દુલ ગની સાહબે ફરમાવ્યું કે '' આપ યહ લે જાઈયે, મુઝે આપ પર પૂરા એતિમાદ હે કે આપ ખિયાનત નહી કરેંગે. અને ત્યાર બાદ જયારે જયારે પણ મુલાકાત થતી, '' વહોરા વેલફેર'' માં પીરસાતી વાંચન સામગ્રીની સરાહના કરતાં તેને પ્રોત્સાહન આપતા, સાથે જ ફરમાવતા કે, મવલાના માશાઅલ્લાહ આપકા ઈન્તિખાબ બહોત ઉમદા હે.'

ફરાઈઝ વ સુનનના પાબંદ, નમાઝમાં સફે અવ્વલમાં સદા જોવા મળતા, અને કયારેય તકબીરે તહરીમા પણ ફોત થતી નહી, વિત્ર સદા તહજ્જુદ બાદ અદા કરતા હતા, પણ કદાચ તા. ૨૯–૧૦–૮૭ના રાત્રે આ ફરિશ્તા સિફત

આલિમને પોતાની વિદાયગીની જાણ થઈ ગઈ હશે, જેથી જુમેરાતના ઈશાની નમાઝ પછી કેટલાક આલિમ દોસ્તો સાથે થોડીક ઈલ્મી ચર્ચા કરી, મામૂલ મુજબ ઘરના ધાબા ઉપર ચહલ કદમી કરી આરામ ફરમાવવા ગયા, અને ફજર પૂર્વે ઘરવાળાઓને જાણ થઈ કે આપ સદાને માટે ઊંઘમાં પોઢી ગયા છે.

અકસર અસર બાદ ઝિયારતે કુબૂરના નેક ઈરાદે કબ્રસ્તાન જતા હતા, આપના એ મામૂલમાં પણ ભંગ થાય એમ ખુદાને મંજૂર ન હશે, જેથી જુમ્અહ તા. ૩૦–૧૦–૮૭ના અસર બાદ ગોરે ગરીબાંમાં સુપર્દે ખાક થયા, જયાં રાંદેર અને રાંદેર બહારના અનેક બુઝુર્ગો – આલિમો આરામ ફરમાવે છે.

આપના સફર–હઝરના સાથી, મુખ્લિસ દોસ્ત હઝ. શયખુલ હદીસ શયખ અજમેરી સાહબે જનાઝાની નમાઝ પઢાવી હતી, જેમાં સૂરત, વલસાડ, અને ભરૂચ જિલ્લામાંથી દૂર દૂરથી આલિમો, અગ્રણીઓ અને નેકદિલ મુસ્લિમો તેમજ આપના શાગિર્દો મોટી સંખ્યામાં શરીક થયા હતા.

આપની વફાતથી મુસ્લિમ ગુજરાતી સમાજને, ઈલમી દુનિયાને સરળતાથી ન પૂરાય એવી મોટી ખોટ ગઈ છે, સાથે જ આપની વિદાયથી દારૂલ ઉલૂમ અશરફીયહનો અડધી સદીનો સાદગી સભર પ્રભાવ પૂર્ણ ઈતિહાસ પૂરો થયો છે, આમ એક રાહદર્શકની વિદાયથી રોશની મંદ પડી છે, اللهم اغفر له
وارحمه وسكنه و سكنه في الجنة
અલ્લાહ તઆલા કોમને આપનો નેઅમુલ બદલ અતા ફરમાવે, તેમજ આપના આપ્તજનોને સબ્રે જમીલથી નવાઝે. આમીન.

*(વહોરા વેલફેર માસિક,સૂરત, નવેમ્બર, ૧૯૮૭)*

# યાદે રફતગાં

## આહ હઝ. મુફતી અ. ગની (રહ.)

મૂળ આલિમખેઝ વસતી કાવી જિ. ભરૂચના વતની, જામિઅહ ઈસ્લામિયહ તાલીમુદ્દીન ડાભેલના આલિમ–ફાઝિલ અને દારૂલ ઉલૂમ અશરફિયહ રાંદેરના કદીમ તરીન ઉસ્તાદુલ હદીસ અને મુફતી હઝ. મવ. મુફતી અબ્દુલ ગની સાહેબનો તા. ૩૦ મી ઓકટોબર ૧૯૮૭ના જુમ્અહની રાત્રે તેઓના નવા મકાનમાં અચાનક ઈન્તેકાલ થઈ ગયો છે, ઈન્ના લિલ્લાહ.

મર્હૂમનો જનાઝો અસરની નમાઝ બાદ મવસૂફના નિવાસ સ્થાનેથી ઉઠાવવામાં આવ્યો હતો, અને બાલાપીર સ્ટ્રીટના નાનાવાડી સાહબના ટાઉન હોલ માટેના કંપાઉન્ડમાં જનાઝહની નમાઝ ગુજરાતના નાઈબ અમીરે શરીઅત શૈખુલ હદીસ હઝ. મવ. મુહમ્મદ રઝા અજમેરી સાહબે પઢાવી હતી.

વિધિની વકતા તો જુઓ કે જે કબ્રસ્તાનમાં એક દિવસ પહેલાં અસર બાદ દુઆ માટે ગયા હતા, તે જ કબ્રસ્તાનમાં બીજે જ દિવસે અસર બાદ તેઓની મય્યિત જઈ રહી હતી, અને ગુરૂબે આફતાબ સાથે ઈલ્મનો આ સિતારો કબ્રસ્તાનની ધરતીમાં ડૂબી ગયો હતો.

જનાઝહમાં ગુજરાતના અનેક દારૂલ ઉલૂમો, જામિઆત તથા મદ્રેસાઓના મોહતમીમો, મુફતીઓ, ઉસ્તાદો, ઈમામો, ગુજરાત સ્ટેટ જમીઅતે ઉલમાના આગેવાન કાર્યકરો, તાલિબો ઈલ્મો, ભરૂચ– સૂરતઅને વલસાડ જિલ્લાના ખાસો આમે ઘણી મોટી સંખ્યામાં હાજરી આપી હતી.

અમીરે શરીઅત હઝ. મુફતી સૈયદ અબ્દુર્રહીમ લાજપૂરી સાહબે મર્હૂમ સાથે ખાસ સંબંધના સબબે કબ્રસ્તાન સુધી આવવાની ઝહમત ગવારા કરી હતી, જયારે દારૂલ ઉલૂમ અશરફિયહના બુઝુર્ગ મોહતમીમ હઝ. મવ. અહમદ અશરફ સાહબ જનાઝહની નમાઝમાં ખાસ હાજર હતા.

મર્હૂમ મુફતી અ. ગની સાહબની ગણના ગુજરાતના નામી ગિરામી મુફતિયાને કિરામમાં થતી હતી, દારૂલ ઉલૂમ અશરફિયહમાં ૪૩ વર્ષો સુધી ટાઈમની પાબંદી સાથે એક ધારી સેવા બજાવી નીચેથી ઉપર સુધી પહોંચ્યા હતા. એટલે અનેક ફુનૂન (સબ્જેકટસ) ઉપર કાબૂ ધરાવતા હતા. ઉચ્ચ કલાસમાં મુસ્લિમ શરીફ અને મિશ્કાત શરીફ વગેરે પઢાવતા હતા. બાકીનો સમય ફતાવાના જવાબો આપવામાં ગાળતા હતા. સવાર સાંજ નિયમિત લટાર મારવાની આદત હતી.

માસિક હયાતથી પ્રભાવિત અને હયાતના તંત્રીથી ખાસ મુહબ્બત ધરાવતા હતા. મજલિસે તહફફુજે ઈસ્લામ, રૂઅયતે હિલાલ કમીટી, શરઈ પંચાયત, અને ઈમારતે શરઇય્યહ જેવી મુખ્ય સંસ્થાઓ સાથે સંકળાયેલા હતા. જરૂરત જેટલું બોલતા, જમેલાઓથી દૂર રહેવાનું પસંદ કરતા અને પબ્લીસીટીથી પર રહેતા. મુખ્તસર આ કે અલ્લાહે મરહૂમને અનેક સદગુણોથી નવાઝયા હતા.... ખાસ કરીને દારૂલ ઉલૂમ અશરફિયહને મુફતી સાહબ મવસૂફની કમી

ડગલે ને પગલે વર્ષો સુધી મહસૂસ થશે.

*(હયાત માસિક, સૂરત, નવેમ્બર ૧૯૮૭)*

## *મુફતી અબ્દુલ ગની (રહ.)ને દારૂલ ઉલૂમ અશરફિયહનો ખિરાજે અકીદત*

દારૂલ ઉલૂમ અશરફિયહના સિનિયર ઉસ્તાદ અને મુફતી , હઝ. મવ. મુફતી અબ્દુલ ગની કાવીવાલા સાહબ (રહ.)ની અચાનક વફાતથી દારૂલ ઉલૂમના કાર્યકરો, ઉસ્તાદો અને તાલિબે ઇલ્મોમાં શોકનું વાતાવરણ છવાય ગયું હતું. તેની દર્સગાહો અને દરો દીવાર પણ ઉદાસ જણાતી હતી. મદ્રસામાં ચાલતા ૬ માસિક ઈમ્તેહાનના કાર્યક્રમને ટૂંકાવીને સવારે ૧૦–૩૦ કલાકે મર્હૂમને ખિરાજે અકીદત પેશ કરવા એક તઅઝિયતી જલ્સાનું આયોજન કરવામાં આવ્યું હતું, બુઝુર્ગ મોહતમીમ હઝ. મવ. અહમદ અશ્રફ સાહબે પોતાની બીમારી અને લાચારી છતાં સભામાં ઉપસ્થિત થઈ પ્રમુખસ્થાન સંભાળ્યું હતું,

તિલાવતે કુર્આને પાક બાદ કારી રશીદ અહમદ અજમેરી સાહબે તત્કાળ તૈયારી કરેલ એક તઅઝિયતી નઝમ પઢી મુફતી સાહબ મર્હૂમને ખિરાજે અકીદત પેશ કરી હતી.

બાદ શૈખુલ હદીસ હઝ. મવ. મુહમ્મદ રઝા અજમેરી સાહબે પોતાની દર્દભરી અને લાક્ષણિક–ધીર ગંભીર શૈલીમાં તકરીર કરતાં ભારપૂર્વક જણાવ્યું હતું કે અમારા ૪૩ વર્ષોના લાંબા સંબંધોમાં મને યાદ પડતું નથી કે અમારા દરમિયાન કોઈ પણ પ્રકારની રંજીશ અને મનદુઃખ થયું હોય, મુફતી સાહબની મોત આઘાતજનક છતાં કાબિલે રશ્ક છે, મર્હૂમના જીવનમાંથી આપણે મવસૂફની સહનશીલતા અને ઉચ્ચ અખ્લાકને અપનાવી પચાવીએ તો આપણી ઝિંદગી પ્રેરણા પાત્ર ઠરી શકે. અંતમાં શેખ અજમેરી સાહબે દુઆ કરી હતી.

તઅઝિયતી જલ્સાનું સંચાલન કારી રશીદ અજમેરી સાહબે કર્યું હતું.

*(હયાત માસિક, સૂરત, નવેમ્બર ૧૯૮૭)*

ઈલાહી આ ગઝબ કેવો ? થયું પણ ના થવા જેવું,
કયાં ગયા (મુફતી સા.) અધવચ આમ ત્યાગીને.
લખું તો શું લખું ? દુઃખ પણ નથી આ લેખવા જેવું;
હતું ઓછામાં ઓછું એક દસકો જીવવા જેવું !

દરેક જીવ મરવા માટે સર્જાયો છે, એ એક નકારી ન શકાય એવી હકીકત છે. મૌતથી કોઈને ય છુટકારો નથી. كل نفس ذائقة الموت: દરેક સજીવે મૌતનો સ્વાદ ચાખવાનો છે. (કુર્આન)

હદીષ શરીફમાં છે કે મદીનાવાસીઓની કબરો પાસેથી નબીએ કરીમ (સલલ્લાહુ અલયહિ વસલ્લમ) પસાર થયા. આપે એકના તરફ પોતાનુ મુખ કરીને ફરમાવ્યું : અસ્સલામુ અલયકુમ યા અહલલ કુબૂરિ.... હે કબ્રજનો ! તમારી ઉપર સલામતી નાઝિલ થાય, ખુદા તમારી અને અમારી બખશીશ કરે તમે અમારી આગળ ગયા અને અમે તમારી પાછળ આવીશું. (તિર્મિઝી).

આયત અને હદીષથી ફલિત થયું કે દુનિયા ક્ષણભંગુર છે. અહિં જે પણ આવશે, મરવા માટે આવશે. આવું જ થઈ રહ્યું છે અને કિયામત સુધી થતું રહેશે. અહિંની ન તો વસંત પર વિશ્વાસ છે અને ન તો પાનખર પર. અહિંના વૈભવવિલાસ અને ઐશઆરામ માટે ન તો હમેંશગી છે અને ન તો માલદોલત માટે. કુલ્લુ મન અલયહા ફાન.....

છતાં કોઈ વસ્તુ કે વ્યકિત વિશેષનો વિયોગ એવો કષ્ટદાયી હોય છે જે જીવનભર અથવા લાંબી મુદત સુધી યાદ રહે છે, જેની ખોટ કદી ભરપાઈ થતી નથી અથવા બહુ મોડે ભરપાઈ થાય છે. જેની જુદાઈથી પ્રત્યેક આંખ આંસૂ સારવા મંડે છે, દરોદિવાર માતમ કરવા લાગે છે.

આવી ગૌરવવંતી અને રશ્કભરી વફાતોમાં હઝરત મવ. મુફતી અ.ગની સા. કાવીવાલા (રહ.)ની વફાતને સહેજે લેખી શકાય. આપે ૩૦ ઓકટોબર ૧૯૮૭ જુમ્આના રોજ પ્રાતઃકાળે પોતાના પ્રાણ પ્રાણ આપનારને સુપ્રત કરી દીધા. ઈન્ના લિલ્લાહ........

નજીકના વર્તુળોએ પુરી પાડેલી માહિતી અનુસાર હઝરત મુફતી સા. વિત્રની નમાઝ હંમેશા મોડી રાત્રે તહજ્જુદ સાથે અદા ફરમાવતા હતા, પણ મૃત્યુની રાતે પોતાના મામૂલ વિરૂદ્ધ વિત્ર ઈશાની નમાઝ બાદ તરત જ અદા કરી લીધા. નિત્યક્રમ મુજબ રાતે ઘરના ઢાબા ઉપર લટારેય મારી લીધી. ત્યાર બાદ સૂઈ ગયા. રાતે લગભગ ચાર વાગે ઈસ્તિન્જા માટે ઊઠયા અને

પછી ઊંઘમાં જ ચીર નિંદ્રામાં પોઢી ગયા. અલ્લાહને પ્યારા થઈ ગયા. ઈન્ના લિલ્લાહી વ ઈન્ના.......

હઝરત મુફની સા. (રહ.)ના દુઃખદ ઈન્તિકાલના સમાચાર હવાની પાંખે ઊડીને ગુજરાતભરમાં ફેલાઈ ગયા. અરબી મદારિસ–મકાતિબના ઉલમાએ કિરામ, તલબા અને મુસ્લિમ મહાશયો તથા સામાન્યજનોનો ઊછાળા મારતો સમુદ્ર રાંદેરમાં ઊભરાવા માંડયો. ૩૦ ઓકટોબર ૧૯૮૭ જુમ્આના દિવસે અસરની નમાઝ બાદ મવલાના મર્હૂમના ઘરઆંગણે આપના જનાઝાને કાંધ આપવા માટે એક મોટા જનસમુહ પર અજબ કેફીયત છવાયેલી હતી, અજબ હૃદયદ્રાવક અને રૂહપરવર દશ્ય હતું, મવલાના મર્હૂમના જનાઝામાં  દરેક માણસ ખામોશ આંખોમાં મુહબ્બત અને અકીદતના અશ્રુઓ સાથે નજરે પડયો. આ આલિમે બા–અમલનો જનાઝો ચાલ્યો....ચાલ્યો..... જેને જનાઝાને કાંધ આપવાની તક મળી, તેણે પોતાને ધન્ય અને ભાગ્યશાળી માન્યો, લગભગ ચાર હજારની માનવ મેદનીએ પોતાના મહબૂબ અને લાડલા આલિમના જનાઝાને નમાઝ માટે જમીન પર મુકયો. આ ખૂશનસીબ મય્યિતની નમાઝ મર્હૂમના નિકટના સાથી અને સહપ્રવાસી શેખુલ હદીસ હઝરત મવ. મુહંમદ રઝા અજમેરી (દા.બ.) સાહેબે પઢાવી. પથારીવશ અને લકવાગ્રસ્ત બુઝુગ આલિમ મવ.અહમદ અશરફ રાંદેરી સા. વ્હીલચેરમાં બેસીને પોતાની સંસ્થાના આ પુરાણા મુદર્રિસ અને મુફતી સાહેબનું ઋણ અદા કરવા જનાઝાની નમાઝમાં તશરીફ લાવ્યા હતા.   અંતે જનાઝો પોતાની અંતિમ મંઝિલ રાંદેરના "ગોરે ગરીબાં કબ્રસ્તાન" માં આવીને થોભ્યો. મર્હૂમના સિરાણે કબ્રમાં મુફતી સા.ના વેવાઈ અને લંગોટિયા સાથી વયોવૃદ્ધ આલિમ મવ.અલી યુસુફ સા.કાવી ઊતર્યા. મર્હૂમને એમના જૂનાપુરાણા સાથીઓની પડોશમાં દફન કરી દેવાયા.

મિષ્લે ઈવાને સહર મરકદ ફરોઝાં હો તેરા,
નૂરસે મા'મુર યહ ખાકી શબિસ્તાં હો તેરા.

ઈલાહી ! ઉસ્કી તુરબત ખુલ્દઝારે નૂર હો જાવે,
નસીમે શહરે ખમોશાં શમીમે હૂર હો જાવે.

આમીન !

મર્હૂમ મુફતી સાહેબનો જનાઝો ઉઠાવનાર ઘણાખરાને તો કદાચ એટલી જ ખબર હશે કે આપ એક આલિમે દીન અને મુફતી હતા. પણ

ના.... આપ એક વિદ્વાન આલિમ અને પ્રખર ફિકહશાસ્ત્રી હોવા ઉપરાંત નમાઝ રોઝાના સખત પાબંદ બલકે બંધાણી હતા. તહજ્જુદ ગુઝાર, બુઝુર્ગોની યાદગાર, સબ્ર– શુક્રના પયકર, ગયરતમંદ, પ્રભાવ શાળી, ખુશમિજાઝ, પ્રતિભાવંત, સહનશીલ, ઉસૂલના પાબંદ બલ્કે આગ્રહી હતા. અને ખુદા જાણે આપ શું .... શું હતા ?

મર્હૂમ–મગફૂર મુફતી સાહેબે ૪૪ વર્ષ સુધી દારૂલ ઉલૂમ અશરફિયહમાં અવિચ્છેદપણે ખિદમત બજાવી છે. પોતાની તા'લીમી–તદરીસી મુદત દરમિયાન આપ સમય અને સિદ્ધાંતોના સખત પાબંદ રહ્યા છે.

મર્હૂમ મુફતી સાહેબે જામિઅહ તા'લીમુદીન ડાભેલના તે બરકતવંત રૂહાની અને નૂરાની યુગને જોયો છે, બલ્કે સાચા અર્થમાં માણ્યો છે, જયારે દારૂલ ઉલૂમ દેવબંદના મહાન ઉલમાએ કિરામ મવ. બદરે આલમ સા. મેરઠી (રહ.)/ મવ.શબ્બીર અહમદ ઉસ્માની (રહ.)/ મવ. યુસુફ સા.બિન્નૌરી (રહ.) જેવા બુઝુર્ગોએ જામિઅહ ડાભેલને ગુજરાતનું "બીજું દારુલ ઉલૂમ દેવબંદ" બનાવી દીધું હતું.

આવી ભિન્ન ભિન્ન ખૂબીઓના માલિક હઝરત મવ. અ.ગની સા. (રહ.)ને આપણે દફન કરી દીધા અને આપણે પણ એક દિવસ દફન થઈશું, પણ દુઃખ અને ભારે દુઃખ થાય છે, તે માણસની વફાતથી જે સ્વજાત માટે નહિં, પણ દીન માટે જીવતા હતા. આવી વિભૂતિના મરણથી હૃદયને અસહ્ય અને અકથ્ય આંચકો લાગે છે. આવા પીડાદાયક સંજોગોમાં તો માર્ગ એક અને માત્ર એક જ છે કે આપણે એ મર્હુમની જિંદગીને અનુસરીએ, એમની તાલીમાતને પ્રસારીએ, એમના વારસાની હિફાઝત કરીએ અને એમણે જે મિશન પાછળ પોતાનું આખું જીવન ખપાવી દીધું છે તે મિશનને સંભાળપૂર્વક આગળ ધપાવીએ.

મર્હૂમ–મગફૂર મુફતી સા.ફિદાએ મિલ્લતની વિમોચનવિધિ વેળા હાજર રહયા હતા. મવલાનાની દુઆ, મહદર્દી, શુભેચ્છાઓ અને નેક તમન્નાઓ "ફિદાએ મિલ્લત" સાથે રહી છે. મવલાના એને ખુબ પસંદ ફરમાવતા હતા. મવલાના અમને પોતાના મુલ્યવાન સલાહ સૂચનોથી નવાઝતા રહ્યા છે. આપ ભરૂચ જમીઅતની કામગીરીથી પણ ખુબ પ્રભાવિત હતા.

મર્હૂમ મુફતી સા.મારા (તંત્રી 'ફિદાએ મિલ્લત'ના) અતિ નિકટના સગા હતા અને મુલાકાત પર મારી સાથે અત્યંત હેતાળ અને શફકતભર્યો વર્તાવ કરતા હતા અને ખુબ દુઆઓથી નવાઝતા હતા.

અલ્લાહ તઆલા મર્હુમની બાલ બાલ મગફિરત ફરમાવે. એમને જન્નતુલ ફિરદૌસ અતા ફરમાવે અને આપ્ત જનોને સબ્રે જમીલની નેક તવફીક આપે, આમીન !

મર્હૂમના એહસાનનો ખરો બદલો એ જ છે કે આપણે એમના હકમાં દુઆ અને ઈસાલે સવાબ કરીએ.

તંત્રી. ફિદાએ મિલ્લત,
મુફતી અહમદ દેવલ્વી

## મુફતીએ દારૂલ ઉલુમ અશરફિયહ હઝરત મવલાના મુફતી અ.ગની કાવીવાલા સા. (રહ.)ની ચિરવિદાય

*બાગે અશરફસે અજલને ફુલ તોળકર*
*કૈસે વિરાનોમેં ઉસકો છોળ આયા હૈ,*
*જો બાદાકશ થે પુરાને વો ઉઠતે જાતે હૈ,*
*કહીં સે આપ લે આવે બકાએ દવામ સાકી.*

આ પ્રજળતા વિશ્વમાં ચંદ્રની શીતળતા અને જગતના અંધારા સામે તેજસ્વી કિરણો સમા આલિમો અગ્નિ માટે જળ અને અંધકાળ માટે પ્રકાશ બની આ મંઝિલવિહોણી દુનિયાને સાચું માર્ગદર્શન પુરૂં પાડતા હોય છે. તેઓ હિદાયતના ચિરાગ છે. તેમની રોશની જગતના આભે ભયંકર કાળી ડીબાંગ રાતનો પડકાર બની મંઝિલની સડક પર નિરંતર વહેતી રહે છે. સમયની ગંદકી અને કીચડ તથા માનવજાતના ગુનાહિત કૃત્યો અને ગંદા વાતાવરણમાં નેકીઓના ચમનની ખુશ્બુ ફેલાવનાર આલિમો વસંતના મ્હેંકતા ફૂલો છે. એટલા માટે એક આલિમનું જગતમાંથી ઉઠી જવું, જગત માટે મહાન ખોટ છે. હદીસના કથન ''મવતુલ આલિમ મવતુલ આલમ'' મુજબ એક હિદાયતના જગમગતા રોશન સિતારા સમા મૌલાના મુફતી અ.ગની સા.

રહ.નું મૃત્યું આપણા માટે મહાન ખોટ ઉભી કરી ગયું છે. જે આલિમ દુનિયાથી વિદાય થાય છે. તે પોતાની જગા ખાલી મુકીને જાય છે. એટલા માટે મુસલમાનોને જોઈએ કે જે કોઈ આલિમ મવજૂદ છે, એમને ગનીમત સમજી એમનાથી લાભ ઉઠાવતા રહે. કુત્બુલ ઈર્શાદ શૈખુલ હદીસ હઝરત મૌલાના મુહંમદ ઝકરીયા રહ.નું કથન છે કે "લોગ જાનેવાલોંકી ખૂબીયા પીછેવાલોમેં ઢુંઢતે હૈ, યે કૈસે હો સકતા હૈ, જો હૈ ઉસકો ગનીમત સમજના ચાહિયે, વરના વો ભી નહીં રહેગે."

મર્હુમ મૌલાના અ.ગની સા.ના પિતા અહમદ હસન એક સીધા સાદા ખેડુત હતા. શરૂઆતની જરૂરી તાલીમ પોતાના વતન કાવી તા.જંબુસરમાં પ્રાપ્ત કરી તે સમયમાં જયારે કે ભરૂચ જિલ્લાના લોકો અજ્ઞાનના અને જહાલતના અંધકારમાં સપડાયેલા હતા આપ તે સમયનાં સુવિખ્યાત ઐતિહાસિક મદ્રસા જામીઅહ ઈસ્લામિયહ ડાભેલમાં વધુ દીની તાલીમ અર્થે દાખલ થયા.

પોતાની આગવી સૂઝ,ખંત અને તેજસ્વી બુદ્ધિથી તેઓ મદ્રસામાં સદા પ્રથમ હરોળમાં રહેતા, તેમના સદભાગ્યથી એમણે સમયના મહાન ઈમામ સમાન હઝરત મૌલાના શબ્બીર અહમદ ઉસ્માની સા.રહ./ મૌલાના બદરે આલમ મેરઠી સા.રહ./ મૌલાના યુસુફ બિન્નોરી સા.રહ./મુફતીયે ગુજરાત હઝરત મૌલાના ઈસ્માઈલ બિસ્મીલ્લાહ સા.રહ./ અને મુફસ્સિરે અઝીમ હઝરત મૌલાના બાબા અ. રહમાન અમરોહી સા. રહ. જેવા ઉસ્તાદોથી પોતાના ઈલ્મની પરિપૂર્ણતા કરી હતી. મર્હૂમ પોતાના ઉસ્તાદો પ્રત્યે હંમેશા અદબ, આદર અને એહતેરામ રાખતા. સફરમાં હોય કે હઝરમાં પોતાના ઉસ્તાદોનું નામ ઘણા અદબ અને એહતેરામથી લેતા. ઉસ્તાદોનો અદબ અને એહતેરામની બરકતથી તથા પોતાના શોખ અને ખંતથી તેઓ દારૂલ ઉલુમના મુફતી અને શયખુલ હદીસ પછીના બીજા નંબરના ઉસ્તાદે હદીસના ઉચ્ચ સ્થાન પર બિરાજમાન થયા. એમના ફત્વા એક આગવી શૈલીમાં ઘણા સ્પષ્ટ રહેતા, એથી ફત્વા પુછનારને ઘણો લાભ થતો. ફત્વામાં પોતાના મંતવ્ય પર અડગ રહી હક વાતમાં નિડર રહેતા. મર્હુમ સ્વાભાવે નમ્ર, વર્તને મુખ્લિસ, એકાંતપ્રિય, વધુ પડતા મૌન અને પોતાના વઝાઈફમાં નિયમિત રહેતા તહજ્જુદના પાબંદ અને લોકોના વધુ પડતા સહવાસથી દૂર રહી હંમેશા પોતાના કાર્યોમાં જ મગ્ન રહેતા હતા. ઘણી કુશળતાથી શુદ્ધ અને સ્પષ્ટ

જુબાનથી તલબાને તાલીમ આપતા. પોતે પણ ઇલ્મમાં આગળ વધી તલબાને પણ ઈલ્મના લક્ષ્ય પ્રતિ સંતોષિત રાખતા. એમનો દર્સ કુંજામાં સાગર સમાવવા સમાન બહોળો, વિસ્તૃત અર્થાત જામેઅ હતો. તલબા પર એમનો પ્રભાવ છવાયેલો રહેતો અને તલબા એમને માનની નજરથી જોતા.

મર્હૂમની કાર્યનિષ્ઠાથી દારૂલ ઉલૂમના મોહતમીમ મૌ. અહમદ અશરફ રાંદેરી સા. ગમે તેવી ગુંચના પ્રસંગે એમને ફેસલ–નિર્ણાયક બનાવતા. એમણે મર્હૂમને નાઝિમે તાલીમાત અને નાઝિમે ઇમ્તેહાનાત બનાવ્યા હતા. મર્હૂમ પર મોહતમીમ સા.ને અખૂટ શ્રદ્ધા હતી. તેથી તેમણે સોંપેલા કાર્યની પુછપરછ કદી કરી ન હતી. અને પોતે બીમારીના કારણે પથારીવશ હોવા છતાં ખુરશી દ્વારા એમના જનાઝામાં હાજર રહ્યા હતા.

કોઈ પણ પ્રકારના સંઘર્ષમાં ઉતર્યા વગર મૌનપણે અંતિમ શ્વાસ સુધી એક ધારા ૪૫ વર્ષ સુધી મર્હૂમે મદ્રસાની સેવા બજાવી, ત્યાં સુધી કે મરણની રાત્રે પણ છ માસિક ઈમ્તિહાનની જવાબવહીઓ એમણે તપાસી હતી. અંતે મૌતે એમને આ સેવામાંથી મુકત કર્યા.

મર્હૂમને રાંદેરના પ્રખ્યાત બુઝુર્ગો : મર્હૂમ મૌ.મુહંમદ સઈદ સા.રાંદેરી (રહ.),/ મૌ. અહમદુલ્લાહ સા.(રહ.),/ હઝરત મૌ.શેખ અજમેરી સા.(દા.બ.)/ મુફતીએ ગુજરાત મૌ. અ.રહીમ લાજપુરી સા.(દા.બ.) સાથે ગાઢ સંબંધો હતા. તેઓ તેમની વારંવાર મુલાકાત લેતા. વળી હઝરત મૌલાના શેખ અજમેરી સા.(દા.બ.) સાથે મર્હૂમને ઘણા સફરો પણ થતા. મારી સાથે પણ મર્હૂમના સંબંધો ઘણા સારા હતા. મને એમની સાથે સફરો કરવાની તકો મળી છે. તેઓ સદા હસમુખા રહેતા અને પોતાના રમુજી ટુચકાઓ અને મલ્ફૂઝાતથી પ્રભાવિત કરતા, રાંદેરમાં કોઈ પણ જગા ઉપર મુલાકાત થતી અથવા નજર પડે તો અચુક ઉભા રહી ખબર અંતર પુછી વિદાય લેતા અને પોતાના મુફીદ મશ્વેરાથી નવાજતા રહેતા. અમુક સમયે ફકત મુલાકાત માટે આવી જતા. આનાથી એમના સદગુણો તથા અખ્લાક ફલિત થાય છે.

એમના મૃત્યુથી અમને અને ઇલ્મી જગતને આઘાતનો આંચકો લાગ્યો છે અને એક સાચા રેહબર અને મુરબ્બીને ગુમાવી બેઠા છીએ. મર્હુમની લોકપ્રિયતા એમના નમાઝે જનાઝાની નમાઝમાં હાજર રહેલી મેદનીથી જણાઈ આવે છે કે ઘણા લોકો એમના ચાહક હતા. અલ્લાહ

તઆલાએ એમની દીની સેવાઓને કબૂલ કરી લીધી હોય એમ જણાય છે. એટલા જ માટે જુમ્આની મુબારક રાત્રે તહજ્જુદ સમયે કોઈની પણ મોહતાજી વગર અલ્લાહને પ્યારા થઈ ગયા. ઈન્નાલિલ્લાહિ...

મર્હૂમ પોતાની પાછળ બેવાહ, બે સુપુત્રો અને બે પુત્રીઓ તથા પોતાના કેટલાય રૂહાની શાગિર્દોને વિલાપ કરતા છોડી ગયા છે. ઈન્શાઅલ્લાહ એમના શાગિર્દો અને એમના માર્ગદર્શક ફતાવાઓ એમના માટે સદકએ જારિયહ થશે, એ જ એમની ખરી કામિયાબી છે.

દુઆ છે અલ્લાહ તઆલા એમની બાલ બાલ મગફિરત ફરમાવે. જન્નતુલ ફિરદૌસમાં ઉચ્ચ સ્થાન અતા ફરમાવે અને એમના કુટુંબીજનોને સબ્રે જમીલ અતા ફરમાવે તેમજ અશરફી પરિવારને નેઅમુલ બદલ અતા ફરમાવે, આમીન !

ચાહનેવાલે તેરે, જાનનેવાલે તેરે, અબ કહાં જાએ
ઈલાજે ગમે દૌરા કે લીએ,
જો થે અરબાબે મઆની વો ઉઠે જાતે હૈ, બદનસીબી હૈ યે
ઈસ દૌર કે મુસલમાકે લિએ.

*મવ. અલી સાહબ ખાનપુરી*
*ઉસ્તાઝે હદીષ, જામિઆ હુસૈનિયહ, રાંદેર.*

બિસ્મિહી તઆલા

# અનુક્રમણિકા

| | | |
|---|---|---|
| | **જેનાથી નમાઝ ફાસિદ થાય** | |
| ૧૮૭/૬૭ | ચારના બદલે પાંચ રકાત પઢવી. | |
| ૧૮૮/૬૮ | સાહિબે તર્તીબની ઈમામત એક કારણે ફાસિદ. | |
| ૧૮૯/૬૯ | મઅઝૂર ઈમામ પાછળ નમાઝ ફાસિદ છે. | |
| ૧૯૦/૭૦ | ઈમામથી પહેલા તકબીરેતહરીમા પઢવી. | |
| ૧૯૧/૭૧ | અર્થ ફાસિદ થવાથી નમાઝ ફાસિદ. | |
| ૧૯૨/૭૨ | અર્થ ફાસિદ થવાથી નમાઝ ફાસિદ. | |
| ૧૯૩/૭૩ | કાયદાએ અખીરહ છુટવાથી નમાઝ ફાસિદ. | |
| ૧૯૪/૭૪ | નમાઝમાં સ્ત્રીના વાળ ખુલ્લા રહેવાં. | |
| | **ઈમામના પાછળ કિરાઅત પઢવી** | |
| ૧૯૫/૭૫ | ઈમામ પાછળ કુર્આન પઢવું. | |
| ૧૯૬/૭૬ | ઈમામ પાછળ સૂરએ ફાતિહા પઢવી. | |
| ૧૯૭/૭૭ | ઈમામ પાછળ સુરએ ફાતિહા પઢવી. | |
| ૧૯૮/૭૮ | એકલા નમાઝ પઢનાર માટે કિરાઅત. | |
| | **સુન્નત અને નફલ** | |
| ૧૯૯/૭૯ | સુન્નતની દરેક રકાતમાં સૂરત મેળવવી. | |
| ૨૦૦/૮૦ | જુમ્આની નમાઝની સુન્નતો. | |
| ૨૦૧/૮૧ | ફજરની સુન્નતે મોઅકકદહ અને શાફિઈ. | |
| ૨૦૨/૮૨ | ફજરની સુન્નતે મોઅકકદહ અને હનફી. | |
| ૨૦૩/૮૩ | જમાઅતનો વખત નજીક હોય ત્યારે સુન્નત પઢવી. | |
| ૨૦૪/૮૪ | ઝોહરની સુન્નતો વિષે. | |
| ૨૦૫/૮૫ | સુબ્હે સાદિક પછી પઢેલી તહજજુદ. | |
| ૨૦૬/૮૬ | ફજરની અઝાન પછી નફિલ. | |

| | | |
|---|---|---|
| ૨૨૭/૧૦૭ | સિજદએ તિલાવત મુકતદી પણ કરશે. | |
| ૨૨૮/૧૦૮ | સિજદાની આયત વારંવાર પઢવી. | |
| | **સિજદએ સહવ (ભૂલનો સિજદો)** | |
| ૨૨૯/૧૦૯ | કિરા'તમાં અટકવાથી સિજદો. | |
| ૨૩૦/૧૧૦ | સૂરએ ફાતિહા બે વાર પઢવી. | |
| ૨૩૧/૧૧૧ | સૂરએ ફાતિહા છુટી ગઈ જાય. | |
| ૨૩૨/૧૧૨ | ચાર રકા'તવાળી નમાઝમાં ત્રીજી રકા'તે બેસી જવું. | |
| ૨૩૩/૧૧૩ | પહેલી રકા'તે બેસી જવું. | |
| ૨૩૪/૧૧૪ | મગરિબની ત્રીજી રકા'તમાં ઉભા થઈ જવું. | |
| ૨૩૫/૧૧૫ | ઈમામ અને મુકતદી પર સિજદએ સહવ નથી. | |
| ૨૩૬/૧૧૬ | નમાઝમાં બે–ત્રણ ભૂલ થાય તો ? | |
| ૨૩૭/૧૧૭ | રકા'ત છુટી હોય ત્યારે ઈમામ સા. સિજદએ સહવ કરે તો? | |
| | **સફરની નમાઝ** | |
| ૨૩૮/૧૧૮ | બસ–ડ્રાઈવર કસર નમાઝ પઢશે. | |
| ૨૩૯/૧૧૯ | અડતાલીસ માઈલનો ઈરાદો ન હોય તો? | |
| ૨૪૦/૧૨૦ | કેટલા માઈલે નમાઝ કસર કરવી ? | |
| ૨૪૧/૧૨૧ | સફરની કઝા અસલી વતનમાં. | |
| ૨૪૨/૧૨૨ | સફરના માર્ગમાં કસર. | |
| ૨૪૩/૧૨૩ | અસલી વતનમાં પુરી નમાઝ. | |
| ૨૪૪/૧૨૪ | વતને ઈકામતમાં પંદર દિવસની નિય્યત ન હોય. | |
| ૨૪૫/૧૨૫ | વતને ઈકામતમાં પંદર દિવસની નિય્યત ન હોય. | |
| ૨૪૬/૧૨૬ | વતને અસલીમાં પુરી નમાઝ પઢવી. | |

| | | |
|---|---|---|
| ૩૯૧/૧ | મામા ભાઈના નિકાહ ફોઈ બહેન સાથે. | |
| ૩૯૨/૨ | બાપ–બેટાના નિકાહ અનુક્રમે માં–દીકરી સાથે. | |
| ૩૯૩/૩ | પિત્રાય ભત્રીજાના નિકાહ પિત્રાઈ ફોઈ સાથે. | |
| ૩૯૪/૪ | પિત્રાય ભત્રીજાના નિકાહ પિત્રાઈ ફોઈ સાથે. | |
| ૩૯૫૫ | ફોઈના મરણ પછી ભત્રીજી સાથે નિકાહ. | |
| ૩૯૬/૬ | મસિયાઈ ભાઈની દિકરી સાથે નિકાહ. | |
| ૩૯૭/૭ | પતિની આગલી પત્નિનો છોકરો અને પત્નિની આગલા પતિની છોકરી. | |
| ૩૯૮/૮ | પતિની આગલી પત્નિનો છોકરો અને પત્નિની આગલા પતિની છોકરી. | |
| ૩૯૯/૯ | પોત્રાના નિકાહ,નવાસી સાથે. | |
| ૪૦૦/૧૦ | ભાણેજના નિકાહ પિતરાણ માસી સાથે. | |
| ૪૦૧/૧૧ | ભાણેજના નિકાહ પિતરાણ માસી સાથે. | |
| ૪૦૨/૧૨ | મુર્તદ સ્ત્રી સાથે નિકાહ. | |
| ૪૦૩/૧૩ | બિન મુસ્લિમ સગર્ભા સ્ત્રી સાથે નિકાહ. | |
| ૪૦૪/૧૪ | વ્યભિચાર કરાવનાર સ્ત્રીના નિકાહ બીજા પુરૂષ સાથે. | |
| ૪૦૫/૧૫ | વ્યભિચાર કરનારના નિકાહ વ્યભિચાર કરાવનાર સ્ત્રી સાથે. | |
| ૪૦૬/૧૬ | વ્યભિચારથી થયેલ સગર્ભા સ્ત્રી. | |
| ૪૦૭/૧૭ | ગેરમુકલ્લિદના નિકાહ હનફી ઓરત સાથે. | |
| ૪૦૮/૧૮ | નાબાલિગ છોકરાના નિકાહ નાબાલિગ છોકરી સાથે. | |
| ૪૦૯/૧૯ | દત્તક છોકરાના નિકાહ,પોતાની છોકરી સાથે. | |
| ૪૧૦/૨૦ | નિકાહ ન કરવાની વાલિદાએ કસમ આપી તે છોકરી. | |
| ૪૧૧/૨૧ | બિન સૈય્યિદના નિકાહ સૈય્યિદ સ્ત્રી સાથે. | |

| | | |
|---|---|---|
| ૪૧૨/૨૨ | અઢી વર્ષની ઉમર થયા પછી દુધ પીનાર છોકરી. | |
| | **જે સ્ત્રીઓ સાથે નિકાહ હરામ છે** | |
| ૪૧૩/૨૩ | વ્યભિચાર કરાવનાર માં–બેટી. | |
| ૪૧૪/૨૪ | સસરા સાથે વ્યભિચાર કરાવનાર સ્ત્રી. | |
| ૪૧૫/૨૫ | સ્ત્રી સાથે વ્યભિચાર કરવાથી તેણીની છોકરી હરામ થશે. | |
| ૪૧૬/૨૬ | શાદીસુધા–પરણિત સ્ત્રી સાથે નિકાહ હરામ છે. | |
| ૪૧૭/૨૭ | તલાક લીધા વગર બીજા નિકાહ હરામ છે. | |
| ૪૧૮/૨૮ | ત્રણ તલાક આપી તુરંત નિકાહ પઢવા હરામ છે. | |
| ૪૧૯/૨૯ | યહૂદી અને નસરાની સ્ત્રીઓ સાથે નિકાહ. | |
| ૪૨૦/૩૦ | શીયા અને સુન્નીના નિકાહ. | |
| ૪૨૧/૩૧ | રાફઝી વ્હોરા અને સુન્નીના નિકાહ. | |
| ૪૨૨/૩૨ | અલગ અકીદાવાળા પતિ–પત્નિ. | |
| ૪૨૩/૩૩ | એકી સાથે બે બહેનોને નિકાહમાં લાવવી. | |
| ૪૨૪/૩૪ | બે સાવકી બહેનો સાથે નિકાહ. | |
| ૪૨૫/૩૫ | રઝાઈ (દુધ શરીક) બહેન સાથે નિકાહ. | |
| ૪૨૬/૩૬ | દુધ શરીક ભત્રીજી સાથે નિકાહ. | |
| ૪૨૭/૩૭ | માસીનું દુધ પીનાર છોકરી,માસીના છોકરા માટે હરામ. | |
| | **નિકાહ સહીહ થશે** | |
| ૪૨૮/૩૮ | એક ખુત્બા વડે બે નિકાહ પઢાવવા. | |
| ૪૨૯/૩૯ | ગવાહોનું નામ નિકાહ વખતે ન લેવુ. | |
| ૪૩૦/૪૦ | માત્ર બે ગવાહોની રૂબરૂમાં નિકાહ કરવા. | |

| | | |
|---|---|---|
| ૪૫૩/૬૩ | તલાક વિના બીજા સાથે નિકાહ કરવા. | |
| | **નિકાહ તુટશે નહિ** | |
| ૪૫૪/૬૪ | સાળી સાથે વ્યભિચાર કરવો. | |
| ૪૫૫/૬૫ | બીજા પુરૂષ સાથે નાસી જનાર પત્નિ. | |
| ૪૫૬/૬૬ | પત્નિનું દુધ પીવું. | |
| ૪૫૭/૬૭ | છાતીનું ચુંબન. | |
| ૪૫૮/૬૮ | છાતીનું ચુંબન. | |
| ૪૫૯/૬૯ | પરણિત સ્ત્રી ઝિના કરાવે તો ? | |
| ૪૬૦/૭૦ | પતિને ભાઈ કહેવાથી નિકાહ તુટશે ? | |
| ૪૬૧/૭૧ | પતિનો પત્ર ન આવવો કે પૈસા ન મોકલવા. | |
| | **શાદીમાં બિન ઈસ્લામી રિવાજો** | |
| ૪૬૨/૭૨ | રેડિયો–માઈક વાગતું હોય ત્યાં જવુ. | |
| ૪૬૩/૭૩ | શાદીમાં વેવાર લેવો. | |
| ૪૬૪/૭૪ | નિકાહ વખતે નાળિયર હાથમાં લેવું. | |
| ૪૬૫/૭૫ | ખોટા રિવાજોને સહકાર આપવો. | |
| ૪૬૬/૭૬ | દુલ્હાના શરીરે હળદર તથા મેહદીં લગાવવી. | |
| ૪૬૭/૭૭ | કા'બા શરીફ તરફ મોઢું થાય એ રીતે દુલ્હનના ઘેર જવું. | |
| ૪૬૮/૭૮ | પરણિત સગર્ભાને શણગારી,માં–બાપ ને ત્યાં રવાના કરવી. | |
| ૪૬૯/૭૯ | પાછા લેવાની નિય્યતે શાદીમાં ભેટ આપવી. | |
| | **મહેરનું વર્ણન** | |
| ૪૭૦/૮૦ | મહેર નકકી કર્યા વિના નિકાહ કરવા. | |

| | | |
|---|---|---|
| ૪૯૨/૧૦૨ | છોકરો પોતાની મનપસંદ છોકરી સાથે શાદી કરે ? | |
| ૪૯૩/૧૦૩ | શાદી માટે કેટલી ઉમર હોવી જોઈએ ? | |
| ૪૯૪/૧૦૪ | સહાગરાત,સુન્નત તરીકા મુજબ. | |
| ૪૯૫/૧૦૫ | સગર્ભા પત્નિ સાથે સંભોગ કયાં સુધી ? | |
| ૪૯૬/૧૦૬ | સગર્ભા પત્નિ સાથે સંભોગ હરામ નથી. | |
| ૪૯૭/૧૦૭ | પતિને કાબૂમાં લેવા તાવીજ બનાવવા. | |
| | **પ્રકરણ-(૮) તલાક**<br>**લેખિત તલાકના મસાઈલ** | |
| ૪૯૮/૧ | પોષ્ટકાર્ડ મારફતે તલાક. | |
| ૪૯૯/૨ | ગર્ભવતીને લેખિત ત્રણ તલાક. | |
| ૫૦૦/3 | વકીલ મારફતે તલાક. | |
| ૫૦૧/૪ | સાળાને પરેશાન કરવા એક તલાક. | |
| ૫૦૨/૫ | તલાકનામા પર ધમકીથી સહી લેવી. | |
| ૫૦3/૬ | લેખિત અને મૌખિક તલાક. | |
| ૫૦૪/૭ | રજીસ્ટર મારફતે લેખિત ત્રણ તલાક. | |
| ૫૦૫/૮ | અંગ્રેજીમાં લેખિત ત્રણ તલાક. | |
| ૫૦૬/૯ | ચેતવણી રૂપે તલાકનો પહેલો કાગળ. | |
| ૫૦૭/૧૦ | દુશમને તલાક લખી રવાના કરી. | |
| ૫૦૮/૧૧ | ગવાહીઓ સાથે દુશમન તરફથી લેખિત તલાક. | |
| ૫૦૯/૧૨ | લેખિત તલાક લેવી,બોલવા સમાન. | |
| ૫૧૦/૧૩ | બનાવટી તલાકનામું. | |
| ૫૧૧/૧૪ | લેખિત તલાક. | |
| ૫૧૨/૧૫ | તલાકનામાનું રજીસ્ટર પાછું કરવું. | |

| | | |
|---|---|---|
| ૬૩૧/૧૯ | મચ્છી સાથે દુધ પીવું. | |
| ૬૩૨/૨૦ | ગેર મુસ્લિમને પાણી દમ કરી દેવું. | |
| ૬૩૩/૨૧ | તાડીનો સરકો. | |
| ૬૩૪/૨૨ | નીરો પીવો જાઈઝ છે ? | |
| ૬૩૫/૨૩ | સુર્યોદય પછી નીરો પીવો. | |
| ૬૩૬/૨૪ | ચરસનો નશો ન ચઢે તો ? | |
| | **પોશાક તથા અન્ય બાબતોના મસાઈલ** | |
| ૬૩૭/૨૫ | કાળા જોડા પેહરવા. | |
| ૬૩૮/૨૬ | કેરેટવાળું ઘડીયાળ. | |
| ૬૩૯/૨૭ | સ્ટીલની ચેઈન પહેરવી. | |
| ૬૪૦/૨૮ | ટેરેલીન પહરવું. | |
| ૬૪૧/૨૯ | બેલ બોટમ પેન્ટ પહેરવું. | |
| ૬૪૨/૩૦ | અમામો–પાઘડી બાંધવા વિષે. | |
| ૬૪૩/૩૧ | પાસપોર્ટ માટે ફોટા. | |
| ૬૪૪/૩૨ | હજ્જ માટે ફોટા પડાવવા. | |
| ૬૪૫/૩૩ | જરૂરત ઉભી થતાં ફોટો પડાવવો. | |
| ૬૪૬/૩૪ | સરકારી કામ માટે ફોટા પડાવવા. | |
| ૬૪૭/૩૫ | કિબ્લહ તરફ થુંકવું. | |
| ૬૪૮/૩૬ | ગળા પરના વાળ કપાવવા. | |
| ૬૪૯/૩૭ | સ્ત્રીઓ વાળ કપાવે તો ? | |
| ૬૫૦/૩૮ | ટી.વી. પર મઝહબી પોગ્રામ જોવા. | |
| ૬૫૧/૩૯ | સ્ત્રીનું અંગ જોવું. | |
| ૬૫૨/૪૦ | પરાહિત સ્ત્રીને હદિયો આપવો. | |

## બિસ્મિલ્લાહી ર્રહમાનિર્રહીમ
## હામિદંવ મુસલ્લિયા વ મુસલ્લિમા.

કુર્આન અને હદીસમાં અકાઈદ, અખ્લાક અને આમાલનું ખાસ સ્થાન અને મહત્વ છે, અકાઈદથી સંબંધ ધરાવતું ઈલ્મ ઈલ્મે કલામ છે, અખ્લાકથી સંબંધ ધરાવતું ઈલ્મ ઈલ્મે તસવ્વુફ છે. અને આમાલથી સંબંધ ધરાવતું ઈલ્મ ઈલ્મે ફિકહ છે. અલ્હમ્દુલિલ્લાહ કુરૂનુ ખૈરથી અત્યાર સુધી આ ઉલૂમ પર કામ થતું રહયું છે, અને ચાલુ જ છે. અકાઈદ અને અખ્લાકમાં કોઈ ફેરફાર અને વધારો ઘટાડો થવાની કોઈ સંભાવના નથી. બલ્કે આ બન્નેવ વસ્તુઓ તમામ હઝરાત અંબિયાએ (અલૈ.) અને સઘળી ઉમ્મતોમાં એક સરખી જ રહી છે. જયારે અમલી અહકામમાં તફાવત અને ફેરફાર થતો રહયો છે, અને આ અંતિમ ઉમ્મતના અમલી અહકામની વિગતમાં દિન પ્રતિ દિન વધારો થતો રહયો છે. કારણ કે સમયના વહેણ સાથે વિજ્ઞાન અને ટેકનોલોજીના નવા નવા સંશોધનો અને સાધનોના કારણે નવા નવા મસાઈલ પેદા થાય છે. અને તેમાં ફિકહી અને શરઈ જાણકારીની જરૂરત પડે છે.

આ ફિકહી અને શરઈ જાણકારી અને માર્ગદર્શન આપવાનું કામ હમેંશા ઉમ્મતના મુફતિયાને કિરામ કરતા રહયા છે અને હિંદુસ્તાનના દરેક રાજયમાં ફતાવાનું આ કામ પ્રાંતિય ભાષામાં થતું રહયું છે અને ઘણા મુફતિયાને કિરામના ફતાવા વિવિધ ભાષામાં પુસ્તક રૂપે છપાતા રહયા છે. ઉસ્તાદુલ અસાતિઝહ હઝરત મવલાના મુફતી અબ્દુલ ગની કાવી સાહેબ (રહ.) એ પણ દારૂલ ઉલૂમ અશરફિયહ રાંદેરમાં લાંબી મુદત સુધી તદરીસની ખિદમતની સાથે ફતાવાની સેવા પણ બજાવી છે. જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર તેમના લેખિત ફતાવાનો સારો એવો સંગ્રહ મળી આવતાં તેને પુસ્તક રૂપે છપાવવાની સઆદત હાસિલ કરી રહયો છે. અલ્લાહ પાક મઝકૂર ફતાવા સંગ્રહને ગુર્જર મુસ્લિમ સમાજ માટે ઉપયોગી અને લાભદાયી બનાવે અને મર્હૂમ હજરત મુફતી સાહેબ માટે સદકએ જારિયહ ફરમાવે. આમીન.

*અહકર : ઈસ્માઈલ ઈબ્રાહીમ ભડકોદ્રવી, ગુફિરલહૂ વ લિવાલિદૈહિ.*
*ખાદિમે હદીસ, જામિઅહ જંબુસર*
*ખાદિમે ઈફતા દારૂલ ઉલુમ, કંથારીયા.*
*૧૪, રબીઉલ અવ્વલ ૧૪૨૫ – ૫/૫/૦૪*

## બિસ્મિલ્લાહિ ર્રહમાની ર્રહિમ

એવો કયો મુસલમાન છે. જે દીન અને શરીઅત પર પાબંદીથી અમલ કરવા ચાહતો હોય અને તેને મુફતીની જરૂર ન પડે. પોતાના જીવનના હર વળાંક પર કોઈ ન કોઈ સૂરત એવી જરૂર ઉત્પન્ન થાય છે, જેમાં તેને મસ્અલા–મસાઈલના જાણકારો અને ફત્વા આપનારાઓની સહાય લેવી જ પડે છે. ખય્રૂલ કુરૂન (સર્વશ્રુષ્ઠ કિંવા સહાબાનો સમય) થી લઈ આજ સુધી દરેક યુગમાં અને વિશ્વના દરેક વિભાગમાં અલ્લાહ તઆલાએ એવી પવિત્ર હસ્તીઓ બનાવી, જેઓ મુસ્લીમોની પવિત્ર શરીઅત ઉપર અમલ કરવા માટેનું માર્ગદર્શન સંપૂર્ણ અમાનતદારી અને ફરજ ભાવની સાથે પુરૂ પાડી પોતાના પરવરદિગારની ખૂશનુદી પ્રાપ્ત કરતી રહી અને આ સિલસિલો આજ સુધી અલ્હમ્દુલિલ્લાહ વણથંભ્યો અને અવિરત ચાલુ જ છે.

ઈસ્લામી શાસન કાળમાં તો સત્તાધીશોની જવાબદારી રહેતી કે તેઓ આ સેવા માટે લાયક વ્યકિતઓની નિમણૂક કરે અને લોકોને પોતાના જીવનના દરેક પ્રશ્નના ઉકેલ માટે માર્ગદર્શન પૂરૂં પાડે અને અથર કોઈક જગ્યાએ એવી વ્યકિત જે આ હોદ્દાને લાયક ન હોય, તો તેને હટાવી ભવિષ્ય માટે તેના ઉપર પાબંદી લગાવે. અમીરૂલ મુ'મિનીન હઝ. ઉમર (રદીયલ્લાહુ તઆલા અન્હુ) ના ખિલાફત કાળમાં આ વિશે પુરી ચોકસાઈ વર્તવામાં આવતી હતી. અલ્લામહ શિબ્લી નો'માની (રહ.) લખે છે કેઃ ઈસ્લામમમાં એક આગવો વિભાગ હતો જેનું નામ ''ઈફતા''હતુ. તેની કાર્યપધ્ધિતિ એ હતી કે કાયદાના ઘણા જ લાયક નિષ્ણાંતો કિંવા ફુકહા દરેક જગ્યાએ રહેતા હતા અને જે માણસ કોઈક પ્રશ્ન પૂછવા ચાહતો તો તેઓથી પૂછી શકતો હતો તેના લઈ કોઈ વ્યકિત એવું બહાનું ન કાઢી શકતી કે તે કાયદાની ફલાણી કલામથી અજાણ હતો, આ રીત, આ કાર્ય પધ્ધિતિ ઈસ્લામના પ્રારંભકાળથી જ આપો આપ અમલમાં આવી હતી અને આજ પર્યથ કાયમ છે. પરંતુ હઝ. ઉમર (રદિ.) શાસનકાળમાં જેવી પાબંદીથી તેના ઉપર અમલ રહયો, પાછળના યુગમાં બલ્કે એનાથી પેહલા હઝ. અબૂબક્ર (રદિ.)ના શાસન કાળમા પણ એટલી પાબંદી ન હતી, આ કાર્ય પધ્ધિતિ માટે અતિ આવશયક એ છે કે દરેકને મસ્અલો બતાવવાની પરવાનગી ન હોય, બલ્કે

ખાસ–ખાસ કાબિલિયતવાળા માણસો ફત્વો આપવાના કામ માટે નકકી કરવામાં આવે, જેથી ખોટા મસ્અલાઓ ફેલાય ના શકે. (અલ્ફારૂક)

હઝ. ઉમર (રદિ.) આ બાબતમાં એટલા કડક હતા કે કોઈ બિન–અધિકૃત વ્યકિત ફત્વો આપવાની હિંમત કરી ન શકતી હતી, ત્યાં સુધી કે નિયુકત કરવામાં આવેલ મુફતીઓના ઉત્તરો તેમજ ફત્વાઓની પણ તપાસ કરવામાં આવતી. હઝ. અબુહુરૈરહ(રદિ.) તઆલા અન્હૂથી પૂછયુ કે તમે આ સવાલનો શું જવાબ આપ્યો? અને જયારે તેઓએ પોતાના જવાબ બયાન કર્યા તો હઝ. ઉમર (રદિ.) ફરમાવ્યુઃ કે અગર તમે પ્રશ્નનો અન્ય કોઈ ઉત્તર આપ્યો હોત તો ભવિષ્યમાં તમારા ઉપર પાબંદી લાગુ કરવામાં આવતે.

ભારતીય ઉપખંડમાં જયારથી ઈસ્લામી શાસનકાળ અસ્ત થયો, તયારથી સરકારી રાહે આ વિભાગનું અસ્તિત્વ બાકી ન રહયુઃ જેના લઈ અરબી મદ્રસાઓએ ઉમ્મતે મુસ્લીમહને સહીહ ઈસ્લામી દીની માર્ગદર્શન મળી રહે તે ખાતર પોત–પોતાને ત્યાં દારૂલ ઈફતાનો વિભાગ કાયમ કરી, લાયક અને વિશ્વાસનિય મુફતીઓને દીની પ્રશ્નોના ઉત્તરો આપવા માટે નિયુકત કરવાનું શરૂ કર્યુ.

આજથી ૪૦–૫૦ વર્ષ પહેલા આપણાં ગુજરાતમાં ગણ્યા ગાંઠયા અરબી મદ્રસાઓ અસ્તિત્વમાં હતા. તેઓ પૈકિ એક રાંદેરમાં આવેલ મશ્હૂર દર્શગાહ દારૂલ ઉલૂમ અશરફિયહ  પણ છે.  આ દર્સગાહથી જેમ ઈલ્મનાચ પિપાસુઓ પોતાની પ્યાસ બુજાવતા હતા, ત્યાંજ તેમાં કાયમા દારૂલ ઈફતા વડે દીની મસાઈલને લગતા સવાલોના જવાબો પણ પ્રાપ્ત કરતા હતા.  દારૂલ ઉલૂમના મુહતમિમ હઝ. મવઉ મુફતી અહમદ અશ્રફ રાંદેરી  સાહિબ (રહ.) પોતાના યુગના નાંમાંકિત આલિમોમાંથી હતા. મુહદ્દિષે વકત હઝ. અલ્લામા અનવરશાહ કશ્મીરી (રહ.) શિબ્લીએ દવરાં હઝ. અલ્લામાં  અઝીઝુર્રહમાન સા. (રહ.) વિગેરે અકાબિર ઉલમાથી ફયઝ પ્રાપ્ત કર્યા હતો.મદ્રસાના દારૂલ ઈફતામાં પૂછવામાં આવતા સવાલોના જવાબો આપવામાં મહામૂલી સેવા જિવન પર્યંત બજાવતા રહયા. અલબત્ત એહતિયાતની ભારે જવાબદારી તેમજ અન્ય અનેક વિધિ  દીની સેવાઓમાં પરોવાયેલા હોવાને લઈ આપ મદ્રસામાં પૂછવામાં આવતા કેટલાય સવાલોના જવાબો માટે પોતાનાજ દારૂલ ઉલૂમના એક કાબિલ અને બાહોશ ઉસ્તાદે હદીષ  હઝ. મવલાના મુફતી અ.ગની (રહ.) પાસે મોકલી

આપતા. હઝ. મવ. મુફતી અબ્દુલગની સાહિબ (રહ.) ૧૩૬૧ હીજરીમાં જામિઅહ ડાભેલથી ફારિગ થયા હતા. હઝ. મવલાના હાફિઝ અબ્દુલ ર્રહમાન સાહબ અમરોહી (રહ.) હઝ. મવલાના બદરે આલમ સા. મેરઠી મુહાજિરે મદની (રહ.), હઝ.મવલાના યુસૂફ બિન્નોરી (રહ.) વિગેરે મહાન આલિમોથી ઈલ્મી ફયઝ પ્રાપ્ત કર્યો હતો. આપની ઈલ્મી લાયકાત ઘણીજ ઉચ્ચ અને મજબૂત હતી. દર્સમાં ટૂંકી અને મુદ્દાસરની તકરીર ફરમાવતા, જેનાથી કિતાબ આસાનીથી સમજમાં આવી જાય અને પાર્ટ ટાઈમમાં કિતાબ પઢાવવાની નોબત આવ્યા વગર સરળતાથી નિયત કોર્ષ પૂરો થાય. આપ ઉસૂલના પણ સખ્ત પાબંદ હતા. મને આપની પાસે નૂરૂલ,અન્વાર,સિરાજી,હિદાયહ અને મુસ્લિમ શરીફ વિગેરે કિતાબો પઢવાની સઆદત મળી છે. તલબા ઉપર આપનો રોબ (પ્રભાવ) સારો એવો હતો, જેના લઈ તલબાને લગતી ઘણી જ ફરિયાદો હઝ. મુહતમિમ સાહબ આપની પાસે મોકલી ઉકેલ લાવતા. ફત્વના જવબો પણ આપ ઘણાંજ મુદ્દાસર અને ટૂંકાણમાં આપતા. આપ તરફથી આપવામાં આવેલ ફત્વાના જવાબોની સંખ્યા તો મારા અનુમાન મુજબ સારી એવી હોવી જોઈએ પરંતુ જેટલી સંખ્યામાં પણ એ મળી આવ્યા તેને ફિકહી તરતીબ મુજબ ગોઠવી પ્રગટ કરાવવાનું બીંડું મુહિબ્બે મુકર્રમ હઝ. મવલાના મુફતી અહમદ દેવલ્વી સાહેબ(ઝિ.મ.) ઝડપ્યુ અને એમની સૂચના અનુસાર તરતીબનું કામ અઝીઝે મુકર્રમ મવ. મુફતી ઈસ્માઈલ મુસા અદા સારોદી સાહિબે ઘણાંજ ખંતથી, સુંદર રીતે પાર પાટયું. અલ્લાહ તઆલા બન્નેવને પોતાની શાજ મુજબ બેહતરીન બદલો દુન્યા અને આખિરતમાં આપે અને આવી સેવાઓ તેઓ બજાવતા રહે, તેની અલ્લાહ તઆલા તેઓને તવફીક આપે. આપણે આશા રાખિએ કે હઝ. મવ. મુફતી અબ્દુલ ગની સાહિબ(રહ.) ના તે ફત્વાઓ જેનો સમાવેશ આ પુસ્તકમાં થઈ નથી શકયો, ભવિષ્યમાં જયારે આની બીજી આવૃતિ પ્રગટ કરવાનો સમય આવે, ત્યારે તે પણ આપણી સમક્ષ આવ જાય, એ માટે લાગતી વળગતી વ્યકિતઓ, ખાસ કરી દારૂલ ઉલૂમ અશરફિય્યહના હાલના મુહતમિમ હઝ. મવઉ યાકુબ અશરફ સાહિબ (ઝ.મ.)નો સહકાર પણ મળી રહેશે.

અલ્લાહ તઆલા ફતાવાના આ સંગ્રહને કબૂલ ફરમાવી ઉમ્મતે મુસ્લીમાને એનાથી ખૂબ ફાયદો પહોંચાડે અને જે ભાઈઓએ એને પ્રગટ કરવા માટે વિવિધ રૂપી સાથ–સહકાર આપ્યો તે સૌને તેમની આ કોશિષોનો અજર

અને સવાબ પોતાની શાજ મુજબ ખૂબ–ખૂબ આપે. (આમીન. યા રબ્બલ આલમીન)

*અમલાહુ: અહમદ ખાનપૂરી*
*૨૦, સફર ૧૪૨૪ હીજરી*
*૨૩, એપ્રિલ ૨૦૦૩ ઈસ્વી.*

# પ્રસ્તાવના

## હઝરત મવ.મુફતી અહમદ દેવલ્વી સાહબ. (દા.બ.)

## મોહતમિમ જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર

અલ્લાહ તઆલાએ આ સુષ્ટિનું સર્જન કર્યુ જેમાં, માનવીને સર્જન કરીલ સર્વ સૃષ્ટિમાં ઉત્તમ હોવાની પ્રતિષ્ઠા અર્પણ કરી, પરંતુ માનવીની પ્રતિષ્ઠા એક બાહય બાબત અર્થાત ઈમાન અને ઈસ્લામની ને'મતના કારણે અર્પવામાં આવી અને એજ બાહય બાબતના અનુકરણને લઈ તે સર્વસૃષ્ટિમાં શ્રેષ્ઠ લેખાયો. ઈસ્લામી પરીભાષામાં તેને 'અશ્રફુલ મખ્લૂકાત' તરીકે ઈસ્લામ અને ઈમાનના કારણે સંબોધવામાં આવ્યો.

વખતો વખત અલ્લાહ તઆલાએ નબીઓને આ દુનિયામાં મોકલ્યા જેઓએ સઘળા માનવીઓને પોતાના યુગમાં ઈમાન અને ઈસ્લામની વાસ્તવિકતાની સમજ અર્પણ ફરમાવી. નબીઓ સત્યમાર્ગનું  માનવીઓને માર્ગદર્શન આપતા રહયા. હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસસ્સલમ) આગમન, દુનિયાવાસી માનવીઓ માટે અંતિમ સત્ય મર્ગદર્શક તરીકે થયું,  જેથી તેઓના માર્ગદર્શન વિરૂધ્ધ કોઈ પણ અન્ય માર્ગનું અનુકરણ સમગ્ર માનવીઓ માટે સત્યાનુંકરણ અશકય છે, તેઓ ઉપર આકાશ પરથી ઉતારવામાં આવેલ કિતાબ અર્થાત કુર્આનશરીફ અને આપની મઘુરવાણીથી માનવીઓના સત્ય માર્ગદર્શન માટે નીકળેલા પવિત્ર શબ્દો અર્થાત હદીષ શરીફ એ બે વસ્તુઓ જ આપણા માનવીઓ માટે સત્ય માર્ગદર્શક છે અને એ બન્નેવનું અનુકરણ કરવું જ આપણાં માટે સત્યનું અનુકરણ છે;

હદીષ શરીફમાં સ્પષ્ટતા સાથે વર્ણન કરવામાં આવેલ છેઃ હઝરત અબૂ હૂરૈરહ (રદિ.) રિવાયત કરે છે કે અલ્લાહના રસૂલ (સ.અ.વ.) એ ફરમાવ્યુ "હું તમારા માટે બે બાબતો છોડી જાઉ છું (એ બન્નેવનું અનુકરણ કરતા રહુશો તો) તમે કદાપી  સત્ય માર્ગથી (આડા–અવળા) ભટકશો નહિ, અલ્લાહની કિતાબ અને મારી હદીષો.

અન્ય શબ્દોમાં એમ વર્ણન કરી શકાય કે મહાન કુપાળુ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસસ્સલમ)એ સત્યમાર્ગના ચાહકોને રહમત–કૃપા સભર જે સંદેશ આપ્યા તે 'સિરાતે મુસ્તકીમ' સત્ય માર્ગ છેઃ તે એ જ સત્યમાર્ગ છે જેને સૃષ્ટિના સર્જનહારે صراط الذين انعمت عليهم ફરમાવ્યું. અર્થાત

સત્યમાર્ગ  તેઓનો જેમના ઉપર કૃપા કરવામાં આવી, નેઅમતોની વર્ષા વરસાવવામાં આવી;

સારાંશ કે કિતાબ–કુર્આન શરીફનું સાચુ સ્પષ્ટિકરણ અને સુન્નત–હદીષ નું ખરૂ વિવરણ જ સિરાતે મુસ્તકીમ સત્યમાર્ગ તરફ લઈ જનાર છે જેને એવા લોકોએ બયાન કર્યુ જેઓ પર અલ્લાહતઆલાએ ઈન્આમોની વર્ષા વરસાવી અર્થાત સહાબા (રદિ.) અને તાબેઈન તથા તબ્એ તાબેઈન અને સલફે સ્વાલિહીન–નેક પૂર્વજો અને કુર્આન, હદીષ તથા ઈજમાએ ઉમ્મતની રોશની–પ્રકાશમાં મસાઈલ વ્યકત કરનારા ઈમામોએ જે કુર્આનનું સત્ય સ્પષ્ટિકરણ કર્યુ અને હદીષોનું સત્ય વિવરણ બયાન કર્યુ  તે જ સ્વિરાતે મુસ્તકીમ અને સત્યમાર્ગ છે અને તેનું જ નામ ફિકહ છે;

ફિકહના  વિષય તથા શાબ્દિક અર્થ અને પરિભાષા લેવાતા અર્થનો પુર્વજ આલિમોનો તફાવત, બુઝુર્ગાને દીને આપેલી વ્યાખ્યા તથા એને લગતી જરૂરી બાબતો અને ફિકહના વિષયથી ગુર્જર મુસ્લિમ સમાજના લાભાર્થે, (આપના હાથમાંઅ આવેલ અણમોલ કિતાબ ''ફતાવા અ.ગની (રહ.)'' વિષે લખતા પહેલાં) ઈલ્મસભર, હિકમતયુકત બાબતો રજુ કરવા ઈચ્છુ છું, મારી જાણ મુજબ ગુજરાતી ઈસ્લામી સાહિત્યમાં આ પ્રમાણેની કોઈ પુસ્તિકા કે પત્રિકા જોવા ન મળતા ઈલ્મસભર આ પ્રસ્તાવના આપની સેવામાં આ વિષની અન્ય અરબી, ઉર્દુ પૂસ્તિકાઓ નઝર સમક્ષ રાખી તેનો સાર સંક્ષિપ્તરીતે રજુ કરીશ. અને ઈલ્મદાન હઝરાત માટે લગતી કિતાબોના હવાલા લખી આપીશ જેઓ વધુ તહકીક અર્થે જે તે અરબી, ઉર્દૂ  પુસ્તિકામાં નીહાળી શકે:

## ફિકહનો શાબ્દિક અર્થ:

શબ્દકોષમાં ફિકહનો શબ્દ; સમજ, સમજણ તથા ઈસ્લામી વ્યવહાર શાસ્ત્રના અને હોશિયારીના અર્થમાં વપરાય છે જયારે મજકૂર ફિકહ ઘરાવનાર વ્યકિતને ફકીહ (ઈસ્લામી ઘર્મશાસ્ત્રી) તરીકુ ઓળખાય છે.

## ફિકહનો પારિભાષિક અર્થ:

હુઝૂર (સ.અ.વ.) અને સહાબા તથા તાબેઈનના યુગ સુધીની પરિભાષામાં ફિકહનો અર્થ ''સંપુર્ણ દીનની ઉંડાણપૂર્વક સમજ''નો લેવામાં આવતો હતો, અર્થાત દીનની સર્વ તા'લીમ ભલેને દીનના કોઈપણ વિભાગ સાથે

તેનો સંબંધ હોય તેમાં પરિપૂર્ણતા અને ઉંડાણપૂર્વક મહારત ધરાવતી અને પોતાના જીવનમાં સંપુર્ણપણે દીનનું અમલીકરણ કરનાર વ્યકિતને ''ફકીહ''કહેવામાં આવતા હતા.

## દીની અહકામના પ્રકાર:

કુર્આન અને હદીષમાં ઉમ્મતને જે અહકામ આપવામાં આવ્યા હતા તેના ત્રણ પ્રકાર છે:

(૧) તે અહકામ જેનો સંબંધ અકાઈદ–માન્યતાઓ સાથે છે, જેમકે અલ્લાહતઆલાની જાત અને સિફતો અને તૌહીદ– અલ્લાહના એક હોવાના ઉપર ઈમાન લાવવું, અલ્લાહના ફરિશ્તાઓ, તેની કિતાબો અને તેના સઘળા રસૂલો ઉપર ઈમાન લાવવું, કયામતના દિવસ અને સારી–નરસી તકદીર ઉપર ઈમાન લાવવું, અને દરેક પ્રકારના કુફ્ર તથા શિર્કથી બચવું.

(૨) તે અહકામ જેનો સંબંધ અલ્લાહના બંદાના તે કાર્યો સાથે છે જેને હિસ્સાઓ (જેમકે હાથ, પગ,કાન, નાક, ગળુ, જીભ વિગેરે..)વડે અદા કરવામાં આવે છે; જેમકે નમાઝ, ઝકાત, રોઝા, હજ્જ, જિહાદ, નિકાહ, તલાક, કસમ, કફ્ફારો અને જેમકે જીવન વ્યવહાર, વેપાર, રાજકારણ, રાજપાટ વારસા વહેંચણી અને વસિય્યત,દા'વો કરવો, ફૈંસ્લો કરવો, ગવાહી આપવી, અને ગુનાહિત કાર્યો તથા તેની સઝાઓ; અને જેમકે સલામ કરવી, વાતચીત કરવી, ખાવું–પીવું, સુવુ, ઉઠવુ–બેસવું, મેહમાની અને મેજબાની વિગેરે;

(૩) તે અહકામ જેનો સંબંધ અંતર–ભિતરના અખ્લાક–સંસ્કાર અને આદતો સાથે હોય છે અર્થાત તે અહકામનો સંબંધ બંદાના તે સાથે હોય છે જેને તે પોતાના દિલ વડે પુરા કરે છે જેમકે અલ્લાહતઆલા અને તેના રસૂલ (સ.અ.વ.) સાથે મોહબ્બત રાખવી; અલ્લાહતઆલાથી ડરવું અને તેની યાદ દિલમાં રાખવી, દુનિયા સાથે મહોબ્બત ઓછી રાખવી, અલ્લાહતઆલાની ખુશીમાં રાજી રહેવુ, દરેક કામ કરવામાં અલ્લાહ માટે ઈખ્લાસયુકત નિય્યત રાખવી, કોઈને તુચ્છ ન સમજવો, અહંકારથી વેગળા રહેવું, સબર કરવી, ક્રોધ અને ગુસ્સાની હાલતમાં પોતાના ગુસ્સાને કાબૂમાં રાખવો.

## કુર્આન અને હદીષમાં ઉપરોક્ત પ્રકારોનું વર્ણન:

ઉપરોકત દીનના ત્રણેવ પ્રકારના અહકામો એક બીજા સાથે

સંકળાયેલા હોવાના કારણે કુર્આન શરીફે તે અહકમોને અલગ અલગ પ્રકારોમાં વર્ણન કરવાના બદલે એકી સાથે મેળવી–જાળવીને પુરા કુર્આન શરીફમાં બયાન કરવામાં આવ્યા, ત્રણેવ પ્રકારના અહકામોના વર્ણન અર્થે કુર્આન શરીફના ત્રણ ભાગ પાડવામાં આવ્યા નહિં; એથી વધીને કહીએ તો કુર્આનમાં ત્રણેવ પ્રકારના અહકામો  કયારેક મોકા અનૂસાર એક જ આયતમાં વર્ણન કરી દેવામાં આવ્યા, જેમકે અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે:

والعصر إن الإنسان لفی خسر الا الذین اٰمنوا وعملوا الصالحات وتواصوا بالحق وتواصوا بالصبر۔

અર્થાતઃ ઝમાનાના સોગંદ છે. બેશક, માણસ (વખતને) વ્યર્થ ગાળવાના કારણે ઘણા નૂકશાનમાં છે પરંતુ જે લોકો ઈમાન લાવ્યા અને સારા કાર્યો કર્યા, તેમજ એક બીજાને સત્ય (એટલી) દીનની વાતો પર કાયમ રહેવા)ની તાકીદ કરતા રહયા તેમજ માંહોમાંહે ધીરજની તાકીદ કરતા રહયા,(તેઓ નૂકશાનમાં નથી.)

ઉકત આયતમાં ''ઈમાન''નો સંબંધ પહેલા પ્રકારના અહકામ  સાથે, ''સદકાર્યો''નો બીજા પ્રકારના અહકામ સાથે, ''હકક ઉપર અડગ રહેવા''નો સંબંધ ત્રણેવ પ્રકારના અહકામો સાથે અને ''સબર''નો સંબંધ ત્રીજા પ્રકારના અહકામો સાથે છે.

એવી જ રીતે અલ્લાહના રસૂલ (સ.અ.વ.)ની હદીષોમાં ત્રણેવ પ્રકારના અહકામો સંકળાયેલા હતા., આપ (સ.અ.વ.) એ સહાબા (રદિ.)ને જરૂરત મુજબ આદેશો આપ્યા હતા, ઘણી વખતે એક હદીષમાં અમુક અહકામનો સંબંધ અકાઈદ સાથે હોય છે, અમુક અહકામનો સંબંધ જાહેરી (બાહય) આ'માલ સાથે અને અમુક અહકામનો સંબંધ અખ્લાક અને સંસ્કાર સાથે હોય છે.

ઉપરોકત ત્રણેવ પ્રકારના અહકામોની બજામણીનું નામ દીન છે; એથીજ મુસ્લિમ શરીફની પ્રથમ હદીષ જે ''હદીષે જીબ્રઈલ''ના નામથી મશ્હૂર છે તેમાં આપ (સ.અ.વ.)એ ત્રણેવ પ્રકારના અહકામોના અમલીકરણનું નામ 'દીન' ઠેરવેલ છે; સારાંશ કે મજકૂર ત્રણેવ પ્રકારના અહકામોમાંથી કોઈ એક પ્રકારને ત્યજી દેવાથી દીન સંપુર્ણ થતો નથી અને એજ ત્રણેવ પ્રકારના અહકામોમાં મહારત, કાબિલિય્યત પરિપૂર્ણતા પ્રાપ્ત કરવાને હુઝૂર (સ.અ.વ.) તથા સહાબા (રદિ.) અને તાબેઈનના યુગમાં ફિકહ કહેવામાં આવતું હતું.

## ફિકહની વ્યાખ્યા, ઈમામ અબૂહનીફા (રહ.)નું મંતવ્યઃ

એટલા જ માટે ઈમામ અબૂહનીફા (રહ.) એ (જેઓ તાબેઈનમાંથી હતા) ફિકહની વ્યાખ્યા આ પ્રમાણે કરેલ છે. هو معرفة النفس مالها وما عليها ફિકહ તે બાબતોમાં પરિપૂર્ણતા પ્રાપ્ત કરવાનુ નામ છે જે બંદા માટે જાઈઝ અને ના જાઈઝ છે.

ઉપરોકત ફિકહની વ્યાખ્યામાં દીનના ત્રણેજ પ્રકારના અહકામોનો સમાજેશ થઈ જાય છે. એટલે જ ઈમામ અબૂહનીફા (રહ.) એ અકાઈદ–માન્યતા વિષે જે કિતાબ લખી હતી તેનું નામ અલ ફિકહુહ અકબર–મહાન ફિકહ રાખ્યુ હતુ એનાથી એ પુરવાર થયું કે ઈમામ અબૂહનીફા (રહ.) અકાઈદ માન્યતા બાબતના ઈલ્મને ફિકહનો એક મહત્તમ ભાગ ગણતા હતા.

ખુલાસો એ કે : પુર્વજ આલિમોની પરિભાષામાં સંપુર્ણ દીનની પરિપૂર્ણતા પુર્વક મહારત ધરાવવાનું નામ ફિકહ હતું, અને ફકીહ એવા માણસને કહેવામાં આવતા હતા જે સંપુર્ણ દીનમાં પરિપૂર્ણતા ધરાવતો હોય અને પોતાના જીવનમાં તેનું અમલીકરણ કરતો હોય.

## ફિકહની વ્યાખ્યા, ફકીહ હસન બસરી (રહ.)નું મંતવ્યઃ

પ્રખ્યાત તાબેઈ અને ફકીહ હઝરત હસન બસરી (રહ.)ને કોઈ ભાઈએ જાણ કરી કે ફલાણા મસ્અલા વિષે ફકીહ લોકો આપના બતાવેલ હુકમના વિરૂધ્ધ બયાન કરે છે, ત્યારે હઝરત બસરી (રહ.)એ ફરમાવ્યુઃ

“શું કદી તમે ફકીહને તમારી દ્રષ્ટિથી નિહાળયો છે? ફકીહ તો તેને કહેવાય જેને દુનિયાની કાંઈ પડેલી ના હોય, આખિરતનો તલબગાર હોય, પોતાના પરવરદિગારની ઈબાદતમાં મગ્ન હોય, મુસલમાનોની ઈઝઝત–પ્રતિષ્ઠા અને આબરૂને નુકશાન પહોંચાડવાથી બચતો હોય, લોકોના માલ અને દૌલત સાથે તેને કોઈ સંબંધ ના હોય, અને તે મુસલમાનોનો હિતેચ્છુ હોય.”

ફકીહની ઉપરોકત વ્યાખ્યાથી પુરવાર થયુ કે માત્ર દીનના અહકામને જાણી લેનારનું નામ ફકીહ નથી, બલ્કે ફિકહના જ્ઞાન સાથે સંપુર્ણ દીનનું પોતાના જીવનમાં અમલીકરણ પણ કરી ચુકયો હોય તેવાને જ પુર્વજોની

પરિભાષામાં ફકીહ કહેવાતુ હતુ અને તેવા સિવાયને ભલે તે દીનનું મહાન ઈલ્મા ધરાવતો હોય ફકીહ કહેવામાં આવતો ન હતો.

હદીષોમાં જે ફઝીલતો ફિકહ અને ફકિહ વિષે થયેલ છે તે આ જ પુર્વજોની પરિભાષાની વ્યાખ્યા મુજબના ફિકહ અને ફિકહ ધરાવનાર વ્યકિતઓ માટે વર્ણન કરાયેલ છે. જેમકે અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ઈર્શાદ ફરમાવે છે من يرد الله به خيرا يفقهه في الدين અર્થાત જે માણસ સાથે અલ્લાહ તઆલા ભલાઈ કરવાનો કરે છે તેને દીનની ફિકહ અર્પણ કરે છે.

મજકુર હદીષની ફઝીલતમાં દીનના કોઈ ભાગના ઈલ્મ અને જ્ઞાનની વિશેષતા વર્ણન કરવામાં આવેલ નથી બલ્કે દીનના ત્રણેવ પ્રકારના ઈલ્મની ફઝીલત વર્ણન કરવામાં આવેલ, અત્યારે ફિકહ અને ફકિહની જે પરિભાષા પચલિત છે માત્ર તેના જ માટે હદીષોમાં ફઝીલતો વર્ણન કરવામાં આવેલ છે એમ સમજવું યોગ્ય નથી, ફિકહ અને ફકિહની પરિભાષિક વ્યાખ્યા ઉલમાએ મુતખ્ખિરીનના મંતવ્ય આગળ વર્ણન થશે.

## મસાઈલનો વધારોઃ

કુર્આન અને હદીષમાં દરેક યુગમાં અને દરેક જગ્યાએ ઉત્પન્ન થનાર સઘળા મસાઈલનું વર્ણન સ્પષ્ટતા સાથે કરવામાં આવ્યુ નથી, એટલા જ મસાઈલનું વર્ણન સ્પષ્ટતા સાથે હદીષોમાં કરવામાં આવેલ છે જેની જરૂરત નબ્વી યુગમાં હતી, અલબત્તએવા ઉસૂલી અને મુળભૂત કાયદાઓ અને અહકામો બયાન કરી દેવામાં આવ્યા છે કયામત સુધી જેટલી જરૂરતો ઉભી થશે તેના માટે માર્ગદર્શક બની રહેશે અને એજ ઉસૂલોને નઝર સમક્ષ રાખી દરેક યુગના દરેક પ્રકારના મસાઈલો સાબિત કરી શકાશે.

નબવી યુગ પછી જયારે ઈસ્લામનો વિજય દુનિયામાં ફેલાતો ગયો. મોટા મોટા પ્રગતિશીલ દેશો ઈસ્લામી સાસનના તાબેદાર બની ગયા, બિનમુસ્લિમોના સામે અનેક સંસ્કૃતિઓ આવી, નવી નવી વસ્તુઓનું સંશોધન થવા લાગ્યુ અને નવા નવા પરિબળો અને વિચારસરણીઓ નઝર સમક્ષ આવી ત્યારે દરેક યુગના ફકીહ પ્રકારના અને કુર્આન તથા હદીષના મહાન જ્ઞાન ધરાવતા આલિમોએ કુર્આન અને હદીષમાં વર્ણન થયુલ ઉસૂલોની રોશની અને પ્રકાશમાં મસાઈલો અને અહકામ બયાન કર્યા, અને ઉમ્મતને કુર્આન તથા હદીષની રોશનીમાં માર્ગદર્શન આપ્યુ; એવી જ રીતે દરેક યુગમાં નવી નવી

બાબતો વજુદમાં આવતી ગઈ અને જે તે યુગના કુર્આન–હદીષના મહાન જાણકાર એવા આલિમોએ કુર્આન–હદીષમાં વર્ણન થયેલ ઉસૂલોના આધારે અહકામ બતલાવ્યા અને જેમ જેમ વખત પસાર થતો ગયો તેમ તેમ મસાઈલમાં વધારો થયો ગયો.

કુર્આન અને હદીષમાં સ્પષ્ટતા સાથે વર્ણન ન થયેલ એવા આધુનિક મસાઈલનો હુકમ જાણવામાં અને મસાઈલનો હુકમ સાબિત કરવાની પધ્ધતિમાં ઘણી જગ્યાઓએ ફકીહ કક્ષાના આલિમોમાં મતભેદ પણ થયો અને મતભેદનો આધાર પર શરીઅતે બતાવેલ દલીલોના કારણે જ હતો અને ઈમાનદારી તથા દયાનતદારીની રૂએ પણ મતભેદ થવો જ જોઈતો હતો એટલે દરેક ફકીહના માટે જરૂરી થઈ ગયુ હતુ કે તેઓ દરેક હુકમની શરીઅતની રૂએ મળતી દલીલોને સ્પષ્ટપણે જાહેર કરે, એટલે જ દીનના ત્રણેવ પ્રકારના અહકામની અને મસાઈલની દલીલો અને તેની લાગતી ચર્ચાનો વધારો પણ, કુર્આન અને હદીષે બતાવેલ મુળભૂત કાયદાઓ અને ઉસૂલોને મુળભુત બનાવી થતો રહયો અને ઈલ્મે દીનનો અણમોલ ભંડોર એકત્રિત થતો રહયો જેને એકત્રિત કરવા પાછળના આવનાર લોકો માટે સરળ ન હતું.

## દીની અહકામની દલીલોનું સંપાદનઃ

એટલે જરૂરત ઉત્પન્ન થઈ કે દીનના અહકામની સર્વે દલીલો અને તેને સંબંધિત ચર્ચાઓનું સંપાદન–સંકલન કરી દેવામાં આવે જેથી પાછળની આવનાર કાર્ય પેઢીઓ માટે તેનું શીખવું–શીખવાડવું આસાન અને સરળ બની જાય, આવું મહાન કાર્ય તાબેઈન પછી આવનાર ફકીહ કક્ષાના આલિમોએ પુર્ણ કર્યુ.

## ત્રણેવ પ્રકારના અહકામો અલગ અલગ વિષય તરીકેઃ

ઉકત આલિમોએ સહુલતના ખાતર દીની અહકામોના ત્રણેવ પ્રકારોને એક બીજાથી અલગ કરીને સંપાદન કર્યુ; અમુક આલિમોએ અકાઈદ અને તેને લગતી ચર્ચાઓના વિષયની કિતાબોનું સંપાદન કર્યુ; અમુક આલિમોએ જાહેરી આ'માલ અને તેને લગતી બાબતોને પોતાની એકત્રિત કરી, જયારે અમુક આલિમોએ બાતિની આ'માલ વિષે ચર્ચા અને સંપાદન કરવાનો પોતાનો વિષય બનાવ્યો અને તેને સંબંધ ધરાવતા અહકામોને પોતાની કિતાબોમાં એકત્રિત કર્યા;

એ રીતે ધીમે ધીમે સમય પસાર થતા દીની અહકામના ત્રણેવ પ્રકારના ઈલ્મમાં વહેંચાય ગયું અને દરેક ઈલ્મનું નામ પણ અલગ અલગ રાખવામાં આવ્યું.

## ઈલ્મે કલામ, ઈલ્મે ફિકહ અને ઈલ્મે તસવ્વુફ:

દીની અહકામ જેનો સંબંધ અકાઈદ–માન્યતા અને તેને લાગતી ચર્ચાના સાથે હતો તે ઈલ્મને 'ઈલ્મે કલામ' કહેવામાં આવ્યું. જાહેરી આ'મામઃ જેમકે નમાઝ, રોઝા,નિકાહ, તલાક,વેપાર,રાજકારણ અને સામાજિક બાબતોના અહકામ અને દલીલોનું નામ'ઈલ્મે ફિકહ' રાખવામાં આવ્યું,અને બાતિની આ'માલ જેમકે તકવા–પરહેઝગારી, તવકકુલ(અલ્લાહ પર ભરોસો)ઈખ્લાસ,સબ્ર,શુક્ર અને કનાઅત વિગેરે સાથે સંબંધ ધરાવતા ઈલ્મનું નામ 'ઈલ્મે તસવ્વુફ અને સુલૂક' રાખવામાં આવ્યું.

## ફિકહની નવી પરિભાષિક વ્યાખ્યા:

દીની અહકામની ઉપરોકત વહેંચણી કરવામાં ઈલ્મે ફિકહના બે પ્રકારો(ઈલ્મે કલામ અને ઈલ્મે તસવ્વુફ સાથે સંબંધ ધરાવતા) ના અહકામો અલક કરી દેવામાં આવ્યા જેથી ઈલ્મે ફિકહ બાબત ચર્ચા કરવાનું વર્તુળ અને કાર્યક્ષેત્ર અગાઉ વર્ણન કરવામાં આવેલ ઈલ્મે ફિકહની પરિભાષિક વ્યાખ્યાવાળા કાર્યક્ષેત્રના મુકાબલામાં ઓછું અને નાનું થઈ ગયુ. જેના લઈને તાબેઈન પછીના યુગના આલિમોને હવે ઈલ્મે ફિકહની પરિભાષિક વ્યાખ્યા તેઓની પરિભાષામાં આ પ્રમાણે કરવામાં આવી;

"ફિકહ, જાહેરી આ'માલના સંબંધિત સઘળા શરીઅતના અહકામોના જાણવાનું નામ છે જે શરીઅતના અહકામની વિસ્તારપુર્વક દલીલો વડે પ્રાપ્ત કરવામાં આવે."

નવી પરિભાષાની રૂએ ફિકહની વ્યાખ્યા ઘણી જ સંપુર્ણ છે અને હવે ફિકહનો શબ્દ એજ પરિભાષામાં વપરાય છે, ફિકહની નવી પરિભાષિક વ્યાખ્યાને સમજવા અને સમજાવવા માટે ઉલમાએ કિરામ પોતાની આદત મુજબ ઘણી જ બારીકાઈ અને છણાવટ સાથે વિસ્તારપુર્વક વિગત બયાન કરી છે, અનેક પેજોમાં વ્યાખ્યામાં વપરાયેલ શબ્દોમાંથી એક એક શબ્દનું સ્પષ્ટીકરણ કરેલ છે. જેની વધુ માહિતી અરબી, ઉર્દુ પુસ્તકો વડે જાણી શકાય છે પ્રસ્તાવનામાં આવરી શકાય એમ નથી. જેથી માત્ર ઈલ્મે ફિકહની નવી

પરિભાષિક વ્યાખ્યા અને સ્પષ્ટિકરણનો ભાવાર્થ એ છે કે: બંદાના શરીરના બાહય અવયવો વડે અદા કરવામાં આવતા દરેક અમલો વિષે કુર્આન,હદીષ,ઈજ્માઅ અથવા શરઈ કિયાસની વિસ્તારપૂર્વક દલીલો મારફતે એ જાણવાનુ નામ ઈલ્મે ફિકહ છે તે અમલ ફર્ઝ છે કે વાજિબ છે અથવા મુસ્તહબ છે કે હરામ અથવા મકરૂહે તન્ઝિહી છે કે મકરૂહે તહરીમી.

## ઈલ્મે ફિકહનો વિષય:

ઈલ્મે ફિકહનો વિષય ઈન્સાનના જાહેરી–બાહય અમલો છે. ઈન્સાનના જાહેરી અમલો વિષે બતાવવામાં આવે છે કે એ અમલોના શરીઅતની રૂએ શું હુકમ છે? ફિકહની નવી પરિભાષાની રૂએ ઈલ્મે ફિકહનો વિષય અકાઈદ અને અખ્લાક બાબતે ચર્ચા કરવાનો નથી, અકાઈદ ઈલ્મે કલામનો અને અખ્લાક તસવ્વુફનો વિષય છે. (બહર ભાગ: ૧/૭)

## પ્રાચિન પરિભાષાની રૂએ ફિકહનો વિષય:

ઈનસાનનો જાહેરી અમલો અને અકાઈદ તથા અખ્લાક અર્થાત સંપુર્ણ દીન વિષે ચર્ચા કરવાનું નામ ઈલ્મે ફિકહ છે. પ્રાચિન યુગમાં અખ્લાક અને અકાઈદને ઈલ્મે ફિકહથી અલગ કરવામાં આવ્યા ન હતા. સંપુર્ણ શરીઅતના અહકામોની બજામણીનું નામ દીન છે અને શરીઅતના હુકમોને દલીલ મારફતે જાણવાનું નામ ઈલ્મે દીન છે, એ જ ઈલ્મે દીનને કુર્આન અને હદીષની રોશનીમાં ''ફિકહ''અને ''તફક્કુહ ફિદીન'' સંપુર્ણ દીનની સમજ કહેવામાં આવે છે.

ફિકહની બન્ને પરિભાષાનો ખુલાસો એ છે કે ફિકહની નવી પરિભાષાની રૂએ ફિકહ સંપુર્ણ દીનના ઈલ્મનું નામ નથી બલ્કે ઈલ્મે દીનના ૧/૩ ભાગનું નામ છે અને એ ૧/૩ ભાગ પણ અકાઈદ અને તસવ્વુફના ઈલ્મની સહાયથી જ ગ્રહણ થાય છે.

## તફક્કુહ ફિદીન– સંપુર્ણ દીનને સમજવું ફર્ઝે કિફાયા છે:

પ્રાચિન પરિભાષામાં સંપુર્ણ ઈલ્મે દીનનું નામ ફિકહ છે જેને કુર્આનીય ભાષમાં તફક્કુહ ફિદીન (સંપુર્ણ દીનની સમજણ) ના નામે ઓળખવામાં આવે છે અને તેને ફર્ઝે કિફાયા ઠેરવવામાં આવેલ છે. (મઆરિફુલ કુર્આન: ૪/૪૮૯)

અલ્લાહપાકે કુર્આનપાકમાં ફરમાવ્યુ છે.

وماكان لمؤمنون لينفروا كافة فلولا نفر من كل فرقة منهم طائفة يتفقهون فى الدين

અર્થાત: અને (સદા માટે) મુસલમાનોને એ પણ યોગ્ય નથી કે (જિહાદ માટે) સઘળા જ નીકળી પડે; તો એવું શા માટે ન કરવામાં આવે કે તેમના દરેક મહાન જૂથોમાંથી એક નાનું જુથ (જિહાદમાં) જાય કે જેથી (બાકીના લોકો) દીનનું જ્ઞાન મેળવતા રહે.(સૂરએ તૌબહ:૧૨૨)

અલ્લાહના રસૂલ (સ.અ.વ.)એ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ને જે દુઆ (اللهم فقهه فى الدين) એ અલ્લાહ! એને દીનની સમજણ અતા ફરમાવો.) આપી હતી. તે પણ તફક્કુહ ફિદ્દીન (સંપુર્ણ દીન સમજણ) માટેની જ દુઆ આપી હતી.

"તફક્કુહ ફિદ્દીન"શબ્દમાં એટલી બધી વિશાળતા છે કે દીનના ત્રણેવ ભાગો: અકાઈદ, અખ્લાક અને નવી પરિભાષા મુજબ ઈલ્મે ફિકહનો સમાવેશ થઈ જાય છે, તાબેઈનના યુગ સુધી ફિકહનો શબ્દ મજકૂર વિશાળતાવાળા અર્થમાં જ વાપરવામાં આવતો હતો, પાછળના યુગમાં માત્ર પઢવા–પઢાવવાની સહૂલત ખાતર દીનના આ ત્રણેવ ભાગોનું અલગ–અલગ સંપાદન અને સંકલન કરવામાં આવ્યું અને દરેક ભાગનું નામ અલગ–અલગ રાખવામાં આવ્યુ જેના કારણે દરેક ભાગની અલગ વ્યાખ્યા પણ નક્કી કરવામાં આવી અને ફિકહની વ્યાખ્યા પણ નવી પરિભાષા મુજબ કરવામાં આવી અને દીનના ૧/૩ ભાગ માત્ર જાહેરી અમલોને ફિકહના નામથી સંબોધવામાં આવ્યા જે વર્તમાન યુગમાં પણ પ્રચલિત છે.

## શરીઅતના અહકામની દલીલોઃ–

શરીઅતના અહકમો માત્ર ચાર દલીલો વડે સાબિત કરવામાં આવે છે. (૧)કુર્આન શરીફ. (૨)હદીષ શરીફ (૩)ઈજમાઅ્ (૪)શરીઅતમાં નિર્ધારિત કિયાસ; શરીઅતના સર્વે અહકામો આ ચાર દલીલોમાંથી કોઈ એક વડે પુરવાર કરવામાં આવે છે.

## (૧)કુર્આનશરીફ–પહેલી દલીલઃ

કુર્આનશરીફ એક વિશ્વ વિખ્યાત હોવાના કારણે તેની વ્યાખ્યા બયાન કરવાની જરૂરત ન હતી છતાં ઉલમાએ કિરામે કુર્આન જેવી સ્પષ્ટ કિતાબની

પણ વ્યાખ્યા બયાન ફરમાવી છે, કુર્આન શરીફની પરિભાષિક વ્યાખ્યા આ પ્રમાણે છેઃ

કુર્આન અલ્લાહપાકનું તે કલામ–વાણી છે જેને હઝરત મુહંમદ (સ.અ.વ.) ઉપર અક્ષરસ ઉતારવામાં આવ્યું, પોથીઓમાં લખવામાં આવ્યુ, અને આપ (સ.અ.વ.) પાસેથી કોઈ પણ શંકાના સ્થાન વગર "તવાતુર"ના સાથે નકલ કરવામાં આવ્યુ.

**વહીના બે પ્રકારઃ**

આપ (સ.અ.વ.) ઉપર જે વહી ઉતારવામાં આવી તેના બે પ્રકાર હતા, એક તો કુર્આનશરીફ, જેના શબ્દો અને અર્થો બન્ને અલ્લાહપાક તરફથી ઉતારવામાં આવ્યા, જેને'વહીયે મત્લુ' એવી વહી કે જેની તિલાવત કરવામાં આવે છે વહીના આ પ્રકારને અલ્લાહ પાકે અત્યાર સુધી એ રીતુ સુરક્ષિત રાખેલ છે કે એક શબ્દ કે નુકતો બદલી શકાયો નથી અને બદલી પણ શકાય નહિ,

વહીનો બીજો પ્રકાર તે છે જેને કુર્આન શરીફના ભાગ તરીકે ઉતારવામાં નથી આવ્યો તે મારફત આપ (સ.અ.વ.)ને શરીઅતના હુકમો અને તા'લીમ એ રીતે બતાવવામાં આવી કે આપ(સ.અ.વ.) ના મુબારક દિલ ઉપર તેના અર્થો અને વિષયો ઉતારવામાં આવતા ન હતા અને તેવા અર્થો અને વિષયોને હુઝૂર (સ.અ.વ.)એ સહાબાએ કિરામ (રદિ.)ને કયારેક પોતાની વાણી મારફતે, કયારેક પોતાના અમલ વડે તો કયારેક બન્નેવ મારફતે બયાન ફરમાવ્યા, વહીના આ પ્રકારનુ નામ 'વહીએ ગેરમત્લુ' છે. એટલે એવી વહી કે જેની તિલાવત કરવામાં આવતી ન હોય, અને વહીના એ જ પ્રકારને 'હદીષ' અને સુન્નત કહેવામાં આવે છે.

કુર્આન શરીફ તવાતુરના સાથે નકલ કરવામાં આવેલનો મતલબઃ તવાતુર કોઈ ખબરને લગાતાર એવી રીતે નકલ કરવાને કહેવામાં આવે છે કે જયારથી તે ખબર અસ્તિત્વમાં આવી ત્યારથી દરેક યુગમાં લોકોની મહાન સંખ્યાએ વિના કોઈ મતભેદે એવી રીતે નકલ કરેલ હોય કે સર્વે નકલ કરનારાઓનું જુઠ બોલવા પર સંમત થવાનું અશકય હોય. જે ખબર આ રીતે નકલ કરવામાં આવે એવી ખબરને મુતવાતિર કહેવામાં આવે છે, ખબરે મુતવાતિર વડે એવું જ યકીન પ્રાપ્ત થાય છે જેમકે પ્રત્યક્ષ પોતાની નઝરે જોવના કારણે યકીન પ્રાપ્ત થાય છે, જેમકે ઘણા માણસોએ મક્કા શરીફ જોયું નથી પરંતુ

મક્કા શરીફ એક શહેર હોવાની ખબર એટલા માણસોથી સાંભળી કે તે લોકોનું જુઠ ઉપર સંમત હોવાને અક્કલ માની ન શકે, એમ નહિ બની શકે મક્કા શહેરની ખબર આપવાથી તે માણસને મકકા શહેરનું ઈલ્મ એ રીતે પ્રાપ્ત થયુ જેમકે તેણે મકકા જાયું હોય. તવાતુર વડે સાબિત થનાર આ પ્રકારના ઈલ્મને યકીનના દરજજામાં સાબિત થવાને મઝહબે ઈસ્લામે માન્યતા અર્પેલ છે.

કુર્આન શરીફનો એક એક શબ્દ તવાતુર સાથે નકલ કરવામાં આવ્યો છે.

## (૨) સુન્નત–બીજી દલીલ.

સુન્નતનો શાબ્દિક અર્થ આદત અને રીત તથા ટેવનો થાય છે. અને ઈલ્મે ફિકહની પરિભાષામાં સુન્નતનો શબ્દ એવી ઈબાદત માટે વપરાય છે જે ઈબાદત, ફર્ઝ કે વાજિબ ન હોય, અને ઈલ્મે હદીષ અને ઉસૂલે ફિકહની પરિભાષામાં હઝરત મુહંમદ (સ.અ.વ.)ના કથનો અને કાર્યોને સુન્નત કહેવામાં આવે છે, સુન્નતનો એ જ ભાવાર્થ અહિયાં લેવામાં આવ્યો છે;

સુન્નત અને હદીષનો તફાવત એ છે કે અલ્લાહના રસૂલ (સ.અ.વ.)ના માત્ર કથનોનું નામ હદીષ છે, જયારે આપના કથનો અને કાર્યો બન્નેનું નામ સુન્નત છે. આપના કાર્યો પણ આપના કથનો જેમ દલીલ છે મતલબ કે શરીઅતના અહકામની દલીલ માત્ર હદીષ નથી બલ્કે સૂન્નત પણ છે, જેવી રીતે સંપુર્ણ કુર્આન શરીફ અલ્લાહની વહી છે અને આપના એવી રીતે અલ્લાહના રસૂલ (સ.અ.વ.)ની દીનથી સંબંધિત હદીષો પણ સર્વત્ર વહી છે અને આપના કાર્યો તથા અખ્લાક બિલકુલ વહીના મુજબ જ છે, જેથી શરીઅતના અહકામોની દલીલ, કુર્આન શરીફ પછી બીજી દલીલ અલ્લાહના રસૂલ (સ.અ.વ.)ની સૂન્નત છે. અને કુર્આન શરીફે જ સુન્નતને દલીલ હોવાનું અનેક આયતોમાં પુરવાર કરેલ છે અનેક દલીલો પૈકી માત્ર એક દલીલ અહિંયા ટાંકવામાં આવે છે:

﴿والنجم اذا هوى . ما ضلّ صاحبكم وما غوى وما ينطق عن الهوى.
ان هو إلا وحى يوحى﴾

અર્થાતઃ

સારાંશ કે વહી હોવાની રૂએ કુર્આન અને સુન્નતમાં કોઈ તફાવત નથી

બન્નેની તાબેદારી વાજિબ છે; રસૂલ (સ.અ.વ.)ની તાબેદારી વાસ્તવિકમાં અલ્લાહ તઆલાની તાબેદારી છે.

અહિંયા એક બાબત એ પણ જાણી લેવી જોઈએ કે અમુક શર્તો સહિત આષારે સહાબા (સહાબા રદિ.ના અમલો અને કથનો )નો વડે પણ શરીઅતના અહકામ સાબિત કરવામાં એક મર્યાદિત રીતે ફિકહ માટે દલીલની હેસિયત ધરાવતા નથી એમાં પણ વિસ્તાર પુર્વક વિગત છે જે ઉસૂલે ફિકહ અને ઉસૂલે હદીષની કિતાબોમાં જાણી શકાય છે, આષારે સહાબા કોઈ અલગ દલીલ નથી બલ્કે સુન્નતના તાબે છે એટલે તેને અલગ દલીલ હોવાની હેસિયત આપવામાં નથી આવી.

ઉપર જણાવવામાં આવ્યુ છે કે વહી હોવાની દ્રષ્ટિએ કુર્આન અને હદીષમાં કોઈ તફાવત નથી છતાં બે મુળભુત તફાવતો એવા છે જેના કારણે ફિકહના ઘણાં અહકામો ઉપર અસર પડે છે:

(૧)કુર્આનના શબ્દો અને અર્થો બન્નેવ વહી છે, જયારે સુન્નતના અર્થો અલ્લાહ તરફથી હોય છે અને શબ્દો અલ્લાહના રસૂલ (સ.અ.વ.)ના હોય છે એટલે જ કુર્આન શરીફને વુઝૂ વગર સ્પર્ષવુ જાઈઝ નથી. જયારે રસૂલ (સ.અ.વ.)ને વુઝૂ વિના પકડવું જાઈઝ છે ભલે બેહતર એ છે કે તેને પણ વુઝૂ વિના પકડવામાં ન આવે. એ સાથે નમાઝમાં કુર્આન શરીફ પઢવું ફર્ઝ છે તે ફર્ઝ (નમાઝમાં) હદીષો પઢવાથી અદા થશે નહિ.

(૨)કુર્આન અને સુન્નતમાં બીજો તફાવત એ છે કે સંપુર્ણ કુર્આન શરીફ મુતવાતિર હોવાના કારણે ‘કત્ઈય્યુસ્સુબૂત’ જે યકીનના સાથે આપણાં સુધી પહોંચેલ છે આપણને યકીન છે કુર્આન શરીફ અક્ષરસ તે જ છે જે અલ્લાહના રસૂલ (સ.અ.વ.) એ દુનિયાવાળાઓ સામે અલ્લાહનું કલામ કહીને પેશ ફરમાવ્યુ હતું. તવાતુરના કારણે તેના રિવાયત કરનારાઓની ચકાસણી કરવાની જરૂરત નથી.

જયારે સઘળી હદીષો અને સુન્નતો આપણાં સુધી તવાતુર સાથે પહોંચી નથી. સુન્નતની અમુક તા'લીમ તવાતુર સાથે અને અમુક તવાતુર વિના, સનદ મારફતે પહોંચેલ છે જે તા'લીમ તવાતુર વિના પહોંચેલ છે તે વિષે એ જાણવા માટે કે ખરેખર એ અલ્લાહના રસૂલ(સ.અ.વ.)ની તા'લીમ છે. સનદના એક એક રિવાયત કરનારની હાલતોની ચકાસણી કરવી જરૂરી છે જે માટે ઉસૂલો તે

વિષની (ઉસૂલે હદીષની) કિતાબોમાં વર્ણન કરવામાં આવેલ છે. તવાતુર વિનાની અન્ય સનદવાળી રિવાયત ભરોષાપાત્ર પુરવાર થાય તો તેનાથી એક પ્રકારનું યકીન પ્રાપ્ત થાય છે કે તે અલ્લાહના રસૂલ (સ.અ.વ.)નું ફરમાન છે, આ એક પ્રકારનું યકીન,કુર્આન શરીફ અને મુતવાતિર હદીષ વડે જે યકીન પ્રાપ્ત થાય છે તેના બરાબર નથી હોતું.

## (૩)ત્રીજી દલીલ ઈજમાઅ્ઃ

અરબી શબ્દકોષમાં 'ઈજમાઅ્'નો અર્થ સંમત થવાનો થાય છે, શાબ્દિક અર્થની રૂએ ઈજમાઅ્ અને ઈત્તિફાકનો એક જ અર્થ થાય છે પરંતુ શરીઅતની પરિભાષામાં એક ખાસ પ્રકારના ઈત્તિફાકને ઈજમાઅ્ કહેવામાં આવે છે, ઈજમાઅ્ની વ્યાખ્યા આ પ્રમાણે છે; (હૂઝુર સ.અ.વ.ની વફાત પછી કોઈ યુગના દરેક ફિકહના માહિતગાર, નિષ્ણાંત આલિમોનું શરીઅતના કોઈ હુકમ ઉપર સંમત થઈ જવું.

આ પ્રકારની સંમત્તિનો હુકમ એવો જ જેમકે હુઝૂર (સ.અ.વ.)ની સુન્નતનો હુકમ છે જેવી રીતે તવાતુરના સાથે સુન્નત આપણાં સુધી નકલ કરવામાં આવેલ હોય તો તે દલીલે કત્ઈ–યકીની દલીલ છે અને જે સુન્નત તવાતુર સાથે નકલ કરવામાં ન આવેલ હોય તે દલીલે ઝન્ની કહેવાય છે. એવી જ રીતે ઈજમાઅ્ જે તવાતુરના સાથે નકલ કરવામાં આવ્યો હોય તે શરીઅતના અહકામ સાબિત કરવા માટે દલીલે કત્ઈ છે અને જે ઈજમાઅ્ તવાતુર વિના ભરોષાપાત્ર રિવાયતો વડે પહોંચેલ હોય તે દલીલે કહેવાય છે.

કુર્આન શરીફની અનેક આયતો અને હદીષો વડે ઈજમાઅ્ પુરવાર થયેલ છે, કુર્આન  અને હદીષમાં મુસલમાનો માટે ઈજમાઅ્ના ઉપર અમલ કરવાનું એટલા દરજામાં જ જરૂરી ઠેરવેલ છે જેટલા દરજામાં કુર્આન અને હદીષ ઉપર અમલ કરવો જરૂરી  છે. કુર્આન અને હદીષમાં ઈજમાઅ્ના ઉપર અમલ કરવાને એટલા માટે જરૂરી ઠેરવેલ છે કે હુઝૂર (સ.અ.વ.)ની વફાત ટાણે વહી મારફતે આવતા શરીઅતના અહકામનો સિલસિલો બંધ થવાનો હતો, જયારે બીજી તરફ કયામત સુધી શરીઅત બાકી રહેવાવાળી હતી અને ઉમ્મતને કયામત સુધી નવા નવા મસાઈલ પેશ આવનાર હતા જેથી  ભવિષ્યમાં ઉત્પન્ન થનાર મસાઈલને શરીઅતના ઉસૂલ મુજબ સાબિત કરવાની વ્યવસ્થા અલ્લાહપાકે એ રીતે ફરમાવી આપી કે પોતે કુર્આન અને હદીષમાં એવા ઉસૂલ અને ઉદાહરણ

બયાન કરી આપ્યા કે જેને નઝર સમક્ષ રાખી દરેક યુગના નિષ્ણાંત આલિમો તેમાં મનન કરી પોતાના યુગમાં ઉપસ્થિત થનાર મસાઈલનો હુકમ શરીઅત મુજબ જાણી શકે, અને તેઓ જે ફૈંસલો કુર્આન અને હદીષની રોશનીમાં બયાન ફરમાવી આપે તેની પાછળ આવનાર મુસલમાનોએ તાબેદારી કરવી જરૂરી હોવાનું કુર્આન અન હદીષમાં જરૂરી ઠેરાવી દેવામાં આવ્યુ તેના વિરૂધ્ધ કરવાને હરામ ઠેરવવામાં આવ્યું.

કુર્આન અને હદીષથી જાણવા મળે છે કે ઉપરોકત મર્તબો અને દરજજો માત્ર હઝરત મુહંમદ (સ.અ.વ.)ની ઉમ્મતને જ અર્પણ કરવામાં આવ્યો છે કે ઉમ્મતના એક જુથને અલ્લાહ તઆલાએ દીની કાર્યોમાં ભુલચુક અને ગલતીથી સુરક્ષિત રાખેલ છે જેનો મતલબ એ પણ નથી કે આ ઉમ્મતની કોઈ પણ વ્યકિતથી દીની ભુલ નથી થઈ શકતી કારણકે આ ઉમ્મતમાં પણ દરેક પ્રકારના લોકો છે, પરહેઝગાર છે અને ફાસિક, ફાજિર પણ છે, દરેક મુસલમાનથી બલ્કે આલિમો અને નેક લોકોથી પણ વ્યકિતગત રીતે દીની બાબતોમાં ગલતી અને ભુલ થઈ જાય છે જેથી ઉમ્મતની દરેક વ્યકિત ભુલ અને ગલતીથી સુરક્ષિત છે, એટલે સર્વત્ર ઉમ્મત એકત્રિત પણે સર્વાનુંમતે કોઈ એવો અમલ અથવા એવો ફૈંસલો નથી કરી શકતી જે કુર્આન અને સુન્નતના વિરૂધ્ધ હોય અને અલ્લાહની રઝામંદીના વિરૂધ્ધ હોય ! જેવી રીતે કુર્આન અને હદીષનો કોઈ ફેસલો ગલત નથી હોઈ શકતો એવી જ રીતે કોઈ યુગના સર્વત્ર આલિમોનો સર્વાનુમતે પસાર કરવામાં આવેલ એવો ફૈંસલો કે કોઈ દીનના હુકમને લગતો હોય તે ગલત નથી હોય શકતો, તે ફૈંસલા ઉપર તે યુગના અને તે યુગ પછીના દરેક મુસલમાનોએ અમલ કરવો જરૂરી છે.

ઉપરોકત ઈજમાઅ્ના અનુસંધાનમાં કુર્આનમાં ઘણી આયતો આવેલ છે જેમાં વર્ણન કરવામાં આવેલ છે કે આખિરતમાં જે સઝા હુઝૂર (સ.અ.વ.)ની મુખાલફત કરનારાઓને થશે તે જ સઝા લોકોને પણ થશે જેઓ મુસલમાનોનો સર્વાનુમતે પસાર થયેલ દીની તરીકા છોડીને કોઈ અન્ય માર્ગ અપનાવશે. અહિંયા માત્ર એક આયત ટાંકવામાં આવે છે:

﴿ومن يشاقق الرسول من بعد ماتبين له الهدى ويتبع غير سبيل المؤمنين نولّه ما تولّى ونصله جهنم ـ وساء ت مصيرا﴾ ( نساء : ١١٥)

પુરવાર થયુ કે ઉમ્મતના સર્વાનુમતે પસાર કરવામાં આવેલ ફૈસલા (ઈજમાઅ્)ની વિરૂધ્ધ કામ કરવું મહાન ગુનોહ છે.

ઉપરાંત ઈજમાઅ્ના દલીલે શઈ હોવા વિષે સેંકડલ અહાદીષો અને સહાબા (રદિ.)ના આષાર વર્ણન થયેલ છે. કુર્આન અને હદીષથી ઈજમાઅ્ પુરવાર થયેલ છે. અત્યારે વિસ્તારપુર્વક વર્ણન કરવાથી પ્રસ્તાવના ઘણી લાંબી થઈ જશે અરબી–ઉર્દૂ કિતાબોમાંથી અથવા ઉલમાએ કિરામ પાસેથી વિસ્તારપુર્વકની માહિતી મેળવી શકાય છે.

**(૪) ચોથી દલીલ–કિયાસે શઈઃ**

અરબી શબ્દકોશમાં કિયાસનો અર્થ સમાનતા અને અનુમાન કરવાનો થાય છે. ઈલ્મે ફિકહની પરિભાષામાં અસલમાં જે ઈલ્લતના કારણે હુકમ લગાવવામાં આવ્યો છે. તે ઈલ્લત ફરઅ્માં હોવાના કારણે અસલનો હુકમ, ફરઅ્ પણ લાગુ પાડવાને કિયાસ કહેવામાં આવે છે; કિયાસની પરિભાષિક વ્યાખ્યા સમજતા પહેલાં એટલું જાણી લેવું જોઈએ કે ઉપર વર્ણન કરવામાં આવેલ શરીઅતની ત્રણ દલીલોમાં જો કોઈ બાબતનો હુકમ સ્પષ્ટતા સાથે અથવા અન્ય કોઈ પ્રકારના અણસાર સાથે ન મળે તો છેવટે ચોથી દલીલ એટલે કિયાસ વડે જે તે બાબતનો હુકમ જાહેર કરવામાં આવે છે, એનાથી એ પણ પુરવાર થયુ કે કિયાસ વડે હુકમને સાબિત કરવામાં આવતો નથી હુકમને સાબિત કરવાનું કામ તો અલ્લાહનું જ છે, અલ્લાહપાકે અમુક અહકામમાં કુર્આન શરીફમાં અને સુન્નતમાં દરેક બાબતોના અહકામ સાબિત કરી આપેલ છે પરંતુ અમુક અહકામમાં સ્પષ્ટતા ન હોવાના કારણે, બાહય દ્રષ્ટિએ અથવા આવતો નથી જેથી કિયાસ વડે અલ્લાહપાકે સાબિત કરેલ હુકમને જાહેર કરવામાં આવે છે;

હવે જયારે પણ કોઈ એવી નવી વાત ઉત્પન્ન થાય કે જેનો હુકમ કુર્આન અને હદીષમાં સ્પષ્ટતા સાથે જણાતો ન હોય ત્યારે નવી બાબતમાં મનન કરવામાં આવશે અને તેમાં સમાયેલ કારણ અને હેતુને જોવામાં આવશે, આ પ્રકારનું મનન કર્યા પછી નવી બાબતોનો હેતુ અને તેનું કારણ જણાશે હવે આપણે તેમાં હુકમ લાગુ પાડવો છે તો નવી બાબતમાં જે કારણ અને હેતુ છે એના જ જેવા હેતુસર અને કારણસર કુર્આન તથા હદીષમાં કોઈ બાબતનો હુકમ વર્ણન કરવામાં આવ્યો છે તો તે હુકમ આપણે નવી બાબત લાગુ પાડી દઈએ

એનું નમા શરીઅતની પરિભાષામાં કિયાસ છે. વ્યાખ્યામાં જે ફરઅ્નો શબ્દ વાપર્યો છે એનો ભાવાર્થ નવી ઉત્પન્ન થયેલ બાબત અને અસલનો ભાવાર્થ તે બાબત જેનું વર્ણન કુર્આન હદીષમાં હુકમ સાથે કરવામાં આવ્યુ હોય તે.

વધુ સ્પષ્ટતા માટે એક દ્રષ્ટાંત વડે કિયાસ મારફતે હુકમ જાહેર કરવાની રીત સમજી શકાશે; આપણે કાંડાનું ઘડિયાળ વાપરીએ છીએ તે એવી વસ્તુ છે કે તેનું અસ્તિત્વ પણ હુઝૂર (સ.અ.વ.)ના યુગમાં ન હતું અર્થાત તેને હુઝૂર (સ.અ.વ.)એ વાપર્યુ નથી તે આપણાં યુગની નવીન વસ્તુ છે હવે આપણે એના માટે હુકમ જાણવા માંગીએ કે કાંડાનું ઘડીયાળ કયા હાથે પહેરવુ સુન્નત લેખાશે? જેથી સર્વપ્રથમ ઘડીયાળ કયા વાસ્તવિકતા વિષે મનન કરીશું; મનન કરતાં જણાયુ કે તે વખત બતાવવાનું કામ આપે છે જે તેની જરૂરત લેખાઈ સાથે સાથે શોભા અને શણગારનો વિશેષણ પણ એમાં રહયો છે. ઘડીયાળમાં જરૂરત અને શોભા એ મહત્વપુર્ણ કારણો છે હવે મનન કરીએ કે શું આપ (સ.અ.વ.)ના યુગમાં એવી કોઈ વસ્તુ હતી જેમાં જરૂરત અને શોભા જેવા બે કારણો હોય અને તેને હુઝૂર (સ.અ.વ.)એ વાપરી અને કેવી રીતે વાપરી હોય? જેથી તે બાબતોનો હુકમ આપણે ઘડીયાળ માટે લગાવી દઈએ, મનન કરતાં જણાયું કે આપ (સ.અ.વ.) વીંટી વાપરતા હતા અને તે શોભા માટે તથા જરૂરતના કારણે (કે આપ સ.અ.વ.ની અંગુઠીમાં સિકકો હતો જયારે કોઈ ઠેકાણે દસ્તખત (સહી)કરવાની જરૂરત પડતી ત્યારે તેને) વાપરતા હતા. હવે જયારે જણાયુ કે ઘડીયાળમા જે બે કારણો છે તે જ બે કારણો અંગુઠીમાં હતા તો આપ સરળતા સાથે અંગુઠીના હુકમને ઘડીયાળ માટે લગાવી શકો છો કે અંગુઠી આપ (સ.અ.વ.) જમણાં હાથમાં પહેરતા હતા તો આપણે ઘડીયાળ પણ જમણા હાથે પહેરવું જોઈએ આ રીતે હુકમ જાહેર કરવાને શર્ઈ કિયાસ કહેવાય છે;

ઘણાં ભાઈઓ દીનનું ઉંડાણપૂર્વકનું જ્ઞાન તો દૂરની વાત રહી જેઓને લખતા વાંચતા પણ આવડતુ નથી (માત્ર બોલતા આવડે છે એટલે) કહે છે કે કિયાસ એટલે કુર્આન અને હદીષના વિરૂધ્ધ પોતાની અકલ–સમજ વડે હુકમ સાબિત કરવો; કિયાસની આવી વ્યાખ્યા તો શરીઅતની પરિભાષામાં તો શું! શબ્દકોશમાં પણ આવો અર્થ વર્ણન કરવામાં નથી આવ્યો.

જો આપણને કોઈ કહે કે તમો કિયાસ વડે સાબિત કરો છો તો એવું પુરવાર થશે કે તેણે આપણને અલ્લાહની જાત સાથે ભાગીદાર ગણ્યા, કારણકે

(ઉપર જણાવ્યા મુજબ) હુકમ સાબિત કરવાનું કામ તો માત્ર અલ્લાહનું જ છે. આપણે તો શું ! અલ્લાહના રસૂલ (સ.અ.વ.) પણ હુકમ સાબિત કરી શકતા ન હતા તેઓ પણ અલ્લાહના હુકમો બતાવતા હતા; કિયાસ વડે તો માત્ર અલ્લાહના હુકમને જાહેર કરવામાં આવે છે, ઉપર કિયાસ વિષેની બતાવવામાં આવેલ માહિતી પણ આછી અને ઓછી જ છે ઉપર મુજબ શરીઅતની રૂએ કિયાસ કરવાની માહિતી પણ કુર્આન અને સહીહ હદીષોની રોશનીમાં ઉલમાએ કિરામે ચાર શર્તો લાગુ પાડેલ છે તે વિના કિયાસે શર્ઈ પણ માન્ય અને મોઅતબર ગણાતો નથી. શરીઅતની રૂએ જે તે શર્તો કિયાસ કરવાનો હુકમ અલ્લાહપાકે કુર્આનમાં જ આપે છે

فاعتبروا یا اولی الابصار

અને હઝરત મુઆઝ ઈબ્ને જબલ(રદિ.)ની યમન તરફની રવાનગી વખતની આપ (સ.અ.વ.)સાથેની વાતચીત વાળી સહીહ હદીષથી પણ શર્ઈ કિયાસ પુરવાર થાય છે, કુર્આન અને સહીહ હદીષ વડે કિયાસે શર્ઈની સાબિતી પુરવાર થવાના કારણો ઉમ્મતના મહાન–સમુદાય એહલે સુન્નત વલ જમા'તનો સર્વાનુમતે મસ્લક એ છે કે કિયાસ અલ્લાહના હુકમને જાહેર કરનાર હોય શરીઅતની રૂએ દલીલ છે અને તેનાથી જાહેર કરવામાં આવતા હુકમ ઉપર અમલ કરવો જરૂરી અને વાજિબ છે, પરંતુ શીયા પંથી રવાફિઝ અને ખવારીજ નામના ફિર્કાઓ કિયાસને શરીઅતની રૂએ દલીલ માનતા નથી અને એહલે સુન્નત વલ જમાઅતના ન જેવા (આંગણીએ ગણી શકાય તેવા ) લોકો પોતાની આગવી અભણતાના કારણે કિયાસને શરીઅતની દલીલ ન માની રવાફિઝ અને ખવારઝિની તસદીક કરે છે, શું એ શિર્ક નહીં કહેવાય!

કિયાસે શર્ઈની વિસ્તારપુર્વક વિગત અરબી પુસ્તકોમાં અને અત્યારે અમુક ઉર્દૂ કિતાબોમાં પણ વર્ણન થયેલ છે તેનાથી આપણે માહિતગાર થવું જોઈએ.

અત્યાર સુધી ઈલ્મે ફિકહને સંબધિત બતાવવામાં આવી તે સિરાતે મુસ્તકીમ જ છે જેનું વર્ણન પ્રસ્તાવનાના આરંભ પછી ઉલ્લેખવામાં આવ્યું છે, ઈલ્મે ફિકહ જ એક એવી બાબત છે ઈનસાનો કાયદેસર સંપુર્ણ જીવનભરનું માર્ગદર્શન પુરૂ પાડે છે, દરેક મસાઈલનો હલ કુર્આન અને હદીષ મારફતે કરી ઉમ્મતને સંપુર્ણ દીની માર્ગદર્શન આપવાનું કામ એક અતિશય મુશ્કિલ અને

મહાન કામ છે. ખાસ કરીને વર્તમાન યુગમાં નવી નવી બાબતો ઉત્પન્ન થાય છે અને દરેક દીનદાર મુસલમાનની અંતઃકરણની તમન્ના હોય છે કે પાક શરીઅતમાંથી જે તે બાબતનો શર્ઈ હુકમ હાસિલ કરી તેને પોતાનો નિત્યક્રમ બનાવે પરંતુ શરીઅતનું સાચુ માર્ગદર્શન કયાંથી મેળવવામાં આવે?

એટલે દરેક યુગમાં ઈલ્મે દીનના મહાન નિષ્ણાંતો અને ઉલમાએ રબ્બાનીએ પોતાના યુગમાં પેશ આવતા દરેક મસાઈલનો હલ ઉમ્મતના સામે રજુ કર્યો, અને નિઃશંક ઉલમાએ કિરામે વિસ્તારપુર્વક તહકીક ફરમાવી અને મુફતિયાને કિરામે તેના જવાબો આપ્યા, પરંતુ આવા મસાઈલનો લાભ તે લોકો ઉઠાવી શકે છે જેઓએ સવાલ કર્યા હશે, પરંતુ પ્રચાર–પ્રસારણના સાધનો મર્યાદિત હોવાના કારણે ઉલમા અને મુફતિયાને કિરામની આ અણમોલ તહકીકનો દરેક માણસ ફાયદો ઉઠાવી શકતો નથી, મસાઈલના નિષ્ણાંત અને માહિર એવા દારૂલ ઉલૂમ અશરફિય્યહ રાંદેરના ઉસ્તાદે હદીષ અને ઉસ્તાદે ફિકહ

# પ્રકરણ – (૧)

# : અકાઈદ અને ઈલ્મ :

## હઝરત આદમ (અલૈ.) નું સર્જન.

**સવાલ(૧–૧): –** આપણા પયગમ્બર હઝરત આદમ (અલૈ.)ને અલ્લાહ તઆલાએ કઈ વસ્તુમાંથી પૈદા કર્યા હતા ? શું તેઓને નૂરમાંથી પૈદા કરવામાં આવ્યાં હતાં ?

**જવાબ(૧–૧):–** અબૂલબશર (માનવીયોના પિતા)હઝરત આદમ (અલૈ.) ને માટીમાંથી પૈદા કરવામાં આવ્યા હતા,હદીષ શરીફમાં વર્ણન છે કે,જગતની દરેક પ્રકારની (કાળી,ધોળી) માટીમાંથી આપનું પૂતળુ (પ્રતિમા) તૈયાર કરવામાં આવ્યું હતું,પછી એક મુદત (આકાશ ધરતીના સર્જન) બાદ જુમ્અહ ના દિવસે અસર બાદ (શુક્રવારે ઢળતી સાંજે) ઉકત પૂતળામાં રૂહ (પ્રાણ) પુરવામાં આવી હતી,અને આપને અલ્લાહ તઆલાએ કેવળ પોતાની કુદરતથી (માતા પિતા વગર) પૈદા કર્યા હતા.આ બાબત કુર્આન શરીફથી પણ સાબિત છે.આથી માનવી ખાકી મખલૂક કહેવાય છે,માનવીનું મૂળ તથ્ય માટી છે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે. *(મઝાહિરે હકઃ ૧/૧૫૭)*

## ઈસ્લામ પ્રાકૃતિક મઝહબ છે.

**સવાલ(૨–૨):–** અલ્લાહ અને તેના રસૂલ હઝરત મુહંમદ (સ.અ.) ને નહીં માનનારાઓ કાફિર છે,અને બધા જ કાફિરો દોઝખી છે,તો જાણતા હોવા છતાં ન માનનારાઓને કે મુસ્લિમ સિવાયની દરેક વ્યકિતને કાફિર ગણી શકાય ? ઈસ્લામ પુનઃ જન્મને માનતો નથી,વળી મુસલમાનને ત્યાં જનમ્વું કે કાફિરને ત્યાં જનમ્વું ઈન્સાનના હાથની વાત નથી,જયારે કોઈ વિધર્મીને ત્યાં કે જંગલી અવસ્થામાં રહેલી કૌમમાં જન્મેલુ બાળક કંઈક જુદા વાતાવરણમાં મોટુ થાય છે, તે ઈસ્લામના શિક્ષણથી સદા વંચિત જ રહે છે,અને એજ અવસ્થામાં મૃત્યુને આધિન થાય છે, શું આ તેનું દુર્ભાગ્ય નથી ? આમાં પેલા બાળકનો શો દોષ હોય શકે ?

**જવાબ(૨-૨):-** ઈમાન,શરીઅતની પરિભાષામાં ઈસ્લામ ધર્મ (જે હઝરત મુહમ્મદ (સ.અ.વ.) ઉપર અલ્લાહ તઆલાના તરફથી ઉતારવામાં આવ્યો તે)ની દિલથી તસ્દીક-સત્ય માનવું અને જીભથી ઈકરાર કરવાને કહે છે, જેમકે હદીષે જીબ્રઈલમાં વર્ણન છે. *(મિશ્કાત શરીફ:૧૧)*

અને જે તસ્દીક કરે નહીં જાણી જોઈને જે અજ્ઞાનતાના કારણે,અથવા સામાજિક અવરોધકોના સબબથી ઈનકાર કરે તે કાફિર લેખાશે,જેની મગફિરત થશે નહિં,એ બાબતમાં અજ્ઞાનતા ઉઝર નથી,કારણ કે ઈમાન,પ્રત્યેક માનવી ઉપર શરઈ હુકમ ના હોત છતાં અકલી દ્રષ્ટિએ ફર્ઝ છે,અલ્લાહ તઆલા મુનઈમે હકીકી છે,તેજ સૃષ્ટીનો સર્જનહાર છે,રાત દિવસ તેની નેઅમતોની વર્ષા આપણાં ઉપર છે, પછી તેનો કુફ્ર (નુંગણાપણું) મુર્ખાઈ છે,જેથી બિન મુસ્લિમો ,જંગલીઓ,આદિવાસીઓ પણ કાફિર અને હંમેશાના દોઝખી ઠેરશે,તેઓની ધર્મ વિષેની અજ્ઞાનતા માફ નથી,હદીષ શરીફમાં છે કે" *કુલ્લુ મવ્લૂદિંય્યૂલદુ અલલ ફિત્રતિ,ફઅબવાહુ યુહવ્વિદાનિહિ અવ યુનસ્સિરાનિહિ અવ યુમજિજસાનિહિ"*; અર્થાત દરેક બાળક ઈસ્લામી પ્રાકૃતિક ઉપર જન્મે છે,પછી તેના મા-બાપ તેને યહૂદી અથવા નસરાની અથવા મજૂસી બનાવી આપે છે; *(મિશ્કાત શરીફ:૨૧)*

એટલે બાળકને જો એકલું છોડી દેવામાં આવે તો તે અકકલથી ઈસ્લામ સ્વીકારશે,બીજા ધર્મો નહિં,એવી સલાહિય્યત તેમાં રાખવામાં આવી છે,સોસાયટી કુફ્ર તરફ લઈ જાય છે,ઈસ્લામ તજી બીજો ધર્મ અંગીકાર કરવો એનો દોષ લેખાશે, જેથી દોઝખી ઠરશે. ફક્ત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શર્હે અકાઈદ)*

## બાળકોના ઈસ્લામી નામ રાખવા વિષે.

**સવાલ(૩-૩):-** આજકાલ ઘણાં છોકરાઓ અને છોકરીઓના નવા નવા નામ સાંભળવામાં આવે છે,અને કોઈને ત્યાં બાળક જન્મે છે કે નવું નામ શોધે છે,તો મુસ્લિમનુ નામ; યાસમીન,શીરીન,બિલકિસ,અસ્મા,સલમા આ નામો છોકરીઓ માટે રાખી શકાય ? હાલમાં એક છોકરીનું નામ યાસ્મીન રાખ્યુ છે, તેના અમૂક સગાઓનું કહેવુ છે કે આ નામ શરીઅતથી નથી તો એનો શું ખુલાસો છે ?

**જવાબ(૩-૩):-** હદીષ શરીફમાં આવ્યું છે કે અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ઈર્શાદ ફરમાવે છે કે કોઈને ત્યાં બાળક જન્મે તો પ્રથમ નામ સારૂ રાખવામાં આવે,અને સારી રીતે તા'લીમ અને તર્બિયત કરવામાં આવે,એથી સાફ સિધ્ધ થાય છે કે ઈસ્લામી નામ રાખવા જોઈએ,છોકરીઓના નામ હઝરાત ઉમ્મહાતુલ મોઅિમનીન રસૂલે ખુદા (સ.અ.વ.) ની પાક બીબીયો,આપની વાલિદા, ફોઈઓ, (રદિ.) ના મુબારક નામો પૈકી નામ રાખવું વધુ અફઝલ લેખાશે. યાસમીન, શીરીન વિગેરે ઉકત નામો રાખવાની મનાઈ નથી, જાઈઝ છે, પરંતુ અસમા, સલમા, બિલકીસ,સારહ, હાજિરહ,આયશહ, ફાતિમહ વિગેરે નામો ઘણાં સારા છે. આવા નામ રાખવામાં આવે,શીરીન, ફારસી જબાનમાં મીઠી વસ્તુને અને યાસમીન,ફૂલને કહે છે,અને ઈરાનના લોકો આવા નામ રાખે છે,એવા નામોથી આપણે અવશ્ય બચવું જોઈએ. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(મિશકાત શરીફ : ૪૦૭)*

## કરોળિયાની જાળમાં હઝરત હસન (રદિ.)નું સંતાવવું.

**સવાલ(૪-૪):-** અમારે ત્યાં ઓરતોમાં એવી માન્યતા છે કે,મહોર્રમ માસમાં ઘરના અંદર કરોળિયાના જાળાં બંધાય છે,તેને સાફ કરવા ન જોઈએ, કારણ કે એના થી ગુનોહ થાય છે,ઈમામ હસન (રદિ.) જે જગ્યાએ સંતાયા હતા,તેના ઉપર કરોળિયાએ જાળ બાંધ્યા હતા,એનો ખુલાસો લખશો ?

**જવાબ(૪-૪):-** આ માન્યતા તદન ખોટી અને દલીલ વગરની છે,ઈમામ હસન (રદિ.)એવા ડરપોક અને બિકણ ન હતા કે જાળામાં સંતાય આશરો લે,એ તદન તેમના ઉપર સ્પષ્ટ બોહતાન છે,એવી શરીઅત વિરૂધ્ધ માન્યતાઓથી અવશ્ય બચવું જોઈએ, કારણ કે ઈમાન જવાનો ખતરો રહે છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શર્હે અકાઈદ: ૧૫૪)*

## હઝરત ફાતિમા(રદિ.)ને કોણે ગુસલ આપ્યુ?

**સવાલ(૫-૫): -** હઝરત ફાતિમા(રદિ.)ને હઝરત અલી (રદિ.) એ ગુસલ દીધુ હતુ શુ સહીહ છે? મર્દ પોતાની ઓરતને મરવા બાદ ગુસલ દઈ શકે છે?અને શુ મરવા પછી ઓરત નિકાહમાંથી નીકળી જાય છે?

**જવાબ(૫-૫):-** મજકૂર રિવાયત ઝઈફ છે, રાફજીઓની મનઘડત છે,

સહીહ હદીષ આ છે કે હઝરત ઉમ્મે અયમન (રદિ.) એ હઝરત ફાતિમા (રદિ.)ને ગુસલ આપ્યુ હતુ, હનફી મઝહબમાં ધણી પોતાની ઓરતને ગુસલ આપી શકતો નથી. ફકત અલ્લાહ વધુ જાણનાર છે.

*(શામી:૩/૯૦,આલમગીરી:૧/૧૬૦)*

## દિવાળી,ઉતરાણમાં મુસ્લિમોએ ભાગ ભજવવો.

**સવાલ(૬–૬):–** હિન્દુઓની દિવાળીના તહેવારોમાં તેમજ શબેબરાતના તહેવારોમાં મુસ્લિમો ફટાકડાં ફોડે છે,તો શું એ જાઈઝ છે ? હિન્દુઓના તહેવારોમાં પણ મુસ્લિમો ભાગ લઈ પતંગ ઉડાડે છે,અને ધૂમ રૂપિયા એના પાછળ બગાડે છે તો શું એ મુસ્લિમો માટે જાઈઝ છે?

**જવાબ(૬–૬):-** હિન્દુઓના કે બિન મુસ્લિમોના તહેવારોમાં કોઈ પણ જાતનો ભાગ લેવો જેમકે દશેરામાં ઘોડદોડ,દિવાળીમાં દીવો સળગાવવો, ફટાકડાં ફોડવા,હોળીમાં આગ સળગાવવી,ઉતરાણમાં પતંગ ચગાવવી વિગેરે હરામ છે. અમૂક આલિમોએ તેને કુફ્ર લખ્યું છે. એટલે ઉપરોકત બધી ક્રિયાઓ કુફ્રિયહ છે. જેનાથી મુસ્લિમ કુફ્રના નજીક પહોંચી જાય છે. તેનું ઈમાન ભયમાં છે;

કુર્આન શરીફમાં છે *“યા અય્યુહલ્લજીન આમનૂ લા તકૂનૂ કલ્લજીન કફરૂ”*અર્થાત હે મો'મિનો ! તમો કાફિરો માફક ન થાઓ.

*(સિપારો : ૪ રૂકૂઅ્–૭)*

હદીષ શરીફમાં વર્ણન છે હઝરત અનસ (રદિ.)રિવાયત કરે છે કે અલ્લાહ ના રસૂલ (સ.અ.વ.) હિજરત કરી મદીનહ મુનવ્વરહ તશરીફ લાવ્યા,અને મદીનહ વાસીઓ બે દિવસોમાં (નવરોઝ તથા મહરજાન) ઉત્સવ મનાવતા હતા,ત્યારે આપ (સ.અ.વ.) એ પુછયું આ બે દિવસો શું છે ? લોકોએ ઉત્તર આપ્યો કે ઈસ્લામ પૂર્વે હમો આ દિવસોમાં ખુશાલી મનાવતા હતા,તો અલ્લાહના રસૂલ (સ.અ.વ.)એ ફરમાવ્યું અલ્લાહ તઆલાએ એના બદલામાં બે શ્રેષ્ઠ દિવસો,ઈદુલ ફિત્ર અને બકરાઈદ તમને આપ્યા છે;

*(મિશકાત શરીફ: ૧૨૬)*

ખુત્બતુલ વિદાઅ્ (હજ્જના અંતિમ ખુત્બા)માં આપે (સ.અ.વ.) લોકોને સંબોધી ફરમાવ્યું કે કુફ્રિયહ યુગના તમામ રીત રિવાજો મિટાવી દેવામાં આવે;

*(મિશકાત શરીફઃ ૨૨૫)*

શબેબરાત (શાબાનની પંદરમી રાત) જેવી બરકતવંતી રાત જેમાં સુર્યાસ્તથી સુબ્હે સાદિક સુધી અલ્લાહ તઆલાની રહમતોની વર્ષા થાય છે, તેવી મુબારક રાતમાં ઈબાદતથી વંચિત રહી ફટાકડા ફોડવા કેટલી અજ્ઞાનતા અને બદનસીબીની વાત છે. વળી એમાં ઈસ્રાફ (ફુઝૂલખર્ચી) છે,જે બિલકુલ હરામ છે. ઈસ્રાફ કરનાર શૈતાનનો દોસ્ત અને ખુદાપાકનો દુશમન છે;

સારાંશ કે ઉપરોકત ખુરાફત (નઠારા કૃત્યો) માં વિશેષ ખરાબીઓ છે. આખિરત બગડે છે,તદુપરાંત તેની દુનિયા પણ ખરાબ થાય છે. અલ્લાહ તઆલા સર્વેને સદ્‌બુધ્ધિ આપે અને કુકર્મોથી બચાવી નેક તૌફિક અર્પે. *આમીન યા રબ્બલ્ આલમીન. બિજાહિન્નબિય્યિલ અમીન.* ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## ઈસ્લામ સ્વીકારવાની રીત.

**સવાલ(૭-૭):-** એક ગેર મુસ્લિમ,મુસલમાન થવા માંગે છે,તો એની વીધી કેવી રીતે પતાવવી ? અને ખત્ના તુરત જ કરાવવી જોઈએ કે કેમ ?

**જવાબ(૭-૭):-** સદરહુ બિન મુસ્લિમ,પ્રથમ પોતાના બાતલ ધર્મથી બરાઅત કરે કે હું મારા ધર્મને જાુઠલાવું છું,તેને ત્યાગી ઈસ્લામ સ્વીકારૂં છું, કે ઈસ્લામ સાચો દીન છે,પછી એને કલિમએ શહાદત અર્થ સહિત પઢાવવામાં આવે,આટલી વિધીથી મુસલમાન લેખાશે,પછી એને ઈસ્લામી અકાઈદ-માન્યતાઓ,ઈમાને મુફસ્સલથી અથવા અકકલથી વાકેફ કરવામાં આવે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(શર્હે અકાઈદ : ૧૧૯)*

## કુર્આન અને હદીષનો ઈન્કાર કરનાર.

**સવાલ(૮-૮):-** કુર્આન અને હદીષને ન માનનારાઓ અંગે શુ હુકમ છે ?

**જવાબ(૮-૮): -** કુર્આન શરીફ અલ્લાહ તઆલાની કિતાબ છે,જે અલ્લાહ ના રસૂલ (સ.અ.વ.) પર મોઅિજઝારૂપે ઉતારવામાં આવી છે,એના ઉપર ઈમાન લાવવું ફર્ઝ છે,એને જાુઠાડવું કુફ્ર છે,બલ્કે એની કોઈ એક આયતનો નકાર કરવો પણ કુફ્ર છે,તેમાં શંકા કરવી પણ કુફ્ર છે,જેમકે કુર્આન શરીફમાં છે, *"જાલિકલ કિતાબુ લા રય્બ ફીહિ,"* અર્થાત આ કિતાબમાં કોઈ

શંકા નથી; *(સૂરએ બકરહ : ૧–૨)*

જેથી કુર્આન શરીફને જાુઠાડવાથી કે શંકા કરવાથી ઈસ્લામથી નીકળી જશે, ખુદાપાકની પનાહ,નિકાહ તુટી જશે,નવેસરથી કલિમો તથા નિકાહ પઢવા પડશે;

કુર્આન શરીફના હુકમો મુજબ અમલ ના કરવાથી કાફિર લેખાશે નહિ, બલ્કે ફાસિક–અપરાધી કહેવાશે,તેમજ હદીષે મુતવાતિર (એટલે એવી રિવાયત જેને વર્ણન કરનારા દરેક યુગમાં એટલા પ્રમાણમાં હોય કે જાુઠની બદગુમાની થાય નહિં) ઉપર પણ ઈમાન ફર્ઝ છે,અને જાુઠાડવુ કુફ્ર છે,જે ખરી હદીષ આ દરજાની ન હોય તેને જાુઠાડવું કુફ્ર નથી બિદઅત છે,એટલે ઈમાનથી નીકળશે નહિં,ફાસિક લેખાશે, સખત ગુનેહગાર થશે,અઝાબને પાત્ર ઠરશે, કારણ કે હદીષ શરીફ,એ વહીયે ગેર મત્લૂ (જેની તિલાવત કરવામાં આવતી ન હોય) છે,કુર્આન શરીફમાં છે *"વમા યન્તિકુ અનિલ હવા "* અર્થાત રસૂલુલ્લાહ (સ.અ.વ.) પોતાની ઈચ્છાથી બોલતા નથી; *(સૂરએ નજમ નં.–૩)*

માટે ખરી હદીષોનો નકાર કરવાથી ઈમાન જવાનો ભય છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(શર્હે અકાઈદ : ૧૪)*

## અલ્લાહના ઈન્કાર કરનારનો હુકમ.

**સવાલ(૯–૯):–** એક મસ્અલા તાઝા દો રોઝ સે આયા હે,વો યે હે એક શખ્સ પાંચો વકત કી નમાઝ પઢતા ન થા,અભી પંદરા રોઝસે નમાઝ પઢતા હે, ઓર દો રોઝસે એસે કલિમાત કેહતા હે " અલ્લાહ હે હી નહિં, અલ્લાહ–વલ્લાહ કુછ ભી નહિં હે"એક દિન ઈમામ સાહબને સમજાયા,દુસરે દિન ભી સમજાયા,ઔર નસીહતેં કી,ફિરભી વો શખ્સ કેહતા હે *" અલ્લાહ હી નહીં હે,અલ્લાહ કુછ ભી નહીં હે"*એસે કલિમાત અપને બળોંકે સામને કેહતા હે,ઔર ખુદકે છોટે છોટે બચ્ચે ભી સુનતે હૈં.

**જવાબ(૯–૯):–** જવાબમાં જણાવવાનું કે સદરહુ માણસ મુર્તદ–ઈમાનથી નિકળનાર લેખાશે,અને એની પત્નિ નિકાહમાંથી નીકળી જશે,એને સમજાવી ઈર્તિદાદથી તૌબા કરાવી,કલિમએ શહાદત પઢાવી,મુસલમાન બનાવવામાં આવે,અને નવેસરથી નિકાહ પઢાવવામાં

આવે. એજ અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી : ૬/૩૬૨)*

## મરવા પછીની જીંદગી.

**સવાલ(૧૦-૧૦):-** જો કોઈ મુસલમાન એમ કહે કે,મરવા પછી કબ્રમાં આપણને કીડા ખાઈ જશે,પછી કશું બાકી રહેશે જ નહિં,જેથી જન્નતમાં જવાનો પ્રશ્ન જ કયાં રહે છે ? અને હિસાબ આપવાનો સવાલ પણ રહેતો નથી,જેથી દુનિયામાં ખાઈ-પી મઝા કરી લો,મરવા પછી કાંઈ નથી,કુર્આન અને હદીસની રોશનીમાં આ બાબત કયાં સુધી સહીહ છે ? આવો અકીદો રાખનાર મુસ્લિમ રહેશે કે નહિં ? આવો ખોટો અકીદો ધરાવનારને સહીહ માર્ગે લાવવા માટે ઈસ્લામની દ્રષ્ટિએ કોઈ માર્ગ છે ખરો ?

**જવાબ(૧૦-૧૦):-** દર્શાવેલ માન્યતા બાતિલ (કુફ્રિયહ) છે,તદ્દન ખોટી છે, મૃત્યુ પછી પુનઃજીવન એટલે કે કિયામતના દિવસે ફરી જીવતાં થવું તેમજ (અમલ મુજબ) જન્નત અગર જહન્નમમાં જવું કુર્આન અને હદીષથી સાબિત છે,અને એને નકારવું કુફ્ર છે,જેમકે ઈસ્લામ પૂર્વે કાફિરો આવી સત્યતાઓને નકારતા હતા,આથી સદર ભાઈ (ઉપરોકત માન્યતા ધરાવનાર) મુર્તદ (દીને ઈસ્લામ ત્યજી દેનાર) લેખાશે. અને એની પત્નિ એના નિકાહમાંથી નીકળી જશે,નવેસરથી ઈમાન લાવે અને ઉપરોકત માન્યતાથી તૌબહ કરે,નહિંતર હંમેશા માટે દોઝખના અઝાબને પાત્ર ઠરશે, નવેસર થી નિકાહ પણ પઢે.

*(શર્હે અકાઈદ-૧૬૬)*

એવા માણસને (કુર્આન અને હદીષના તેમજ ઉલમાએ દીનની વાતોના હવાલા આપી) સમજાવવામાં આવે,જો એ ન સમજે તો પછી સમાજે એવી વ્યકિત નો બહિષ્કાર કરવો જોઈએ અને એની પત્નિને એનાથી અલગ કરવી જોઈએ. ફકત અલ્લાહ વધુ જાણનાર છે. *(કિફાયતુલમુફતી:૧/૩૧)*

## સુન્નત (ખત્ના) ની શરૂઆત.

**સવાલ(૧૧-૧૧):-** સુન્નત (ખત્ના કરાવવી) કયાંથી અને કોના વખતથી ચાલુ કરી તેનો ખુલાસો કિતાબોના હવાલા સાથે લખશો ?

**જવાબ(૧૧-૧૧):-** સુન્નત (ખત્ના કરાવવી) નબીયોની સુન્નત છે,પ્રથમ હઝરત ઈબ્રાહીમ (અલ.) એ એંસી વરસની ઉમરે ખત્ના કરી, જેમકે હદીષ શરીફ માં વિગતવાર વર્ણન છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(મિશકાત શરીફ: ૪૪)*

## હઝરત સલમાન ફારસી (રદિ.) ની ઉમર.

**સવાલ(૧૨-૧૨):-** સલમાન ફારસી (રદિ.)કેટલી ઉમરે ઈમાન લાવ્યા ? તેમના મરણ વખતે તેમની કેટલી ઉમર હતી ?

**જવાબ(૧૨-૧૨):-** હઝરત નબીયે કરીમ (સ.અ.વ.) જયારે હિજરત કરીને મદીનહ શરીફ આવ્યા ત્યારે હઝરત સલમાન ફારસી (રદિ.) મુસલમાન થયા, રસૂલે પાક (સ.અ.વ.) ને હઝરત સલમાન (રદિ.) સાથે ઘણી મહોબ્બત અને સંબંધ થઈ ગયો હતો,તેમના વિષે અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ફરમાવે છે, કે સલમાન હમારા ઘરવાળાઓમાંથી છે,એક રિવાયતના મુજબ તેમની ઉમર અઢીસો વરસની,અને બીજી રિવાયતના મુતાબિક સાડા ત્રણસો વરસની હતી, પરંતુ વધુ ખરૂ અને મજબૂત કથન અઢીસો વરસનું છે,પોતાના હાથે મેહનત કરીને ખાતા હતા,અને સદકા ખૈરાત કરતા હતા,હઝરત (સલ.) તેમનાથી ઘણા જ રાઝી હતા,અને વખાણ કરે છે,હિજરી સન પાંત્રીસમાં મદાઈનમાં વફાત થઈ છે, રદિયલ્લાહુ તઆલાઅન્હુ. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## મર્હૂમોને ઈસાલે સવાબ કરવા વિષે.

**સવાલ(૧૩-૧૩):-** એક માણસ તેના મર્હૂમ માટે સવાબનું કામ કરે છે, દાખલા તરીકે પઢીને બક્ષે,અથવા એના સવાબ માટે લિલ્લાહ ખૈરાત કરે,તો શું જે માણસનું નામ લઈ એકને જ બક્ષે તેનો સવાબ વધારે મળે છે ? અથવા તમામ સગાના નામ લઈ બક્ષે તો સવાબમાં વધારો ઘટાડો થાય યા નહીં ? અથવા એકને જ બક્ષે તો પણ તેટલો જ સવાબ મળે એવું ખરૂ ?

**જવાબ(૧૩-૧૩):-** એમાં મતફેર છે,ઘણા આલિમો કહે છે કે અનેકને સવાબ પહોંચાડવાથી દરેકને પુરેપુરો સવાબ મળે નહી,બલ્કે વહેંચાયને મળશે, અને અમુક આલિમો કહે છે કે અલ્લાહ તઆલાના ફઝલથી આશા છે કે દરેકને સવાબ પુરો મળશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(ફતાવા દારૂલ ઉલૂમ:૫/૪૧૯) (શામી : ૩/૧૫૧)*

## ચૌદમી સદીના અંતે કુર્આનિય જલસાઓ.

**સવાલ(૧૪-૧૪):-** આજકાલ એક ચળવળ ચાલી રહી છે,જેનો હેતુ એ

છે કે કુર્આન શરીફ ઉતરવાને ૧૪૦૦ વરસ પુરા થઈ રહયા છે,એ અવસરને ભાગ્યશાળી સમજી કુર્આન શરીફની તા'લીમ અને તેનો સંદેશો અને તેની બુઝુર્ગી અને તેની તારીખ અને સચ્ચાઈનો ખાસ કરી મુસલમાનો અને આમ રીતે દુનિયાની બધી કૌમો સમક્ષ પેશ (રજૂ) કરવામાં આવે,અને તેના માટે જલસો યોજવામાં આવે,અને કુર્આનના માહિર મુસલમાનો દ્વારા,ગેરમસ્લિમ તકરીર કરનારા અને સાંભળનારા ઓને બોલાવી તેમના સમક્ષ તકરીર અને તહરીરથી કુર્આનની તા'લીમ અને તેના સંદેશા ને પેશ કરવામાં આવે,અને મુસલમાનોને કુર્આનની તા'લીમ પર અમલ કરવાની તર્ગીબ દેવામાં આવે, અને ગેરમુસ્લિમ કૌમોને કુર્આન શરીફની તા'લીમની જાણ કરવામાં આવે,અને જલસા ઓ યોજવામાં આવે,એમાં શરીઅતની રૂએ કાંઈ બુરાઈ તો નથી ? અને શું આ કાર્યવાહી શરીઅતની રૂએ સારી ગણાશે ? આ કાર્યવાહી માટે મુસલમાનો પાસેથી ચંદો કરવો અને તે માટે કમીટી બનાવવી અને એ ચંદાની રકમથી જલસા કરવા અને કુર્આનિય તા'લીમની કિતાબો છપાવવામાં ખર્ચ કરવો,શું એ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરેલો ગણાશે ? અથવા નહી ? કુર્આન શરીફની ૧૪૦૦ વરસની યાદગાર બનાવવા માટે ખાસ કરી આરબ મુલ્કોએ ઘણો બંદોબસ્ત કર્યો છે,અને હિન્દુસ્તાનમાં પણ ઘણાં મોટા શહેરોમાં આવી જાતના જલસાઓ યોજવા બંદોબસ્ત થઈ રહયો છે,તો આ રીતે દિવસ અને તારીખ નકકી કર્યા વગર વરસના કોઈ પણ દિવસ અથવા તારીખમાં આ પ્રમાણેના જલસાઓ કરવામાં કંઈ બુરાઈઓ તો નથી ?

**જવાબ(૧૪-૧૪):-** કુર્આન શરીફનો સંદેશો તેની તા'લીમો અને હિદાયતોને દુનિયાની બધી કૌમો સમક્ષ રજૂ કરવું દરેક મુસલમાનનો ફરઝ છે,બધા મુસલમાનો પર ફરઝ છે કે પહેલાં પોતે પુરી રીતે કુર્આન શરીફની તા'લીમો ઉપર અમલ કરે,તે પછી દરેકથી બની શકે એ પ્રમાણે બધા ઈનસાનો સુધી તેને પહોંચાડવાની કોશીષ કરે,એના માટે ના તો વરસની કોઈ ખુસુસિય્યત છે ના દિવસની કે ના સદીની,અને ૧૪૦૦ વરસના જશનની પણ જરૂરત નથી,પરંતુ મુસલમાનોએ કુર્આનની તા'લીમનો રાત– દિવસ પ્રચાર કરવો જોઈએ,જો ૧૪૦૦ વરસના જશને કુર્આનનો મકસદ દીન અને કુર્આનનો પ્રચાર હોય તો તેમાં જાઈઝ હોવામાં કોઈ ઉણપ નથી, પરંતુ શર્ત એ છે કે એમાં શરીઅતની રૂએ બુરાઈઓ ના હોય,આજ કાલ જે રીતે જશન

મનાવવામાં આવે છે તેમાં ખેલકૂદ,ફુઝૂલખર્ચી અને માલની બરબાદી અને બેઈમાની અને દેખાવ માટે હોય છે,અને અસલ મકસદ છુટી જાય છે,તો યાદ રાખવામાં આવે કે કુર્આન શરીફના નામ પર એ ગુનાહોને કરવું ગુનાહને વધુ મોટો કરવા સમાન છે, સારાંશ કે દીન અને કુર્આનના પ્રચાર માટે દરેક શકય સબબોને વાપરવું અને તેમાં દામે,દિરમે,કલમે,સખુને કોશીષ કરવું અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવા સમાન છે,પરંતુ જો નામ અથવા દેખાવ માટે હોય તો અને ફુઝૂલખર્ચી હોય, ફુઝૂલ ચીજો હોય અને એક વકતી જશ્ન બનાવી પછી ચુપ થઈ જવું હોય તો એ મના ગણાશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(કિફાયતુલમુફતી:૧/૧૪૫)*

## તસ્વીરવાળા હોલમાં સીરતનો જલ્સો.

**સવાલ(૧૫–૧૫):–** સીરતુન્નબી (સ.અ.વ.) નો જલ્સો કોઈ એવા હોલમાં રાખવો કે જે હોલમાં જાનદારની તસ્વીરો છે તો એનો શું હુકમ છે ? મસ્જિદમાં જલ્સો રાખવો કેવું છે ?

**જવાબ(૧૫–૧૫):–** બીજી સૂરતમાં એટલે કે મસ્જિદમાં સીરતુન્નબી (સ.અ.વ.) નો જલ્સો રાખવાથી રસૂલુલ્લાહ (સ.અ.વ.) ની રૂહ વધુ ખુશ થશે. ફોટાવાળા મકાનમાં જલ્સો રાખવાની મનાઈ છે,રસૂલુલ્લાહ (સ.અ.વ.) તસ્વીરવાળા મકાનમાં જતા હતા નહિં,અને એ વિષે લા'નત ફરમાવી છે. રહમતના ફરિશ્તાઓ પણ એવી જગ્યાએ દાખલ થતાં નથી, વળી મસ્જિદમાં જલ્સો રાખવાથી હોલનું ભાડું પણ બચી જશે તે રકમ ખૈરાત કરી રસૂલુલ્લાહ (સ.અ.વ.)ની રૂહને સવાબ પહોંચાડવામાં આવે,એ વધુ બેહતર છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(મિશકાત શરીફ: પેજ–૫૦)*

## હજજની ફિલમનો હુકમ:–

**સવાલ(૧૬–૧૬):–** આજ કાલ હજજની ફિલમ–સિનેમા દેખાડવામાં આવે છે, જેમાં હજજની બધી વીધીનો ચિતાર ફિલ્મમાં દેખાડે છે,એ ફિલમ જોવી અને આવી રીતે હજજનો નકશો દેખાડવો જાઈઝ છે કે નહિ?

**જવાબ(૧૬–૧૬):–** હજજ ઈસ્લામના પાંચ મહાન સ્તંભો(અરકાન) પૈકી એક મોટો રૂકન છે, જેની ઈઝઝત અદબ એહતેરામ જાળવવો એક મુસલમાન માટે અતિશય જરૂરી છે, ફિલ્મ–સિનેમાં એક પ્રકારના ખેલ રમત

સમાન હોય તેમજ તેમાં નગ્ન તસ્વીરો ફોટાઓ દેખાડવામાં આવતા હોય ત્યાં પુરૂષો–સ્ત્રીઓ ભેગા થતા હોય કે જયાં બેપર્દગી,બેશર્મી અને ઈસ્લામનુ ખુન થતુ હોય એવા મરદુદ સ્થળે આવી મુબારક અને ઉચ્ચ દરજજાવાળી પાક જગ્યાઓને ખેલ,લહવોલઅબના રૂપમાં ચિતરવું સખ્ત બેઅદબી અને મોટો જ ગુનાહનુ કાર્ય છે, સાચો ઈમાની એને સાંખી શકતો નથી, મુસલમાનોએ એનાથી બચવુ જોલએ; બલ્કે આવી ફિલ્મ બંધ કરાવવા એકમત થઈ કોશિશ કરવી જોઈએ

હદીષશરીફમાં રસૂલેપાક (સ.અ.વ.)નું ફરમાન છે કે " જે માણસ તમારામાંથી શરીઅત વિરૂધ્ધ બાબત જુએ તો તેને હાથ વડે રોકે, જો શકિત ન હોય તો જીભથી રોકે, એની પણ શકિત ન હોય તો દિલથી બુરૂ સમજે, અને આ ઈમાનનો કમઝોર દરજજો છે."

શઆઈરે ઈસ્લામની થતી બેઅદબી ખરો અને સત્ય મુસલમાન કેવી રીતે જોઈ શકે! અમારી ઈમાની કમઝોરીના કારણે આજે અમો દુખી થઈ રહયા છીએ, ઈમાનીઓ જેટલા સુસ્ત,ડરપોક, બેપરવાહ થશે તેટલા જ તકલીફો મુસીબતોમાં સંડોવાશે, આવી ફિલ્મ બંધ કરાવવા હુકૂમતને ખબરદાર કરવામાં આવે, આ ફિલ્મમાં જનાર મુસ્લિમોને રોકવુ પિકેટીંગ કરવુ મોટો સવાબ છે. અને જે જે દેશોમાં મજકૂર ફિલ્મ ચાલુ કરવામાં આવી હોય તો ત્યાંના મુસ્લિમો પણ પોતાની હુકુમત પાસે પ્રતિબંધ મુકાવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ઈજતિમાઅ્માં ઓરતો.

**સવાલ(૧૭–૧૭):–** ઘણી ઓરતો તબ્લીગી ઈજતિમાઅ્માં જાય છે,જયાં પરદા નો એહતિમામ હોતો નથી,તો શું એવા ઈજતિમાઅ્માં જવું ઓરતોને મોકલવું જાઈઝ છે ? પરદો કેવો હોવો જોઈએ ?

**જવાબ(૧૭–૧૭):–** પ્રત્યેક મુસ્લિમ ઉપર પુરૂષ હોય કે સ્ત્રી પોતાની ઈસ્લાહ (સુધારણા) તથા જરૂરી ઈલ્મ હાસિલ કરવું જરૂરી છે,એ હેતુથી ઈજતિમાઅ્માં જતા રોકવું નહિં. અલબત્ત એમાં જ કાંઈ ખરાબી હોય તેનાથી બચવાની અવશ્ય તાકીદ કરવી જોઈએ,આ ફસાદી યુગમાં ઓરતો માટે પરદો (ચાદરથી આખું

શરીર ઢાંકવું) વાજિબ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ ૨/૭૯)*

## છોકરીઓના મદ્રસહ–બોર્ડીંગ.

**સવાલ(૧૮–૧૮):–** મુસ્લિમ છોકરીઓ ઈબ્તિદાઈ મકતબની તા'લીમથી વધુ તા'લીમ માટે મદ્રસહ સ્થાપી તેમને પાંચ–સાત વર્ષ બોર્ડીંગમાં રાખી પઢાવવાની વ્યવસ્થા કરવું શરઈ દ્રષ્ટિએ કેવું છે ?

**જવાબ(૧૮–૧૮):–** જાઈઝ છે.જરૂરી દીની તા'લીમ હાસિલ કરવું (ફર્ઝ, વાજિબ, હલાલ–હરામ અંગે જાણકારી) દરેક મુસ્લિમ ઉપર પછી તે પુરૂષ હોય કે સ્ત્રી ફર્ઝ છે. જહાલત (અજ્ઞાનતા) ગુનોહ છે,અઝાબના પાત્ર થશે. જેમકે,હદીષ શરીફમાં વર્ણન છે કે *“તલબુલ ઈલ્મ ફરીદતુન અલા કુલ્લિ મુસ્લિમિન”* એથી વધુ ઈલ્મ ફર્ઝે કિફાયહ છે, અને ઉકત ફર્ઝે કિફાયહમાં સ્ત્રીઓ પણ શામિલ છે,એ કેવળ મર્દો માટે જ ખાસ મર્યાદિત નથી,તેણીઓની તા'લીમની વ્યવસ્થા અલગ સારી રીતે કરવી જોઈએ,બોર્ડીંગમાં ફકત છોકરીઓ જ રહે મર્દ નહિં. ઉસ્તાનીયો,નોકરાનીયો વગેરે સ્ટાફ સ્ત્રીઓનો જ હોવો જોઈએ. સારાંશ કે,પુરતો ઈહતિયાત રાખવામાં આવે કે, કોઈપણ પ્રકારના ફિત્નહનો ઈહતિમાલ (શકયતા) ન રહે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે. *(કિફાયતુલ મુફતીઃ ૨/૩૫)*

## મેઅરાજમાં હઝરત મૂસા (અલ.) ની મુલાકાત.

**સવાલ(૧૯–૧૯):–** મેઅરાજુન્નુબુવ્વત કિતાબમાં લખેલ છે કે મેઅરાજની રાત્રે આપ (સ.અ.વ.)ને સાતેવ આસમાન અને સાતેવ ઝમીનની સેર કરાવવામાં આવી હતી,અને સાતમી ઝમીન ઉપર હઝરત મૂસા (અલ.)ની કૌમની મુલાકાત કરી હતી,તો શું આ હકીકત સત્ય છે.?

**જવાબ(૧૯–૧૯):–** *"મેઅરાજુન્નુબુવ્વત"* કિતાબ ભરોષાપાત્ર છે,તેમાં લખેલું છે કે મેઅરાજથી પાછા ફરતાં હઝરત મૂસા (અલ.)ની છઠ્ઠા આકાશ ઉપર મુલાકાત થઈ હતી,સાતેવ ઝમીનની સેર સાબિત નથી.

*(મઆરિજુન્નુબુવ્વતઃ( મિશકાત શરીફઃ પેજ–૫૨૭)*

## હઝરત જિબ્રઈલ(અ.લ.) શું કરે છે?

**સવાલ(૨૦-૨૦):-** કિતાબોમાં છે કે હઝરત જિબ્રઈલ(અલ.)ની ડયુટી-કામ અંબિયા(અલ.)પાસે પૈગામ લાવવાનું હતુ,હાલ જિબ્રઈલ (અલ.)શુ કરે છે?

**જવાબ(૨૦-૨૦):-** તેમનો પત્ર આવ્યો નથી, અત્રે શું કામ કરે છે ! ખુદા જાણે. એ જ ખુદાપાક વધુ જાણનાર છે.

## તબ્લીગી જમાઅતની ફઝીલત વિષે.

**સવાલ(૨૧-૨૧):-** તબ્લીગમાં ગશ્તની ફઝીલતમાં નીચે પ્રમાણે હદીષો બયાન કરવામાં આવે છે,જે કોઈ માણસ ગશ્ત માટે નીકળે,અને તેના પર જે ધુળ-મટોડી લાગે છે તેને દોઝખનો ધુમાડો પહોંચતો નથી,અર્થાત તે માણસ માટે દોઝખ હરામ છે;

બીજી હદીષ છે કે જે કોઈ માણસ તબ્લીગમાં નીકળે અને એ રસ્તામાં એક પાઉન્ડ વાપરે તો તેને સાત લાખ પાઉન્ડનો સવાબ મળે છે;

ત્રીજી હદીષ છે જે કોઈ માણસ તબ્લીગમાં નીકળે છે,તેના માટે આસમાન અને ઝમીનમાં જેટલી અલ્લાહની મખ્લુક છે,તે મગફિરતની દુઆ કરે છે,શું આ ત્રણ હદીષો તબ્લીગની ફઝીલતમાં મૌજૂદ છે ? શું આ ત્રણ હદીષો જિહાદ ફિ સબીલિલ્લાહની ફઝીલત માટે છે કે તબ્લીગની ફઝીલતમાં આવી છે ?

**જવાબ(૨૧-૨૧):-** દર્શાવેલ હદીષો,જિહાદ ફી સબીલિલ્લાહ (દીની યુધ્ધ) બાબત ફરમાવી છે,તબ્લીગ પણ જિહાદના હુકમમાં લેખાય છે,કારણ કે બન્નેવનો હેતુ દીનનો પ્રચાર છે,જેથી જિહાદની ફઝીલતો તબ્લીગમાં વર્ણન કરવામાં વાંધો નથી.

ગશ્ત પધ્ધતિનો હેતુ દીનની વાત પહોંચાડવા લોકો પાસે જવું,માન જાળવીને ભલી વાત કહેવી અને બુરાઈથી રોકવું,સર્વે નબીયોને મોકલવાનો હેતુ પણ એજ હતો,જેથી નબીયોની સુન્નત કહેવામાં વાંધો નથી,મુતકલ્લિમ વાત કરે અને બધા સાથીઓ ઝિક્ર કરે,ઈસ્તિગફાર કરે જેથી વાતમાં અસર પૈદા થાય તે સારી વાત છે, સાથીઓ નકામી વાતોથી બચે,ઝિક્રની ટેવ પડે, એમાં આક્ષેપ કરવા જેવું કંઈ નથી;

સારાંશ કે તબ્લીગી ચળવળ અત્યંત લાભદાયક છે,એનાથી અનેકની ઈસ્લાહ થઈ છે,ઘણાં ખરા મુસ્લિમો જે નામના મુસલમાન હતા તેઓ ખરેખર

પાકા મુસલમાન થઈ ગયા છે,પ્રત્યેક મુસલમાને શકય સુધી તેમાં ભાગ લેવો જોઈએ, અને વિરૂધ્ધ કરવો જોઈએ નહીં,અલબત્ત એમાં ગુલુ (હદ વટાવી જવું) કરે નહિં,કે બાલબચ્ચાંના વાજિબ હકો છુટી જાય. કફત ખુદાપાક વધુ જાણનાર છે.

## મૈય્યતને દફન કરતી વખતે ખિસામાં ચાકું રાખવું.

**સવાલ(૨૨-૨૨):-** એક મુસ્લિમ ભાઈ પાસેથી જાણવા મળયું છે કે મૈય્યતને દફન કરતી વખતે ખિસામાં છુરી રાખવી ખાસ જરૂરી છે,કારણ કે કોઈ વખત બન્યુ નથી પણ એવું બને છે કે મૈય્યત કબરમાં હસીપડે તો એમ માનવું કે એના ઉપર શૈતાન ગાલિબ થયો સમજી,મૈય્યતને છરીથી ઝુબહ કરી પછી માટી વાળી દેવી,એ વિષે શું હુકમ છે ?

**જવાબ(૨૨-૨૨):-** દર્શાવેલ માન્યતા (મૈય્યત કબરમાં હસી પડે તો માનવું કે શૈતાન એના ઉપર ગાલિબ થયો એવું સમજી છુરીથી ઝુબહ કરી દેવું) તદન ખોટી વાહિયાત વાત છે,મોત જેવીજ એક બીમારી જેને સકતા કહે છે,લોકો તેને મરેલો સમજી દફન કરવાની તૈયારી કરે છે,અને બીમારીનો દોરો મટી જવાથી હોશમાં આવે છે,કદી હરકત કરે છે,કદી હસે છે,તો વાસ્તવમાં તે જીવતો છે,હસવું જીવંતનું છે,જેથી તેને કાઢી લેવો જોઈએ,અને કદી હસવું કરામત રૂપે હોય છે,તો તેને કાઢવો ના જોઈએ,હસવાથી ઝુબહ કરવું અજ્ઞાનતા છે,કતલનો ગુનોહ લાગુ પડશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## શૈખ અ.કાદિર જીલાની રહ.વિષે ખોટી માન્યતા.

**સવાલ(૨૩-૨૩):-** પીરાને પીર,દસ્તગીર,ગવ્ષએ આ'ઝમ (રહ.)ને શાફેઈ લોકો ઘણાં જ માને છે,મુરદાંઓને જીવંત કરી દેતા હતા,એમના નામની નિયાઝો કરે છે,એવણ શાફેઈ મઝહબ પાળતા હતા,એ વિષે ખુલાસો લખશો ?

**જવાબ(૨૩-૨૩):-** હઝરત શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.) ઘણાં મોટા આલિમ અને બુઝુર્ગ હતા,બલ્કે વલીયોના સરદાર અને સરતાજ હતા,બધા મુસલમાનો એમને વલી તરીકે માને છે,તેમજ અકીદતમંદી રાખે છે,તેઓ રસૂલે પાક (સલ.) ની સુન્નતોના ઘણાં જ પાબંદ હતા,હમ્બલી મઝહબ પાળતા હતા એમને દસ્તગીર કહેવું જાઈઝ નથી, એનો અર્થ

મદદગાર થાય છે,દરેક વખતે બધી જગ્યાએ મદદ કરનાર અલ્લાહ જ છે,અને ખાસ અલ્લાહપાકની જ સિફત છે,તેમજ અલ્લાહ તઆલા સિવાય બધી જગ્યાએ દરેક વખતે બીજો કોઈ હાજર નથી,એ ગુણ પણ અલ્લાહ તઆલા માટે જ ખાસ છે, અલ્લાહ બધી જગ્યાએ હાજર અને જોનાર છે,તેના સિવાય મખલૂકમાં બીજા કોઈને હાજર નાઝર રહેવાની શકિત નથી,અને બીજાને હાજર નાઝર સમજવું શિર્ક છે,જેમ અંબિયા (અલ.) ના મો'જિઝાઓ હક છે તેમ અવલિયાની કરામતો હક છે;

હઝરત પીરાને પીર (રહ.)બેશક સાહિબે કરામત હતા,એમની કેટલીક સત્ય કરામતો ઉલમાએ હકકાનીએ લખેલ છે,અને કેટલીક ખોટી કરામતો નાદાનોએ મશહૂર કરી રાખી છે,એ તદ્દન દલીલ વિનાની છે,અલ્લાહ તઆલાના સિવાય કોઈના નામની નઝરો–નિયાઝ કરવી તદ્દન હરામ છે,અને તેનું ખાવું પણ જાઈઝ નથી.નજરો–નિયાઝ પણ ખાસ અલ્લાહ તઆલા માટે જ છે,ખાલિકને છોડી મખલૂકને પકડવું કેટલી મોટી અજ્ઞાનતા કહેવાય ! ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(ફતાવા દારૂલ ઉલૂમઃ ૧/૮૮)*

## બુઝુર્ગને ચાંદીમાં તોલવું.

**સવાલ(૨૪–૨૪):-** અમારી જમાઅતમાં એક બુઝુર્ગ માણસ છે,જેમણે જમાઅતની ઘણી જ સેવા કરી છે,જેથી અમો જમાઅતવાળાઓ એમના માનમાં એક જલ્સો કરવાનો વિચાર કરીએ છીએ,અને અમારી જમાઅતનો એવો વિચાર છે કે,એ પ્રસંગે બુઝુર્ગને ત્રાજવામાં બેસાડી એમને ચાંદીથી તોળીએ,અને એમના વજન જેટલી ચાંદી,એ બુઝુર્ગને ભેટ ધરી દઈએ, અને અમારો ખ્યાલ છે કે, અમારા એ બુઝુર્ગ એ ચાંદીને પોતાના કામમાં લેશે નહિં, બલ્કે જમાઅતના કામમાં વાપરશે,તો એ અંગે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ(૨૪–૨૪):-** બુઝુર્ગની દીની–દુન્યવી સેવાઓ પ્રસંશા પાત્ર છે,એમને સન્માનવું,જયુબિલિ જશન યોગ્ય છે,પરંતુ એ માટે શરીઅત વિરુધ્ધ કાર્ય કરવું જોઈએ નહિં કે,જેનાથી ખુદાપાક નારાજ થાય. જે કોઈ કામ કરવામાં આવે ઈખ્લાસથી કરવામાં આવે,આવા કાર્યમાં ઈસરાફ (ફુઝૂલ ખર્ચ)થી પણ બચવું જોઈએ.વાજા,બેન્ડ,નાચ–ગાન વગેરેનું આયોજન પણ

વાહિયાત છે. બુઝુર્ગને હદિયો દેવા માટે ઉઘરાણીમાં પણ જબરદસ્તી ન હોવી જોઈએ. રાજી ખૂશીથી જે આપે તે લઈ એકત્ર કરી બુઝુર્ગને આપી દેવું,તેમજ ચાંદીમાં તોલવાનો તરીકો ઈસ્લામમાં નથી,બલ્કે બિન મુસ્લિમોની મુશાબહત છે. ઈસ્લામમાં અનેક બુઝુર્ગો થઈ ગયા, જેમની સેવાઓ–ખિદમતો અમૂલ્ય છે. પરંતુ કોઈને પણ સોના–ચાંદીથી તોલવામાં આવ્યા હોય એવો દાખલો નથી,માટે તોલ્યા વગર હદિયાની થેલી પેશ કરવામાં આવે,જો બુઝુર્ગ હાજતમંદ ન હોય તો એમને રકમ આપવાને બદલે એ રકમમાંથી એમની યાદગાર રૂપ સદકહ જારિયહનું કામ કરવું બેહતર છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ભયંકર સ્વપ્નોથી બચવાનો વઝીફો.

**સવાલ(૨૫–૨૫):–** મેં એક ભયંકર સ્વપ્નું જોયુ,એ સ્વપ્નમાં એક સાપને માર્યો ત્યારે તેનું માથુ જાુદુ થઈ ગયું,પછી મારી મામીએ બૂમ પાડી કહયુ,સાંપ જીવતો છે અને બળદ ને કરડશે,પછી હું લાકડી લઈને મારવા ગયો,ત્યારે મારા ઘરવાળાં ના કહે છે,હું લાકડી ફેંકી મારા ઘેર આવ્યો,ત્યારે હું એકદમ પાગલ જેવો બની ગયો, પછી મને યાદ આવ્યું એ જિન તો નહીં હોય ! પછી સાંપ મારા બારણા પાસે આવ્યો,પછી હું બહાર પલંગ ઉપર પગ લટકાવીને બેસી ગયો,ત્યારે બે સાપ મારા પગ પાસે આવ્યા,ત્યારે મને મારો ભાઈ ચુનાનું પાણી લગાડતો હતો,અને તે પાણી મને ભુંરૂ દેખાય છે,અને તે બન્ને સાંપ ફેણ માંડીને પગ સાથે ખુબ દબાવે છે,બંને સાંપોનો રંગ કાળો હતો,એ વિષે શું ખુલાસો છે ?

**જવાબ(૨૫–૨૫):–** આ ખ્વાબ વિષે ગભરાવાની જરૂર નથી,રાત્રે સુતી વખતે ત્રણ વાર સૂરએ નાસ અને સૂરએ ફલક પઢશો,અને દરેક વાર પઢી હાથોની હથેળીઓ પર દમ કરી આખા શરીર ઉપર ફેરવશો,અને આયતુલ કુરસી પઢી સુઈ જશો, અલ્લાહના હુકમથી કોઈ પ્રકારની તકલીફ થશે નહી; અને સવાર સાંજ ત્રણ વાર નીચે લખેલી દુઆ પણ પઢવાની હંમેશા આદત બનાવી લેશો;

*"બિસ્મિલ્લાહિલ્લજિ લા યદુર્રૂ મઅ ઈસ્મિહિ શયઉન ફિલ અર્દિ વલા ફિસ્સમાઅ,વહુવસ્સમીઉલ અલીમ."*

તિર્મિજી શરીફમાં હદીષ છે કે હઝરત (સલ.)એ ફરમાવ્યું કે સવાર સાંજ (મજકૂર દુઆ) પઢવાથી કોઈ વસ્તુ નુકશાન કરતી નથી,ઉપર મુજબ અમલ કરવાથી કોઈ વસ્તુ નુકશાન કરશે નહીં,અને તંદુરૂસ્તી સારી રહેશે,તેમજ ભયાનક સ્વપ્નો જોવામાં આવશે નહીં,અને ખુદાપાક ફરિશતા વડે હિફાઝત કરશે. ફકત અલ્લાહપાક વધુ બેહતર જાણનાર છે.

*(તિર્મિજી: ૨/૧૭૬)*

## મૌત વખતે તકલીફ થવાનો વસવસો,અને રૂહાની ઈલાજ.

**સવાલ(૨૬–૨૬):–** મને એક બીમારી લાગુ પડી છે કે હું આજે મરીશ અથવા કાલે મરીશ,એમ થયા કરે છે,અને મૌત વખતે કેટલી તકલીફ થશે ? એવા શૈતાન વસવસા નાંખે છે,જેમાં હું બહું જ પરેશાનીમાં મુકાય ગયો છું તો મારે શું કરવું ?

**જવાબ(૨૬–૨૬):–** હદીષ શરીફમાં મૌત યાદ કરવાનો હુકમ છે. જેમકે, *"અક્ષિરૂ જિક્ર હાઝિમિલ્લજ્જાતિ અલ્મૌત"* અર્થાત મૌતને વધુ યાદ કરો; તેનો મુકાબલો કરો, બની શકે તો દરરોજ કબ્રસ્તાન જાઓ,નહિંતર અઠવાડિયામાં એકવાર,દિલની સખ્તાઈનો અકષિર ઈલાજ છે. દુનિયાનો અણગમો પૈદા થશે, મૌતથી ડરવું જોઈએ નહિં,મૌત મો'મિનનો તોહફો (ભેટ) છે.કારણ કે મરણ બાદ અલ્લાહ તઆલાનો મેળાપ થશે. દરેક નમાઝ બાદ આયતુલ કુર્સી એકવાર અને ત્રણ–ત્રણ વાર મુઅવ્વજતૈન (*કુલ અઉજુ બિરબ્બિલ્ ફલક અને કુલ અઉજુ બિરબ્બિન્નાસ્*) પઢી આખા શરીફ ઉપર દમ કર્યા કરો. ઈ.અ. શિફા પ્રાપ્ત થશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(મિશકાત શરીફ: ૧૪૦)*

## શયતાન પરેશાન કરે છે.

**સવાલ(૨૭–૨૭):–** મને બીમારી લાગુ પડી ગઈ છે કે મારા વાલિદ તથા વાલિદાની સકરાતની હાલત જોઈ હતી ત્યારથી મને એવો ડર લાગે છે કે સકરાતમાં આટલી બધી તકલીફ થશે,શૈતાન મને પરેશાન કરે છે,તો મારે શુ કરવુ ?

**જવાબ(૨૭–૨૭):** –એ માનસિક બીમારી છે. એના તરફથી લક્ષ હટાવી યાદે ઈલાહીમાં પ્રવૃત રહો, પાછલા ગુનાહોથી તૌબાહ અને ભવિષ્યમાં ગુનાહોથી

પરહેઝ કરો, ખાસ કરીને દરરોજ સવારે સૂરએ યાસીન પઢયા કરો, ઈન્શાઅલ્લાહ મૌતની સખ્તીઓથી છુટકારો થશે, અને સંતોષિત જીવન નસીબ થશે, ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિસ્ને હસીન :પેજ:ર૦૦ )*

## મર્હૂમની રૂહનું આવવું અને લોબાન સળગાવવું.

**સવાલ(ર૮–ર૮):–** શું મરવા પછી ચાલિસ (૪૦) દિવસ સુધી ઘરના દરવાજા રાત–દિવસ ખુલ્લાં રાખવા જોઈએ ? શું ચાલીસ (૪૦) દિવસ સુધી ઘરમાં લોબાન અગરબત્તી કરવું જોઈએ ? કારણ કે,ઓરતોનું કહેવું છે કે મુર્દાઓ અગરબત્તી– લોબાનના ભુખ્યાં છે,એ ખરૂ છે ?

**જવાબ(ર૮–ર૮):–** ઉકત માન્યતા બે અસલ,સનદ વિનાની છે,લાલ કિતાબની મનઘડત છે,દરવાજો એ ખ્યાલથી ખુલ્લો રાખવો કે મર્હૂમ મય્યિતની રૂહ આવે છે, અને બંધ દરવાજો જોઈને પરત થઈ જશે,કોઈ દલીલથી સાબિત નથી. માની લો કે રૂહ ઘેર આવે છે તો દરવાજો બંધ હોય તો પણ પ્રવેશી શકે છે. મજકૂર વાત અકકલ ની પણ વિરૂધ્ધ છે. વળી દરવાજો ખુલ્લો રાખવામાં જાન–માલનો પણ ભય છે;

રૂહ,લોબાન અને અગરબત્તીની ભુખી છે,એ વાત પણ સાબિત નથી. જો રૂહ જન્નતી છે તો જન્નતની સુગંધ મળે છે,પછી નજેવી ખુશ્બુ શી રીતે પસંદ કરે ! ? સારાંશ કે સનદ વિનાની ખોટી ફેલાયેલી વાતોની માન્યતા રાખે નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(ઈમદાદુલ ફતાવા)*

## બિનવપરાશ મકાનમાં અન્ય મખ્લૂકનું આવવું.

**સવાલ(ર૯–ર૯):–** કોઈ રૂમ અઠવાડિયું,મહિનો બંધ રહેતો હોય તેવા રૂમમાં દરરોજ અગરબત્તી સળગાવતા રહેવું જોઈએ,કારણ કે તેમાં અલ્લાહની બીજી મખ્લૂક પોતાની જગ્યા કરે છે, એવી માન્યતા રાખી અગરબત્તી સળગાવવા બાબત શું હુકમ છે ?

**જવાબ(ર૯–ર૯):–** ઉકત માન્યતા સનદ અને દલીલ વિનાની છે,મકાનને તિલાવત,નફિલ વિગેરેથી આબાદ રાખવાથી શૈતાન નાસી જાય છે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે.

## નૂર અલ્લાહની સિફત છે નબીયો માટે અપશબ્દો ઉચ્ચારવા.

**સવાલ(૩૦-૩૦):-** કુર્આન શરીફની સૂરએ નૂરની આયત *"અલ્લાહુ નુરુસ્સમાવાતિ વલઅર્દિ "*નો ભાવાર્થ "અલ્લાહ કયા હૈ ? એક નૂર હૈ," એમ એક ભાઈ કહે છે,પરંતુ મારો અકીદો છે કે અલ્લાહ એક નૂર છે,અને નૂર તરીકે જ હું માનુ છુ, કિતાબોમાં એમ તો નથી બતાવેલું કે અલ્લાહને એક નૂરથી તસવ્વુર કરો,હું માનુ છું કે નૂર,એ એક ખુદા ની સિફતમાંથી છે,બાકી નૂરને ખુદા તરીકે માનવું કે નહી એ ખુલાસાવાર સમજાવશો. અને પયગમ્બર હઝરત મૂસા (અલ.) વિષે કહે છે કે મૂસા પયગમ્બર હઠીલા હતા,તો એ પ્રમાણે હલકા શબ્દો ઉચ્ચારવા એ ગુસ્તાખી નથી ? અને એવા માણસને કેવો લેખવો ? પુરતા ખુલાસા સાથે સમજાવશો ?

**જવાબ(૩૦-૩૦)-** નૂર અલ્લાહ તઆલાની અનેક સિફતોમાંથી એક સિફત છે, જેમ કે ઈલ્મ,સાંભળવું,નઝર વિગેરે ખુદાપાકની સિફતોની કેફિયત આપણે જાણતા નથી,તેમ સિફતે નૂરની હકીકત પણ જાણી શકતા નથી,ચંદ્ર ની રોશની માફક જાણવું કુફ્ર અને અભણતા છે,ખુદાપાકના નૂરનો તસવ્વુર કરી શકાય નહિં,એ ભાઈ જે ભાવાર્થ કરે છે તદન ખોટો છે,ખરો અર્થ આ પ્રમાણે છે, *" અલ્લાહ તઆલા આકાશો અને ધરતીની રોનક છે,એટલે એમનું અસ્તિત્વ ખુદાપાકની જાતથી છે,નહિંતર વેરાન થઈ જાય".*

*(જલાલૈન શરીફ: ૨૯૮)*

અલ્લાહના રસૂલોને અપશબ્દો (હલ્કા,તુચ્છ)વડે સંબોધવું એ ગુસ્તાખી અને અપમાન છે,જેથી એવો માણસ ઈમાનથી નીકળી જશે,નવેસરથી ઈમાન લાવવું ફર્ઝ છે,લોકોને સાવધાન કરી દેવા જોઈએ, કોઈ પ્રકારનો સંબંધ રાખવો નહિં. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*( શર્હે અકાઈદ: ૧૩૯)*

## કુર્આન શરીફનું અપમાન કરવું.

**સવાલ(૩૧-૩૧):-** કંઈક ગેરમુસ્લિમ કિતાબો છાપનારાઓએ થોડાક વરસોથી અકસી કુર્આન શરીફ છપાવ્યા છે,અને એ છપાયેલ કુર્આન શરીફના ઘણાં પાનાંઓ રદ્દી કાગળના અંદર ગયાં છે,એન તે પાનાઓની થેલીઓ બની છે,જેનાથી જણાય છે કે ગેરમુસ્લિમ છપાવનારા માત્ર વેપારની દ્રષ્ટ્રિએ જ કુર્આન શરીફ છપાવે છે,અને તેમના સામે જોઈએ તેવી કદર અને કિંમત હોતી

નથી,અને એ વાત સ્પષ્ટ છે કે ગેર મુસ્લિમો છપાવતી વખતે અને બુક બાયડીંગ કરતી વખતે કુર્આન શરીફની ઈઝઝત નો ખ્યાલ રાખશે નહિં,તો શું મુસલમાનોને એનાથી કાંઈ હિદાયત આપી શકાય છે ?

**જવાબ(૩૧-૩૧):** કુર્આન શરીફ અલ્લાહના શઆઈર- નશાનીઓ માંથી છે,જેની ઈઝઝત કરવી જરૂરી છે,એની બેઈઝઝતી વેઠી શકાય એમ નથી,ઉલમા અને મુસ્લિમ વડીલોની ફર્ઝ છે કે ડેપ્યુટેશન રૂપી તે છાપનાર સાથે વાતચીત કરી ધમકી આપે,જો તે રોકાય જવાનું ઈતમીનાન આપે તો બહું સારૂ,નહિંતર હાકિમો પાસે કેસ કરે જો મકસદ હાસિલ થાય તો સારૂ નહિ તો પબ્લીકને ધ્યાન અપાવી પેકેટીંગ કરવામાં આવે અને તે છાપખાનાની કોઈ કિતાબ ન ખરીદે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## રબર સ્ટેમ્પ ઉપર " ૭૮૬ " લખવું.

**સવાલ(૩૨-૩૨):-** અમારા નામનું રબર સ્ટેમ્પ બનાવ્યું છે,જેના ઉપર ૭૮૬ લખેલ છે,તે સ્ટેમ્પ અમો ચ્હાના પડીકા ઉપર મારીએ છીએ,તો એ વિષે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ(૩૨-૩૨):-** બેઅદબી થશે નહીં,૭૮૬ નો આંકડો બિસ્મિલ્લાહની જગ્યાએ એટલા માટે ધારણ કરવામાં આવ્યો છે કે બે અદબી થાય નહીં,આંકડો તેના હુકમમાં નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## શું તબ્લીગ જરૂરી છે ?

**સવાલ(૩૩-૩૩):-** તબ્લીગી જમાત બાબત જે ઝઘડાઓ છે કે અરસપરસ મુસલમાન ભાઈઓ લડે છે,તો શું આ તબ્લીગ જરૂરી છે ? અથવા મુસ્તહબ ? કુર્આન શરીફ અને કિતાબનો હવાલો આ બાબત આપશો.

**જવાબ(૩૩-૩૩):-** તબ્લીગની ચળવળ,જેના સ્થાપક મૌલાના ઈલ્યાસ (રહ.)છે, ઈસ્લાહ માટે લાભકારક છે,ખાસ કરી પબ્લીક માટે તેના ફાયદાઓ જાહેર છે, બંદાઓનો અલ્લાહ સાથે જોડ થયો,આ ફિત્નાના ઝમાનામાં ઈસ્લામ પર કાયમ રહેવું મુશકેલ હતુ, તબ્લીગના કામની બરકતથી દીન અને ઈમાન તાજું થયું,બરેલવી જમાઅત દુશમનીના લઈ એનો વિરોધ કરે છે, કે દેવબંદીયોનું કામ છે,અને લાકોને નફરત અપાવે છે,જો કે તબ્લીગી જમાઅત

વાળા આવી ઈખ્તિલાફી (મતભેદવાળી) વાતોને છેડતા જ નથી, ખાલિસ દીન અને ઈમાનની વાતો કરે છે,દીન શીખવા અને તેના ઉપર અમલ કરવા તેઓ નીકળે છે,બીજી કોઈ ગરજ નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## જમાઅતે ઈસ્લામી વિષે દ્રષ્ટિકોણ.

**સવાલ(૩૪-૩૪):-** જમાઅતે ઈસ્લામીવાળા ભાઈઓ ચારેવ ઈમામોને પણ માનતા નથી,તેમની તકલીદ સ્વીકારતા નથી,તો એ લોકોને સુન્ની માનવા કે નહિં ? એ લોકોને કેવા માનવા ?

**જવાબ(૩૪-૩૪):-** (જમાઅતે ઈસ્લામી) ગુમરાહ (સત્ય માર્ગથી ભટકનાર) ફિર્કો છે,જેમકે હઝરત શૈખુલ ઈસ્લામ મૌલાના હુસૈન અહમદ મદની (રહ.)એ સ્પષ્ટ શબ્દો માં ફરમાવ્યું છે,કે ઉમ્મતે મુહંમ્મદિય્યહના તોત્તેર ફિર્કાઓમાંથી કેવળ એક ફિર્કો નાજી અર્થાત દોઝખથી છુટકારો પામનાર છે,બાકીના સર્વે જહન્નમી છે,તે પૈકી મૌવદૂદી ફિર્કો પણ છે,નાજી ફિર્કો,એહલે સુન્નત વલ જમાઅત સહાબા (રદિ.)નો માર્ગ છે,આથી મૌવદૂદી ફિર્કો,સુન્ની લેખાશે નહિં. એજ ખુદાપાક વધુ જાણનાર છે.

*(મકતૂબાતે શૈખુલ ઈસ્લામ: મકતૂબ નં.૧૩૮,પુષ્ઠ ૩૯૪ થી ૪૦૧)*

## મુસ્લિમ મહિલાના ભરણ-પોષણનો કાયદો.

**સવાલ(૩૫-૩૫):-** અમારી મેમણ જાતીનું પખવાડિક પેપર, *“મેમન વેલ્ફેર”* નામે મુંબઈથી પ્રગટ થાય છે,તા. ૧-૨-૭૯ ના રોજ પ્રગટ થયેલ અખબારના પાન નંબર ૧૩ તથા ૧૪ આ સાથે આપની સેવામાં રવાના કરેલ છે,જેમાંની એક વાત આ પ્રમાણે છે,“ મોમેડન લૉ એટલે મુસ્લિમ કાયદામાં હાલ સુધારો થયો છે, જેમાં હવે મુસ્લિમ મહિલાઓની હિફાઝત માટે કડક જોગવાઈ ઉમેરવામાં આવી છે, તે મુજબ તલાક મેળવનાર મુસ્લિમ સ્ત્રીના બીજીવાર લગ્ન થાય ત્યાં સુધી તેના ભરણપોષણનો ખર્ચો આપવાની શર્ત ફરજિયાત છે,તલાક આપનાર તેનો પતિ જો તેનો ઈન્કાર કરશે તો આ વસ્તુ તેના માટે ફોજદારી ગુનોહ બને છે."

ઉપરોકત લખાણ ઉપરથી એમ જાણવા મળે છે કે હાલનાં આપણાં મુસ્લિમ આલિમો અને મુફતીયો તરફથી ભારતમાંના આપણાં મોમેડન લૉ (મુસ્લિમ કાયદામાં) ફેરફાર કરવામાં આવ્યો છે,અને પેપરના પાન નં ૧૩

તથા ૧૪ ના કટીંગમાં જે હકીકતો લખવામાં આવી છે,તેના ઉપર અમલ પણ થયો છે, ઉપર મુજબના પેપરના લખાણ મુજબ આજે હવે ચૌદસો વરસ પછી મઝહબી કાયદાઓ માં ફેરફાર કે સુધારો વધારો કરવાની કોઈને સત્તા છે ?

**જવાબ(૩૫-૩૫):-** પખવાડિક *"વેલફેર"* માં પ્રગટ થયેલ લેખ (તલાક બાબત) ધ્યાનપૂર્વક વાંચ્યો,જવાબમાં અરજ છે કે લેખકે વાંચકોને ધોકો આપ્યો છે,કે મુફતીયો એ મોમેડન લૉ માં ફેરફારની ગુંજાયશ કાઢી છે, માનદ (મો'તબર) મુફતીયોમાંથી કોઈ એકે પણ એ ફતવો આપ્યો નથી, કોઈને ફેરફારનો અધિકાર નથી,બલ્કે એના વિરૂધ્ધમાં એક કમીટી રચવામાં આવી શકે છે,કે મુસ્લિમ પર્સનલ લૉ માં કોઈ કાંઈ ફેરફાર કરે નહિં,જો કરશે તો સાંખી લેવામાં આવશે નહિ,દર્શાવેલ કાયદો પણ શરીઅત વિરૂધ્ધ હોવાથી માન્ય નથી;

કુર્આન શરીફમાં છે, *" ઈનિલ હુકમો ઈલ્લા લિલ્લાહ "* અર્થાત અલ્લાહ તઆલા સિવાય કોઈનો હુકમ ચાલશે નહિં, કુર્આનીય દસ્તૂર કયામત સુધી છે, તલાકથી રોકવા માટે ઉકત કાયદો અપનાવવો જાઈઝ નથી, શરીઅતમાં દખલ અને ફેરફાર લેખાશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## <u>મુસ્લિમ ઓરતોમાં પરદો કેમ નથી ?</u>

**સવાલ(૩૬-૩૬):-** તંત્રી સાહેબ આપણી ગુજરાતી મુસ્લિમ સમાજની બહેનોમાં દશ ટકા પણ પરદા અને બુરકાનો રિવાજ નથી,એનુ શું કારણ તે આપ જણાવશો ?

**જવાબ(૩૬-૩૬):-** બહેન આપણા પૂર્વજો અને બુઝુર્ગોના નેક અને નિર્દોષ ખ્યાલો નું આ પરિણામ છે,તેઓના નેક ખ્યાલો એવા હતા કે,આપણી બહેનોએ ચુસ્તપણે આંખો અને દિલનો પરદો રાખવો જોઈએ,અને જો આંખો અને દિલનો પરદો નહિં હોય તો ચહેરા પર કપડાંનો ઢાંકેલો બુરકો તદ્દન નકામો છે,તેનું કંઈ મહત્વ રહેતુ નથી,જો આપણી બહેનોમાં નજરનો અને દિલનો પરદો હોયતો પછી તેના માટે કપડાંના બુરકાની જરૂર રહેતી નથી,અને હકીકતમાં પૂર્વેની આપણી બહેનો આ નેક ખ્યાલોની અને માન્યતાની ચુસ્તપણે અમલ કરતી હતી,તેઓ ખાવિંદ સિવાય પરાહિતને એવી દ્રષ્ટિએ જોતી કે જાણે તેણી પોતાના સગાભાઈને જોતી કેમ ન હોય ! અને

દિલમાં પોતાના સગાભાઈ જેવા ખ્યાલો રાખતી હતી. પછી ભલા તેણીઓ માટે પરદાની કે બુરકાની જરૂરત જ શા માટે રેહતી. અને એ રિવાજ તેઓની પેઢી દર પેઢીથી આપણાં યુગ સુધી ચાલતો આવી રહયો છે,અને કયાં સુધી ચાલશે તે તો અલ્લાહજ બેહતર જાણે છે;

સવાલ એજ છે કે આપણી પૂર્વની બહેનોનું અનુકરણ,આજની આપણી બહેનો સંપૂર્ણપણે બરાબર કરે છે ? જો એનો જવાબ "**હા**" હોય તો પછી આપણી બહેનોને પણ કપડાંના બુરકાથી ચેહરાને લેશમાત્ર ઢાંકવાની જરાયે જરૂરત નથી. જયારે કે તેણીઓએ દિલ અને નજરનો પરદો ગ્રહણ કર્યો હોય ! ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી: ૨/૭૯)*

## ઈલ્મે ગૈબ અંગે.

**સવાલ(૩૭–૩૭):–** કોઈને ગૈબની હકીકત પૂછવી અને તેના પર વિશ્વાસ કરવો શરીઅતની રૂએ કેવું છે ?

**જવાબ(૩૭–૩૭):–** એહલે સુન્નત વલ જમાઅતનો ઈજમાઅ (સર્વસંમતિ) છે કે, અલ્લાહ તઆલા સિવાય બીજું કોઈ ગૈબની વાત જાણતું નથી,ઈલ્મે ગૈબ ખાસ ખુદા તઆલાની સિફત છે,જેથી અલ્લાહ તઆલા સિવાય બીજામાં એ સિફત હોવાની માન્યતા રાખવી શિર્ક છે,જેનાથી હંમેશાના અઝાબનો પાત્ર ઠરશે. એની મગફિરત થશે નહિં.(ખુદાની પનાહ!) કોઈને પણ પછી તે જયોતિષ (નજૂમી) હોય કે ભવિષ્યવેત્તા ! ગૈબની બિના પૂછવી નહિં,એવી વાતો પૂછવી–કોઈ ખોવાયેલી વસ્તુ માલૂમ કરવી હરામ છે,અને એવી વાતો પર યકીન કરવું કુફ્ર છે,હદીષ શરીફમાં છે કે,એક નવમુસ્લિમ સહાબી (રદિ.) એ હુઝૂર (સ.અ.વ.) ને કાહિન (જયોતિષ) પાસે જવા અંગે પૂછયું તો આપે (સલ.) મના ફરમાવ્યું અને તેમની વાતો પર યકીન કરવું કુફ્ર છે.

*(મિશકાત શરીફ: ૩૯૩. શર્હે અકાઈદ: ૧૬૯)*

## ઈલ્મે ગૈબ અંગે.

**સવાલ(૩૮–૩૮):–** હુઝૂર (સ.અ.વ.)ને ઈલ્મે ગૈબ(ગૈબની વાતોની જાણ) હતો?

**જવાબ(૩૮–૩૮):–** અલ્લાહ તઆલાએ જેટલી ગૈબની વાતો આપ (સ.અ.વ.) ને જણાવી હતી,તેટલી જાણતા હતા. ઈલ્મે ગૈબ આપનો જાતિ

ગુણ ન હતો,ગૈબની જે વાત જાણવા માંગે એ જાણી લે–જાણી શકે,એ તો ખાસ અલ્લાહ તઆલાની સિફત છે.જેમકે કુર્આન શરીફમાં છે કે, *"લા અ'લમુલ ગયબ"* અર્થાત હું ગૈબ નથી જાણતો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શર્હે અકાઈદ: ૧૭૦)*

## હુઝુર (સલ.) ને ઈલ્મે ગૈબ હોવાનો અકીદો.

**સવાલ(૩૯–૩૯):–** નબીયે કરીમ (સલ.)ને ઈલ્મે ગૈબ કુલ્લી હતો,એવો અકીદો રાખવું કેવું છે ? આપ (સલ.) એ પોતાની જીંદગીમાં દસ સહાબાને જન્નતી હોવાની ખુશખબરી આપી હતી ? વિગેરે વિગેરે દલીલો પેશ કરે છે, તો ખુલાસો જણાવશો.

**જવાબ(૩૯–૩૯):–** બેશક રસૂલુલ્લાહ (સલ.) ને અલ્લાહે એટલા ગૈબોનો ઈલ્મ આપ્યો હતો કે ગણી શકતા નથી,હમારો અકીદો છે કે અલ્લાહ તઆલા પછી સૌથી વધુ ઈલ્મ,નબીયે કરીમ (સલ.) નું છે. જેમકે હદીષમાં છે, કે મને આગલી પાછલી વસ્તુઓનો ઈલ્મ અર્પણ થયો છે,તે છતાં આપ (સલ.)ને આલિમુલ ગૈબ (ગૈબના જાણકાર) કહેવું અથવા માનવું સહીહ નથી,કારણ કે ઈલ્મે ગૈબનો મતલબ એ છે કે કોઈના બતાવ્યા વિના પ્રાપ્ત થયું હોય,નહીંતર આપ તો ઉમ્મી હતા.આલિમે ગૈબ તો ખાસ અલ્લાહની સિફત છે,જેમકે કુર્આન શરીફમાં છે કે અલ્લાહ સિવાય કોઈ ઈલ્મે ગૈબ જાણતો નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(કિફાયતુલ મુફતી: ૧/૮૮ તથા ૧/૧૬૩. શર્હે અકાઈદ: પેજ–૧૭૦)*

## ગીબત કરનાર માણસ કેવો કહેવાય ?

**સવાલ(૪૦–૪૦):–** અગર કોઈ માણસ પાંચ વખતની નમાઝ પઢતો હોય,અને તે પોતે જ બીજાની પીઠ પાછળ ગીબત કરતો હોય,તો તે માણસ કેવો કહેવાય ?

**જવાબ(૪૦–૪૦):–** સદરહુ માણસ ફાસિક (મહાં પાપી) લેખાશે,ગીબત મહાન ગુનોહ,દોઝખમાં લઈ જનાર છે,ગીબત,મરેલા ભાઈનું માશ ખાવા સમાન છે,જેથી ગીબત કરનારે માફી માંગવી જોઈએ,નહીં તો અઝાબને પાત્ર ઠરશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(સૂરએ હુજુરાત: ૧૨)*

## મૌદૂદી જમાઅતની માન્યતા.

**સવાલ(૪૧-૪૧):-** આપના નેતૃત્વ હેઠળ,રાંદેર જામિઅહમાં ઉલમાએ કિરામ,મવદૂદીના વધતા પ્રચારને રોકવા ભેગા થયા હતા,તો એનો ખુલાસો લખશો. મોદૂદીયોના ખ્યાલ કેવા છે ? અને એ લોકો અકીદાની રૂએ કેવો પ્રચાર કરે છે ? અને લોકોને શું બતાવે છે ? અમોને એ લોકોના પ્રચાર તેમજ અકીદાઓની ખબર નથી, માટે ખુલાસાથી જવાબ આપશો.

**જવાબ(૪૧-૪૧):-** મવદૂદી જમાઅતની માન્યતાઓ વિષે દારૂલ ઉલૂમ અશરફિય્યહથી પોસ્ટર અને જામિઅહ હુસૈનિયહ (રાંદેર)થી પુસ્તિકા પ્રગટ થઈ છે,મંગાવી વાંચશો,સહાબા (રદિ.),ઈમામો (રહ.) તથા અવલિયાએ કિરામ (રહ.) ને બુરૂ બોલે છે,એટલુ જ નહીં તેઓ નબીયોની પણ ટીકા કરે છે,અને પોતાને જ હક ઉપર માને છે,અને અન્યોની ટીકા કરે છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## આયતુલ કુર્સીની ફઝીલત.

**સવાલ(૪૨-૪૨):-** આયતુલ કુર્સીના ફઝાઈલ શું છે ? આ'માલે કુર્આનીમાં લખ્યું છે,જે કોઈ ૩૧૩ વાર પઢશે તો એની હાજતો પુરી થશે,તો શું આયતુલ કુર્સી,અઝીમ સુધી છે કે ખાલિદૂન સુધી ? હમારે કયાં સુધી પઢવી એનો ખુલાસો જણાવશો.

**જવાબ(૪૨-૪૨):-** કુર્આન શરીફની સઘળી આયતોમાં આયતુલ કુર્સી શ્રેષ્ઠ છે, એની ઘણી ફઝીલતો હદીષોમાં વર્ણન થયેલ છે,સુતી વખતે પઢવાથી ફરિશતા સવાર સુધી રક્ષા કરે છે,શયતાન તેની નજીક નથી આવી શકતો, મખ્લુકની બુરાઈથી સુરક્ષિત રહે છે,તમે લખેલ ફાયદો પણ ખરો છે,અઝીમ સુધી પઢે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(મિશકાત શરીફઃ ૧૮૫ તથા ૧૮૯. મઝાહિરે હકઃ ૩/૧૮)*

## દુરૂદ શરીફનો સવાબ પહોંચાડવો.

**સવાલ(૪૩-૪૩):-** દુરૂદ શરીફનો સવાબ ખાસ (હુઝૂર સલ.ની)જાતે અકદસ સાથે છે ? અવામ તેમજ ખવાસને તેનો સવાબ આપી શકે છે ?

**જવાબ(૪૩-૪૩):-** દુરૂદ શરીફનો સવાબ રસૂલુલ્લાહ(સલ.)માટે ખાસ છે,

પછી તેમના તુફૈલમાં બીજા માટે કરી શકાય. એજ ખુદાપાક વધુ જાણનાર છે.

*(કિફાયતુલ મુફતીઃ ૨/૭૯)*

## હિફાઝત તથા યાદશકિત માટેના વઝીફા.

**સવાલ(૪૪-૪૪):-** (અ) શૈતાનથી બચવા માટે હર વખતે અને દરરોજ કોઈ આયત અથવા દુઆનો વિર્દ કરતા રહેવું જોઈએ જેથી શૈતાનથી બચી શકાય તે લખી જણાવશો ?

(બ) કુર્આન શરીફ અથવા કોઈ દુઆ યાદ ના રહેતી હોય તો કઈ આયતનો વિર્દ અથવા વઝીફા તરીકે પઢવાથી યાદશકિત તેઝ થાય અને દુઆઓ જલ્દી યાદ થાય છે ?

(ક) કઈ આયત અથવા તો દુઆનો વિર્દ અથવા તો વઝીફો પઢવાથી દિલમાં અલ્લાહનો ડર અને અલ્લાહની નઝદીકી હાસલ થાય ?

**જવાબ(૪૪-૪૪):-** (અ) શૈતાનથી બચવા માટે *" લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિલ અલિય્યિલ અઝીમ "* વધુ પ્રમાણમાં પઢયા કરશો.

(બ) યાદશકિત માટે દરેક ફર્ઝ નમાઝ પછી જમણો હાથ માથા અને કપાળ વચ્ચે રાખી,૧૧ વાર *" યા કવિય્યો"* પઢયા કરશો,અને ફર્ઝ નમાઝ વખતે તમો છેલ્લા કાયદામાં બેસો છો,ત્યારે તમે સર્વ દુઆ પઢી જો વખત મળે તો *" સનુકરિઉક ફલા તન્સા "* એક અથવા ત્રણ વાર પઢી લેશો,અને તમે એકલા સુન્નત,નફલ પઢો તો છેલ્લા કાયદામાં આસાનીથી એક અથવા ત્રણ વાર પઢી શકો છો.

(ક) પુરેપુરી ઝકાત અદા કરવી જોઈએ,અને પાબંદીથી પાંચે વખતની નમાઝ પઢો, અને વધુ પ્રમાણમાં આ દુઆ પઢશો. *" ફલ્લાહુ ખયરૂ હાફિઝંવ્વહુવ અર્હમુર્રાહિમીન ".* ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## બુરી સોહબતથી બચવા શું કરવું ?

**સવાલ(૪૫-૪૫):-** હું ખરાબ વાતોથી બચવા પુરેપુરી કોશિષ કરૂ છું,અને દોસ્તોને પણ બચાવવા કોશિષ કરૂ છું,પરંતુ મિત્ર મંડળ એવુ છે કે,છોડવું પણ મુશ્કિલ છે.માટે મારે શું કરવું ?

**જવાબ(૪૫-૪૫):-** ખરાબ સોહબત–ભૂંડા સંગ કરતાં એકાંતમા રહેવું

બેહતર છે,નેક લોકોની સોહબતમાં રેહવાની કોશિષ કરો ! ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## અવલિયાના વસીલાથી દુઆ માંગવી.

**સવાલ(૪૬-૪૬):-** દર્ગાહ શરીફના વસીલાથી દુઆ માંગવી અને મન્નત માનવું જાઈઝ છે કે કેમ ?

**જવાબ(૪૬-૪૬):-** અવલિયાએ કિરામના વસીલાથી ખુદા પાસે દુઆ માંગવી જાઈઝ છે,પરંતુ એવી માન્યતાઓ રાખે નહિં કે વસીલાથી ખુદા પાક મજબૂર થઈ જશે,ખુદાપાક કોઈથી દબાયલો નથી,પોતાની ઈચ્છા મુજબ કરશે,તેમજ મન્નત, કેવળ અલ્લાહની જ માનવામાં આવે,અને મન્નતથી તેને મજબૂર જાણે નહિં,કે મન્નતના લઈને મારી મરજી મુજબ કરશે,તેના સિવાય બીજાની મન્નત માનવું હરામ અને તે ખાવું પણ હરામ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(ફતાવા દારૂલ ઉલૂમ: ૧/૧૦૭,ઈમદાદુલ ફતાવા: ૬/૩૨૭)*

## દુરૂદે લખી, દુરૂદે તાજ અને ગંજુલ અર્શ પઢવા વિષે.

**સવાલ(૪૭-૪૭):-** દુરૂદે લખી પઢવું કેવુ છે ? એને પઢવાનું હદીષ અથવા કિતાબોથી સાબિત છે શું ? અને દુરૂદે તાજ પઢવું કેવું છે ? એના અંદર જે શબ્દો છે *"દાફેઈલ બલાએ વલ વબાએ વલ કહતે વલ મર્ઝે વલ અલમ"* જેમાં હુઝુર (સલ.) ને બલા,વબા દુર કરનાર,રોગ અને દુઃખ દૂર કરનાર ઠેરવ્યા છે,એ શબ્દોને છોડી, દુરૂદેતાજ પઢી શકાય કે નહિં ? અને કયા પ્રકારનું દુરૂદ હદીષ શરીફથી સાબિત છે ? તે જણાવશો. દુઆએ ગંજુલ અર્શ પઢવું કેવું છે ?

**જવાબ(૪૭-૪૭):-** દુરૂદે લખી તથા દુરૂદે તાજમાં દર્શાવેલ વાકય (દાફેઈલ બલાએ વલ વબાએ વલ કહતે વલ મર્ઝે વલ અલમ) છોડીને પઢવું જાઈઝ છે, પરંતુ તેની ફઝીલત ની સનદ ખરી નથી,ફઝીલતની માન્યતા રાખે નહીં,એના કરતાં સહીહ હદીષોમાં જે દુરૂદ શરીફ વર્ણન થયેલ છે,તે અફઝલ છે,સૌથી શ્રેષ્ઠ દુરૂદ શરીફ દુરૂદે ઈબ્રાહીમી છે. (જે નમાઝમાં પઢાય છે.) ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(કિફાયતુલ મુફતી: ૨/૭૭)*

## હુઝૂર (સલ.) ને ખ્વાબમાં જોનાર.

**સવાલ(૪૮-૪૮):-** જો કોઈ માણસે હુઝુર (સલ.)ને ખ્વાબમાં જોયા હોય તો તે માણસનો મર્તબો કેટલો કહેવાય? અને તે માણસનો શુમાર સહાબામાં થાય કે નહિ ?

**જવાબ(૪૮-૪૮):-** રસૂલુલ્લાહ (સલ.)ને સ્વપ્નમાં જોવું ખરેખર સાચું સ્વપ્નું છે,શૈતાન આપ (સલ.)ની શકલમાં દેખાય શકતો નથી,પરંતુ તે સહાબી લેખાશે નહિં, શરીઅતની પરિભાષામાં સહાબી તેને કહેવાય જેણે ઈસ્લામની હાલતમાં,જાગતાં રસૂલુલ્લાહ (સલ.)નો દીદાર કર્યો હોય,અને ઈમાનની હાલતમાં મરણ પામ્યો હોય,અલબત્ત ખ્વાબી સહાબી કહેવામાં વાંધો નથી,નેક દીનદાર હોવાની નિશાની છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(મિશકાત શરીફ: પેજ-૩૯૪)*

## જે જિન્નાતે હુઝૂર (સલ.) ને જોયા હોય.

**સવાલ(૪૯-૪૯):-** રસૂલુલ્લાહ (સલ.)ને અગર કોઈ જિન્નાતે રસૂલુલ્લાહ (સ.અ.વ.)ની હયાતીમાં જોયા હોય તો તે જિન્નાત સહાબામાં શુમાર થાય કે નહિ ? અગર જિન્નાત સહાબામાં શુમાર થાય અને તે જિન્નાનતે કોઈ માણસે જોયો તો તે માણસ તાબેઈ કહેવાય કે નહિ?

**જવાબ(૪૯-૪૯):-** સદરહુ જિન્ન મો'મિન હોય તો સહાબી લેખાશે,ઈમાન વિના કુફ્રમાં જોનાર સહાબી થઈ શકતો નથી,અને જિન્નાતનું ઈમાન યકીનથી માલૂમ ન હોવાથી તેને જોનારને તાબેઈ યકીન સાથે કહી શકાય નહિં,એજ અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(મિશકાત શરીફ: પેજ-૩૯૪)*

## સહાબી (રદિ.) એ દજજાલને જોયો.

**સવાલ(૫૦-૫૦):-** સહાબી (રદિ.) વહાણ ઉપર બેસીને વેપાર અર્થે જતા હતા, કોઈ જગ્યાએ વહાણ અટકયું,તો સહાબી (રદિ.) નદી કિનારે ગયા,અને ત્યાં એક એવા માણસને જોયો જેના શરીર ઉપર વાળ જ વાળ હતા,તેમણે પુછયુ તુ કોણ છે ? તો કહયું હું કાણિયા દજજાલનો જાસૂસ છું,તો પછી તે માણસ ગુફામાં લઈ ગયો,જયાં દજજાલ બાંધેલો હતો,તેણે સહાબી (રદિ.)ને પ્રશ્ન પુછયો,(૧) હુઝૂર (સલ.) આવી ગયા ?(૨)

મકકહ,મદીનહમાં કંઈક ખજુરીના ઝાડો છે તે સુકાઈ ગયા ? તો સહાબી (રદિ.) એ જવાબ આપ્યો કે આવી ગયા અને ઝાડો ફળો આપે છે,દજજાલે કહયું કે મારે (બે આંગળીઓ વચ્ચેનો ગાળો બતાવ્યો) નીકળવાને આટલો ટાઈમ છે,આ કિસ્સો સાચો છે ?

**જવાબ(૫૦-૫૦):-** ઉકત કિસ્સો સત્ય છે,ખરી હદીષથી સાબિત છે, વર્ણનમાં અમૂક ભૂલો છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(મિશકાત શરીફ: ૪૭૫)*

## હઝરત દાઉદ (અલ.) વિષે ખોટી માન્યતા.

**સવાલ(૫૧-૫૧):-** જે માણસ દાઉદ (અલ.)વિષે એ અકીદો રાખે છે કે એમનું ઈમ્તિહાન અસલમાં એ વાતમાં હતું કે એમણે એક દિવસ ઈબાદત માટે ખાસ કર્યો હતો કે તે દિવસે મખ્લૂકથી બેતઅલ્લુક થઈ જતા હતા,એક સૂફીની આવી ગોશા નશીની અને લોકોથી તઅલ્લુક છોડી દેવો તે તો પસંદીદા (ઈચ્છનીય) લેખાય, પરંતુ એક ખલીફએ વકત અને મુસલમાનોના સિયાસી (રાજકિય) અમીર માટે આ ગૌશાનશીની તે પણ પૂરો એક દિવસ કોઈ રીતે બરાબર નથી,તો એવો અકીદો રાખનાર બાબત શું હુકમ છે ?

**જવાબ(૫૧-૫૧):-** મજકૂર માણસ બિદઅતી (એહલે સુન્નત વલ જમાઅતના વિરૂધ્ધ) કહેવાશે,કાફિર નહિં,અને દરેક બિદઅત ગુમરાહી છે, અને દરેક ગુમરાહી જહન્નમમાં લઈ જનાર છે,(અલ્લાહની પનાહ)તોબા કરવી જોઈએ,નહિંતર ઈમાન નો ખતરો છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(શર્હે અકાઈદ: ૧૩૯)*

## પેશાબના કારણે કબરનો અઝાબ.

**સવાલ(૫૨-૫૨):-** કબરમાં પેશાબના છાંટાની સંભાળ ન રાખવાનો કિસ્સો અને તેના કારણે થયેલ અઝાબનો કિસ્સો સહીહ હદીષ મુજબ જણાવશો .

**જવાબ(૫૨-૫૨):-** હઝરત અનસ (રદિ.) બયાન ફરમાવે છે કે (એક દિવસે) હુઝૂર (સ.અ.વ.) બે કબરો પાસેથી પસાર થવા લાગ્યા ત્યારે (અચાનક ઉભા થઈને) ફરમાવ્યું કે આ બે કબરવાળાઓને અઝાબ થઈ રહયો છે અને અઝાબ કોઈ મહાન ગુનાહના કારણે આપવામાં આવી રહયો નથી (કે

જેનાથી આ દુનિયામાં પોતાને બચાવવું અશકય હોય) બલ્કે એ બન્નેમાંથી એક તો તે છે જે પેશાબ કરતી વખતે પર્દો ન કરતા હતા,અને મુસ્લિમ શરીફની રિવાયતમાં છે કે તે પેશાબથી બચતા ન હતા,અને બીજો માણસ ચાળી ખાતો હતો પછી આપ (સ.અ.વ.) એ ખજૂરની એક ડાળી લઈ તેને છેડી બે ભાગ કરી એક એક ટુકડો બન્નેવ કબરો ઉપર ખોસી દીધી,એ જોઈ સહાબા (રદિ.) એ અર્જ કરીકે આપે એમ કેમ કર્યુ ? આપ (સ.અ.વ.) એ જવાબ આપ્યો કે ઉમીદ છે કે જયાં સુધી આ ડાળી લીલી રહેશે ત્યાં સુધી અઝાબ હલકો રહેશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(મિશકાતઃ ૪૨. મઝાહિરે હકઃ ૧/૩૪૯)*

## વધુ ઔલાદ દુન્યવી આફત છે ?

**સવાલ(૫૩-૫૩):-** ઈસ્લામી તા'લીમ ઉર્ફે હઝરત મુજદ્દિદ અલ્ફે સાની (રહ.)માં અનમોલ મોતીની કોલમમાં ઘણી સારી વાતો લખી છે, તેમાં આ બાબત લખી છે કે ચાર ચીઝ દુન્યવી આફત છે,તેમાં વધુ ઔલાદ અને ગરીબાઈનું વર્ણન છે,તો એ વિષે સમજાવશો,ઘણી કિતાબોમાં એમ જોયું કે વધુ ઔલાદ આપનાર ઓરત સાથે નિકાહ કરો,ગરીબાઈ તો ઈસ્લામને ઘણી પસંદ છે,તો ખુલાસો સમજાવશો.

**જવાબ(૫૩-૫૩):-** દર્શાવેલ પુસ્તિકામાં (ઈસ્લામી તા'લીમમાં) ટાંકેલી વાત (અણમોલ મોતી નં.૨૨) બરાબર ખરી છે,ગરીબાઈ અને વધુ ઔલાદ દુન્યવી આફત છે,અને તેની ફઝીલત આખિરતમાં મળશે,જેમકે હદીષ શરીફમાં છે કે ગરીબો માલદારો કરતાં પાંચસો વરસ પહેલાં જન્નતમાં દાખલ થશે,દુનિયામાં તો ગરીબાઈ અને વધુ ઔલાદ પરેશાની અને ચિંતાનો સબબ છે,જેમકે આપણે આંખે જોઈ રહયા છીએ. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(મિશકાત શરીફઃ પેજ-૪૪૭. મઝાહિરે હકઃ ૬/૭૮)*

## બરેલવી જમાઅતની માન્યતા.

**સવાલ(૫૪-૫૪):-** બરેલવીઓ રસૂલે અકરમ (સ.અ.વ.)ને આલિમુલ ગૈબ કહે છે,તેમના વિષે આપણે શું ઈમાન રાખવું જોઈએ ?અને એમના ઈલ્મેગૈબ વિષે આપણે શું અકીદો રાખવો જાઈએ ?

**જવાબ(૫૪-૫૪):-** રસુલે અકરમ (સ.અ.વ.) અલ્લાહ તઆલાના બંદા અને રસુલ હતા,ખુદાપાક પછી સૌથી અફઝલ અને સર્વે નબીયોના પણ ઈમામ અને પેશવા હતા,ઈલ્મમાં પણ આપની સરખામણીમાં કોઈ નહીં,સૌથી વધુ ઈલ્મવાળા હતા,પરંતુ આલિમુલ ગૈબ (ગૈબ જાણવાનો જાતી ગુણ ધરાવનાર) ન હતા,એ ખાસ ખુદાપાકની સિફત-ગુણ છે,જેમકે કુર્આન શરીફમાં છે *"લા યઅલમુલ ગૈબ ઈલ્લા હૂ"* અર્થાત ખુદાપાક સિવાય કોઈ ગૈબ જાણતુ નથી,અલ્લાહ તઆલાએ ઘણી ખરી ગૈબની વાતો, વહી દ્વારા જણાવી હતી,બરેલવીઓ આપ (સ.અ.વ.) ને આલિમુલ ગૈબ માને છે,તે શિર્ક ફિસ્સિફત છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શર્હે અકાઈદ: ૧૭૦)*

## અલ્લાહના સાચા વલીની ઓળખ.

**સવાલ(૫૫-૫૫):-** બરોડા વાળા પીરનો પોગ્રામ હતો,જેમાં શૈખ રિફાઈનો પોગ્રામ હતો,જેમાં દફ,ખંજરી વગાડી નઅત પઢવામાં આવતી,અને બીજા માણસો તલવાર,ગુપ્તી કે બીજી લોઢાની વસ્તુ વડે પોતાને ઘાયલ કરતાં શરીરમાંથી ખૂન નીકળે છે,અને કોઈ માણસ તલવારથી પણ પોતાને કાપે છે,પછી એ માણસ ઉપર બરોડા વાળા પીર ફુંક મારે છે,અને ફુંક મારેલુ પાણી પીવડાવે છે,જેથી માણસ પાછો સારો થઈ જાય છે,અને ખૂન નીકળતુ બંધ થઈ જાય છે,એ પોગ્રામ જોવા મુસ્લિમો અને ગેરમુસ્લિમોના ટોળાં આવે છે,આ પીર સાહેબ મસ્જીદમાં જમાઅત સાથે નમાઝ પઢવા આવતા નથી,શું આવી બાબતોને કરામત કહી શકાય ? આ પીર સા.ને આવી બાબતોના લઈ ઔલિયા માની શકાય ? આવા પોગ્રામમાં શરીક થવું કેવું છે ?

**જવાબ(૫૫-૫૫):-** ઔલિયા અલ્લાહની કરામતો બરહક-ખરી સનદથી સાબિત હોય,માનવી જાઈએ,જેમકે સહાબા (રદિ.)અને તાબેઈન (રહ.)અને ઔલિયા (રહ.)ની કરામતો અનેક સીરત ની કિતાબોમાં વર્ણાયેલ છે,તેનો કોઈ નકાર કરતું નથી,પરંતુ સદરહુ પીરની દર્શાવેલ કરામતો બનાવટ (ઢોંગ) લાગે છે, જેમકે જાદૂગર,મદારી પણ એવા ચમત્કાર બતાવે છે, નેક સુન્નતના તાબેદારથી જાહેર થાય તો તેને કરામત કહેવામાં આવશે,અને તેને અલ્લાહના વલી માનવામાં આવશે,નહિંતર ઈસ્તિદરાજ લેખાશે,ભલેને હવામાં ઉડતો હોય ! પાણી ઉપર ચાલતો હોય ! તેને વલી માનવો નહીં, દજજાલ મર્દૂદ ખુદાઈનો દા'વો કરશે, તે એવા ચમત્કારો બતાવશે કે લોકો

દિગમુગ્ધ થઈ જશે,સારાંશ કે ફાસિકથી ચમત્કારો દેખાય તો કરામત નથી,ઈસ્તિદરાજ છે,તેને અલ્લાહનો વલી માનવો નહીં,એવા બદદીનની મજલિસમાં જવું ન જાઈએ,ગુમરાહીનો ભય છે.

*(શર્હે ફિકહે અકબર:૧૩૦થી૧૩૪ ઈમદાદુલ ફતાવા:૪/૪૬૨)*

અલ્લાહના વલી તો પરહેઝગાર હોય છે,અલ્લાહના રસૂલની સુન્નતોના તાબેદાર હોય છે,ફાસિક–ફાજિર વલી હોતા નથી,આવા ઢોંગ કરનારને વલી માનવો નહિં,ઈમાન બગડવાનો ભય છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શર્હે અકાઈદ: પેજ–૧૪૪)*

## બંદાના હકની માફી બંદો આપશે.

**સવાલ(૫૬–૫૬):–** પાછળની જીંદગીમાં નાના,મોટા,જાણીબુઝીને કરેલા એવા ગુનાહ આગળની જીંદગી સુધારવાથી કે તૌબહ કરવાથી ગુનાહ નેકીમાં બદલાય જશે ?

**જવાબ(૫૬–૫૬):–** એહલે સુન્નત વલ જમાઅતની માન્યતા એ છે કે સાચી તૌબહ કરવાથી મોટામાં મોટો ગુનોહ માફ થઈ જાય છે,બંદાના હક જયાં સુધી અદા કરવામાં આવે નહિં માફ થશે નહિં,અને ખુદાપાકની જાતથી ઉમ્મીદ છે કે તે ગુનાહો ને નેકીઓથી બદલી આપે,આ ઉમ્મત પર કેટલો મોટો ઉપકાર કે સાચી તૌબહ કરવાથી મહાન ગુનોહ માફ થઈ જાય છે. આગલી ઉમ્મતો જયાં સુધી પોતાને કતલ કરે નહિં ગુનોહ માફ થતો ન હતો,વિતી ગયેલ વાત તૌબહ કરી ભૂલી જવી જોઈએ, અને ભવિષ્યમાં તેનાથી પરહેઝ કરે.ખુદાપાકની રહમતથી નિરાશ થવું ન જોઈએ. ફકતઅલ્લાહતઆલા વધુ જાણનાર છે. *(શર્હે અકાઈદ: પેજ–૧૧૨)*

## હુઝૂર (સ.અ.વ.) ની નઝરમાં ગરીબ માણસ.

**સવાલ(૫૭–૫૭):–** કયા ગુનાહ એવા છે જે સવાબને બરબાદ કરી દે,અને કયા સવાબ એવા છે જે ગુનાહોને બરબાદ કરી દે છે ?

**જવાબ(૫૭–૫૭):–** સવાબના મુકાબલામાં સંગીન અને મોટા ગુનાહો કરવાથી સવાબ મિટાવવામાં આવતો નથી,એ અલ્લાહની મહેરબાની છે,પરંતુ સવાબ કરતાં ગુનાહોની સજા ભારે હોવાથી મોટો ગુનેહગાર ઠરે છે,સવાબની

આઈટમ ઉધાર ખાતા સમાન હોય છે;

સહીહ હદીષ છે કે એકવાર હઝરત (સ.અ.વ.)એ સહાબા (રદિ.)ને પુછયું કે તમે જાણો છો મુફલિસ કોણ ? સહાબાએ કિરામ (રદિ.)એ ઉત્તર આપ્યો કે હે અલ્લાહના રસૂલ(સ.અ.વ.)મુફલિસ(ગરીબ) તે જેના પાસે નાણાં અને માલ સામાન ન હોય,ત્યારે હઝરત (સ.અ.વ.) એ ફરમાવ્યું કે મારી ઉમ્મતના મુફલિસ તે લોકો છે જેઓ પાસે કયામતના દિવસે નેકીઓ ખુબ હશે,જેમકે નમાઝ,રોઝા,ઝકાત વિગેરે હશે,પરંતુ કોઈનું ખૂન કર્યુ હશે,કોઈના માલ લુટયા હશે,કોઈને ગાળો ભાંડી હશે, સારાંશ કે નેકીઓ સાથે આ ગુનાહના કામો કર્યા હશે,તે મુફલિસ,નાદાર સમાન લેખાશે,જમાખાતામાં ઓછુ અને ઉધાર ખાતામાં વધુ હોય તો નુકશાનમાં હોવું સંભવિત ખુલ્લી વાત છે, અલ્લાહ સાથે શિર્ક અને કુફ્ર કરવું બધી નેકીયોને બરબાદ કરી દે છે,તેમજ કુફ્ર છોડી ઈસ્લામ સ્વીકારવું આગલા ગુનાહોને મિટાડે છે,અને ખરેખર નેકીઓ,સવાબના કાર્યો બુરાઈઓને મિટાવે છે,એ અલ્લાહ તઆલાની મોટી કૃપા છે, કુર્આન શરીફમાં છે, "*ઈન્નલ હસનાતિ યુઝહિબ્નસ્સય્યિઆત* " અર્થાત નિઃશંક નેકીઓ બુરાઈઓને દૂર કરે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(મિશકાત શરીફઃ પેજ–૪૩૫)*

## દાઢીના બાલ પર ફરિશતાનું દુરૂદ પઢવું.

**સવાલ(૫૮–૫૮):–** દાઢી રાખવાના ફાયદા શું છે ? આજ કાલ ઘણાં લોકો કહે છે કે દાઢીના એક એક વાળ ઉપર ફરિશતા દુરૂદ શરીફ પઢે છે, શું આ ખરી વાત છે ?

**જવાબ(૫૮–૫૮):–** દાઢીની ફઝીલતમાં દર્શાવેલ લોકોનું કથન,દાઢીના દરેક વાળ ઉપર ફરિશતાઓ દુરૂદ શરીફ પઢે છે,પાયા વિનાનું,બેદલીલ અને મનઘડત છે, માટે એવી માન્યતા રાખવી નહિં,અલબત્ત દાઢીના અનેક ફાયદાઓ છે,દાઢી નબીયોની સુન્નત છે,ઈસ્લામનો શિઆર–પ્રતિક છે,જેથી દાઢી વાજિબ છે,મુડાવવી કે એક મુઠથી ઓછી કપાવવી મના છે,જેથી એવા માણસ ફાસિક લેખાશે, તેમની શહાદત કબૂલ નથી,તેની ઈમામત મકરૂહ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ ૨/૨૯૮)*

## તબ્લીગી જમાઅતનો વિરોધ કરનાર.

**સવાલ(૫૯–૫૯):–** તબ્લીગી જમાઅતનું જે દીની કામ આજે ચાલી રહયું છે તો તેમાં દખલ કરનાર,દુશમની કરનાર અને એ બરકતી કામને અટકાવનાર અને એને અટકાવવા માટે પ્રચાર કરનાર મુસલમાન શરીઅતની રૂએ કેવા છે ?

**જવાબ(૫૯–૫૯):–** તબ્લીગી કાર્ય અતિ ઉત્તમ સવાબનું કાર્ય છે,અલ્લાહ તઆલાએ જેને ફુરસત અને ફરાગત અર્પણ કરી હોય તે તબ્લીગી કાર્યને ગનીમત સમજી,પોતાની દુનિયા અને આખિરત સુધારવા જરૂર કરે,કુર્આન શરીફમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે અલ્લાહના માર્ગમાં તેના હક અનુસાર ખુબ જ કોશીષ કરો; *(સૂરએ હજ: ૭૮)*

બીજી જગ્યાએ છે કે જે લોકો અમારા માર્ગમાં મેહનત–કોશીશ કરે છે,હમો તેમને અમારા માર્ગો દેખાડી આપીએ છીએ ; *(સૂરએ અનકબૂત,૬૯)*

હદીષ શરીફમાં છે કે મારા હુકમની તબ્લીગ કરો,ભલેને એક જ શબ્દ હોય ! *(બુખારી શરીફ:૧/૧૪૧,મિશકાત શરીફ: પેજ–૩૨)*

દરેક માણસ પોતાની શકિત મુજબ,જેટલી બની શકે ઈસ્લામની સેવા કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## શહીદો અફઝલ છે કે રસૂલો ?

**સવાલ(૬૦–૬૦):–** શહીદો અને રસૂલોના મર્તબામાં સર્વશ્રેષ્ઠ મર્તબો કોનો છે? એક ભાઈ એવી દલીલ કરે છે,શહીદોના મર્તબા અલ્લાહ તઆલાએ સર્વશ્રેષ્ઠ કરેલ છે,જયારે પયગંબરો આ દુનિયાથી વિદાય લે છે,તો તેમને બાકાયદા ગુસલ આપવામાં આવે છે,પરંતુ શહીદો માટે એ હુકમ છે કે શહીદોને તેજ હાલમાં દફન કરી આપો,કેમકે પાણીમાં એ તાકાત નથી કે શહીદોના શરીરને સ્પર્શ કરી શકે છે તો એ દલીલ કેટલી હદે સાચી છે? તે લખશો.

**જવાબ(૬૦–૬૦):–** એહલે સુન્નત વલ જમાઅતનો ઈજમાઅ–સંમતિ છે કે અલ્લાહ તઆલાના પછી સર્વશ્રેષ્ઠ રસૂલો(સ.અ.વ.) છે,ખુદાપાકે તેઓને સર્વોચ્ચ રિસાલતપદ પર સરફરાજ–બિરાજમાન કર્યા છે,જેના બરાબર કોઈ મનસબ– હોદ્દો નથી,ટાંકેલ દલીલના આધારે પયગમ્બરો ઉપર શહીદોને ફઝીલત આપવી જહાલત છે,ખુદાપાકે એક હિકમત(ખૂનમાં લતપત ઉઠાવવામાં આવશે,)ના લઈને ગુસલનો હુકમ આપ્યો નથી. ફકત અલ્લાહ

પાક વધુ જાણનાર છે. *(શર્હે અકાઈદ: ૧૭૬)*

## બુઝુર્ગો પ્રત્યે દુશમની રાખવી.

**સવાલ(૬૧–૬૧):–** બુઝુર્ગો પ્રત્યે દુશમની રાખનારાઓ માટે શું હુકમ છે?

**જવાબ(૬૧–૬૧):–** બુઝુર્ગોને દીનથી અદાવત–દુશમની રાખવી ફિસ્ક એટલે મહાપાપ છે, તેનું ઈમાન ખતરામાં છે,કારણ કે એ બુઝુર્ગો દ્રારા આપણને દીન પ્રાપ્ત થયો,તેમનો જેટલો એહતિરામ કરીએ એટલો ઓછો છે, એહતિરામના બદલે તેમની સાથે અદાવત તેમને ગાળો ભાંડવી,બુરૂ ભલું કહેવું વિગેરેથી વધુ નાકદરી કઈ હશે ! બુઝુર્ગોથી સાંભળ્યું છે કે શીયા લોકો,હઝરત અબૂબકર સિદ્દીક (રદિ.)તથા હઝરત ઉમર (રદિ.)ને બુરૂભલુ કહેવાના કારણે કુર્આન શરીફને હિફઝ કરવાની નેઅમતથી વંચિત છે, તેનું કારણ એ છે કે તેઓ મજકૂર બંને સહાબા (રદિ.)ને બુરૂ ભલુ કહે છે, જયારે કે શૈખૈન (હઝરત અબૂબકર સિદ્દીક (રદિ.) તથા હઝરત ઉમર રદિ.) દ્વારા આપણાં સુધી કુર્આન શરીફ પહોચ્યું છે,અલ્લાહની પનાહ. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શર્હે અકાઈદ: પેજ–૧૬૧)*

## બિન સૈય્યિદ પણ પીર બની શકે ?

**સવાલ(૬૨–૬૨):–** એક મોલવી સાહેબ છે, પોતે નેક માણસ છે, તેઓ સૈય્યિદ નથી,પોતે બીજા માણસોને પોતાના મુરીદ બનાવે છે,એમ જાણીએ છીએ કે સૈય્યિદ હોય તે બીજાના પીર બની શકે છે,અને બીજાઓને પોતાના મુરીદ બનાવી શકે,તો આ બાબતનો યોગ્ય ખુલાસો લખશો ? બિન સૈય્યિદ પીર બની શકે ?

**જવાબ(૬૨–૬૨):–** દર્શાવેલ માન્યતા (બિન સૈય્યિદ પીર બની શકતો નથી) એ માન્યતા ખોટી છે, બિન સૈય્યિદમાં પણ પીરના ગુણો જેમકે આલિમે દીન,શરીઅતનો પાબંદ, સાચા પીરનો ખલીફા વિગેરે હોય તો બીજાઓને મુરીદ બનાવી શકે છે,આજ કાલ દુકાનદાર,પૈસા ના લાલચી,ઠગપીરો ઘણાં બની બેસેલા છે,માટે અંધશ્રધ્ધા કોઈના હાથમાં હાથ દેવો નહિં,એ બાબત સંપૂર્ણ તપાસ કરવી જોઈએ, નહિંતર ગુમરાહીનો ભય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(ફતાવા દારૂલ ઉલૂમ દેવબંદ: ૧/૧૪૪)*

## બેઅત થવું ફર્ઝ છે ?

**સવાલ(૬૩-૬૩):-** શું કોઈ પણ મુસલમાન ભાઈએ કોઈ પણ પીરના મુરીદ બનવું ફરજિયાત છે ?

**જવાબ(૬૩-૬૩):-** બેઅ્ત-મુરીદ થવું વાજિબ નથી,દરેક મુસ્લિમે પોતાની ઈસ્લાહ (સુધારવું) જરૂરી છે. પોતાની ઈસ્લાહ પોતે કરવાથી બેઅ્ત થવું બેહતર છે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે.

*(ઈમ્દાદુલ અહકામ: ૧/૪૮ એહયાઉલ ઉલૂમ ઉર્દૂ:૩/૧૨૭)*

## અરબી મુળાંક્ષરોનો ઉચ્ચાર કેવી રીતે કરવો ?

**સવાલ(૬૪-૬૪):-** વધુ પડતા મદ્રસાઓમાં અલિફ,બે,તે,સે, આ પ્રમાણે પઢાવવામાં આવે છે,જયારે અમારે ત્યાં જ અલિફ,બા,તા,સા,પઢાવવામાં આવે છે,બીજી જગ્યાએ બા,તા,સા,પઢાવવામાં આવતુ હોય એમ જાણવા કે સાંભળવામાં આવ્યું નથી, મુદર્રિસોથી પુંછતા જવાબ મળે છે કે ખરૂ બા,તા,સા છે, બે,તે,સે ગલત છે,તો આ બાબતમાં સહીહ શું પઢવું-પઢાવવું જોઈએ ?

**જવાબ(૬૪-૬૪):-** મુદર્રિસોની પઢાવવાની પધ્ધતિ ખરી છે,એટલે બા,તા,સા એમજ પઢવું જોઈએ,તજવીદની કિતાબ *"તસ્હિલુલ કવાઈદ"* માં એજ મુજબ લખ્યું છે,ઉર્દુ હુરૂફ-અક્ષરો બે,તે,સે બોલાય છે,અરબી તખ્તી શીખવવાના સમયે બા,તા,સા,નો ઉચ્ચાર કરવો જાઈએ. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(તસ્હિલૂલ કવાઈદ: પેજ-૩)*

## બીમારીમાં સપડાયેલની તૌબા.

**સવાલ(૬૫-૬૫):-** એક માણસે ઘણાં ગુનાહ કરેલા છે,હવે તે બીમારીમાં સપડાયેલ છે, તો એવા માણસે તૌબા કરવાથી શું તેના ગુનાહ માફ થશે ?

**જવાબ(૬૫-૬૫):-** બીમારી,મુસીબત અલ્લાહ તઆલાની ચેતવણી છે,આપણાં ગુનાહોને લઈને જ આફતો આવે છે, જેથી સાચા દિલથી તૌબા કરવી જોઈએ, ખુદાપાક કબૂલ કરશે,કેટલો પણ મોટો ગુનેહગાર હોય નાઉમીદ થવું જોઈએ નહિં નાઉમીદી કુફ્ર છે,ખુદા પાકથી બક્ષિષ ની આશા રાખવી જોઈએ,અને તૌબા કરવાથી અલ્લાહ તઆલા માફ કરી આપે છે. કફત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શર્હે અકાઈદ: ૧૬૯)*

## જુઠો મુસલમાન.

**સવાલ(૬૬–૬૬):–** એક માણસ મુસલમાનને ત્યાં પૈદા થયો છે તે કલેમહ પઢે છે નમાઝ, રોઝા જે કંઈ ફર્ઝ છે તે અદા કરે છે છતાં તેને એક માણસ કહે છે કે, તું મુસલમાન નથી કારણ કે તે જુઠું બોલે છે,આ બાબતથી ઉશ્કેરાઈ પેલા માણસે નમાઝ છોડી દીધી તો હવે ગુનેહગાર કોણ થશે ? પહેલા માણસનું કહેવું કે, તું મુસલમાન નથી એ બરાબર છે ?

**જવાબ(૬૬–૬૬):–** એહલે સુન્નત વલ જમાઅતના ઉલમાનો ઈજમાઅ (સર્વસંમતિ) છે કે,જુઠ,ચોરી,ઝિના જેવા કબિરા (મોટા) ગુનાહ કરવાથી ઈસ્લામથી ખારિજ થશે નહિં,બલ્કે તે મુસલમાન જ રહેશે. કાફિર માફક તે હંમેશ માટે દોઝખી બનશે નહિં,એના ઈમાનના પ્રતાપે જન્નતમાં દાખિલ કરવામાં આવશે, ઈન્શાઅલ્લાહ..

પેલા ભાઈનું એવું કહેવું કે,તું મસલમાન નથી એનો ભાવાર્થ એ છે કે સંપૂર્ણ પણે (અગર સાચો) મુસલમાન નથી. કામિલ મુસલમાન કદીયે જુઠુ બોલે નહિં, જુઠું બોલનારનું ઈમાન ભયમાં છે. અસત્ય અને ઈમાન ભેગા થઈ શકે નહિં. *(મિશકાત શરીફ: ૧૭)*

તું મુસલમાન નથી એમ કહેવાથી નમાઝ છોડી દેવી નરી મૂર્ખાઈ છે– અજ્ઞાનતા છે,એનો ગુનાહ નમાઝ ત્યજી દેનારના જ સિરે રહેશે,તૌબહ કરી ફરીથી નમાઝ શુરૂ કરી લે,નહિં તો સખ્ત અઝાબને પાત્ર ગણાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શર્હે અકાઈદ: ૧૦૬ તથા ૧૦૭)*

## અમાનતમાં ખિયાનત કરવી:

**સવાલ(૬૭–૬૭):–** એક માણસ પાસે કોઈની અમાનત છે તો તે માણસ અમાનતની રકમમાંથી પોતાનું કામ કરવા માટે તે રકમ વાપરી શકે છે કે નહિ ? તે માણસને એવી ચોકકસ ખાતરી છે કે તે અમાનતવાળાની રજા માંગીએ તો સો ટકા હા જ પાડશે, એવી આશા છે, માટે શો ખુલાસો છે ?

**જવાબ(૬૭–૬૭):–** માલિકની રજા સિવાય અમાનત વાપરી શકાશે નહિ,ભલેને રજા આપવાનું વધુ અનુમાન હોય ! રજા લેવી શર્ત છે, નહિંતર ખિયાનત લેખાશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## કુર્આન શરીફ મનમાં પઢવું.

**સવાલ(૬૮-૬૮):-** કુર્આન શરીફ મનમાં પઢવાથી વધારે સવાબ મળે છે કે, જોરથી પઢવાથી ? જોરથી પઢવાથી દસ નેકી મળે છે અને મનમાં પઢવાથી કેટલી નેકી મળશે ?

**જવાબ(૬૮-૬૮):-** જોરથી કે ધીમેથી તિલાવત કરવાથી સવાબમાં ફેર પડતો નથી. નમાઝની બહાર વગર વુઝૂએ પઢવાથી દરેક હર્ફના બદલે દસ નેકી અને વુઝૂ સાથે પઢવાથી ૨૫ નેકીઓ,અને નમાઝમાં દરેક હર્ફ પર ૧૦૦ નેકીઓ મળશે, તર્તીલ (તજવીદ) સાથે અને મનન કરતાં જોરથી પઢવાની વધુ ફઝીલત છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(કિફાયતુલમુફતી:૨/૧૨)*




# પ્રકરણ - (૨)

# : પાકી-નાપાકી :

# "વુઝૂ"

## ગુલાબ તથા કેવડાના પાણીથી વઝૂ કરવું.

**સવાલ(૬૯ -૧):-** બેહિશતી સમર,ભાગ પહેલો,પાક પાણી જેનાથી નાપાક વસ્તુઓ પાક કરવામાં આવે,વિગેરેના બયાનમાં લખ્યું છે કે ગુલાબનું પાણી,સરકો, અર્કે ગાવઝબાંનથી નાપાક વસ્તુઓ પાક કરવામાં આવે તો પાક થઈ જશે,અને તે અગાઉ,વુઝૂ-ગુસલ કરે તે પાણી ના બયાનમાં લખ્યું છે કે " ગુલાબનુ પાણી,સરકા વિગેરેથી વુઝૂ કરેતો વુઝૂ થશે નહિં. તો સવાલ એ છે કે બંન્નેમાં ફરક કયા કારણે છે ? વુઝૂ કેમ નહિ થાય ? અને નાપાક કપડાં વિગેરે કેમ પાક થઈ જશે ? બીજું એ કે અર્કે ગાજઝબાંન શું વસ્તુ છે ?

**જવાબ(૬૯-૧):-** ગુલાબ,કેવડાનું પાણી,અર્કે ગાવઝબાંન પોતે પાક છે, બીજાને પાક કર્તા નથી,જેનાથી હુકમી નાપાકી કિંવા વુઝૂ-ગુસલ દૂર થશે નહિં,એનાથી જાહેરી નાપાકી (પેશાબ-પાખાનું,લોહી વિગેરે) ધોવાથી નાપાકી દૂર થશે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે.

*(આલમગીરી: ૧/૨૧ હિદાયા: ૧/૩૪)*

## ઉંઘના જોકાથી વુઝૂ તુટી જશે ?

**સવાલ(૭૦-૨):-** અમારી મસ્જિદના બાંગી સાહેબ અઝાન દીધા પછી,ટેક લગાવી ઉંઘના જોકા ખાય છે,અને જમાતનો વખત થાય ત્યારે એ જ પ્રમાણે જયાં બેઠા હોય ત્યાંથી ઉઠી,ઈકામતની તકબીર પઢી,નમાઝ શરૂ કરે છે,શું તેમનું વુઝૂ રહયું કે કેમ ?

**જવાબ(૭૦-૨):-** ઉંઘના જોકાથી વુઝૂ તુટતુ નથી,પરંતુ ઉંઘ એવી સખત હોય કે ટેકો ન હોય તો પડી જાય,એનાથી વુઝૂ તુટી જશે. ખુદાપાક વધુ જાણનાર છે. *(શામી: ૧/૨૭૦. હિદાયા: ૧/૨૫)*

## ગુંઠણ પકડી ઉભા ઉભા સુઈ જવું.

**સવાલ(૭૧-૩):-** વુઝૂની હાલતમાં માણસ પોતાના હાથથી ગુઠણ્યા પકડીને ગુઠણ્યા ઉભા હોય જેમકે ઉગળુ બેસે છે,બેસીને તસ્બીહ પઢતાં પઢતાં ઉંઘી જાય,અને ઉંઘમાં નાકો બોલવાનો અવાઝ પણ આવે,પરંતુ ઝમીન ઉપર પડે નહિ તો શું વુઝૂ તુટશે કે નહિં ?

**જવાબ(૭૧-૩):-** આ રીતે ઉંઘવાથી વુઝૂ તુટશે નહિં,પુનઃ વુઝૂ કરવાની જરૂરત નથી.એવી ઉંઘ કે જેમાં શરીરના જોડ ઢીલા પડી જાય અને શરીર પરનો કાબુ ગુમાવી દેવાય એનાથી હવા નીકળવાનો વધુ અનુમાન હોય જેમકે છતાપાટ કે પાસા ઉપર સુઈ જવાથી વુઝૂ તુટી જશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(હિદાયા:૧/૨૫. શામી: ૧/૨૭૧)*

## ગુંઠણ ખુલ્લા રાખી વુઝૂ કરવું.

**સવાલ(૭૨-૪):-** અમો પોલીસખાતામાં નોકરી કરીએ છીએ,અમારો ડ્રેસ ચડ્ડીવાળો છે, ચડ્ડી ગુંઠણથી ઉપરના ભાગ સુધીની ટુંકી હોય છે,આ ચડ્ડી પહેરી વુઝૂ કરવાથી વુઝૂ દુરૂસ્ત લેખાશે? ચડ્ડી પહેરી નમાઝ પઢી શકાય કે કેમ ?

**જવાબ(૭૨-૪):-** ચડ્ડી પહેરી એટલે ગુંઠણ ખુલ્લા રાખી વુઝૂ કરવાથી વુઝૂ દુરૂસ્ત લેખાશે,તે વુઝૂની કોઈ પણ વાંધા વિના નમાઝ પઢી શકાય છે,નમાઝ ફરીથી પઢવાથી જરૂર નથી;

પરંતુ ગુંઠણનો સમાવેશ સતરમાં થાય છે (પુરૂષનું સતર ડુંટીથી

ગુંઠણના નીચે સુધીનું શરીર ઢાંકવું પુરૂષ ઉપર હર હાલમાં ફર્ઝ છે,) વિના ઉઝરે ઉઘાડવું મનાઈ છે,જેથી એવી ચડ્ડી પહેરવી જેમાં ગુંઠણ ઉઘાડા રહે મનાઈ છે,ગુંઠણ છુપાય એટલી ચડ્ડી નીચી હોવી જોઈએ.

*(આલમગીરીઃ ૧/૫૮ શામીઃ ૨/૭૫ તથા ૭૬)*

## નાકમાંથી લોહી નીકળે તો વુઝૂ તુટી જાય ?

**સવાલ(૭૩-૫):-** નાકમાંથી કેટલું લોહી પડી જવાથી વુઝૂ તુટી જાય છે?

**જવાબ(૭૩-૫):-** લોહી વહીને નસકોરામાં આવવાથી વુઝૂ તુટી જશે,ભલેને એક ટીંપુ હોય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(આલમગીરીઃ૧/૧૦ શામીઃ ૧/૨૬૧ તથા ૨૬૨)*

## નાકમાંથી રીંટ નીકળે તો વુઝૂ તુટી જશે ?

**સવાલ(૭૪-૬):-** નાકમાંથી રીંટ નીકળે,જે પાણી જેવું અને રંગે પીપ જેવું આપોઆપ પડે તો નમાઝીનું વુઝૂ તુટી રહેશે કે કેમ ? તથા તે રીંટ જે જગ્યા પર પડે અથવા કપડાં પર પડે તો તે જગ્યા અથવા કપડું નાપાક થશે ? નમાઝ તુટી ગઈ કે કેમ ?

**જવાબ(૭૪-૬):-** સર્વ પ્રકારની રીંટ થી વુઝૂ તુટતુ નથી,રીંટ પાક છે,ભલેને સળેખમ થી નીકળે,ધોયા વિના નમાઝ દુરૂસ્ત લેખાશે,ભલે તે વધુ પ્રમાણમાં હોય,પરંતુ એમાં દુર્ગંધ હોવાથી ધોવું બેહતર છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ ૨/૨૬૭)*

## ઓઈલપેન્ટ ના ડાઘા હોય તો વુઝૂ થશે કે કેમ ?

**સવાલ(૭૫-૭):-** રશીદનો ધંધો રંગકામ કરવાનો–ઓઈલપેન્ટ નો છે,જે કલરકામ કરવામાં ઓઈલપેન્ટના રાય રાય જેટલા ડાઘા ચહેરા પર તથા હાથ પર તથા વુઝૂના અવયવો પર લાગે છે,જે મોટા ડાઘને સાફ કરી નાંખે છે,પરંતુ બ્રાશ થી કલર કરવામાં નાના નાના ડાઘ વુઝૂના અવયવો પર રહી જાય છે,તો વુઝૂમાં જે ભાગ ધોવો ફર્ઝ છે,જેમાં એક વાળ બરાબર જગ્યા કોરી રહી જાય છે,તો વુઝૂ થતુ નથી,તો પછી રશીદને એવા નાના નાના કલરના ડાઘ રહી જાય છે,જે તે હાલતમાં વુઝૂ કરે તો વુઝૂ થશે કે કેમ ? અને આવા નાના ડાઘ કાઢવા બેસે તો ઘણો સમય પસાર થઈ જાય છે,તો એ માટે શું હુકમ છે ?

**જવાબ(૭૫-૭):-** કલરના ડાઘ જે નીકળતા ન હોય અથવા કાઢવા અઘરા હોય તેના ઉપર પાણી વહાવી દેવાથી વુઝૂ-ગુસલ દુરૂસ્ત લેખાશે,શરીઅતમાં સખ્તાય નથી,આસાની છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(ઈમદાદુલ ફતાવા: ૧/૧૦૧)*

## ઓઈલપેન્ટ ના ડાઘા હોય તો વુઝૂ થશે કે કેમ ?

**સવાલ(૭૬-૮):-** રંગના નાના મોટા ટીંપા મોઢા અથવા હાથ,પગ ઉપર લાગેલા હોય,એવી હાલતમાં વુઝૂ કરી નમાઝ પઢવાથી નમાઝ થશે કે નહિ ? અને વુઝૂ કરી નમાઝ પઢી લીધી પછી ટીંપુ નઝર આવ્યુ તો નમાઝ થઈ જશે કે ફરી પઢવી પડશે ?

**જવાબ(૭૬-૮):-** રંગના કારણે તે જગ્યાએ પાણી ન પહોંચવાથી વુઝૂ દુરૂસ્ત લેખાશે નહિ,એક નખ અથવા બાલ બરાબર સુકુ રહેવાથી વુઝૂ દુરૂસ્ત નથી,જેથી નમાઝ લોટાવવી પડશે,વુઝૂના અવયવો (મોંઢુ,બન્ને હાથ અને બન્ને પગ,ઢેકિયો સુધી) ના ઉપર લાગેલો રંગ દૂર કરવો જરૂરી છે,કે જેથી પાણી પહોંચી શકે,તે સિવાય શરીર ઉપર લાગેલો રંગ જો પાક હોય તો ધોવાની જરૂરત નથી,અને જો રંગ નાપાક હોય તો ધોવું પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શર્હેવિકાયા:૧/૫૧ હિદાયા: ૧/૧૬)*

## મિસ્વાક કયા ઝાડનું હોવું જોઈએ ?

**સવાલ(૭૭-૯):-** હદીષ શરીફમાં છે કે મિસ્વાક કરવાના સિત્તેર ફાયદાઓ છે,તો મિસ્વાક જંગલી ઝાડનું જોઈએ કે બીજા ગમે તે ઝાડનું ચાલે ? કયા ઝાડનુ મિસ્વાક કરવું અફઝલ છે ? કોઈ પણ ઝાડનું મિસ્વાક કરવાથી સુન્નત અદા થશે કે નહિં ?

**જવાબ(૭૭-૯):-** જંગલી ઝાડનું મિસ્વાક હોવું જરૂરી નથી,ગમે તે ઝાડના મિસ્વાકથી સુન્નત અદા થઈ જશે,કોઈ ખાસ ઝાડ નકકી નથી,મિસ્વાકની ફઝીલતો ઈ.અ. પ્રાપ્ત થશે,પિલૂડીના મુળનું અને લીમડાના ઝાડનું મિસ્વાક મુસ્તહબ છે, મિસ્વાક ન હોય તો આંગળીથી અથવા કપડાથી દાંત સાફ કરવાથી પણ સુન્નત અદા થઈ જશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(આલમગીરી:૧/૭)*

## મિસ્વાકની ફઝીલત.

**સવાલ(૭૮-૧૦):-** મિસ્વાક કરીને પઢેલી નમાઝ,વિના મિસ્વાકે વુઝૂ કરી પઢેલી નમાઝથી કેટલા દરજજા વધુ ફઝીલત ધરાવે છે એ અંગેની હદીષ શરીફ લખી જણાવશો.

**જવાબ(૭૮-૧૦):-** રસૂલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું છે કે,મિસ્વાકથી પઢેલી નમાઝ વગર મિસ્વાકવાળી ઉપર સિત્તેર (૭૦) ઘણી ફઝીલત ધરાવે છે. *(મિશકાત શરીફ: પેજ-૪૫/૪૬)*

# : મઅઝૂરના અહકામ :

## કેન્સરના કારણે પાકી-નાપાકીનો ખ્યાલ ન રહે.

**સવાલ(૭૯-૧૧):-** એક માણસને કેન્સરનો રોગ છે,પથારીવશ છે, હરવુ-ફરવું મુશકેલ છે,જેના કારણે પથારીમાં ઝાડા-પેશાબ થઈ જાય છે, અને પાકી નાપાકીનો ખ્યાલ રહેતો નથી,તો મજકૂર માણસે નમાઝ કેવી રીતે પઢવી ?

**જવાબ(૭૯-૧૧):-** સદરહુ માણસ નમાઝ માટે પાક કપડાં અલગ રાખી છોડે, અને નમાઝના સમયે નાપાક કપડાં ઉતારી લઈ,શરીર ઉપર લાગેલી નાપાકી સાફ કરી લે અને વુઝૂ કરી પાક કપડાં પહેરી નમાઝ પઢે,નાપાકી સાથે નમાઝ અદા થશે નહીં,બદન તથા કપડાંની પાકી નમાઝ માટે શર્ત છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(હિદાયા:૧/૯૨)*

## પેશાબનાં ટીપાં પડતાં રહે તો ?

**સવાલ(૮૦-૧૨):-** હું પેશાબ કરૂ છું ત્યાર પછી અર્ધા કલાક સુધી પેશાબના ટીપાં ચાલુ રહે છે,એ દર્મિયાન જે લેંગો પહેરેલો હોય તો તેના ઉપર ટીપાં પડયા કરે છે,તો એ લેંગો પહેરી નમાઝ પઢું તો નમાઝ થશે ? જયારે નમાઝનો ટાઈમ હોય છે ત્યારે પેશાબની હાજત થાય છે,અને પેશાબ કરીએ છીએ તો પરેશાની ઉભી થાય છે,તો એ વિષે શરીયતનો શું હુકમ છે ?

**જવાબ(૮૦-૧૨):-** જે માણસને હંમેશા લગાતાર પેશાબના ટીપાં ટપકતાં હોય છે,શરીઅતની ભાષામાં મઅઝૂર લેખાશે,તેના માટે મજબૂરીને લઈ હુકમ બદલાય છે,તમો તેમાં દાખલ નથી,પેશાબની થેલી કમઝોર હોવાના

કારણે ઘણાં લોકોને પેશાબ કર્યા પછી થોડીવાર ટીપાં નીકળે છે,એટલાં માટે પથ્થર વડે ઈસ્તિન્જો કરવાનો હુકમ આવ્યો છે, તમો નમાઝના ટાઈમ પહેલાં પેશાબની તૈયારી કરશો, કે વહેલા ફારિગ થઈ જમાત મેળવી શકાય, લેંગા પર ટીપાં પડયા હોય તો તેટલી જગ્યાને ધોઈ કાઢવામાં આવે, આખો લેંગો ધોવાની જરૂરત નથી,એથી ફારિગ થઈ જયારે વુઝૂ કરો તે સમયે પાણીના છાંટા લેંગા (ખિસ્તક) ઉપર છાંટવામાં આવે,એ હદીષના હુકમ અનુસાર લાભકારક છે, જો કોઈ સમયે વુઝૂ કર્યા પછી પેશાબનું ટીપું પડતાં માલુમ પડે તો વુઝૂ તુટી જશે, કપડાનો તેટલો ભાગ ધોઈ લઈ ફરીવાર વુઝૂ કરવામાં આવે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી : ૧/૫૦૪.)*

## પેશાબની બીમારીથી માઅઝૂર કયારે કહેવાય ?

**સવાલ(૮૧-૧૩):-** એક ભાઈને ઈસ્તિન્જો કરવા પછી લગભગ એક કલાક સુધી પથ્થરથી ઈસ્તિન્જો કરે તો પેશાબના કતરા પડે છે,તો તે ભાઈને નમાઝો પઢવા માટે શું કરવું જોઈએ ?

**જવાબ(૮૧-૧૩):-** પેશાબના ટીપાં પડવાની બીમારી એક નમાઝના પુરા સમયને ઘેરી લે કે જેમાં વુઝૂ કરી ફર્ઝ નમાઝ પઢવાનો સમય પણ તેને મળે નહિં,તો તે માણસ શરીઅતની રૂએ માઅઝૂર લેખાશે,શરૂઆતમાં માઅઝૂર ગણવા માટે ઉપરોકત શર્ત છે, પછી નમાઝના સમયે એકવાર પણ સદરહુ બીમારી જણાય ત્યાં સુધી માઅઝૂરના હુકમમાં છે,અલબત્ત નમાઝનો પુરો સમય બીમારી વિના પસાર થશે તો માઅઝૂર રહેશે નહીં,માઅઝૂરનો હુકમ આ છે કે નમાઝનો સમય શરૂ થાય પછી વુઝૂ કરી નમાઝ પઢતો રહે,ભલેને ટીપાં પડતાં રહે,ટીપાં પડવાથી વુઝૂ તુટશે નહિં,નમાઝનો સમય નીકળવાથી તૂટી જશે,બીજા વખતમાં ફરીથી વુઝૂ કરવું પડશે, ભલેને વુઝૂ હોય ! ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામી : ૧/૫૦૪ અને ૫૦૫. હિદાયા : ૧/૬૭)*

## બન્ને હાથ કપાયલા હોય તો વુઝૂ કેવી રીતે કરે ?

**સવાલ(૮૨-૧૪):-** એક માણસના બન્ને હાથ કપાયલા હોય તો તેણે વુઝૂ કેવી રીતે કરવું ? સંડાશ-પેશાબ કર્યા પછી ઈસ્તિન્જો કેવી રીતે કરવો ?

ગુસલ કેવી રીતે કરવું ?

**જવાબ(૮૨–૧૪):–** બન્ને હાથ કપાયલો માણસ,લાચારીના લઈ વુઝૂ ગુસલ તથા ઈસ્તિન્જામાં બીજાની મદદ લઈ શકે છે,વિના લાચારીએ મદદ લેવી મના છે, ઉપરોકત માણસની પત્નિ હોય તો તેણી પાસેથી સર્વે કામ લે,જો કહોણીઓ સાથે હાથ કપાયલા હોય તો હાથ ધોવાનો ફર્ઝ વુઝૂમાં બાકી રહેશે નહીં, નહિંતર જેટલો બાકી હશે એટલો ધોવો જરૂરી છે,ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(આલમગીરીઃ ૧/૫ શામી : ૧/૨૧૭ તથા ૨૫૦)*

## હવા છુટવાની બીમારીમાં વુઝૂનો હુકમ.

**સવાલ(૮૩–૧૫):–** (અ) લંડનમાં અમૂક મુસલમાન બહેનો નમાઝની પાબંદી કરવા ઈચ્છે છે,પરંતુ એક મિનિટ પણ વુઝૂ રહેતુ નથી,વુઝૂ બનાવે કે તુરત જ પાછળથી હવા નીકળી જાય છે,અથવા નમાઝની હાલતમાં નીકળી જાય છે, એક રકાત તો ભાગ્યે જ પઢી શકાય,પાછુ વુઝૂ કરે અને વુઝૂ તુટી જાય,ઘડીએ ઘડીએ વુઝૂ કરવા છતાં વુઝૂ રહેવાનો સંભવ રહેતો નથી,તો એ બાબતમાં શું કરવું જોઈએ ?

**જવાબ(૮૩–૧૫):–** (અ)દર્શાવેલ ઉઝર (હવા છુટવાના રોગ)વાળો માણસ શરીઅતની રૂએ માઅઝૂર લેખાશે,ઉઝર સાબિત થવા માટે શરૂઆતમાં ઉપરોકત ઉઝર એક નમાઝનો પુરો ટાઈમ ઘેરી લે,કે વુઝૂ કરી ફર્ઝ નમાઝ પઢવાનો પણ ટાઈમ મળે નહિં,તે માઅઝૂર લેખાશે,તેવા માણસ માટે શરીયતે ઘણી સરળતા આપી છે,નમાઝનો ટાઈમ થાય વુઝૂ કરીને નમાઝ પઢે ભલેને હવા છુટતી રહે,એ ઉઝરથી વુઝૂ તુટશે નહિં,નમાઝમાં ઉણપ આવશે નહિં, નમાઝનો ટાઈમ વીતી જવાથી નવુ વુઝૂ કરવું પડશે,પછી નમાઝના ટાઈમમાં એક વાર પણ એ ઉઝર દેખાશે ત્યાં સુધી એ માઅઝૂર ગણાશે, જયારે એ ઉઝર મટી જાય એટલે પુરા ટાઈમમાં એક વાર પણ ઉઝર–રોગ દેખાય નહિં,આખો ટાઈમ સલામત પસાર થાય તો હવે માઅઝૂર રહેશે નહિં,રસુલુલ્લલહ (સ.અ.વ.)ની શરીઅતમાં સહુલત છે,એવા ઉઝરના કારણે નમાઝ છોડે નહિં, ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(હિદાયા : ૧/૬૭.શામી : ૧/૫૦૪)*

**સવાલ(૮૩–૧૫):–** (બ)ચાલુ નમાઝમાં હવા છુટી જાય છે આમ જયારે પણ હું નમાઝ પઢું છું હવા છુટી જાય છે. મને હવા છુટવાની બીમારી છે માટે

મારે શું કરવું ? વારંવાર વુઝૂ કરવું કે નહિં ?

**જવાબ(૮૩-૧૫):-** (બ) હવા છુટવાની બીમારી એક નમાઝના પુરા વખતને ઘેરી લે એટલે ફર્ઝ નમાઝ પઢવાનો મોકો વિના હદસે (હવા છુટવી) મળે નહિ તો માઝૂર લેખાશે

માઝૂરનો હુકમ આ છે કે દરેક નમાઝના ટાઈમે વુઝુ કરી નમાઝ પઢે ભલેને તે હવા છુટતી રહે એ બીમારીથી વુઝૂ તૂટસે નહિં દરેક નમાઝના વખતે વુઝૂ કરવુ પડશે માઝૂર થવા બાદ બીજી નમાઝોના વખતોને ઘેરી લેવુ શર્ત નથી બલ્કે પૂરા ટાઈમમાં એકવાર પણ બીમારી જણાય ત્યાં સુધી માઝૂર લેખાશે જયારે પુરો વખત તંદુરૂસ્તીથી (ઉપરોકત ઉઝર વગર) પસાર થઈ જાય ત્યારે માઝૂર ગણાશે નહિ.ફકત અલ્લાહ વધુ જાણનાર છે.

*(હિદાયા:૧/૬૭. શામી:૧/૫૦૪)*

## પેશાબનો રોગ અને વુઝૂ-નમાઝ.

**સવાલ(૮૪-૧૬):-** મને પેશાબની બીમારી છે,પેશાબ કરીને ઉઠું તો પણ પેશાબ ચાલુ રહે છે,વુઝૂ કરવા બેસું ત્યારે ધોય પણ લઉ છું,પણ પેશાબ ચાલુ જ રહે છે,અને તેવી હાલતમાં જમા'ત સાથે અથવા એકલાં નમાઝ પઢવામાં કાંઈ વાંધો આવશે કે કેમ ?

**જવાબ(૮૪-૧૬):-** પેશાબનો રોગ એક નમાઝનો ટાઈમ ઘેરી લે તો શરીઅતની રૂએ માઅઝૂર લેખાશે,પછી તે ઉઝરના કારણે વુઝૂ તુટશે નહિં,ટાઈમ વીતી ગયા પછી ફરી નવેસરથી વુઝૂ કરવું પડશે,નમાઝમાં કાંઈ ઉણપ આવશે નહિં,જયારે એ બીમારી મટી જાય,કિંવા પુરા નમાઝના ટાઈમમાં એકવાર પણ રોગ દેખાય નહી ત્યારે માઅઝૂર રહેશે નહિં. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી : ૧/૫૦૪)*

# : તયમ્મુમ :

## તયમ્મુમ કરવાની રીત શું છે ?

**સવાલ(૮૫-૧૭):-** તયમ્મુમ કરવાની રીત શું છે ? તે જણાવશો, તયમ્મુમ કઈ વસ્તુથી થાય છે ?

**જવાબ(૮૫-૧૭):-** તયમ્મુમની રીત આ પ્રમાણે છે,નિય્યત કરી પાક માટી અથવા માટીની જાતની વસ્તુ ઉપર બન્ને હાથ મારી પુરા મોઢા ઉપર ફેરવો,અને બીજીવાર હાથ મારી બન્ને હાથો ઉપર કહોણીઓ સુધી-સહિત ફેરવો,એક વાળ બરાબર પણ (જગ્યા) બાકી રહે નહિં,ગુસલના તયમ્મુમની પણ એ જ રીત છે,કાંઈ ફેર નથી, સારાંશ કે તયમ્મુમ માં ફકત ત્રણ ફર્ઝો છે, (૧) નિય્યત કરવી. (૨) મોઢા ઉપર હાથ ફેરવવા. (૩) બન્ને હાથો ઉપર હાથ ફેરવવા. *(હિદાયાઃ ૧/૫૦ તથા ૫૧. શામીઃ ૧/૩૯૨)*

## સિમેન્ટની દિવાલ પર તયમ્મુમ કરે તો ?

**સવાલ(૮૬-૧૮):-** તયમ્મુમ સિમેન્ટની દિવાલ પર કરી શકાય કે નહિં ? બીમારી ની હાલતમાં ગુસલની હાજત છે,અને ગરમ પાણી પણ મોજૂદ છે,પરંતુ બીમારીના કારણે ગુસલ કરી શકતો નથી,ખાલી વુઝૂ કરી શકે છે,તો શું કરવું ?

**જવાબ(૮૬-૧૮):-** સિમેન્ટથી પ્લાસ્ટર કરેલી પાકી દિવાલ ઉપર તયમ્મુમ દુરૂસ્ત છે,એ માટીના પ્રકારમાંથી છે,માટીના પ્રકારની વ્યાખ્યા એ છે કે બાળવાથી બળે નહિં,અને ઓગાળવાથી ઓગળે નહિં,પાકા પથ્થર,ઈંટ ઉપર ભલેને ધુળ ન હોય તયમ્મુમ જાઈઝ છે,જો ખરેખર ગુસલ કરવાથી શરઈ ઉઝર હોય તો ગુસલના બદલે વુઝૂ કાફી નથી,બલ્કે તયમ્મુમ કરવું પડશે.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(આલમગીરીઃ૧/૨૬)*

## ઠંડીના કારણે તયમ્મુમ કરી શકાય ?

**સવાલ(૮૭-૧૯):-** હું ટી.બી. નો રોગી છું,જેથી સરદીમાં પાણીથી વુઝૂ કરતાં તકલીફ થાય છે,જેથી વુઝૂના બદલે તયમ્મુમ કરૂં તો કંઈ વાધો છે ?અને તયમ્મુમ માટે રેતી કે ખેતરની માટી એક તગારા કે ટોપલામાં ભરી રાખું,અને તેમાં હંમેશા તયમ્મુમ કરે તો કંઈ વાંધો છે કે કેમ? દરેક સમયે નવી માટી કે રેતી લેવી પડે ? અગર તો ટોપલા કે તગારાની રેતી કેટલા દિવસે બદલવી જોઈએ ? અને તયમ્મુમનો સહીહ તરીકો શું છે ?

**જવાબ(૮૭-૧૯):-** મામુલી સર્દીના કારણે વુઝૂની જગ્યાએ તયમ્મુમ કરવું દુરૂસ્ત નથી,તદન નુકશાન કરતું હોય અને ગરમ પાણી પણ થઈ શકતું કે

મળી શકતું ન હોય તો એવી લાચારીની હાલતમાં વુઝૂની જગ્યાએ તયમ્મુમ કરવું દુરૂસ્ત છે,જો તમને બીમારીના કારણે ઠંડા પાણીથી વુઝૂ કરવાથી બીમારી વધી જવાનો કે જાનનો ભય હોય તો તયમ્મુમ કરી નમાઝ પઢશો, જો એવા બીમાર હોય કે ભરોષાપાત્ર મુસ્લિમ ડોકટર કે હકીમે ઠંડા,ગરમ પાણી વાપરવાની મનાઈ કરી હોય તો એવી હાલતમાં તયમ્મુમ કરે, કોઈ પણ માટી અથવા રેત,પથ્થર,ચુનો વિગેરે ઉપર કે જે વસ્તુ માટીના પ્રકારમાંથી હોય તેનાથી તયમ્મુમ કરવું જાઈઝ છે.કોઈ પણ ટોપલા કે વાસણમાં પાક માટી કે રેત ભરી રાખો,વખતો વખત તેનાથી તયમ્મુમ કરી શકાય છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(હિદાયા: ૧/૪૯. શામી: ૧/૩૯૭ અને ૧/૪૦૪)*

## : ગુસલ :

### વાળ કાપવાથી ગુસલ કરવું ફર્ઝ છે ?

**સવાલ(૮૮–૨૦):–** પાકીઝો લીધા પછી ગુસલ ફર્ઝ થાય છે ? વાળ સાફ કરી, આપણે માત્ર એટલી જ જગ્યા ધોઈએ તો વાંધો છે ? કે ગુસલ કરવું ફરજિયાત છે ?

**જવાબ(૮૮–૨૦):–** એનાથી ગુસલ ફર્ઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી:૧/૨૧૬આલમગીરી:૧/૧૪ )*

### મની થી ગુસલ વાજિબ થશે.

**સવાલ(૮૯–૨૧):–** કેટલીક વાર ઈન્દ્રીમાંથી ચિકણો પદાર્થ નીકળે છે,અને તેમાં કાંઈ જાતનો રંગ હોતો નથી,માત્ર ચિકણો પદાર્થ હોય છે,તો શું તેનાથી ગુસલ વાજિબ થશે ? મઝી,વદી અને મની કેવી રીતે ઓળખી શકાય છે ?

**જવાબ(૮૯–૨૧):–** ગુસલ મની નીકળવાથી વાજિબ છે,મઝી અને વદીમાં ગુસલ નથી તેનાથી વુઝૂ તુટી જશે,મઝી ચિકણાં પ્રદાર્થને કહે છે,જે પત્નિ સાથે મસ્તી કરવાના સમયે નીકળે છે,એનાથી ઈન્દ્રી ઢીલી પડતી નથી,અને મની નીકળવાથી ઢીલી પડી જાય છે.બીજો તફાવત એ છે કે મઝી માં રંગ કે ગંધ હોતી નથી,અને મની સફેદ અને ગંધવાળી હોય છે,અને પેશાબ કર્યા પછી જે ચીકણો પ્રદાર્થ નીકળે છે તેને વદી કહે છે. ફકત અલ્લાહપાક વધુ

જાણનાર છે. *(હિદાયાઃ ૧/૩૧ તથા ૧/૩૩. શામીઃ ૧/૩૦૪)*

## વાત કરતાંની સાથે,વિર્ય નીકળી જાય.

**સવાલ(૯૦-૨૨):-** મેં એકકીસ સાલકા શાદી શુદા આદમી હું,મુઝે અપની બીવીકે સાથ સો કર બાત કરનેમે ભી પેશાબકી જગાસે મની નીકલતી રેહતી હે તો ઉસ સે ગુસલ ફર્ઝ હોતા હે ? યા નહિં ? ઔર કપડે બદલને પળે યા નહિં ?

**જવાબ(૯૦-૨૨):-** વાસના સહિત વિર્ય નીકળવાથી ગુસલ ફર્ઝ થશે,અને વિર્ય સખત નાપાક હોવાથી રૂપિયા ભાર લાગવાથી ધોવું ફર્ઝ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ૧/૨૯૬ .હિદાયાઃ૧/૩૧)*

## સ્ત્રીઓને જોવાથી વિર્ય નીકળી જાય.

**સવાલ(૯૧-૨૩):-** સ્ત્રીઓને જોવાથી વિર્ય નીકળી જાય છે,તો શું તેનાથી ગુસલ વાજિબ થાય છે ? અથવા રોઝામાં ખરાબી થશે ? જો જાણી જોઈને સ્ત્રીને દબાવે અને વિર્ય નીકળી જાય તો ?

**જવાબ(૯૧-૨૩):-** સ્ત્રીઓ તરફ ખરાબ નઝરે જોવાથી જો વિર્ય નીકળી જાય તો ગુસલ ફર્ઝ થશે,જેમકે હદીષ શરીફમાં છે, *"અલ માઉ મિનલ માઈ"* અર્થાત ગુસલ ફર્ઝ છે વિર્ય નીકળવાથી,પરંતુ રોઝો તુટશે નહિં.

જો જાણી જોઈને ઓરતને દબાવવાથી વિર્ય નીકળી જાય તો રોઝો તુટી જશે, કઝા વાજિબ છે,કફફારો નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામીઃ૧/૨૯૬ તથા ૩/૩૬૭. હિદાયાઃ૧/૩૧ તથા ૧/૨૧૭)*

## સ્વપ્નમાં સંભોગ થાય અને વિર્ય ન નીકળે.

**સવાલ(૯૨-૨૪):-** રાત્રે ઉંઘમાં ઈન્દ્રી સખત થાય અને સ્વપ્નદોષ થશે,એમ જાણતા પેશાબ કરવાં જતાં લુંગી સાફ જણાય છે,પેશાબ પણ સાફ થાય છે,તો ગુસલ વાજિબ થશે કે કેમ ?

**જવાબ(૯૨-૨૪):-** ગુસલ ફર્ઝ નથી,સ્વપ્નદોષમાં વિર્ય નીકળવું શર્ત છે, સ્વપ્ન યાદ હોય પરંતુ વિર્ય ના દેખાય તો ગુસલ ફર્ઝ નથી. એજ ખુદાપાક વધુ જાણનાર છે. *(શામીઃ ૧/૨૯૬)*

## પેશાબ કર્યા પછી વિર્ય નીકળે તો ?

**સવાલ(૯૩-૨૫):-** કયારેક ઈન્દ્રી માં જોશ ઉત્પન્ન થાય છે,અને સ્વપ્નદોષ થાય ન થાય તે પહેલાં જ પેશાબ કરવા જતાં લુંગી તો સાફ જણાય છે,પરંતુ પેશાબ કર્યા પછી વિર્ય જેવાં ટીપાં પડે છે,ત્યારે શું ગુસલ વાજિબ થશે કે કેમ ?

**જવાબ(૯૩-૨૫):-** ગુસલ ફર્ઝ થશે નહિં,પેશાબ પછી જે ચિકણો પદાર્થ નીકળે છે, એને વદી કહે છે.ગુસલ,વિર્યથી વાજિબ થાય છે,જેમકે હદીષ શરીફમાં છે, *"ઈન્નમલ માઉ મિનલ માઈ"* અર્થાત ગુસલ તો વિર્યથી જ વાજિબ થાય છે.(વદી કે મજી થી નહિં.).ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(હિદાયાઃ ૧/૩૩. શામીઃ ૧/૨૯૬ તથા ૧/૩૦૪)*

## સંભોગ વિના વિર્ય નીકળી જાય તો ?

**સવાલ(૯૪-૨૬):-** ઔરત કે સાથ હમ્બિસ્ત્રી ન કિયા હો,ઓર મસ્તીકી હાલત મેં મની નિકલ જાયે તો ઈસ સુરત મેં ગુસલ જાઈઝ હે યા નહિં ? અગર હોતા હે તો કિસ આયત પઢ કર ઉસકા ગુસલ ઉતારના ચાહિએ ?

**જવાબ(૯૪-૨૬):-** ગુસલ ફર્ઝ થશે,વાસના સહિત વિર્ય નીકળવાથી ગુસલ ફર્ઝ થશે. મોટી પાકી (ફર્ઝ ગુસલ) ની નિય્યત કરવામાં આવે,હનફી સરણીમાં વુઝૂ તથા ગુસલ માં નિય્યત શર્ત નથી, એટલે નિય્યત વિના પણ ગુસલ થઈ જશે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે.

*(શામીઃ ૧/૨૯૬. હિદાયાઃ ૧/૩૧)*

## દાઢમાં ચાંદી પુરાવનારનું ગુસલ.

**સવાલ(૯૫-૨૭):-** કોઈ પણ માણસની દાઢ પોલી હોય તો તેમાં ચાદી પુરાવી શકાય કે નહિં ? અથવા પોલી દાઢ ઉપર પલાસ્ટિકનુ કવર ચઢાવી શકાય ? એનાથી જનાબતનાં ગુસલમાં કોઈ વાંધો આવશે?

**જવાબ(૯૫-૨૭):-** જાઈઝ છે, ગુસલમાં વાંધો આવશે નહિં જો આસાનીથી ઉપર નીકળી શકતુ હોય તો કાઢીને પણ પહોંચાડે, નહિં તો કાંઈ નહિં.ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ ૧/૨૮૫)*

## બાથરૂમ માં નગ્ન હાલતમાં ગુસલ કરવું.

**સવાલ(૯૬–૨૮):–** બાથરૂમમાં નગ્ન હાલતમાં ગુસલ કરવા બેઠા,અને ગુસલના સાથે વુઝૂ પણ કરી લીધું,તે પછી કપડાં પહેરી બહાર આવી ગયા તો એ વુઝૂથી નમાઝ પઢી શકાય કે કેમ ?

**જવાબ(૯૬–૨૮):–** પઢી શકાય,નમાઝમાં ઉણપ આવશે નહિં,નવેસરથી વુઝૂ કરવાની જરૂરત નથી,નગ્નતામાં કરેલું વુઝૂ પણ ગુસલ માફક દુરૂસ્ત છે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે. *(શામી: ૧/૨૯૧)*

## ગુસલ વખતે કિબ્લહ તરફ બેસવું.

**સવાલ(૯૭–૨૯):–** ગુસલ કરતી વખતે કિબ્લહ તરફ મોઢુ કરવું કેવું છે?

**જવાબ(૯૭–૨૯):–** નગ્ન અવસ્થામાં કિબ્લહ તરફ મોઢુ કરવું કે પુઠ કરવામાં કિબ્લહની બેઅદબી થાય છે, જેથી પેશાબ,પાખાના કે ગુસલ કરતી વખતે કિબ્લહ તરફ મોઢુ કરવું મકરૂહે તહરીમી છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(આલમગીરી:૧/૧૪ શામી:૧/૨૯૧)*

# : હૈઝ – નિફાસ :

## માસિક અને પાકીના દિવસો.

**સવાલ(૯૮–૩૦):–** એક સ્ત્રીને માસિક આવવાની નિયમિત મુદત ૫–૬ દિવસની છે,તે સ્ત્રીને ૧–૧૧–૬૭ ના રોજ માસિક આવ્યું,૫–૬ દિવસે પાક થયા પછી, પંદર દિવસ સુધી તેણી પોતાના પતિની સોહબતમાં રહી,પછી ૧–૧૨–૬૭ થી ખૂન આવવાનું શરૂ થયુ,જે તેણીની નિયમિત આદત કરતાં દસ દિવસ વધારે આવ્યું,અને લોહી બંધ થતાંની સાથે જ તેણી આશરે મહીનો સવા મહિનો પોતાના પતિથી દૂર રહી,અને તા. ૧૪–૧–૬૮ થી ફરીવાર પોતાના પતિની સોહબતમાં રહી, તા. ૧–૧૨–૬૭ ના ખૂન આવ્યા પછીથી ફરી ખૂન આવ્યું નહિં,એ સ્ત્રી આશરે ત્રણ માસની સગર્ભા જણાતી હોય તો એના માટે મસ્અલાની રૂએ શું ઉકેલ છે ?

**જવાબ(૯૮–૩૦):–** હમલ–સગર્ભા હોવાના દિવસોમાં માસિક બંધ થઈ જાય છે, બે હૈઝ વચ્ચે ઓછામાં ઓછું અંતર પંદર દિવસ છે,એટલે પંદર દિવસ પછી આવેલુ ખૂન,હૈઝ ગણાશે,અને હૈઝ ની વધુમાં વધુ મુદત દસ

દિવસ છે, એથી વધુ ઈસ્તિહાઝા–બીમારીનું ખૂન કહેવાશે,દર્શાવેલ વિગતમાં ૧–૧૨–૬૭ થી આવેલું દસ દિવસ સુધીનું ખૂન,હૈઝ લેખાશે,બીમારીનું કહેવાશે નહી,જેથી તેણીને રહેલો હમલ,ત્યાર બાદના સંભોગનુ ફળ ગણાશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(હિદાયા:૧/૬૨ તથા ૬૩)*

## નિફાસની મુદત કેટલી છે ?

**સવાલ(૯૯–૩૧):-** બાળકના જન્મ પછી સ્ત્રીની જે નાપાકીની હાલત હોય છે, એની મુદત ચાલીસ દિવસની ગણવામાં આવે છે,અમૂક લોકો (નિફાસ વાળી સ્ત્રીના) ઘરો નું ખાણું ૪૦ દિવસ સુધી ખાતા નથી,એ કેવું છે? બાળકના જન્મ પછી જે નિફાસ (લોહી) આવે છે, જો એ નિફાસ ચાર–પાંચ દિવસમાં બંધ થઈ જાય તો એ સ્ત્રી ગુસલ કરી નમાઝ પઢી શકે તો ચાલે કે નહિં ? એવી હાલતમાં સંભોગ કરી શકાય ?

**જવાબ(૯૯–૩૧):-** નિફાસની વધુમાં વધુ મુદત ચાલીસ દિવસ છે,એનો ભાવાર્થ એમ સમજવો કે *"ચાલીસ દિવસ સુધી સ્ત્રી નાપાક લેખાશે તે પહેલાં પાક થઈ શકતી નથી,ભલે ને તે મુદત પહેલાં નિફાસનું ખૂન બંધ થઈ ગયુ હોય"* ખોટું છે. જયારે ખૂન બંધ થઈ જાય પાકીનું ગુસલ કરવાથી પાક થઈ જશે,ભલે ને એક બે દિવસમાં બંધ થઈ જાય,પાક થયા બાદ નમાઝ પઢી શકે છે,તેણી સાથે સંભોગ કરવામાં એની નિફાસની ટેવ મુજબ રાહ જોવી જોઈએ,ઉતાવળ કરે નહીં,નિફાસ વાળી સ્ત્રીનું રાંધેલુ ખાણું પાક અને હલાલ છે,ખાવામાં કાંઈ વાંધો નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(આલમગીરી :૧/૩૭)*

## નિફાસના દિવસોમાં રોઝા–નમાઝ.

**સવાલ(૧૦૦–૩૨):-** સુવાવડ પછી સ્ત્રી કેટલા દિવસ નાપાક ગણાય છે? અને એ દર્મિયાન તેણી,દીન અને દુન્યવી કયા કયા કામ કરી શકે છે ? અને કયા કયા કામ ન કરી શકે ? શું સુવાવડ પછી સ્ત્રી ચાલીસ દિવસ નાપાક ગણાય છે એ ખરૂ છે ?

**જવાબ(૧૦૦–૩૨):-** સુવાવડ પછી નિફાસ (સુવાવડનું ખૂન) આવતાં સુધી તેણી નાપાક ગણાય છે,નિફાસ બંધ થયા પછી પાકીનું ગુસલ કર્યા પછી તેણી પાક ગણાશે,ભલેને એક બે દિવસમાં જ બંધ થઈ જાય,દરેક

સુવાવડવાળી સ્ત્રીને ચાલીસ દિવસ સુધી નાપાક માનવી એ ખોટી માન્યતા છે,અલબત્ત હનફી સરણીમાં નિફાસની વધુમાં વધુ મુદત ચાલીસ દિવસ છે,એટલે એનાથી વધુ ખૂન આવે તો નિફાસ કહેવાશે નહિં,બલ્કે ઈસ્તિહાઝહ (બીમારીનું ખૂન) લેખાશે. નિફાસના દિવસોમાં નમાઝ માફ છે એટલે કઝા પણ નથી,રોઝા મના છે,પાછળથી કઝા કરવા પડશે,સંભોગ હરામ, તિલાવત –કુર્આન શરીફ પઢવું હરામ છે,તસ્બીહ દુરૂદ શરીફ પઢી શકાય છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી:૧/૪૮૪ તથા ૪૮૫)*

## માસિકના દિવસોમાં સંભોગ કરવો.

**સવાલ(૧૦૧–૩૩):–** એક માણસની ઓરત હૈઝ (માસિક)ની હાલતમાં હતી, તેણે કપડુ લપેટીને ઔરત સાથે સંભોગ કર્યો પછી બન્નેએ તૌબા કરી તો આવુ કામ શરીઅતની રૂએ કેમ છે? કંઈ કફ્ફારો વિગેરે આપવુ જરૂરી છે?

**જવાબ(૧૦૧–૩૩):–** હેઝની હાલતમાં સંભોગ હરામ છે,જેમકે કુર્આનશરીફમાં છે‘‘વલા તકરબુહુન્ન હત્તા યત્તહુરન’’ અર્થાત હૈઝવાળી ઓરતની પાસે જાઓ નહિં, જયાં સુધી પાક થાય નહિં. એટલે સભોગ કરવો નહિં, કપડું લપેટીને પણ મના છે. જેથી તૌબા–ઈસ્તિગફાર કરે, અને કફ્ફારો હનફી સરણીમાં વાજિબ તો નથી, પરંતુ મુસ્તહબ છે કે એકાદ રૂપિયો ગરીબને સદકો આપે. *(મિશ્કાતશરીફ :૫૬)*

જે માણસની શહવત કાબૂમાં ના હોય તેણે તો હૈઝના દિવસોમાં તેણીને હાથ જ લગાડવો જોઈએ નહિં, કે મામલો (વાત) આગળ વધે. અલબત્ત જેને કાબૂ હોય તો ડૂંટીથી ગૂંઠણ સુધી સિવાયના શરીરથી દિલલગી કરી શકે છે. ફકત અલ્લાહતઆલા વધુ જાણનાર છે. *(હિદાયા : ૧/ ૬૪ શામી : ૧/૪૮૬)*

## દસ દિવસ પહેલાં માસિક બંધ થાય.

**સવાલ(૧૦૨–૩૪)(અ):–** એક માણસ દીનના અમૂક મસ્અલાઓથી વાકેફ છે,તે જાણે છે કે માસિકની ઓછામાં ઓછી અને વધારેમાં વધારે કેટલી મુદત છે,પરંતુ પત્નિની આદત શું છે ? કયારે તેનાથી સંભોગ કરી શકાય ? કેટલા દિવસે તે ઔરત પાક થઈ શકે તે વિષેનું એને ભાન નથી,અને તે પછી તે ઔરત સાથે સોહબત કરે,એ વિષે શું કરવું જોઈએ ? તે માણસ સાચા દિલ

થી તૌબા કરે છે કે મને એ બાબત સમજ પડી ન હતી તો હવે શું કરવું જોઈએ ? અને જો એ મુદતમાં હમલ રહી ગયો હોય તો શું કરવું ?

**સવાલ(૧૦૨-૩૪)(બ):-** એક સ્ત્રીને સતત આદત મુજબ માસિક આવે છે,પહેલા દિવસે એકદમ વધારે,પછી ઓછું,ત્રીજા દિવસે એથી ઓછું,ચોથા દિવસે થોડુ માલુમ પડે અને પાંચમાં દિવસે બિલકુલ માસિક ન આવ્યું તો કેટલા દિવસ માસિક ગણાશે ? કયારે સંભોગ કરી શકશે ? ભુલથી સંભોગ થઈ જાય તો શું કરવું ?

**જવાબ(૧૦૨-૩૪)(અ-બ):-** દસ દિવસની અંદર માસિકની આદત પ્રમાણે માસિક બંધ થઈ જાય તો પાકીનું ગુસલ કરી સંભોગ કરી શકાય,જો આદત પહેલાં બંધ થઈ જાય તો બચવા ખાતર,આદત સુધી રાહ જોવી જોઈએ, સંભોગમાં ઉતાવળ કરે નહિં,હૈઝ આવવાનો સંભવ છે,હૈઝ માં સંભોગ હરામ છે,જો ભુલથી કરશે તો સાચી તૌબા કરે અને થોડો સદકો કરે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી:૧/૪૮૯. હિદાયા:૧/૬૫)*

## <u>માસિક તેર દિવસ સુધી આવે તો ?</u>

**સવાલ(૧૦૩-૩૫):-** એક છોકરીને તેર દિવસ માસિક આવે છે,જયારે માસિકની મુદત દસ દિવસની છે,અને તેઓની શાદી ચાલે છે,અને રોઝા,નમાઝ પઢી શકે છે કે તેર દિવસ પછી ? એનો ખુલાસો લખશો.

**જવાબ(૧૦૩-૩૫):-** હનફી સરણીમાં માસિકની મુદત વધુમાં વધુ દસ દિવસ છે, એથી વધુ ઈસ્તિહાજા (રોગથી નીકળતુ ખૂન)લેખાશે,હૈઝમાં નમાઝ,રોઝા વિગેરે મના છે,ઈસ્તિહાજામાં જાઈઝ છે,આથી સદરહુ છોકરીને હૈઝની ટેવ અગાઉથી નકકી હોય. દા.ત.પાંચ દિવસ હૈઝ આવે છે,તો તેર દિવસમાંથી પાંચ દિવસ હૈઝ સમજી નમાઝ પઢે નહિં,બાકીના આઠ દિવસ ઈસ્તિહાજા સમજીને નમાઝ પઢવી પડશે.જો પઢી ના હોય તો કઝા કરવી પડશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(શામી:૧/૪૭૮. હિદાયા:૧/૬૭)*

## <u>નિફાસ બંધ થવા પછી ૪૦-દિવસ સુધી નમાઝ ન પઢવી.</u>

**સવાલ(૧૦૪-૩૬):-** હમારે ત્યાં એવો રિવાજ છે કે ચાલિસ દિવસ સુધી ઓરત નમાઝ પઢતી નથી,પછી ગમે તેટલી નમાઝની પાબંદ હોય,ચિલ્લુ પુરૂ

થયા પછી ગુસલ કરી નમાઝ પઢે છે,૨૫ અથવા ૩૦ દિવસે નિફાસ બંધ થઈ જાય છતાં પણ ઓરત ૪૦ દિવસ સુધી પોતાને નાપાક સમજે છે,અને નમાઝ પઢતી નથી,તો એ વિષે શું હુકમ છે ?

**જવાબ(૧૦૪–૩૬):–** ઓરતનો એ દસ્તૂર અને મંતવ્ય શરીઅત વિરૂધ્ધ અને ખોટો છે,નિફાસ (સુવાવડનુ ખૂન) આવે ત્યાં સુધી નમાઝ માફ છે.નિફાસ બંધ થયા પછી ભલેને ૪૦ દિવસ અંદર બંધ થયુ હોય ! પાકીનું ગુસલ કરી નમાઝ પઢવી પડશે,૪૦ દિવસ નિફાસની વધુમાં વધુ મુદત બતાવી છે,જેમકે હૈઝ વધુમાં વધુ ૧૦ દિવસ છે,એનો મતલબ એવો સમજવો કે ૪૦ દિવસ પહેલાં ઓરત પાક થઈ શકતી નથી,ખોટો છે,૪૦ દિવસ સુધી નિફાસનો સંભવ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયાઃ ૧/૭૦)*

## હૈઝની હાલતમાં દુરૂદ શરીફ પઢવું.

**સવાલ(૧૦૫–૩૭):–** સ્ત્રી પોતાના દૈનિક મામૂલ મુજબ હૈઝની હાલત–માસિક ના દિવસોમાં દુરૂદ શરીફ પઢી શકે ? ઈસ્તિગફાર તથા અન્ય વિર્દ,જિક્ર, પઢવાનો શું હુકમ છે ?

**જવાબ(૧૦૫–૩૭):–** હૈઝની હાલતમાં–માસિક આવતું હોય તે દિવસોમાં ફકત તિલાવત કરવાની મનાઈ છે,જિક્ર,ઈસ્તિગફાર,દુરૂદ શરીફ પઢવાની મનાઈ નથી, મામૂલ મુજબ વઝીફો પઢતાં રહેવું જોઈએ,તેમજ તૌબહ,ઈસ્તિગફાર,દુરૂદ શરીફ પણ પઢતાં રહેવું જોઈએ. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(ફતાવા દારૂલ ઉલૂમ :૧/૨૮૦ શામીઃ ૧/૪૮૭ તથા ૪૮૮)*

# : હોઝ–કૂવા :

## પાણીના કૂવા તથા જાજરૂના કૂવામાં અંતર.

**સવાલ(૧૦૬–૩૮):–** એક ઝમીનમાં બોરિંગ કરી,હેન્ડપંપ વડે પાણી કાઢી, ઘરવપરાશ ના ઉપયોગમાં લેવા ઈચ્છીએ છીએ,પરંતુ તે જગ્યાએથી ૭૫ થી ૮૦ ફૂટ દૂર એક જાજરૂનો કૂવો છે,તો મજકૂર કૂવાના પાણીને વાપરવામાં શરીઅતની રૂએ કોઈ વાંધો આવશે કે કેમ ?

**જવાબ(૧૦૬–૩૮):–** જાજરૂના કૂવા અને પાણીના કૂવા વચ્ચે અંતર રાખવા

સંબધિત અમૂક કિતાબોમાં,ચોકકસ અંતર રાખવાનું વર્ણન આવેલ છે,પરંતુ માન્ય એ વાત છે કે પીવાના પાણીના કૂવા અને જાજરૂના કૂવામાં એટલું અંતર હોવું જોઈએ કે નાપાકીની અસર,પાણીના સ્વાદ તથા રંગમાં ના થાય,અને તે દુર્ગંધ ન થઈ જાય, મતલબ કે અમૂક જગ્યાએ ઝમીન નરમ હોવાના કારણે જાજરૂનો કૂવો દૂર હોવા છતાં પણ અસર કરે છે, જયારે અમૂક જગ્યાની ઝમીન કઠણ હોવાના કારણે જાજરૂનો કૂવો પાણીના કૂવાની પાસે હોવા છતાં,અસર થતી નથી.આપે બન્ને કૂવા વચ્ચે જે ફૂટનું અંતર દર્શાવ્યું છે,એટલા અંતરે તો અસર થશે નહિં,તે છતાં કૂવા ખોદવાના સમયે ચકાસણી કરી લેશો. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી:૧/૩૪૧.ઈમ્દાદુલ ફતાવા:૧/૩૨)*

## કૂવામાં હરિજન પડી જાય તો ?

**સવાલ(૧૦૭-૩૯):-** અમારા ગામમાં સરકારી કૂવો છે,અને એ કૂવાનું પાણી ગામ લોકો વાપરવામાં લેતા હતા,પરંતુ મહીના અગાઉ ગામનો હરિજન તે કૂવામાં પડયો હતો,અને તેને પાણીમાંથી જીવંત કાઢી લેવામાં આવ્યો હતો,આ કૂવામાં આશરે વીસ થી ત્રીસ ફૂટ પાણી છે,કૂવામાંથી ત્રણ વાર ૧૩ થી ૧૫ ફૂટ પાણી કઢાવ્યું હતું,બાકીનું પાણી પાઈપ ટુંકો હોવાના કારણે રહી જાય છે, તો એ કૂવાનું પાણી વાપરી શકાય ?

**જવાબ(૧૦૭-૩૯):-** એ કૂવાનું પાણી કોઈ પણ વાધાં વિના વપરાશમાં લઈ શકાય,કૂવો પાક ગણાશે,હવે પાણી કાઢવાની કાંઈ જરૂરત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(ફતાવા દારૂલ ઉલૂમ: ૧/૨૦૫. શામી: ૧/૩૭૦)*

## શરીઅતની રૂએ હોઝ ની લંબાઈ-પહોળાઈ.

**સવાલ(૧૦૮-૪૦):-** હોઝ નું ચોરસ માપ દસ દસ ગઝ હોય,શું પંદર ગઝ લાંબી અને પાંચ ગઝ પહોળી હોઝ બનાવી હોય તો જાઈઝ છે કે નહી ? હોઝ ગોળ બનાવી શકાય કે નહિ ?

**જવાબ(૧૦૮-૪૦):-** શરીઅતની રૂએ હોઝ,દસ ગઝ લાંબી અને દસ ગઝ પહોળી,અથવા પહોળાઈમાં વધારે હોય અને લંબાઈમાં ઓછી હોય,જેમકે પંદર ગઝ લાંબી હોય અને પાંચ ગઝ પહોળી હોય અથવા પંદર ગઝ પહોળી અને પાંચ ગઝ લાંબી હોય તો તેમાં કોઈ જાતનો વાંધો નથી,ગોળ પણ બનાવી શકાય છે,દેહ દર દેહ હોવું જરૂરી છે,કારણ કે દેહ દર દેહ હોઝ વ્હેતા પાણીના

હુકમમાં છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી:૧/૩૪૧ તથા ૩૪૨)*

**ફાયદો :** ફૂટના માપ પ્રમાણે બસો પચ્ચીસ (૨૨૫) સ્કેરફૂટ હોવી જોઈએ.

## શરીઅતની રૂએ હોઝની લંબાઈ-પહોળાઈ.

**સવાલ(૧૦૯-૪૧):-** શરીઅતની રૂએ મસ્જિદની હોઝ કેટલી લાંબી અને પહોળી હોવી જોઈએ ?

**જવાબ(૧૦૯-૪૧):-** શરઈ હોઝ (જે દેહ દર દેહ લેખાય) તેનું ઓછામાં ઓછું ક્ષેત્રફળ ૧૦૦ હાથ હોવું જોઈએ,એટલે દસ હાથ લાંબુ અને દસ હાથ પહોળું અથવા વીસ હાથ પહોળું અને પાંચ હાથ લાબું અથવા પચ્ચીસ હાથ લાંબુ અને ચાર હાથ પહોળું,સારાંશ કે લંબાઈના ગુણાકાર પહોળાઈ સાથે કરતાં સો હાથ હોવું જોઈએ,મજકૂર માપથી નાની હોઝ,જારી-વ્હેતા પાણીના હુકમમાં લેખાશે નહીં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(આલમગીરી:૧/૧૮ શામી:૧/૩૪૨)*

## હોઝ નો ઉપરનો ભાગ ખુલ્લો ન હોય.

**સવાલ(૧૧૦-૪૨):-** હમારે ત્યાં મસ્જિદમાં દેહ દર દેહ હોઝ છે,પુરી હોઝ પાણીથી ભરેલી છે,પરંતુ થોડો ભાગ ઉપરથી ઢંકાયેલ છે,જયારે મોટો ભાગ ખુલ્લો છે, હવે એક માણસ એમ કહે છે કે દેહ દર હેદ હોઝ ભલે ઉપરથી થોડો ખુલ્લો હોય તો તે હોઝ શરીઅત મુતાબિક નથી,તો શું એમની વાત ખરી છે ?

**જવાબ(૧૧૦-૪૨):-** દેહ દર દેહમાં પાણીની ઉપરની સપાટી માન્ય છે, એટલે સપાટી દેહ દર દેહ હોવી જોઈએ,ભલે ને ઉંડાઈ ગમે તેટલી હોય,જો ઢંકકાવાથી તેના દેહ દર દેહમાં કમી થઈ હોય તો દેહ દર દેહ લેખાશે નહિં, અને જો ખુલ્લી સપાટી દેહ દર દેહ (૧૦×૧૦ હાથ) ૧૦૦ હાથ રહેતી હોય તો વાંધો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામી:૧/૩૪૩ તથા ૩૪૪.આલમગીરી :૧/૧૮)*

## હનફી મઝહબ પ્રમાણે હોઝ.

**સવાલ(૧૧૧-૪૩):-** અમારે ત્યાં જુમ્આ મસ્જિદમાં એક હોઝ બનાવવામાં આવી છે, અને તેનું માપ સાડા દસ બાય ફુટનું છે,હોઝ તૈયાર

કરતાં સુધી અમોને જાણ ન હતી કે હોઝની લંબાઈ–પહોળાઈ ઓછામાં ઓછી કેટલી હોવી જોઈએ ? આ હોઝ તૈયાર થયા પછી અમારા શહેરના વતની એક હાફિઝ સાહેબ બહારથી આવ્યા અને તેઓ કહે છે કે શરીઅત મુજબ આ હોઝ નથી,ઘણી ટુંકી છે,અને એનું માપ શરીઅત મુજબ નથી. તો આપ એનો ખુલાસો જણાવશો ?

**જવાબ(૧૧૧–૪૩):–** દર્શાવેલ હોઝ ખરેખર હનફી સરણી મુજબ દેહ દર દેહ નથી,થોડી નાપાકી (લોહીનું ટીપું કે પેશાબનું ટીપું) પડવાથી પુરી હોઝ નાપાક થઈ જશે,પછી વુઝૂ કરી શકાય નહીં,વુઝૂ કરી નમાઝ પઢશે તો નમાઝ અદા થશે નહિં, આથી તે હોઝને મોટી (ઓછામાં ઓછી ૧૫×૧૫ ફુટના ક્ષેત્રફળની) કરવી જોઈએ,જે તરફ વધારી શકતા હોય વિશાળ કરી દેવામાં આવે,ઓછામાં ઓછું ક્ષેત્રફળ ૨૨૫ ફુટનું હોય તો વાંધો નથી,ઉંડાઈ એક ફુટ બરાબર છે,એથી વધુ હોય તો બેહતર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(કિફાયતુલ મુફતી: ૨/૨૭૪)*

# : ઈસ્તિન્જા :

## જોડા–ચંપલ વિના સંડાશમાં જવું.

**સવાલ(૧૧૨–૪૪):–** સંડાશ કે ખાડામાં,જોડા ચંપલ પહેરીને જ જવું જોઈએ ? અગર ચંપલ કે જોડા વિના જઈએ તો આપણી ઈબાદતો કબૂલ થતી નથી,શું શરીઅત મુજબ એ હકીકત ખરી છે ?

**જવાબ(૧૧૨–૪૪):–** દર્શાવેલ વઈદ–ધમકી મનઘડત,દલીલ વિનાની છે,જો સંડાશની બેઠક પાક હોય તો ખુલ્લા પગે જવામાં વાંધો નથી,નાપાકીથી બચવું જરૂરી છે. પાકી–સફાઈ,ઈમાનમાંથી છે.અલ્લાહપાક સાફ રેહનારને ચાહે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી:૧/૫૬૫)*

## સંડાસમાં જતાં કિબ્લહ તરફ મોઢું કરવું.

**સવાલ(૧૧૩–૪૫):–** ઘર કે,દુકાનમાં સંડાસ હોય અને સંડાસમાં જતી વખતે મોઢું અગર પીઠ કા'બતુલ્લાહ શરીફ તરફ થતી હોય તો એનો શું હુકમ છે ?

**જવાબ(૧૧૩–૪૫):–** હનફી મસલક મુજબ સંડાસમાં પણ કઝાએ હાજત

વખતે કિબ્લહ તરફ મોઢું કે પીઠ કરવી મકરૂહે તહરીમી છે;

હદીષ શરીફમાં છે કે, *"ઈઝા અતયતુમુલ ગાયત ફલા તસ્તકબિલુલ કિબ્લત વલા તસ્તદબિરુહા"* કે જયારે હાજત અર્થે જાઓ તો કિબ્લહ તરફ ના રૂખ કરો ન પીઠ કરો,આથી ખુલ્લા મેદાનમાં કે સંડાસમાં બન્નેવ હાલતમાં મનાઈ છે,અને એનાથી પરહેઝ કરવું જોઈએ,તેમજ તકલીફ ઉઠાવીને પણ બીજી દિશા તરફ રૂખ કરવું જોઈએ. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(મિશકાત શરીફ: પેજ–૪૨. મઝાહિરે હક: ૧/૩૪૬)*

# પાકી–નાપાકીના પરચુરણ મસ્અલા

## નાપાક કપડાં ધોતાં છાંટા ઉડે તો ?

**સવાલ(૧૧૪–૪૬):–** હનફી મઝહબ પ્રમાણે જોવા જઈએ તો પાણી પાક રહેવું અશકય છે,કારણ કે દરેક ઘરોમાં કપડાં ધુએ છે,જે દેહ દર દેહ હોઝ પર ધોવામાં આવતાં નથી,બલ્કે વાંસણો અને ડોલમાંથી પાણી લઈ ધોવામાં આવે છે. ડોલમાંથી પાણી લેવા માટે નાપાક કપડાંવાળા લીલા હાથ ડોલમાં નાંખવા પડે છે,અને કપડા ધોતાં ધોતાં નાપાક છાંટા શરીર ઉપર પણ ઉડે છે,તો નાપાકીથી બચવા માટે શું કરવું જોઈએ ?

**જવાબ(૧૧૪–૪૬):–** કાળજી રાખવા છતાં નાપાક કપડાં ધોવાના સમયે છાંટા શરીર ઉપર અથવા પાણીમાં પડવાથી નાપાક લેખાશે નહિં,પવિત્ર શરીઅતમાં સરળતા છે.વાસ્તવિકપણે નાપાકી પડવાથી જ પાણી નાપાક થશે, નાપાકી ધોવાથી હાથ નાપાક થયો હોય તો ધોયા વિના પાણીના વાસણમાં નાંખવો નહી જોઈએ,નાના વાંસણ વડે પાણી લઈ,પ્રથમ હાથ ધોવા જોઈએ, પછી પાણીના વાસણમાં નાંખવામાં વાંધો નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી: ૧/૫૩૨)*

## મોટી ઉંમરે ખત્ના કરાવવી.

**સવાલ(૧૧૫–૪૭):–** અમારે ત્યાં એક મુસ્લિમ છોકરો છે, જેની ઉંમર ઓછામાં ઓછી ૧૪–૧૫ વર્ષની છે,જેની ખત્ના અત્યાર સુધી થઈ નથી હવે શું કરવું જોઈએ ?ખત્ના ન કરાવીએ તો ચાલી શકે કે નહિં ? શરીઅતનો શું હુકમ છે?

**જવાબ(૧૧૫-૪૭):-** જો શરઈ ઉઝર જેમકે માંદગી કે પ્રાણના ભયના લઈ કરાવી ન હોય તો કરાવવી જરૂરી નથી, જો કોઈ ઉઝર ન હોય તો કરાવવામાં આવે,ખત્ના નબીયો (સ.અ.વ.)ની સુન્નત અને ઈસ્લામી શિઆર (પ્રતિક) છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(ઈમદાદુલ ફતાવા :૪/૨૩૮)*

## સ્ત્રી પોતાના વાળ રેઝરથી સાફ કરી શકે છે ?

**સવાલ(૧૧૬-૪૮):-** સ્ત્રીઓ પોતાની નાફની નીચેના વાળ તથા બન્ને બગલોના વાળ રેઝરથી કાપી શકે છે કે કેમ ? અન્ય કોઈ પદાર્થથી કાઢી શકે કે કેમ ?

**જવાબ(૧૧૬-૪૮):-** કાપી શકે છે, કાંઈ વાંધો નથી,સંભાળથી કાપવા જોઈએ,હળતાળ,ચુના,પાવડર વિગેરેથી પણ વાળ કાઢી શકે છે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે.

## નાના બાળકના પેશાબ વિષે.

**સવાલ(૧૧૭-૪૯):-** એક સ્ત્રીનું બાળક બે ત્રણ માસનું છે,તે સ્ત્રીના ઉપર હંમેશા બાળક પેશાબ-ઝાડા કરી દે છે,જેથી એવી હાલતમાં પાકી હાસિલ થતી નથી,વારંવર કપડાં નાપાક થવાથી નમાઝ છુટી જાય છે,એવી હાલતમાં શું કરવું ?

**જવાબ(૧૧૭-૪૯):-** એ શૈતાની બહાનું છે,શરઈ ઉઝર નથી,એના કારણે નમાઝ છોડી શકતી નથી,નહિંતર સખત ગુનેહગાર થઈ અઝાબને પાત્ર ઠરશે.અમલ કરનાર માટે કાંઈ મુશકેલ નથી,નમાઝના કપડાં અલગ રાખે; પાકી નમાઝની શર્ત હોય વિના પાકીએ નમાઝ દુરૂસ્ત થશે નહીં. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી: ૨/૭૩)*

## ગુસલનું પાણી ઈમામ પઢી આપે !

**સવાલ(૧૧૮-૫૦):-** હમારા ગામમાં એવી મનઘડત માન્યતા છે,કે મૈય્યતને તથા નિફાસવાળી સ્ત્રીને પેશઈમામ ગુસલનું પાણી પઢી આપે તો જ ગુસલ ઉતરે,તો એ બાબતનો ખુલાસાવાર જવાબ આપશો ?

**જવાબ(૧૧૮-૫૦):-** ઉકત માન્યતા પાયા વિનાની મનઘડત છે,લોકો પાસેથી પૈસા લેવા એવી વાત ઘડી કાઢેલ છે.

**ફાયદોઃ–**

(પાક પાણીથી ગુસલના ત્રણેવ ફર્ઝની અદાયગી સાથે ગુસલ કરશે તો પાક થઈ જશે.) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામીઃ ૧/૨૮૪. ફતાવા દારૂલ ઉલૂમઃ ૧/૧૫૨)*

## માસિકવાળી સ્ત્રીનું શરીર પાક છે ?

**સવાલ(૧૧૯–૫૧):–** માસિકવાળી સ્ત્રી જે પાણી ભરે તે પાણીથી મૈય્યતને ગુસલ આપે તો ગુસલ જાઈઝ છે ? ગૈરમુસ્લિમના હાથથી ભરેલા પાણીથી મૈય્યતને ગુસલ આપવું જાઈઝ છે કે કેમ ? માસિકવાળી સ્ત્રી મૈય્યતને હાથ લગાડી શકે કે કેમ ? હમારે ત્યાં આદીવાસી કબર ખોદે છે,તો તેમના પાસે કબર ખોદાવવું કેમ છે ? આદીવાસી લોકો કયારેક કબર ખોદવા આવે છે ત્યારે નશાની હાલતમાં આવે છે,તો એ શરીઅતની રૂએ જાઈઝ છે?

**જવાબ(૧૧૯–૫૧):–** માસિકવાળી સ્ત્રી તથા ગૈરમુસ્લિમનું શરીર નાપાક નથી, તેઓનો પરસેવો તથા બોટેલું પાક હોય જેથી તેણીએ ભરેલું પાણી નાપાક લેખાશે નહીં,તે પાણીથી વુઝૂ–ગુસલ કરી શકાય,આદીવાસીથી કબર ખોદાવી શકાય ભલેને તે નશા માં હોય. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામી : ૧/૩૮૧)*

## સ્ત્રીના યોનીમાર્ગમાંથી ચિકણો પદાર્થ નીકળે તો ?

**સવાલ(૧૨૦–૫૨):–** મેરી બીવીકો ભી પેશાબકી જગાસે હર વકત સફેદ ચીકના પાની જેસા બેહતા રેહતા હે,ઉસ્કે લીયે નમાઝકે વકત કપડે બદલને પડે યા નહી ?

**જવાબ(૧૨૦–૫૨):–** સ્ત્રીની શર્મગાહથી નીકળતો ચીકણો પ્રવાહી નાપાક છે,(વુઝૂ તુટી જશે,કપડું અને શરીરની તે જગ્યા) ધોવું જરૂરી છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ ૧/૩૦૫. હિદાયાઃ ૧/૨૨)*

 **પ્રકરણ – (3)** 

## : નમાઝ :

# મકરૂહ વખતો

## સુબ્હે સાદિક પછી નફિલ પઢવી.

**સવાલ(૧૨૧–૧):–** ફજર અને અસરની નમાઝોનાં વખતોમાં નફિલ નમાઝ મકરૂહ છે, તો ફજર અને અસરની નમાઝોના ફર્ઝ પઢતા પહેલાં પણ મકરૂહ છે કે નહિં ?

**જવાબ(૧૨૧–૧):–** સુબ્હે સાદિકથી સુર્યોદય સુધી ફજરની સુન્નત સિવાય નફિલ નમાઝ પઢવી મના–નાજાઈઝ છે. અને અસરના ફર્ઝ બાદ સુર્યાસ્ત સુધી મકરૂહ છે. અસરના ફર્ઝ અગાઉ મકરૂહ નથી,જેટલી નફિલ પઢવા ચાહો પઢી શકો છો,ભલેને અસરનો ટાઈમ થઈ ગયો હોય ! એટલા જ (અર્થાત નફિલ પઢવા) માટે અસરની તાખીર–વિલંબ મુસ્તહબ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ ૨/૩૭ તથા ૩૮. હિદાયાઃ ૧/૮૫ તથા ૮૬)*

## ફજરની જમાઅત પહેલાં તહિય્યતુલ મસ્જિદ.

**સવાલ(૧૨૨–૨):–** ફજરની નમાઝની જમાઅત પહેલાં તહિય્યતુલ મસ્જિદ અથવા તહિય્યતુલ વુઝૂની બે રકાત પઢવાની વધારે પડતા લોકોની આદત છે,તો શું સુન્નત પહેલાં એવી કોઈ નફિલ નમાઝ છે ?તહિય્યતુલ મસ્જિદ અને તહિય્યતુલ વુઝૂ એક નફિલ છે કે અલગ ?

**જવાબ(૧૨૨–૨):–** સુબ્હે સાદિક પછી સુર્ય નીકળતાં સુધી સુન્નતે મોઅકકદહ વગર કોઈ નફિલ જાઈઝ નથી,અને એ બન્ને અલગ અલગ નફિલ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ૨/૩૭. હિદાયાઃ ૧/૮૫)*

## ઝવાલના સમયે નફિલ પઢવી.

**સવાલ(૧૨૩–૩):–** ઝવાલના સમય દર્મિયાન નફિલ નમાઝ,દુરૂદશરીફ અથવા કુર્આન શરીફની તિલાવત જાઈઝ છે કે નહિં ?

**જવાબ(૧૨૩–૩):–** સુર્ય માથે આવે તે વખતે કોઈ પણ નમાઝ ફર્ઝ કે નફિલ,અદા હોય કે કઝા,જનાઝહની નમાઝ અને સિજદએ તિલાવત મના છે, ઝિક્ર તસ્બીહ, દરૂદ શરીફ કુર્આન શરીફની તિલાવત વિગેરે જાઈઝ છે. વિના વાંધે કરી શકાય. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે.

*(શામીઃ ૨/૩૧. હિદાયાઃ ૧/૮૪ તથા ૮૫)*

## સુબ્હે સાદિકથી લઈ સુર્યોદય વચ્ચે નફિલ પઢવી.

**સવાલ(૧૨૪–૪):–** સુબ્હે સાદિક બાદ ફજરની અઝાન પછી બે રકાત સુન્નત ન પઢતાં નફિલ પઢવાનો શોખ હોય તો થોડી ઘણી નફિલ નમાઝ પઢી, બાદમાં ફજરની બે રકાત સુન્નત નમાઝ પઢે તો ચાલે કે નહિં ?

**જવાબ(૧૨૪–૪):–** સુબ્હે સાદિકથી લઈ સુર્યોદય સુધી ફજરની સુન્નત સિવાય બીજા નફિલ પઢવાની મનાઈ છે,તહજજુદ પણ બંધ કરી દેવાનો હુકમ છે,કઝા પઢી શકાય,તેમજ અસરની ફર્ઝ નમાઝ બાદ સુર્યાસ્ત સુધી નફિલ પઢવાની મનાઈ છે. કફત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામીઃ ૨/૩૭. હિદાયાઃ ૧/૮૫)*

## નફિલ નમાઝ મકરૂહ છે.

**સવાલ(૧૨૫–૫):–** ફજરની અઝાનથી જમાઅત સુધી બે રકાત સુન્નત સિવાય બીજી નફિલ નમાઝ તે ટાઈમ દર્મિયાન પઢી શકાય કે નહિં ?

**જવાબ(૧૨૫–૫):–** સુબ્હે સાદિકથી સુર્યોદય દર્મિયાન ફજરની બે રકાત સુન્નતે મોઅકકદહ સિવાય બીજી નફિલ નમાઝ પઢવાની મનાઈ છે,કઝા તથા જનાઝા ની નમાઝ પઢી શકાય,તથા સિજદએ તિલાવત અદા કરી શકાય. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે. *(શામીઃ ૨/૩૭. હિદાયાઃ ૧/૮૬)*

# નમાઝની મકરૂહ બાબતો

## કુર્આનની તર્તીબના વિરૂધ્ધ પઢવું.

**સવાલ(૧૨૬–૬):–** નમાઝમાં પહેલી રકાતમાં સૂરએ નસ્ર પઢવી અને બીજી રકાતમાં એક સૂરત છોડી સૂરએ ઈખ્લાસ પઢવી કેમ છે ? પહેલી રકાતમાં સત્તાવીસમાં સીપારામાંથી પઢવું અને બીજી રકાતમાં તર્તીબના વિરૂધ્ધ ચોવીસમાં સીપારામાંથી પઢે તો કેમ છે ?

**જવાબ(૧૨૬–૬):–** ઉપરોકત પુછેલી બન્ને રીતો (વચમાં નાની સૂરત છોડવી તથા તર્તીબના વિરૂધ્ધ પઢવું) મકરૂહ છે,પરંતુ એમા નમાઝ ફરીથી

પઢવી જરૂરી નથી, ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(ફતાવા કાઝીખાન :૧/૭૮)*

## નમાઝમાં અર્ધી બાંયનું શર્ટ પહેરવું.

**સવાલ(૧૨૭–૭):–** અર્ધી બાંયનું ખમીશ જેથી કોણી ખુલ્લી રહે,પહેરી નમાઝ પઢે તો નમાઝ દુરૂસ્ત થશે કે નહિં ?

**જવાબ(૧૨૭–૭):–** નમાઝ મકરૂહ થશે,કરાહત સહિત નમાઝ દુરૂસ્ત લેખાશે, લોટાવવાની જરૂરત નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(મરાકિયુલ ફલાહ: પેજ–૭૯)*

## બીજી રકાતમાં લાંબી કિરાઅત કરવી.

**સવાલ(૧૨૮–૮):–** મારા એક મીત્રએ પહેલી રકાતમાં નાની સૂરત પઢી,બીજી રકાતમાં મોટી સૂરત પઢી,તો તે શું યોગ્ય છે ?

**જવાબ(૧૨૮–૮):–** યોગ્ય નથી,મકરૂહ છે,બીજી રકાતમાં પહેલી રકાત કરતાં લાંબી (ત્રણ આયત કે એથી વધુ) કિરાઅત મકરૂહ છે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે. *(શામી: ૨/૨૬૩)*

# અઝાન અને નમાઝનો વખત

## મગરિબની નમાઝનો સમય.

**સવાલ(૧૨૯–૯):–** અમારી કંપનીનો ડયુટી–ટાઈમ સાંજે પાંચ વાગે પુરો થાય છે,મગરિબ ૫–૧૫ કે ૫–૧૦ ના થાય છે; બસ,પાંચમાં પાંચ કમે ઉપડી જાય છે, હવે મગરિબની નમાઝ અમારા કેમ્પમાં પહોંચી પઢીએ તો ઘણું જ અંધારૂ થઈ જાય છે,અને દિવસ બિલકુલ ખતમ થઈ જાય છે,હવે બસમાં નમાઝ પઢવામાં આવે તો રસ્તો ઘણો જ વાંકો ચુંકો છે,બસ થોડીવાર એક દિશામાં તો થોડીવારમાં બીજી દિશામાં ફરી જાય છે. અને કિબ્લો બદલાતો રહે છે,તો બસમાં નમાઝ પઢવી કે કેમ ? જો કેમ્પમાં આવી નમાઝ પઢીએ તો કઝા થઈ જાય છે,તો એ સુરતમાં શું કરવું ? જો કામની જગ્યાએ મગરિબ પઢીએ તો કંપનીની બસ ચાલી જાય છે,અને રસ્તો ૪૦ મિનિટનો છે.

**જવાબ(૧૨૯–૯):–** મગરિબની નમાઝનો ટાઈમ હઝરત ઈમામ અબૂહનીફા (રહ.) ના કથન મુજબ લાંબો (એટલે સુર્યાસ્ત પછી લાલી પછી સફેદી અસ્ત થતાં સુધી) રહે છે, જો કેમ્પ પહોંચીને મગરિબ અદા કરી શકતા હોય તો બેહતર એજ છે કે કેમ્પમાં ઈત્મિનાનથી નમાઝ પઢો,નહિંતર બસમાં પઢી લેવામાં આવે,જેમ કિબ્લો ફરે તેમ ફરીને પઢે,ભુલચુક અલ્લાહ માફ કરશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(ઈમદાદુલ ફતાવા: ૧/૯૯ તથા ૧૦૦)*

## અસર અને મગરિબમાં અંતર.

**સવાલ(૧૩૦–૧૦):–** હાલમાં આપ સાહેબને ત્યાં અસરની અઝાન કેટલા વાગ્યે થાય છે ? અસર અને મગરિબમાં કેટલા કલાકનું અંતર હોવું જોઈએ ?

**જવાબ(૧૩૦–૧૦):–** હનફી સરણીમાં અસરની નમાઝમાં તાખીર (વિલંબ) મુસ્તહબ છે,અને સુર્ય ફિકકો તથા પીળો પડે ત્યાં સુધી તાખીર મકરૂહે તહરીમી છે. જેથી આલિમોએ લખ્યું છે કે સુર્યાસ્ત અગાઉ દોઢ કલાક અસરની નમાઝ પઢી લેવી જોઈએ,એટલે અસર મગરિબનું અંતર દોઢ કલાક હોવું જોઈએ,આઠ દસ મિનિટ ઓછું વધતું થાય તેમાં વાંધો નથી,આજે હમારે ત્યાં ૪–૪૫ અસરની અઝાન થાય છે,અને પાંચ વાગે જમાઅત ઉભી થાય છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(ઈમદાદુલ ફતાવા: ૧/૯૮)*

## દાએમી તકવીમ પ્રમાણે ફજરની નમાઝ.

**સવાલ(૧૩૧–૧૧):–** અત્યારે દરેક મસ્જિદોમાં જે દાએમી મુહમ્મદી તકવીમ રાખવામાં આવે છે,એના અંદર સુબ્હે સાદિક,ઝવાલે આફતાબ,અસરે હનફી, ગુરૂબે આફતાબ, અને ઈશાએ હનફીના ટાઈમો બતાવ્યા છે,તો ઉપર જણાવેલા દાએમી મુહમ્મદી તકવીમના જણાવેલ ટાઈમ મુજબ કેટલી મિનિટ પછી અઝાન આપવી જોઈએ,અને તુલૂએ આફતાબના જણાવેલ ટાઈમ દાખલા તરીકે ૬ કલાક ૨૨ મિનિટ છે,તો એ હિસાબે કેટલી મિનિટ પહેલા ફજરની જમાઅત કરવી જોઈએ ?

**જવાબ(૧૩૧–૧૧):–** ઉકત તકવીમમાં હનફી સરણી મુજબ નમાઝોના ટાઈમનો આરંભ સુચવવામાં આવ્યો છે,એટલે એથી પહેલાં અઝાન દેવી નહિં, અઝાન દુરૂસ્ત લેખાશે નહિં,એનો મતલબ આ નથી કે ટાઈમ થતાં જ

અઝાન પઢવી જરૂરી છે, હનફી મઝહબમાં મગરિબ સિવાય નમાઝોમાં તા'ખીર (વિલંબ) મુસ્તહબ છે. જમાઅતના ટાઈમ અગાઉ પંદર વીસ મિનિટ પહેલાં અઝાન આપે,સુર્યોદય પહેલાં અર્ધો કલાક ફજરની જમાઅત કરવી જોઈએ કે કદાચ ફાસિદ થાય તો લોટાવી શકાય. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(આલમગીરી : ૧/૫૩ )*

## અઝાન,નમાઝમાં લાઉડ સ્પીકર.

**સવાલ(૧૩૨–૧૨):–** હમારા ગામમાં અઝાનના માટે લાઉડસ્પીકર (માઈક) નો ઉપયોગ થાય છે,પરંતુ માઈકનો ઉપયોગ પાંચો નમાઝો, જુમ્આ ની નમાઝ,ઈદોની નમાઝ,અને ખુત્બા માટે કરવો જાઈઝ છે કે નહિં ? ઈમામ સાહબનો અવાઝ દરેક નમાઝ અને ખુત્બા વખતે મુસલ્લીઓને પહોંચી રહે છે, પાછળ બીજા મુકબ્બિર રાખવાની જરૂર પડતી નથી,એવી હાલતમાં માઈકનો ઉપયોગ કરવું કેમ છે ?

**જવાબ(૧૩૨–૧૨):–** જયારે કિરાઅત અને ખુત્બાનો અવાઝ સર્વે શ્રોતાજનો સુધી પહોંચી જાય છે તો લાઉડસ્પીકરનો ઉપયોગ સર્વાનુમતે જાઈઝ નથી.એમાં કોઈનો મતફેર નથી,આપણાં પુર્વજોની સંપુર્ણ તાબેદારી એમાં જ છે કે નમાઝ જેવી મહત્વ ઈબાદત સારી રીતે અદા કરવામાં આવે,એ છોડી કિતાબીયોનો તરીકો ઈખ્તિયાર કરવો યોગ્ય નથી,વળી એનાથી ખુશૂઅ– આજિઝી જે નમાઝની રૂહ છે તેમાં ખલલ આવે છે,એ અનુલક્ષીને કિરાઅત વધુ જોરથી પઢવાની મનાઈ આવેલ છે,મધ્યમ અવાઝે પઢવાનો હુકમ આપ્યો છે. કુર્આન શરીફમાં છે " *વલા તજહર બિ સલાતિક વલા તુખાફિત બિહા વબ્તગે બય્ન જાલિક સબીલા."*

હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિષ દેહેલ્વી(રહ.) ફરમાવે છે કે ઈબાદતોમાં તહરીફે દીન (ધર્મ બગાડવો) ની બીમારીમાં કિતાબી આબિદો સંડોવાયા હતા. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(હુજજતુલ્લાહિલ બાલિગહ:૧/૨૨૯)*

## જુમ્આની અઝાનનો સમય.

**સવાલ(૧૩૩–૧૩):–** હમારે ત્યાં જુમ્આની અઝાન ઝવાલ પહેલાં થાય

છે,હમારે ત્યાંના મોલવી સાહેબ કહે છે કે એમાં વાંધો નથી,તેમજ બીજા અમુક માણસો પણ એમ જ કહે છે,તો ખરો વખત શું છે ? તે જણાવશો.

**જવાબ(૧૩૩-૧૩):-** જુમ્આની અઝાન ઝવાલ બાદ પઢવી જોઈએ, ઝવાલ થી ટાઈમ શરૂ થાય છે.અઝાનનો હેતુ ટાઈમનું એલાન (જાણ કરવું) છે,જેથી ઝવાલ અગાઉ દુરૂસ્ત નથી,ઝવાલ બાદ ફરીથી અઝાન પઢવી પડશે,નહિંતર નમાઝ,અઝાન વિનાની થશે. મોલ્વી સાહેબ તથા અમુક લોકોનું કહેવું ખરૂ નથી,જુમ્આની અઝાનનો પણ એજ હુકમ છે,ટાઈમ થવા બાદ દેવામાં આવે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*( શામીઃ ૩/૧૮. હિદાયાઃ૧/૧૬૮)*

## અઝાનના શબ્દો વિષે.

**સવાલ(૧૩૪-૧૪):-** અઝાનમાં મુહમ્મદનના દાલ ને રસૂલુલ્લાહના " રા" ના સાથે મેળવવું કે નહિં ?

**જવાબ(૧૩૪-૧૪):-** મુહમ્મદનના દાલ ને "રા" ના સાથે મેળવીને પઢવું જોઈએ,કારણ કે "રા" ના ઉપર તશદીદ આવે છ. એજ ખુદાપાક વધુ જાણનાર છે.

## સમય પહેલાં અઝાન આપવી.

**સવાલ(૧૩૫-૧૫):-** મેં ભૂલથી અસરની અઝાન ૪-૪૫ વાગ્યે આપી દીધી, હવે અસરની અઝાનનો ખરો ટાઈમ હાલમાં ૫-૩૦ (સાડા પાંચ) છે, તો એ અઝાન સહીહ લેખાશે કે નહિં ? ફરી પાછી અઝાન આપવી જરૂરી છે ? નમાઝ સહીહ થશે કે નહિં ?

**જવાબ(૧૩૫-૧૫):-** અઝાન નમાઝના ટાઈમનું એ'લાન છે,જેથી વખત શરૂ થયા બાદ દેવામાં આવે,તે પહેલાં દુરૂસ્ત નથી,ફરીથી દોહરાવવી પડશે, આજ કાલ ૪-૪૫ વાગે અસરનો ટાઈમ થતો નથી,જેથી એ અઝાન માન્ય નથી,ફરી દેવી જોઈએ,નહીં તો નમાઝ અઝાન વિનાની થશે.પરંતુ નમાઝ ફાસિદ થશે નહિં કે જેથી નમાઝ લોટાવવી પડે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ ૨/૫૦. હિદાયાઃ ૧/૯૧.)*

## ઈજતિમાના કારણે નમાઝનો ટાઈમ બદલવો.

**સવાલ(૧૩૬–૧૬):–** એક મસ્જિદમાં ઈજતેમાં રાખવામાં આવ્યો છે, ઈજતિમાનો ટાઈમ મગરિબની નમાઝ બાદથી ઈશાંની નમાઝ સુધી રાખવામાં આવ્યો છે, ઈજતિમાના લઈને ઈશાંનો ટાઈમ ૮–૧૫ ને બદલે ૯–૧૫ નો રાખ્યો છે,આ ટાઈમ રાખવાથી ઘણાં નમાઝીઓ નારાજ છે,આવી રીતે દર અઠવાડીયે થયા કરે છે, નમાઝનો ટાઈમ ઘટાડવો કે વધારવો યોગ્ય છે ?

**જવાબ(૧૩૬–૧૬):–** નમાઝોના જે ટાઈમ નકકી કરવામાં આવ્યા હોય તે જ ટાઈમસર નમાઝની જમાઅત કરવી યોગ્ય છે,જો બધા નમાઝીઓ ઈજતિમાઅ ના કારણે ટાઈમ ફેરફાર કરવા ઉપર રાજી હોય તો વાંધો નથી, નહિંતર નકકી કરેલ ટાઈમ પર નમાઝ ન થવાથી નમાઝીઓમાં નારાઝી ઉત્પન્ન થવા તેમજ જમાઅત ઓછી થવાનો સંભવ રહેશે,નમાઝ તેના વખત પર થાય અને ફરી પાછા ઈજતિમા કરી શકે છે, એમાં જમાઅત તુટવાનો અંદેશો રહેશે નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયા: ૧/૮૩)*

## મગરિબનો સમય સુર્યાસ્ત પછી.

**સવાલ(૧૩૭–૧૭):–** ગુરૂબે આફતાબ પછી મગરિબનો ટાઈમ કેટલો રહે છે ? હાલમાં સાત વાગે ગુરૂબ થાય છે,તો ત્યારબાદ કેટલા વાગ્યા સુધી પઢી શકાય ? અને કેટલા વાગે કઝા થઈ જાય ?

**જવાબ(૧૩૭–૧૭):–** ચાલુ એપ્રીલ માસમાં મગરિબ ઈશાં વચ્ચેનું અંતર ૧–૧૩ છે,એના અંદર પઢવાથી અદા લેખાશે,ત્યારબાદ કઝા થશે,પરંતુ ઈમામ સાહબના બન્નેવ શાગિર્દો અને ઈમામ શાફેઈ (રહ.) ના મઝહબ પ્રમાણે મગરિબનો ટાઈમ તંગ (ઓછો) છે. જેથી વહેલી તકે પઢી લેવી જોઈએ કે કોઈના પણ કથન મુજબ કઝા લેખાય નહિં. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી: ૨/૧૭)*

## સત્તાવીસમી રમઝાને સાત અઝાન.

**સવાલ(૧૩૮–૧૮):–** રમઝાન મુબારકની સત્તાવીસમી રાત્રે સાત વાર અઝાન દેવી જાઈઝ છે ?

**જવાબ(૧૩૮–૧૮):–** રમઝાન મુબારકની સત્તાવીસમી રાત્રે સાત વાર

અઝાન પઢવી બિદઅત્ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(ઈમ્દાદુલ ફતાવા: ૧/૧૦૭)*

## અઝાનનું સ્વપ્નું જોનાર સહાબી.

**સવાલ(૧૩૯–૧૯):–** કયા સહાબીને અઝાનનો ખ્વાબ આવ્યો હતો ?અને કયા સહાબીએ હુઝૂર (સ.અ.વ.) ને અઝાન પહેલાં સંભળાવી ?

**જવાબ(૧૩૯–૧૯):–** અઝાનનું સ્વપ્નું જોનાર સહાબી,હઝરત અબ્દુલ્લાહ બિન ઝૈદ (રદિ.) છે. (રિવાયતમાં છે કે) ખ્વાબમાં પોતાના હાથમાં નાકૂસ લઈ પસાર થયા,મેં ખરીદવા વિનંતી કરી તો તેમણે પુછયું કે શા કામ માટે ખરીદો છો ? મેં કહયું કે લોકોને નમાઝ માટે બોલાવીશું, તેમણે કહયું એનાથી બેહતર વસ્તુ તમને ન બતાવું ! ? મેં કહયું જરૂર બતાવો,પછી તેમણે અઝાનના વાકયો શીખવ્યા,સવારે ઉઠીને ઉકત ખ્વાબ હુઝૂર (સલ.) ને સંભળાવ્યો,આપ (સલ.) એ ફરમાવ્યું *“એ સાચોજ ખ્વાબ છે, ઈન્શાઅલ્લાહ, હઝરત બિલાલ (રદિ.) સાથે ઉભા રહો અને તમે ખ્વાબમાં જે શબ્દો સાંભળ્યાં છે તે (હઝરત) બિલાલ (રદિ.)ને શીખવાડો તેઓ અઝાન કહેશે કારણ કે તમારાથી તેઓનો અવાજ ભારે છે.* *(અબુ દાઉદ શરીફ: પેજ–૭૧ તથા ૭૨)*

# નમાઝના ફર્ઝો,વાજિબો,સુન્નતો વિગેરે

## તકબીરે તહરીમાં સિવાયની તકબીરો સુન્નત છે.

**સવાલ(૧૪૦–૨૦):–** જમાતથી નમાઝ પઢતા હોય અને ઈમામ સા.જયારે અલ્લાહુ અકબર કહી રૂકૂઅ અથવા સિજદામાં જાય ત્યારે મુકતદીએ પણ તકબીર દિલમાં બોલવી જોઈએ કે નહિં ? એક હાફેઝ સા. નું કહેવુ છે કે મુકતદીએ દિલમાં પણ ઈમામ પાછળ તકબીર બોલવી નહિં જોઈએ,તો એ વિષે શું હુકમ છે ?

**જવાબ(૧૪૦–૨૦):–** તકબીરે તહરીમાં સિવાય રૂકૂઅ–સિજદહ વિગેરેની તકબીરો સુન્નત છે.વાજિબ નથી,મુકતદી દિલમાં કહે જેથી સુન્નતનો સવાબ મળે,કહેવી જ જોઈએ એમ જરૂરી માનવું ખોટું છે,ના કહેવાથી એ સુન્નતનો સવાબ ઓછો મળશે. હાફેઝ સા.નું મંતવ્ય ખોટુ છે,દિલમાં કહેવામાં કાંઈ

વાંધો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(આલમગીરી:૧/૬૮)*

## નમાઝમાં નિય્યત કરવી.

**સવાલ(૧૪૧–૨૧):–** નમાઝ માટે નિય્યત કરવું કેવું છે? વાજિબ છે કે ફર્ઝ?

**જવાબ(૧૪૧–૨૧):–** નિય્યત નમાઝની શર્તો પૈકી એક શર્ત છે. વિના નિય્યતે નમાઝ દુરૂસ્ત થશે નહિં, જેમકે હદીષશરીફમાં છે '' ઈન્નમલ આમાલો બિન્નિય્યાત '' અર્થાત બેશક અઅમાલ નિય્યતથી છે, નિય્યત અસલમાં દિલમાં નિર્ણય કરવાનું નામ છે. ઝબાનથી કરવી જરૂરી નથી, ફર્ઝ તથા વાજિબ નમાઝ માટે નિય્યત નકકી કરવી જેમકે ઝોહરના ફર્ઝ અથવા વિતર વાજિબ પઢું છું બીજી નમાઝો માટે મુતલક નિય્યત કાફી છે. ફકત અલ્લાહતઆલા વધુ જાણનાર છે. *(હિદાયા : ૧/૯૬, શામી :૨/૭૨)*

# ઈમામ તથા ઈમામતના મસાઈલ

## ઈમામને લુકમો આપવાની રીત.

**સવાલ(૧૪૨–૨૨):–** ઈમામે અસરની નમાઝમાં અવાજથી કિરાઅત પઢવાનું શરૂ કરી દીધું, તેમને લુકમો કેવી રીતે આપવો જાઈએ ?

**જવાબ(૧૪૨–૨૨):–** "*સુબ્હાનલ્લાહ*" પઢી લુકમો દેવો જોઈએ,ઈમામ પોતાની ભુલ સમજી લેશે,જો ત્રણ આયતો અથવા એથી વધુ પઢી હશે તો સહવનો સિજદો વાજિબ થશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(મરાકિયુલ ફલાહ: પેજ–૫૬+૫૭ તથા ૧૧૩)*

## તલાક સુધા ઓરત સાથે રેહનારની ઈમામત.

**સવાલ(૧૪૩–૨૩):–** એક માણસે તેની ઓરતને ત્રણ તલાક આપી છુટી કરી,પછી ત્રણ વરસ પછી તે જ ઓરતને પાછી ઘરમાં લાવ્યો,હવે એ માણસ ઈમામત કરાવે છે,તો એની પાછળ નમાઝ થઈ શકે ?

**જવાબ(૧૪૩–૨૩):–** જો ખરેખર બીજીવાર લગ્ન પુરવાર ન થાય તો એવા (નિકાહ વગર રાખનાર) માણસ પાછળ નમાઝ મકરૂહ છે,જો ફરીથી નિકાહ પઢે નહિ તો ઈમામતથી બરતરફ કરવામાં આવે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે. *(ઈમદાદુલફતાવા:૧/૪૦૧)*

## ઈમામ જાફરનાં કુંડા ખાનાર ઈમામ.

**સવાલ(૧૪૪–૨૪):–** અમારે ત્યાં એક ઈમામ સા.માહે રજજબમાં,ઈમામ જાફરના જે કુંડા ભરાય છે,(ખીરપુરી)તે ખાવા ગયા હતા,તો એવા ઈમામ પાછળ નમાઝ જાઈઝ છે કે કેમ ?

**જવાબ(૧૪૪–૨૪):–** પેશઈમામ કુંડાની ખીરપુરી ખાવા ગયા એ ખોટું કર્યુ, એવી બિદઅતોથી પરહેઝ કરવો જોઈએ,નહિંતર તેમની પાછળ નમાઝ મકરૂહ થશે,સાચા દિલથી તૌબા કરવી જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામીઃ ૨/૨૯૯. અઝીઝુલ ફતાવાઃ ૧/૧૯૨. શર્હે વિકાયાઃ ૧/૧૫૨)*

## બિદઅતી ઈમામની ઈમામત.

**સવાલ(૧૪૫–૨૫):–** મતભેદની બિના પર મસ્જિદમાં ૫ થી ૬ માણસો અલગ જમાઅત કરી નમાઝ પઢે છે. તેઓ કહે છે કે ઈમામ સાહબના અકાઈદ હક નથી, સારા નથી, તો શું મતભેદના કારણે અલગ જમાઅત કરી શકે? શું મુતવલ્લી તે ઈમામસાહેબને રજા આપી શકે છે? કયા પ્રકારના ઈમામ પ્રત્યેના વાંધાથી  યા મતભેદથી અલગ જમાઅત કરી શકે?

**જવાબ(૧૪૫–૨૫):–** ખરેખર બિદઅતી ઈમામ (જેના અકાઈદ એહલે સુન્નત વલ જમાઅત વિરૂધ્ધ હોય) પાછળ નમાઝ મકરૂહેતહરીમી છે જો તેના અકાઈદ કુફ્રની હદે પહોંચી ગયા હોય તો નમાઝ દુરૂસ્ત થશે જ નહીં, જેથી મુતવલ્લી તથા ટ્રસ્ટીઓની ફરજ છે કે એવા બિદઅતીને ઈમામ બનાવે નહિં, જો અંજાણમાં બનાવી દીધા હોય તો જાણ્યા બાદ વહેલી તકે બરતરફ (પદ ભ્રષ્ટ) કરવા જોઈએ, કારણકે ઈમામતનો મનસબ ઈઝઝતનો છે બિદઅતી તા'ઝીમને લાયક નથી બલ્કે અપમાનપાત્ર છે જો મુતવલ્લી એવા બિદઅતી ઈમામની હિમાયત કરશે અને ઈમામતથી છુટા કરશે નહિં તો બધો વબાલ મુતવલ્લીના સીરે પડશે, મુકતદીઓ (નમાઝીઓ) નજીકની મસ્જિદમાં નમાઝ પઢવા ચાલ્યા જાય, તે જ મસ્જિદમાં બીજી જમાઅત કરે નહિં, મજબૂરમાં બિદઅતી પાછળ નમાઝ મકરૂહ નથી. ફકત અલ્લાહ વધુ જાણનાર છે.

*(મરાકિયુલ ફલાહ:પેજ:૭૦  શામી:૨/૨૯૮)*

## ગેરમુકલ્લિદની ઈમામત વિષે.

**સવાલ(૧૪૬–૨૬):–** એહલે હદીષ–ગેરમુકલ્લિદ પાછળ નમાઝ પઢવી કેવી છે ?

**જવાબ(૧૪૬–૨૬):–** એહલે હદીષ(ગેરમુકલ્લિદીન)પાછળ નમાઝ દુરૂસ્ત છે,પરંતુ જે મુકલ્લિદીનની સરણીનો ખ્યાલ રાખતો ન હોય અથવા મુકલ્લિદોને મુશરિક,બિદઅતી માનતો હોય તેની પાછળ નમાઝ મકરૂહ છે.મુજતહિદ ઈમામોને ખાસ કરીને ઈમામ અબૂહનીફા (રહ.) ને સખત વખોડે છે,અમુક તો તકલીદને શિર્ક,બિદઅત કહે છે,હાલાં કે આ અહિનતાના યુગમાં ગુમરાહી થી બચવા તકલીદે શખ્સી (એક ઈમામની તકલીદ) જરૂરી છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(કિફાયતુલ મુફતીઃ ૩/૮૧)*

## નાબાલિગ (અયુવાન) ની ઈમામત.

**સવાલ(૧૪૭–૨૭):–** એક છોકરાનો જન્મ ૧૯૫૯ માં થયો હતો તે આ વરસે ૧૯૭૩ માં તરાવીહ પઢાવી શકે કે કેમ ?

**જવાબ(૧૪૭–૨૭):–** નાબાલિગ (અયુવાન) છોકરો તરાવીહમાં પણ ઈમામ થઈ શકતો નથી,જો એ છોકરામાં બુલૂગ–યુવાનીની નિશાનીઓમાંથી (જેમકે, સ્વપ્નદોષ,ગર્ભ ઠેરાવવાની શકિત એટલે વિર્ય નીકળવું) કોઈ નિશાની દેખાય તો બાલિગ લેખાશે, નહિંતર પુરા પંદર અંકે પંદર વર્ષ (ચંદ્રના હિસાબે ) થશે ત્યારે બાલિગ થશે,એ અગાઉ ઈમામત દુરૂસ્ત નથી. ફકત ખુદા પાક વધુ જાણનાર છે. *(શામીઃ ૨/૨૮૪. હિદાયાઃ ૧/૧૨૩ તથા ૧૨૪ )*

## વિશેષ ગેરહાજરી કરનાર ઈમામ.

**સવાલ(૧૪૮–૨૮):–** એક મસ્જિદના ઈમામ સા. મહીનામાં પંદર દિવસ ગામમાં રોકાય છે,તેમને ટ્રસ્ટીઓ અને નમાઝીઓએ દર મહીને રોકાવવાની (ગેરહાજર રહેવાની) ના પાડી હતી,છતાં ઈમામ સા. ટ્રસ્ટીઓને જવાબ આપે છે કે શું મારા જવાથી તમારૂ કામ અટકી રહે છે? એ જવાબના કારણે ઈમામ સા.ને ટ્રસ્ટીઓએ છુટા કર્યા હતા,અને બીજા ઈમામ સા.ની નિમણુંક કરી હતી,આમ છતાં જુના ઈમામ સા.પોતાની જીદથી જબરિયાત નમાઝ પઢાવે

છે,એ ઈમામ સા.ની પાછળ નમાઝ પઢવી કે નહિં ? એ વિષે શરીયતની રૂએ શું હુકમ છે ?

**જવાબ(૧૪૮-૨૮):-** જુના ઈમામ સા. દર્શાવેલ ગુનાહ (વિશેષ ગેરહાજરી) ના કારણે છુટા કરવાને પાત્ર છે,ઈમામની પાબંદી અતિશય જરૂરી છે. ટ્રસ્ટીઓની રજા વગર ચાલ્યા જવું જાઈઝ નથી, ટ્રસ્ટીઓને ઉપરોકત કુસૂર–ગુનાહના કારણે ઈમામને છુટા કરવાનો અધિકાર છે.અને ઈચ્છે તેની નિમણુંક કરી શકે છે,પછી ઈમામે પોતાની જાતે ઈઝઝતથી હટી જવું જોઈએ,નહિંતર અપમાનપાત્ર ઠરશે,સમજાવ્યા છતાં મુસલ્લો ન છોડે તો નોટીસ દ્રારા તેમને જાણ કરવામાં આવે,કે પગાર મળશે નહીં, બાકી એમની પાછળ પઢેલી નમાઝોમાં કાંઈ ઉણપ આવશે નહિં,નમાઝો દુરૂસ્ત લેખાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(આલમગીરી:૧/૮૩)*

## નમાઝમાં ઈમામનું વુઝૂ તુટી જાય તો ?

**સવાલ(૧૪૯-૨૯):-** નમાઝ પઢાવતાં પઢાવતાં કોઈ કારણસર ઈમામ સા.નું વુઝૂ તુટી જાય તો શી વીધી કરવી ?

**જવાબ(૧૪૯-૨૯):-** બીજા ઈમામને નાયબ બનાવી વુઝૂ કરવા જાય,અને નાયબ નમાઝ પુરી કરાવે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(હિદાયા: ૧/૧૨૮)*

## દાઢી કપાવનાર ઈમામ સા.

**સવાલ(૧૫૦-૩૦):-** હમારા ગામના મુદર્રિસની દાઢી ત્રણ આંગણ જેટલી છે,તો તેમની પાછળ નમાઝ થશે કે નહિં ? દાઢી કેટલી હોવી જોઈએ ?

**જવાબ(૧૫૦-૩૦):-** દાઢી એક મુઠ રાખવી વાજિબ છે,એથી વધુ કપાવી શકાય,મુઠથી ઓછી દાઢીવાળો ફાસિક લેખાશે,અને ફાસિકની ઈમામત મકરૂહ છે,જો તૌબા કરીને મુઠ બરાબર દાઢી રાખે નહિં તો ઈમામતથી છુટા કરવામાં આવે,ફાસિક ઈમામતના પાત્ર નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(ઈમદાદુલ ફતાવા:૧/૩૭૯)*

## સાફા (પઘડી) વિના ઈમામત કરવી.

**સવાલ(૧૫૧-૩૧):-** એક માણસ એમ કહે છે કે ઈમામ સાહબે અમામા એટલે પાઘડી(સાફા) બાંધી નમાઝ પઢાવવી જોઈએ,તો એ વિષે શું હુકમ છે ?

**જવાબ(૧૫૧-૩૧):-** ફૈંટો બાંધવો બેશક અફઝલ છે,પરંતુ ન બાંધવાથી નમાઝમાં કાંઈ ઉણપ કે કરાહિય્યત આવતી નથી,ફૈંટા વિના નમાઝ તદ્દન સહીહ અદા થઈ જાય છે. મૌલાના અ.હૈય લખનવી (રહ.)પણ એવી જ રીતે લખે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(મિશકાતઃ ૭૩. ફતાવા દારૂલ ઉલૂમઃ ૨/૨૦૮)*

## મુસલ્લીઓની નારાજગી,ઈમામને છુટા કરવા.

**સવાલ(૧૫૨-૩૨):-** આજથી એક વરસ ઉપર બોલ્ટન(ઈંગ્લેન્ડ)ખાતે એક મસ્જિદની કમીટીએ ઈમામ મૌ.અ.રશીદ (સાહબ)ને એ કારણે છુટા કરવાની નોટીસ આપી હતી કે એમની કિરાઅત બરાબર નથી,ગલતીયો થાય છે. તરાવીહમાં બેશુમાર ગલતીયો થતી હતી,તેમજ એમની નમાઝો ફાસિદ થાય છે,નમાઝો ફાસિદ થવાનો ઈલઝામ બેબુનિયાદ હતો,એટલે હમોએ કમીટીના સભ્યો સાથે વાદ-વિવાદ કરી નમાઝો ફાસિદ થતી હોવાનું સાબિત કરી આપવા ચેલેંજ આપ્યું,કમીટી ફકત બે ચાર કે દસ માણસોની ફરિયાદ ઉપર ઈમામ સા.ને નોકરીમાંથી બરતરફ કરવા માંગતા હતા,કમીટીને પોતાની ભૂલોનું ભાન થયું,અને નમાઝ ફાસિદ થતી ન હોવાનું કબૂલ કર્યુ,અને ઈમામ સા.ને ફરી નોકરીમાં ચાલુ રાખ્યા,પણ ઈમામતની જવાબદારી મહદૂદ- મર્યાદિત કરી આપી,તે એવી રીતે કે મુખ્ય ઈમામ સા.ની ગેરહાજરીમાં જ ઈમામત કરવી,તે છતાં કમીટીનું કહેવું છે કે લોકોની શિકાયતો ચાલુ છે,એટલે કમીટીએ એવું નકકી કર્યુ કે કોઈ મુફતી સાહેબને બોલાવીએ જે મજકૂર ઈમામની નમાઝ અને કિરાઅત વિષે ફતવો આપે તેના ઉપરથી ઈમામ સા.માટે વિચાર કરવો,એ રીતે નકકી કરી મૌ. અ.રશીદ (સાહબ)ને ઈમામતમાંથી બિલકુલ હટાવી દીધા,અને ફકત મદ્રસામાં સદર મુદર્રિસ તરીકે ચાલુ રાખ્યા,લંડનના મુફતી અબ્દુલ બારી સા.અત્રે આવ્યા તેમણે મૌ.અ.રશીદ (સાહબ) ને ઈમામતની જવાબદારી ફરીથી સોંપવા ફતવો આપ્યો, અને એમના ફતવાથી ફરી ઈમામતની જવાબદારી સોંપાય જવી જોઈતી હતી પણ કમીટીએ એમ કર્યુ નહિં,પછી કમીટીને મે લેખિત શિકાયત કરી કે મુફતી અ.બારી (સાહબ) ના ફતવા પછી મૌ. અ.રશીદ (સાહબ) ને

કયા કારણસર ઈમામત પાછી સોંપતા નથી ? તેમજ કયા કારણસર એમને ઈમામતમાંથી હટાવવામાં આવ્યા હતા ? વિગેરે,પરંતુ કમીટીએ એનો જવાબ આપ્યો નહિં, ઉપરાંત કમીટીએ પોતાની મિટિંગમાં મૌ.અ.રશીદ (સાહબ)ને બોલાવી કહયું કે લોકોની શિકાયત ઘણી છે,એટલે હમારો ફેંસલો એ છે કે તમે જાતે રાજીનામું આપી દો,કે જેથી તમારી ઈઝઝત સચવાઈ રહે,મૌ. અ.રશીદ સાહેબે કહયું કે હું નિર્દોષ છું અને હું રાજીનામું નહિ આપું,તમને જેમ ઠીક લાગે તેમ કરો, કમીટીએ મૌ. અ.રશીદ સાહેબને છુટા કરવાની નોટિસ આપી દીધી કે તમોને તા.૬/૧૧/ ૭૭ થી છુટા કરવામાં આવે છે,કેમકે તમારા કારણે અવામ સાથે અમને વારંવાર અથડાવવું પડે છે. હવે શરીઅતની રૂએ કમીટી હક પર છે ?

**જવાબ(૧૫૨-૩૨):-** મુકર્રમ જનાબ મૌ.અ.રશીદ (સાહબ) (પેશ ઈમામ બોલ્ટન) વિષે દર્શાવેલ એહવાલ તથા હઝરત મુફતીએ લંડનનો ફતવો ધ્યાનપૂર્વક વાંચ્યો,જવાબમાં માલૂમ થાય કે જો સદરહુ મુફતી સાહબના અભિપ્રાય મુજબ સદરહુ પેશ ઈમામની કિરાઅત ગલત (જેનાથી અર્થ બગડી જાય) ના હોય તો નમાઝ ફાસિદ લેખાશે નહિં, દુરૂસ્ત થશે,જો સદરહુ ઈમામ (સાહબ)નો ઉચ્ચાર સાફ ના હોય, ﴿ث-س-ش-ص﴾ માં બરાબર ફરક થતો ના હોય કે જેથી અર્થ બગડવાનો સંભવ છે,એના લઈ નમાઝ ફાસિદ થવાનો ભય હોવાથી ઈમામતની જવાબદારીથી (મુકતદીયોની નમાઝના ભાર) થી બરતરફ (છુટા)થવું બેહતર છે.પેશઈમામની નમાઝ ફાસિદ થવાથી મુકતદીયોની નમાઝ ફાસિદ થશે,વળી જમાઅતમાં વિખવાદ (અથડામણ) થાય નહિં જેથી રાજીનામું આપી છુટા થઈ જવું જોઈએ,કમીટીને અધિકાર છે, કે પેશ ઈમામ પસંદ ના હોય તો છુટા કરે,ઝુલ્મ લેખાશે નહીં,કારણ કે ઈમામત (ઈજારા) મજુરીનો મામલો છે,ચાહે ત્યાં સુધી રાખે,ઈચ્છે ત્યારે ના પાડે,સારાંશ કે દર્શાવેલ પરિસ્થિતિમાં પેશ ઈમામે ઈઝઝતભેર અલગ થઈ જવું જોઈએ,અને કમીટીને છુટા કરવાનો હક છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(કાઝીખાન:૧/૬૯, ઈમદાદુલ ફતાવા:૧/૪૦૧)*

## <u>ઈમામ સા. ને છુટા કરવા લાયક કૃત્ય.</u>

**સવાલ(૧૫૩-૩૩):-** ગામમાં એક હાફેઝી છે,તે મદ્રસામાં છોકરા અને

છોકરીઓ પઢાવે છે,અને મસ્જિદમાં ઈમામત કરાવે છે,ઈમામ સા.મદ્રસાના એક છોકરા સાથે લોંડાબાઝી ચાલુ કરી છે,આ વાત જમાતના એક મેમ્બરને મળી, ત્યારે તે મેમ્બરે ઈમામ સા.ને ઘણાં જ સમજાવીને કહયુ કે આવું કામ ન કરો, ઈમામ સાહબે કસમ ખાઈને કહયું કે હવે હું તે છોકરા સાથે લોંડાબાઝી કરીશ નહિં, પરંતુ થોડા દિવસ પછી પાછા ઈમામ સાહબે તે છોકરા સાથે લોંડાબાઝી ચાલુ કરી દીધી,તો હવે એવા ઈમામનો એઅતિબાર કરવો કે નહિં ? એવા ઈમામ પાછળ નમાઝ પઢવી જોઈએ કે નહિં ? એવા ઈમામને મદ્રસા માં રાખવા જોઈએ કે નહિં ?

**જવાબ(૧૫૩-૩૩):-** એવા લૂતી (લોંડાબાઝ)ઈમામ પાછળ નમાઝ મકરૂહે તહરીમી છે,જયારે અનેકવાર કસમનો ભંગ કર્યો તો હવે મોતબર નથી, એકાંતમાં સમજાવ્યા છતાં ઉપરોકત કુટેવ ત્યાગી નહિં તો વહેલી તકે ઈમામત અને મદ્રસામાંથી બરતરફ કરવો જોઈએ,એ પોતે ઈઝઝત ગુમાવી રહયા છે, બીજા છોકરાઓને પણ બગાડશે,જો ઈસ્લામી હુકૂમત હોય તો સખત શિક્ષા દેવામાં આવતે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(આલમગીરી:૧/૮૩)*

## ઈમામ પોતાના મસ્લક વિરૂધ્ધ નમાઝીનો ખ્યાલ ન કરે.

**સવાલ(૧૫૪-૩૪):-** હનફી ઈમામ શાફેઈ મુકતદીઓનો ખ્યાલ કરે,જેમકે સૂરએ ફાતિહા પઢવા પછી સૂરએ ફાતિહા પઢવા બરાબર ચુપ રહે,અને શાફેઈ ઈમામ હનફી મુકતદીઓની રિઆયત કરે જેમકે બન્ને હાથો ન ઉઠાવે, તો નમાઝ સહી થશે કે નહિં ? હનફી ઈમામ સૂરએ ફાતિહા પછી સૂરએ ફાતિહા પઢવા બરાબર ચુપચાપ ઉભા રહે,તો શું સિજદએ સહવ વાજિબ થશે કે નહિં ? અને નમાઝ સહી થશે ?

**જવાબ(૧૫૪-૩૪):-** ઈમામ મતબૂઅ અને મુકતદી તાબે હોય છે,માટે ઈમામ મુકતદીઓની રિઆયત કરી પોતાના મસ્લક (તરીકા) વિરૂધ્ધ ન કરે, હનફીની ઈકતિદા શાફેઈ પાછળ અને શાફેઈની ઈકતિદા હનફી પાછળ જાઈઝ છે.જો હનફી ઈમામ શાફીઓનો ખ્યાલ કરી સૂરએ ફાતિહા પઢવા પછી ત્રણ તસ્બીહ પઢવા બરાબર ચુપ રહેશે તો સિજદએ સહવ વાજિબ થશે,નહીં તો નમાઝ લોટાવવી પડશે. અને શાફેઈ ઈમામ બન્ને હાથ ઉઠાવવાના છોડી

દેશે તો નમાઝ સુન્નત વિરૂધ્ધ થશે, સિજદએ સહવ વાજિબ ન થશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી: ૨/૩૦૨ તથા ૩૦૩, હિદાયા:૧/૧૫૭)*

## હનફીઈમામ શાફીઓનો ખ્યાલ કરે .

**સવાલ(૧૫૫–૩૫):–** હમારે ત્યાં યુ.કે.માં હનફીઓની મસ્જિદ છે,હનફી ઈમામ છે, અહિયાં ફજરની નમાંઝમાં ૫૦–૬૦ હનફી મુસલ્લીઓ થાય છે. અને બે–ચાર શાફેઈ મઝહબવાળા મુસલ્લીઓ પણ થાય છે. શાફેઈ મઝહબવાળા મુસલ્લીઓનું કહેવુ છે કે ફજરની નમાઝમાં બીજી રકાતમાં અમોને કુનૂતે નાઝિલહ પઢવા માટે અમારી રિઆયત કરવામાં આવે અને હનફી મઝહબવાળા મુસલ્લીઓનું કહેવુ છે કે શાફેઈ મઝહબવાળા મુસલ્લીઓ (મુકતદીઓ)ની રિઆયત કરવામાં નહિ આવે તો શું બીજી રકાતમાં રૂકુઅમાંથી ઉભા થઈ હનફી ઈમામ, શાફેઈ મઝહબવાળા મુકતદીઓની રિઆયત માટે થોડીવાર ઉભા રહી રિઆયત કરી શકે છે કે કેમ? એમાં હનફી ઈમામ કે મુકતદિઓની નમાઝમાં કંઈ વાંધો આવી શકે કેમ?

**જવાબ(૧૫૫–૩૫):–** હનફી સરણીમાં ફજરની નમાઝમાં કુનૂત (દુઆ) નથી શાફેઈ મઝહબમાં વાજિબ છે, ન પઢવાથી તેમની નમાઝ નાકિસ (અધૂરી) લેખાશે, તેથી શાફેઈ મુકતદિઓની રિઆયત (ખ્યાલ) એટલી કરવામાં આવે કે કુનૂતનો ભાગ (વાજિબ પ્રમાણ) પઢી લે, એટલે ઈત્મિનાનથી કવ્મહ(રૂકુઅ બાદ ઉભા થવું) કરે કે હનફી મુકતદીઓ પુરી તહમીદ (રબ્બના લકલ હમ્દ, હમ્દન કષિરન તૈય્યિબન મુબારકન ફીહ) પઢી શકે, એટલી વારમાં શાફેઈ જલ્દી જલ્દી કુનૂત પઢી લેશે, વધુ ભાગ પઢીને સિજદહમાં શરીક થઈ જાય, હનફી ઈમામ એથી વધુ વિલંબ કરે નહિં કે સિજદહએ સહવ લાગુ પડે, નહિતર હનફીઓની નમાઝ નાકિસ થશે. એજ ખુદાપાક વધુ જાણનાર છે. *(આલમગીરી:૧/૮૭)*

## ઈમામ સાહબ માટે અમામો મુસ્તહબ છે ?

**સવાલ(૧૫૬–૩૬):–** નમાઝમાં ઈમામને અમામો બાંધવો જરૂરી છે ?

**જવાબ(૧૫૬–૩૬):–** પેશ ઈમામ માટે અમામો બાંધવું મુસ્તહબ છે,જરૂરી નથી,વગર અમામે પણ નમાઝ દુરૂસ્ત થશે,નમાઝમાં કોઈ ઉણપ આવશે નહિં,

જયાં અમામો બાંધવાનો જરૂરી કહેતા હોય ત્યાં કદી કદી વગર અમામે નમાઝ પઢાવે,કે લોકોને જાણ થાય કે અમામો બાંધવો વાજિબ નથી, મુસ્તહબ છે, ન બાંધે તો કોઈ વાંધો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(મિશકાત,પેજઃ૭૩. ફતાવા દારૂલ ઉલૂમઃ ૨/૨૦૮,ઈમદાદુલ ફતાવાઃ૧/૩૯ )*

## ઓરત (સ્ત્રી) નું ઈમામ બનવું.

**સવાલ(૧૫૭-૩૭):-** ઓરત ઈમામ બનીને બીજી ઓરતોને તરાવીહ પઢાવી શકે છે યા નહિં ?

**જવાબ(૧૫૭-૩૭):-** ઓરતોનું એકલી જ જમાઅત કરવું મકરૂહે તહરીમી છે,ફર્ઝ –નફિલ સૌનો એક જ હુકમ છે. માટે ઓરત ઈમામ બનીને તરાવીહ પઢાવી શકતી નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામીઃ ૨/૩૦૫. )*

## નફિલ નમાઝ પઢનાર ઈમામ પાછળ ફર્ઝ પઢવી.

**સવાલ(૧૫૮-૩૮):-** એક માણસે ફર્ઝ નમાઝ એકલા પઢી લીધી,બાદમાં બીજા માણસો નમાઝ પઢવા માટે આવ્યા તો હવે મજકૂર માણસે તેઓની નમાઝ માટે ઈમામત કરવી કે નહિં ? અગર તેઓ જમાઅત બનાવી નમાઝ પઢે તો મજકૂર માણસે ફરીવાર નમાઝમાં સાથ દેવો કે નહિં ?

**જવાબ(૧૫૮-૩૮):-** ફર્ઝ નમાઝ એકલા પઢી લીધા બાદ જમાઅત થાય તો ઝોહર અને ઈશામાં નફિલની નિય્યતથી જમાઅતનો સવાબ પ્રાપ્ત કરવા ઈકતિદા કરી શકાય, બીજી નમાઝોમાં નહિં,એ ફર્ઝ પઢનાર (ફર્ઝ પઢી લેનાર) તેમનો ઈમામ થઈ શકતો નથી,કારણ કે એની આ નમાઝ નફિલ છે,અને તેઓની ફર્ઝ છે,ફર્ઝ (નમાઝ) પઢનાર ની નફિલ (નમાઝ) પઢનાર પાછળ દુરૂસ્ત નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ ૨/૩૨૧ તથા ૩૨૪. )*

## ઈમામતના હકદાર કોણ ?

**સવાલ(૧૫૯-૩૯):-** હમારા ગામની મોટી મસ્જિદમાં પેશ ઈમામ છે, તેમના નાયબ ઈમામ છે,છતાં ઈમામ સાહબ બીજા માણસને શીખાવ તરીકે ઈમામ બનાવે છે, તેમ જુમ્આ ખુત્બામાં પણ બીજા માણસને ઉભા રાખે છે, પરંતુ કેટલાક મુસલ્લીઓ બીજા ભાઈને ઈમામ બનાવવાથી નારાજ છે,તો

ઈમામ સાહબ તથા નાયબ ઈમામ હોવા છતાં બીજા ભાઈને ઈમામ બનાવવું કેવું છે ? ઈમામ કેવો માણસ બનવાને લાયક છે ?

**જવાબ(૧૫૯–૩૯):–** જે ઈમામ ઈમામતના હોદ્દા માટે નકકી કરવામાં આવ્યા છે તેમનો જ હક નમાઝ પઢાવવાનો છે,તેમની ગેરહાજરી કે બીમારીમાં જેઓ નાયબ નકકી કરવામાં આવ્યા છે,તેઓને પઢાવવાનો હક છે,ઈમામની રજા વગર બીજા કોઈને હક નથી,કોઈને શીખવવા ખાતર હંમેશા ઈમામ સાહેબે ઉભા કરવું ન જોઈએ,જયારે કે મુકતદીયો પણ રાજી નથી,કોઈ સારા બુઝુર્ગ કે આલિમ આવ્યા હોય અને પોતે ઈમામ તેમને આગળ કરે એ પસંદ કરવા જોગ બાબત છે,ઈમામને જોઈએ નમાઝીઓ વચ્ચે અણગમો કે મતફેર ઉત્પન્ન થાય એવા કામથી બચે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામી: ૨/૨૯૭)*

## ઈમામ સા.ની હરકત કરવા વિષે.

**સવાલ(૧૬૦–૪૦):–** મસ્જિદના ઈમામ સા.ઈંગ્લીશ વાળ કઢાવે છે,અને નમાઝમાં હર રૂકૂઅ સિજદાથી બેઠા ઉભા થતાં પોતાની આસ્તીન તેમજ કફની આગળ પાછળ ખેંચી કફની બરાબર કરે છે,તો શું નમાઝમાં એવી હરકતો કરી શકાય ? કફનીના બટન ઈમીટેશન સોનેરી ઢબના તથા સોનેરી અંગુઠી પહેરવું જાઈઝ છે ? ઈમામ સાહેબ હંમેશા ફેશન કરતા રહે છે,અને હંમેશા ફખરમાં રહે છે,તો શું એ જાઈઝ છે ?

**જવાબ(૧૬૦–૪૦):–** અમલે કલીલ (અલ્પ)થી નમાઝ બાતિલ થતી નથી,અમલે કષીર (વધુ) થી નમાઝ બાતિલ થાય છે,એટલે નમાઝમાં બે હાથે કોઈ કામ કરવું, અથવા નમાઝમાં એવી રીતે હરકતો કરે કે બીજા જોનારને એમ જણાય કે આ માણસ નમાઝમાં નથી અથવા પોતે નમાઝીને એમ જણાય કે બહુ હરકત કરી રહયો છે,માટે નમાઝમાં વારંવાર કપડાં ખેંચવા કે બરાબર કર્યા કરવાથી બચે,ઈમામને જોઈએ કે પોતાની ચાલ–ચલગત રહન,સહન પોશાકમાં બધામાં સુન્નત તરીકા મુજબ અમલ કરે,વકાર અને પરહેઝગારીથી રહે,કારણ કે ઈમામતનો દરજજો મોટો હોય છે, શરીયતની હદમાં રહી જાઈઝ રીતે પહેરવા કે ખાવા–પીવાની બધાને છુટ છે,અને નામવરી,ફખર,દેખાવ કરવો,ઈમામ ગેરઈમામ બંને માટે જાઈઝ નથી, ઈંગ્લીંશ વાળ ઈમામ રાખતા

હોય તો તેમની ઈમામત મકરૂહ લેખાશે,જો ઈમામ પોતાની હાલત સુધારી લે તો ઠીક છે,નહિંતર એવો ઈમામ ઈમામતને લાયક નથી, ચાંદીની અંગુઠી પહેરવી જાઈઝ છે,સોનાની હરામ છે, પછી તે ઈમામ હોય કે બીજો કોઈ હોય,ઈમામ જેટલા પરહેઝગાર અને નેક હશે,તેટલા જ પ્રમાણમાં નમાઝ માટે યોગ્ય અને બેહતર ગણાશે,અને ઈબાદતમાં મઝા અને કબૂલિય્યત પ્રાપ્ત થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામીઃ ૨/૨૯૪. હિદાયાઃ ૧/૧૩૯ તથા ૧૨૧)*

## બેકારીનું ભથ્થું લેનાર ઈમામ.

**સવાલ(૧૬૧-૪૧):-** અમારે ત્યાં ઈંગ્લેન્ડમાં કેટલાક આલિમો મસ્જિદોમાં ઈમામતનું કામ કરે છે અથવા તો પ્રાઈવેટમાં બચ્ચાંઓને તા'લીમ આપે છે તે સાથેજ તેઓ (ઈમામત અને ટયુશનની આવક છતાં) સરકાર જે બેકારી ભથ્થું આપે છે તે પણ લે છે. (અહિં બેકારી એક મોટો ગુનોહ છે) તો આવા આલિમ અંગે શું હુકમ છે ? તેમજ તે દીની સંસ્થા અંગે શું હુકમ છે જે આવી બાબતો ચલાવી લે છે ?

**જવાબ(૧૬૧-૪૧):-** ઉપરોકત આલિમ (મોલ્વી) લાચારીથી આવું કરે તો વાંધો નથી,પરંતુ તેવણે પોતાની લાચારી સંસ્થા સમક્ષ જાહેર કરવી જોઈએ કે, મને મળતાં પગારથી મારૂ પોષણ થતું નથી જેથી હું કલેઈમ કરૂ છું, અને લોકોએ તેમને એટલો પગાર આપવો જોઈએ કે જેનાથી તેમનું ભરણ પોષણ થઈ શકે. જો લોકો ખ્યાલ કરી પગાર ન વધારે તો પછી સરકાર પાસે ગ્રાન્ટની માંગણી કરવી જોઈએ, વગર મજબૂરીએ આ પ્રમાણે ભથ્થું લે (માલની લાલચમાં) તો તે ગુનોહ છે, અને એવો આલિમ ફાસિક ગણાશે,સંસ્થાએ રોકવું જોઈએ. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(હિદાયાઃ ૧/૧૨૨)*

## તૌબા કરનાર ઈમામ સા.

**સવાલ(૧૬૨-૪૨):-** ઝિના કરવાથી માણસ ફાસિક થઈ ગયો છે,તો તે તૌબા કરવાથી મુત્તકી થઈ શકે નહિં ? અને ઈમામત કરાવી શકે કે નહિં ?

**જવાબ(૧૬૨-૪૨):-** સાચી તૌબહ કરવાથી ફિસ્ક (અપરાધ) નષ્ટ (નાબૂદ) થશે,જેથી ઈમામતમાં ઉણપ આવશે નહિં,બિના કરાહતે જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(આલમગીરીઃ૧/૮૫,શર્હે અકાઈદઃ પેજ-૧૧૨)*

## ઈમામ સાહબનું લાઠી પકડવું.

**સવાલ(૧૬૩-૪૩):-** કેટલાક ઈમામો જુમ્આના ખુત્બા વખતે અસો (લાઠી) ડાબા હાથમાં પકડે છે,અસો કયા હાથમાં પકડવું જોઈએ ?

**જવાબ(૧૬૩-૪૩):-** અસો (લાઠી)પકડવો સુન્નતે મોઅકકદહ નથી,પરંતુ અસો પકડવો મુસ્તહબ સાબિત છે,કોઈ ન પકડે તો ખુત્બા કે નમાઝમાં કશી ઉણપ આવશે નહિં,કેટલાક આલિમોએ અસો જમણાં હાથમાં પકડવા વિષે બેહતર લખ્યું છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(ફતાવા દારૂલઉલૂમ: ૫/૮૮, ઈમદાદુલ ફતાવા: ૧/૬૫૩,૬૩૦, ફતાવા અશરફિય્યહ ગુજરાતી:૩/૧૫૪ )*

## ફિલ્મ ઓપરેટરની ઈમામત વિષે.

**સવાલ(૧૬૪-૪૪):-** હું ફિલ્મ ઓપરેટરનું કામ કરૂ છું,થોડા દિવસ પહેલાં એક તબ્લીગી જમાઅત મારા ગામમાં આવી,ઝહોર વખતે ઈમામ સાહબ હાજર ન હતા, મુસલ્લીઓનાં જોર દેવાથી ઝોહરની નમાઝ મેં પઢાવી,એવીજ રીતે અસરની નમાઝ પણ મેં પઢાવી, વાતો વાતોમાં મેં ફઝલે કરીમ સાહબને કહી દીધું કે હું સિનેમા ઓપરેટરનું કામ કરૂ છું,આ સાંભળી તેઓ નારાજ થઈ ગયા,અને તેજ વખતે તમામ મુસલ્લીઓને કહયું કે તમામ અસરની નમાઝ ફરી દોહરાવે,એવી રીતે દરેકે પોતાની નમાઝ દોહરાવી,હવે મારા પાછળ જે નમાઝ પઢી તે સહીહ થઈ કે નહિં ?

**જવાબ(૧૬૪-૪૪):-** ફિલ્મમાં નોકરી કરવી મના છે,એવો માણસ ફાસિક લેખાશે,અને ફાસિકની ઈમામત મકરૂહ છે.ફાસિક ઈમામતનો લાયક નથી, પરંતુ સંજોગ વસાત ફાસિકને ઈમામ બનાવી દેવામાં આવે,તો એની પાછળ નમાઝ પઢી લેવામાં આવે,એકલા પઢે નહિં,જેમકે હઝરત ઉસ્માન(રદિ.)ઉપર બળવા વખતે બળવાખોરો જમાઅત કરાવતા હતા. હઝરત ઉસ્માન (રદિ.)ના અનુયાયીઓએ પુછયું હમે એમની પાછળ નમાઝ પઢીએ ? તો હઝરત ઉસ્માન (રદિ.)એ ફરમાવ્યું હા; અલ્લાહના રસૂલ (સલ.) નો ઈર્શાદ છે, " *વસ્સલાતુ વાજિબતુન અલયકુમ ખલ્ફ કુલ્લિ મુસ્લિમિન બિર્રન કાન અવ ફાજીરન વઈન અમિલલ કબાઈર* " અર્થાત દરેક નેક અને ફાજિર મુસલમાન ના પાછળ જમાઅત સાથે નમાઝ પઢો,ભલે તે ગુનાહે કબીરહ કરતો હોય.

*(મિશકાત શરીફ: પેજ–૧૦૦)*

ફાસિક ઈમામ પાછળ પઢેલી નમાઝ લોટાવવી વાજિબ નથી, ફઝલે કરીમ સાહેબનું એ'લાન (નમાઝ લોટાવવા બાબત) ફત્વા વિરુધ્ધ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(ફતાવા કાજીખાન: ૧/૪૪, આલમગીરી:૧/૮૫, ઈમદાદુલફતાવા:૧/૩૫૦)*

## એક આંખે મઅઝૂરની ઈમામત.

**સવાલ(૧૬૫–૪૫):–** હમારા ગામની મસ્જિદના ઈમામ સા.ની એક આંખે ઐબ છે,એટલે કે બચપણથી એક આંખ જતી રહી છે,ફકત એક જ આંખ ધરાવે છે,તો એમની પાછળ નમાઝ પઢી શકાય કે નહિં ? નમાઝ પઢવામાં કંઈ હરકત છે ?

**જવાબ(૧૬૫–૪૫):–** ઉપરોકત ઈમામ પાછળ વિના કરાહતે નમાઝ દુરૂસ્ત છે,નમાઝમાં કંઈ ઉણપ આવશે નહિં,અલ્લાહના રસૂલ (સલ.)એ હઝરત ઈબ્ને ઉમ્મે મકતૂમ (રદિ.)ને જે આંધળા હતા ઈમામ બનાવ્યા હતા,કિતાબોમાં આંધળાની ઈમામત મકરૂહ જ બતાવી છે,તેનું કારણ નાપાકીથી પરહેઝ બતાવ્યું છે,કાણાંમાં એ ઈલ્લત નથી,કેવળ કાણાં હોવાના લઈ ઈમામતમાં વાંધો નથી. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે.

*(કાજીખાન: ૧/૪૫, શામી: ૨/૨૯૮. )*

## ખૂન કરાવનારની ઈમામત.

**સવાલ(૧૬૬–૪૬):–** બસુગામમાં મોલવીએ વીસ વરસની અંદર અગિયાર ખૂન કરાવ્યા,તથા તબ્લીગથી વિરૂધ્ધ રહીને ફિત્ના ફસાદ કરાવે છે,અને ગામમાં ઈમામત કરાવે છે,તો હવે મુકતદીયોને એ ઈમામ પાછળ નમાઝ પઢવું કે કેમ ? તથા તબ્લીગ વાળાઓને તથા મોટા મોટા બુઝુર્ગોને ગાળો બોલે છે,તથા તબ્લીગવાળાને ખોટા માને છે,તો એ વિષે શું હુકમ છે ?

**જવાબ(૧૬૬–૪૬):–** આવો માણસ ઈમામતને લાયક નથી,કુર્આને પાક તથા હદીષશરીફમાં આવા ખૂની માટે સખતમાં સખત વઈદ વર્ણવવામાં આવી છે,આવા ફાસિક ઈમામ પાછળ નમાઝ મકરૂહ લેખાશે,તબ્લીગવાળા માણસો ખોટા નથી, એમને ખોટા કેહનાર ખોટો છે,જેની આંખોમાં કમળો હોય તેને બધુ પીળુ દેખાય,અને જેની આંખો સારી હોય તેને બધુ સારૂ દેખાય,ખરેખર

આવો ઈમામ મલામતને પાત્ર છે,મહોલ્લાવાળાઓને કે મુતવલ્લીને જોઈએ કે તુરત એની બદલી કરી સારા નેક ઈમામની નિમણુંક કરે,નહિંતર બધા ગુનેહગાર થશે, અને જરૂરત હોય તો સરકારી–કાનૂની મદદ લે,તેને બદલવા પ્રયત્ન કરવામાં આવે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામી: ૨/૨૯૮. હિદાયા: ૧/૧૨૨)*

## નમાઝ ન પઢનાર નાયબ ઈમામનો હુકમ.

**સવાલ(૧૬૭–૪૭):–** અમારે ત્યાં મસ્જિદમાં બે ઈમામો છે,એક ઈમામના ઝિમ્મે રોજ બે નમાઝ પઢાવવાની છે,મજકૂર ઈમામ વધુ ભાગે ફરજ નમાઝ,વિના કારણે જાણી બુઝી પઢતા નથી,એવા ઈમામ માટે શરીયતની રૂએ શું હુકમ છે ? એવા જાણી બુઝી ફરજ નમાઝ છોડનાર ઈમામ પાછળ નમાઝ થાય કે નહિં ? એવા ઈમામને નોકરી ઉપર રાખવું કેવું છે ?

**જવાબ(૧૬૭–૪૭):–** ઉપરોકત લખેલ બીના જો સત્ય હોય તો એવા ઈમામ, ફાસિક લેખાશે,અને તેમની પાછળ નમાઝ મકરૂહે તહરીમી લેખાશે,ઈમામે પાબંદી કરવી જોઈએ,જો તેઓ પોતાની ટેવ સુધારે નહિં તો ઈમામતથી છુટા કરવામાં આવે,ઈમામત પાત્ર નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(આલમગીરી:૧/૮૫,શામી: ૨/૨૯૮. હિદાયા: ૧/૧૨૨)*

## ફિલ્મ–પિકચર જોનાર ઈમામ સા.

**સવાલ(૧૬૮–૪૮):–** અમારા ગામમાં ઈમામ સા. ઈમામત તથા બાળકો પઢાવે છે,ઈમામ સાહબ નાટક સિનેમાં તથા ભવાઈ પણ જુએ છે,તેમ બીજી રીતે પણ અખલાક સારા નથી,તો આવા ઈમામ પાછળ નમાઝ પઢવી જાઈઝ છે ? મુતવલ્લીને આ બધી બાબતની ખબર હોવા છતાં પગલાં લેતા નથી,તો આ વિષે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ(૧૬૮–૪૮):–** એવા ફાસિક–ફાજિર ઈમામ પાછળ નમાઝ મકરૂહ થશે, એ વબાલ ઈમામ–નિમણુંકકર્તા ઉપર છે,જો સર્વ મુસલ્લીઓએ એ કામ (ઈમામની નિમણુંકતા) એકલા મુતવલ્લીને સોંપી દીધુ હોય તો મુતવલ્લીએ પગલાં લેવાં જોઈએ,મુસલ્લીઓની જવાબદારી નથી,ઈમામને એકાંતમાં સમજાવે જેથી પોતાની કુટેવ ત્યજી આદતો સુધારે,નહીં તો ઈમામતથી

બરતરફ (છુટા)કરે,અને બીજા નેક પરહેઝગાર ને ઈમામ બનાવે,જો મુતવલ્લી ઉપરોકત બાબત ધ્યાન આપે નહિં એટલે ઈમામને કાંઈ કહે નહિં તો મુતવલ્લી વિરૂધ્ધ મુસલ્લીઓએ અવાઝ ઉઠાવવો જોઈએ,પરંતુ ફિત્નો–ફસાદ થાય નહીં,એવી હિકમતથી કામ કરવું જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(ફતાવા દારૂલઉલૂમ:૩/૮૯)*

## ઈમામતની નિય્યત જરૂરી નથી.

**સવાલ(૧૬૯–૪૯):–** એક ભાઈનું કહેવું છે કે ઈમામ નમાઝ પઢાવતા હોય તો *"નિય્યત પઢતાં હું"* કહે તો મુકતદીની ઝિમ્મેદારી ઈમામ પર રહેતી નથી, તો શું મુકતદીની નમાઝની ઝિમ્મેદારી ઈમામ નમાઝ પઢાવવા માટે આગળ અને "નિય્યત પઢતાં હું " કહે તો તેમનું કહેવું બરાબર છે ? હમોએ તો મુફતી અ.રહીમ સા.(દા.બ.) ની ગુજરાતી કિતાબમાં વાંચ્યું છે કે ઈમામ નમાઝ પઢાવવાની નિય્યત કરે તો બેહતર છે, તો કેવી રીતે નિય્યત કરવી ?

**જવાબ(૧૬૯–૪૯):–** ઈમામ ઉપર ઈમામની નિય્યત શર્ત નથી,મુસ્તહબ (બેહતર) છે,મુકતદી ઉપર ઈકતિદાની નિય્યત જરૂરી છે,નહિં તો ઈકતિદા દુરૂસ્ત લેખાશે નહિં,અલબત્ત જમાઅતમાં સ્ત્રીઓ હોય તો સ્ત્રીઓની ઈમામત ની નિય્યત (હું સ્ત્રીઓની પણ નમાઝ પઢાવું છે) જરૂરી છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(કાઝીખાન:૧/૪૧,શામી: ૨/૨૮૫)*

## ઈમામ અસરની નમાઝમાં કિરાઅત પઢે.

**સવાલ(૧૭૦–૫૦):–** ઈમામ સા. અસરની નમાઝ પઢાવી રહયા હતા,અને ભૂલથી કિરાઅત બુલન્દ અવાઝે પઢવા લાગ્યા,હવે મુકતદીઓને શું કરવું જોઈએ ? ઈમામને લુકમો આપે કે કઈ રીતે યાદ અપાવે ?

**જવાબ(૧૭૦–૫૦):–** મુકતદીઓએ *"સુબ્હાનલ્લાહ"* કહી લુકમો દેવો જોઈએ,જેથી ઈમામ સા.ને યાદ આવી જાય,જો ઈમામ સા.ત્રણ આયતો જોરથી પઢી ગયા હોય તો સિજદએ સહવ વાજિબ થશે,નહિંતર કંઈ નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(મરાકિયુલ ફલાહ: પેજ–૭૬ તથા ૫૭તથા ૧૧૩)*

# જમાઅત વિષે

## લાચારી વિના ઈમામ સાથે સફ બનાવવી.

**સવાલ(૧૭૧-૫૧):-** જમાતખાનામાં અંદરના ભાગમાં એક બે સફ જુમ્આની નમાઝ વખતે ખાલી રહે છે.તેમજ જમાતખાનાના બહારના ભાગમાં બે સફ ખાલી રહે છે,છતાં પણ લોકો ઈમામના આજુ બાજુ સફ બનાવી જેવી રીતે કે ઈમામ સાથે એક મુકતદી હોય અને જમણી બાજુ ઉભો રહે છે,તે પ્રમાણે બધા ઉભા થઈ જાય છે, તો નમાઝ મકરૂહ થશે ? એ સુન્નતના વિરૂધ્ધ છે ? અફઝલ અને બેહતર શું છે ?

**જવાબ(૧૭૧-૫૧):-** પાછળ ખાલી જગ્યા હોવા છતાં વિના લાચારીએ ઈમામ સાથે સફ બનાવવી મકરૂહે તહરીમી છે,કારણ કે બેથી વધુ મુકતદીઓ હોય તો ઈમામનું આગળ ઉભા રહેવું અને મુકતદીઓનું પાછળ ઉભા રહેવું વાજિબ છે,અલબત્ત જગ્યાની તંગી હોય મુસલ્લીઓનો સમાવેશ થતો ન હોય તો લાચારીએ ઈમામની આજુ બાજુ સફ કરવામાં વાંધો નથી.એજ ખુદાપાક વધુ જાણનાર છે. *(શામી:૨/૩૦૯)*

## મસ્જિદની સહેનમાં જમાઅત કરવી.

**સવાલ(૧૭૨-૫૨):-** મુસલ્લો મેહરાબમાં કે મિમ્બરવાળી સફ ઉપર રાખવો જોઈએ કે ગમે ત્યાં રાખી શકાય ? જમાઅતખાનાના બહાર સહનમાં નમાઝ બાજમાઅત પઢવા માટે શું હુકમ છે ? અને ગરમીમાં પણ પઢવામાં આવે છે,અમારે ત્યાં ટાવર મસ્જિદમાં જમાઅતખાના બહાર નમાઝ બાજમાઅત પઢવામાં આવે છે,ત્યાં જનાઝહની નમાઝ પણ પઢવામાં આવે છે,તો શરીઅત નો હુકમ શું છે ?

**જવાબ(૧૭૨-૫૨):-** જો દર્શાવેલ મસ્જિદનું સહન દાખિલે મસ્જિદ-મસ્જિદના હુકમમાં લેખાતું હોય તો જમાઅત કરવામાં વાંધો નથી,સહનમાં પઢવાથી પણ મસ્જિદનો જ સવાબ મળશે,પરંતુ નમાઝે જનાઝહ ત્યાં મકરૂહ થશે,જો સહેન મસ્જિદથી ખારિજ (બહાર) હોય જેમકે જનાઝહની નમાઝ પઢવાથી જણાય છે,તો ત્યાં જમાઅત કરી શકાય નહીં,બાકી મુસલ્લો મેહરાબમાં કે મિમ્બરવાળી સફમાં જ રાખવો જરૂરી નથી,જો મસ્જિદ પહોળી હોય,તંગી ન હોય તો ગમે ત્યાં મસ્જિદમાં રાખી શકાય છે,પેશ ઈમામ સાથે કમ અઝ કમ એક સફ મસ્જિદમાં હોવી જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ

જાણનાર છે. *(ઈમદાદુલ ફતાવાઃર/૬૩૭)*

## જમાઅત કરવાથી રોકવા.

**સવાલ(૧૭૩-૫૩):-** એક મુસલમાન બીજા મુસલમાનભાઈને મસ્જિદમાં નમાઝ પઢવા માટે રોકે છે,જેમકે તે પોતે ઘરમાં નમાઝ પઢે છે,જમાઅતથી અલગ પઢે છે,અને ચાહે છે કે બીજા લોકો પણ મસ્જિદમાં નમાઝ ન પઢે,એ માટે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ(૧૭૩-૫૩):-** મસ્જિદમાં જમાઅતથી નમાઝ પઢવી સુન્નતે મોઅકકદહ છે.શરઈ ઉઝર વિના જમાઅત છોડનાર લા'નતપાત્ર તથા ગુનેહગાર ઠરશે,જમાઅત છોડનાર માટે અલ્લાહના રસૂલ (સલ.) એ સખત ગુસ્સો વર્ણવ્યો છે :

જેમકે હઝરત અબૂહુરૈરહ (રદિ.) નકલ કરે છે કે અલ્લાહના રસૂલ (સ. અ.વ.) એ ફરમાવ્યું, તે (પવિત્ર) જાતની કસમ જેના કબજામાં મારી જાન છે,મને એવો વિચાર આવે છે કે લાકડાંઓ એકત્ર કરવાનો હુકમ આપું જે એકત્રિત કરવામાં આવે પછી નમાઝનો હુકમ આપું કે જેના માટે અઝાન કહેવામાં આવે અને એક માણસને લોકોની ઈમામત કરવાનો હુકમ આપું પછી એવા માણસો કે જેઓ નમાઝ જમાઅત સાથે પઢવા હાજર થતાં નથી એવા લોકોના ઘરે આગ લગાવી દઉ;

જમાઅત બાબત અત્યંત તાકીદ આવી છે,ઘરમાં એકલા પઢી લેવાથી ફર્ઝ અદા થઈ જશે,પરંતુ અધુરો અદા થશે,જમાઅતથી કામિલ લેખાશે.વળી બીજાને મસ્જિદ જતાં રોકવું એથી વધારે બુરૂં અને શૈતાની કૃત્ય છે,શૈતાન ભલાઈથી રોકે છે,અને બુરાઈનો હુકમ કરે છે,મુસ્લિમને શોભાસ્પદ નથી, વહેલી તકે સાચી તૌબહ કરે,અને પોતે પણ જમાઅતની પાબંદી કરે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(સૂરએ બકરહઃ ૧૧૪. મિશકાત શરીફઃ ૯૫)*

## મસ્જિદમાં બીજી જમાઅત કરવી.

**સવાલ(૧૭૪-૫૪):-** મસ્જિદમાં એકવાર જમાઅતથી નમાઝ થઈ ગયા પછી અમુક લોકો પાછળથી આવી બીજી જમાઅત કરી નમાઝ પઢે છે,તો તે કેમ છે ? શું પઢી શકાય ?

**જવાબ(૧૭૪-૫૪):-** મહોલ્લાની મસ્જિદમાં જેમાં મહોલ્લાવાસીઓએ અઝાન,તકબીરથી જમાઅત કરી હોય તેમાં બીજી જમાઅત મકરૂહે તહરીમી છે,તેમાં શરીક થવું નહિં,બલ્કે એકલા નમાઝ પઢી લેવી જોઈએ.

હદીષ શરીફમાં છે કે એક સમયે રસૂલુલ્લાહ (સલ.) બે કુટુંબોમાં સુલેહ (સમાધાન) કરાવવા ગયા,પાછા ફર્યા ત્યારે મસ્જિદે નબવીમાં જમાઅત થઈ ચુકી હતી,તો આપ (સ.અ.વ.)એ બીજી જમાઅત કરી નહિં,ઘેર જઈ નમાઝ પઢી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી:૨/૨૮૮)*

## સ્ટેશનની મસ્જિદમાં બીજી જમાઅત.

**સવાલ(૧૭૫-૫૫):-** સ્ટેશન પાસે એક મસ્જિદ છે,ત્યાં જમાઅતથી નમાઝ થઈ ગઈ હોય,હવે બીજા મુસલ્લી જમાઅતખાનામાં બીજી જમાઅતથી નમાઝ પઢે તો થઈ શકે કે નહિં ?

**જવાબ(૧૭૫-૫૫):-** સ્ટેશનની મસ્જિદમાં બીજી જમાઅત કોઈ પણ વાંધા વિના જાઈઝ છે,બલ્કે અફઝલ છે.મહોલ્લાની મસ્જિદમાં મકરૂહે તહરીમી છે, જેમકે દુર્રે મુખ્તારમાં છે, *"યુકરહુ તકરારૂલ જમાઅતિ બિ અઝાનિન વ ઈકામતિન ફી મસ્જિદે મહલ્લતિન લા ફી મસ્જિદે તરીકિન"* સ્ટેશનની મસ્જિદ પણ માર્ગની મસ્જિદ લેખાશે.ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(ઈમદાદુલ ફતાવાઃ ૧/ ૨૨૮)*

**ફાયદોઃ** સ્ટેશનની મસ્જિદથી એવી મસ્જિદ મુરાદ છે જેમાં ઈમામ અને મોઅઝઝિન નકકી ન હોય,અને જો સ્ટેશનની મસ્જિદમાં ઈમામ તથા મોઅઝઝિન નકકી હોય તો બીજી જમાઅત મકરૂહે તહરીમી છે. જેમકે ફતાવા દારૂલ ઉલૂમમાં છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામી:૨/૨૮૮ તથા ફતાવા દારૂલ ઉલૂમઃ ૩/૪૫ તથા ૪૬ )(સંપાદક)*

## રમઝાનમાં મગરિબની બીજી જમાઅત.

**સવાલ(૧૭૬-૫૬):-** અમારી મસ્જિદમાં બીજા ટાઈમો સિવાય મગરિબની પ્રથમ નમાઝ થાય કે તુરત બીજી જમાઅત થાય છે,પ્રથમ નમાઝની સલામ ફરે કે બીજા ઈફતારથી મોડા આવનારને આ જમાઅતનો લાભ મળે છે,તો શું આવી રીતે દરરોજ જમાઅત અને તે રમઝાનમાં ફકત મગરિબની જ થાય તે ચાલી શકે ખરૂં ?

**જવાબ(૧૭૬-૫૬):-** રમઝાનમાં ઈફતારીના કારણે મગરિબની જમાઅત આઠ દસ મિનિટ મોડી કરવામાં વાંધો નથી,જેથી સર્વે મુસલ્લીઓને જમાઅત મળી શકે,જમાઅત મકસૂદ છે,પછી બીજી જમાઅત કરવાની જરૂરત જણાશે નહિં,મહોલ્લાની મસ્જિદમાં રમઝાનમાં કે બીજા માસમાં બીજી જમાઅત કરવી (મગરિબની કે બીજી નમાઝો)મના છે,લોકોમાં સુસ્તી પેદા થશે,વળી બીજી જમાઅતનો સવાબ પણ ઓછો છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(આલમગીરી:૧/૫૧)*

## પહેલી સફમાં નાબાલિગ છોકરો ઉભો રહે.

**સવાલ(૧૭૭-૫૭):-** નાબાલિગ છોકરાને નમાઝમાં પહેલી સફમાં ઉભો રાખવાથી નમાઝમાં કંઈ વાંધો આવશે ?

**જવાબ(૧૭૭-૫૭):-** બાલિગોની સફમાં સગીરના ઉભા રહેવાથી પુરી સફની નમાઝ મકરૂહ થશે,નાબાલિગને પાછળ ઉભા રહેવાનો હુકમ છે,એક જ સગીર હોય વાંધો નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામી:૨/૩૧૪, આલમગીરી:૧/૮૯, શર્હે વિકાયાઃ ૧/૧૫૪)*

## પહેલી સફમાં નાબાલિગ છોકરો ઉભો રહે.

**સવાલ(૧૭૮-૫૮):-** નાના છોકરાઓ કેટલા વરસની ઉમરે નમાઝ માટે જમાઅતમાં આગલી સફમાં ઉભા રહી શકે ?

**જવાબ(૧૭૮-૫૮):-** ખરેખર યુવાન થયા બાદ જો યુવાનીની નિશાનીઓ (સ્વપ્ન દોષ અથવા સંભોગમાં વિર્ય નીકળવું અથવા સ્ત્રીને સગર્ભા બનાવવાની શકિત) માંથી કોઈ નિશાની જણાય નહિં તો પંદર વર્ષે યુવાન લેખાશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(હિદાયાઃ ૩/૩૫૭)*

# જેની રકાતો છુટેલ હોય,તેના મસાઈલ

## મુસાફિર ઈમામ પાછળ મુકીમની રકાતો છુટી જાય.

**સવાલ(૧૭૯-૫૯):-** મુકીમ માણસ,મુસાફિર ઈમામની પાછળ કાયદામાં શરીક થાય,તે પોતાની ચાર રકાત કેવી રીતે પુરી કરે ? તે વિગત સમજાવી એહસાનમંદ કરશો. એવી જ રીતે એક રકાત મળી હોય તો બાકીની પોતાની

ત્રણ રકાતો કેવી રીતે પઢે ?

**જવાબ(૧૭૯–૫૯):–** ઈમામ સા.ના સલામ ફેરવ્યા બાદ સદરહુ મુકીમ જેની રકાતો છુટેલ છે તે પોતાની ચાર રકાતો જેમ એકલો પઢે છે તેવી જ રીતે પઢે,એટલે પહેલી બે રકાતો કિરાઅત સાથે અને પાછલી બે રકાતો ખાલી પઢે, અને જો એક રકાત મળી હોય તો પહેલી રકાત કિરાઅત (સૂરએ ફાતિહા અને બીજી સૂરત) સહિત પઢે,અને કાયદો કરે,(બે રકાત ઉપર બેસે) ફરી ઉભા થઈને એક રકાતમાં કિરાઅત અને બીજી ખાલી પઢે,સારાંશ કે છુટી ગયેલી રકાતોમાં મુનફરિદ (એકલો નમાઝ પઢનાર) લેખાશે,જેમ એકલો પઢે તેવી જ રીતે પઢે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામી: ૨/૬૧૧. હિદાયા: ૧/૧૬૭)*

## ઝોહરની ત્રણ રકાત છુટી હોય તો ?

**સવાલ(૧૮૦–૬૦):–** ઝોહરની ચાર રકાત ફર્ઝ છે,તેમાંથી જો ત્રણ રકાત છુટી જાય તો કેવી રીતે પઢે ?

**જવાબ(૧૮૦–૬૦):–** મસ્બૂકની પહેલી બે રકાતો કિરાઅતવાળી છુટી ગઈ, માટે બે રકાતમાં સૂરત મેળવ્વી પડશે,જેની રીત એ છે કે ઈમામના સલામ ફેરવ્યા પછી ઉઠીને એક રકાત સૂરત મેળવી પઢે,અને કાયદો કરે,ફરી ઉઠીને બે રકાત પઢે,તેમાંથી એક(તેની ત્રીજી) રકાતમાં સૂરત મેળવે, બીજીમાં નહીં. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે. *(હિદાયા:૧/૧૪૭, શામી: ૨/૩૪૬)*

## ઝોહર–અસરની બે રકાત છુટી હોય તો ?

**સવાલ(૧૮૧–૬૧):–** અસર અથવા ઝોહરની નમાઝોમાં ઈમામના પાછળ બે રકાતો મળી, કાયદામાં ઉઠયો અને નમાઝમાં શામિલ થયા તો છુટી ગયેલ રકાતો કેવી રીતે પઢવી ? અને એકી સાથે બેરકાતો પઢવી અથવા વચ્ચે કાયદો કરવો પડશે?

**જવાબ(૧૮૧–૬૧):–** ઈમામના સલામ ફેરવ્યા બાદ ઉઠીને એ છુટી ગયેલી બે રકાતો જેમ એકલો પઢે છે તે માફક પઢવી એટલે કિરાઅત પઢવી પડશે, તેમાં મુનફરિદ (એકલો પઢનાર) લેખાશે, બે રકાત બાદ કાયદામાં બેસે તેમાં વાજિબ ભુલી જવાથી સિજદએ સહવ પણ કરવો પડશે.ફકત

અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી :૨/૩૪૬)*

## ઈમામ સાથે એક રકાત મળે તો ?

**સવાલ(૧૮૨–૬૨):–** જે માણસની ત્રણ રકાત ગઈ હોય અને ચોથી રકાતમાં આવી નમાઝ પઢે તો ઈમામસાહબના સલામ પછી ઉભા થઈ અલ્હમ્દો પછી સૂરત મેળવવી કે નહિ? કઈ રકાતમાં સૂરત મેળવવી? અને તે માણસે કુલ કેટલા કાયદા કરવા? ઈમામ સાહબના કાયદા સાથે કુલ કેટલા કાયદા થશે?

**જવાબ(૧૮૨–૬૨):–** પેશ ઈમામની સલામ બાદ ઉઠીને છુટી ગયેલ રકાતોમાં સૂરત મેળવે, પછી કાયદો કરે, પછી ઉઠીને બે રકાતો પઢે, છુટી ગયેલી રકાતોમાં તે મુનફરિદ (એકલો પઢનાર) લેખાશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી:૨/૩૪૭, કાઝીખાન:૧/૫૧)*

## તકબીર પછી આખીરી કાયદો ન મળે તો ?

**સવાલ(૧૮૩–૬૩):–** જો જમાઅતવારી નમાઝમાં અંતિમ કાયદામાં ઈમામ બેઠા હોય અને તે વખતે જેની બધી રકાતો ગઈ છે,તે આ કાયદામાં બેસી જમાઅતનો સવાબ હાસિલ કરવા ચાહે છે,તો જો કાયદામાં બેસવા માટે અલ્લાહુ અકબર કહી દે એટલામાં ઈમામ સાહબે સલામની શરૂઆત કરી દીધી,આવા સમયે અલ્લાહુ અકબર કહીને કાયદામાં બેસવું કે કયામમાં રહીને પોતાની ગયેલી નમાઝની શરૂઆત કરી દેવી? અને શું આવનાર માણસ આવી રીતે જમાઅત મેળવવાનો અધિકારી ગણાશે ?

**જવાબ(૧૮૩ –૬૩):–** ઈમામની સલામ પહેલાં મુકતદીએ તકબીરે તહરીમાં કહી હોય તો ઈકતિદા દુરૂસ્ત લેખાશે,ભલેને મુકતદી બેસવા પામ્યો ન હોય ! એને જમાઅતનો સવાબ મળશે,લોકોનું કહેવું (જયાં સુધી અત્તહિય્યાત ન પઢે ઈકતિદા દુરૂસ્ત લેખાશે નહિં) ખોટું છે,મુકતદી બેસતા પહેલાં જયારે ઈમામે સલામ ફેરવી દીધી તો હવે બેસે નહિં,કિયામમાં રહીને પોતાની છુટી ગયેલી રકાતો પઢવાનું શરૂ કરી દે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(અઝીઝુલ ફતાવા: ૧/૨૨૨)*

## ચાલુ નમાઝે વુઝૂ તૂટે, વુઝૂ કરી નમાઝમાં શામેલ થાય.

**સવાલ(૧૮૪-૬૪):-** એક માણસની ઈશાંની નમાઝમાં બીજી રકાતમાં ઈમામ જયારે સિજદામાં ગયા તે વખતે હવા સરી,નમાઝમાંથી ચુપચાપ આવી વુઝૂ કરી નમાઝમાં શામેલ થયો,એ માણસે એકલાએ ત્રીજી રકાત અદા કરી, ઈમામ સાથે ચોથી રકાતમાં રૂકૂઅમાં શામેલ થઈ નમાઝ પુરી કરી ઈમામ સાથે સલામ ફેરવી,તો આ પ્રમાણે છુટેલી રકાતો જમાઅત સાથે રહી એકલા પઢી શકાય કે કેમ ?

**જવાબ(૧૮૪-૬૪):-** એ માણસની નમાઝ દુરૂસ્ત થઈ ગઈ,ફરી લોટાવવાની જરૂરત નથી,છુટી ગયેલી રકાતોમાં લાહિક મુકતદી જેની ઈમામ પાછળ વુઝૂ તુટવાથી રકાત ગઈ હોય,કિરાઅત પઢે નહિં,જેમ મુકતદી ઉપર કિરાઅત નથી, કારણ કે એ ઈમામના તાબે લેખાશે,પરંતુ બેહતર આ છે કે વુઝૂ કરી ઈમામ સાથે શામેલ થઈ જાય,જો રકાત છુટી ગઈ હોય તો ઈમામના સલામ ફેરવ્યા પછી ઉઠીને વગર કિરાઅતે પઢી લે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શર્હે વિકાયા: ૧/૧૫૮)*

## રકાત છુટી ગઈ હોય અને ઈમામ સાથે સલામ ફેરવી લીધી.

**સવાલ(૧૮૫ -૬૫):-**મગરિબની જમાઅતમાં એક માણસ શામેલ થયો, પરંતુ તેની રકાત છુટી ગઈ હતી,જયારે ઈમામ સાહબે સલામ ફેરવી તો તે માણસે પણ ઈમામ સાહબ સાથે બન્ને તરફ સલામ ફેરવી લીધી,પછી તે માણસને ખ્યાલ આવ્યો કે મારી એક રકાત છુટી ગઈ છે,પરંતુ પોતાની જગ્યાએથી તે હટયો નહિં,તો હવે તેને શું કરવું જોઈએ ?

**જવાબ(૧૮૫-૬૫):-** નમાઝના મુનાફી (વિરૂધ્ધ)કોઈ કામ જેમકે વાત કરવી,હવા છોડવી વિગેરે કર્યુ ન હોય તો ઉઠીને છુટી ગયેલી રકાત પઢી છેલ્લા કાયદા બાદ સિજદએ સહવ કરવાથી નમાઝ દુરૂસ્ત થઈ જશે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે. *(શામી: ૨/૩૫૦)*

## રકાત છુટી ગઈ હોય અને ઈમામ સિજદએ સહવ કરે તો?

**સવાલ(૧૮૬-૬૬):-** જયારે આપણે ઈમામના પાછળ નમાઝ પઢતા હોય અને એક અથવા બે રકાત ગઈ હોય અને ઈમામ છેલ્લા કાયદામાં સિજદએ સહવના કારણે એક તરફ સલામ ફેરવે તો આપણે સલામ ફેરવવી જોઈએ?

**જવાબ(૧૮૬-૬૬):-** સલામ બાદ જણાવવાનું કે મસ્બૂક (જેની રકાત ગઈ હોય) ઈમામ સાથે સલામ ફેરવવી નહિં, વગર સલામે ઈમામ સાથે સહવનો સિજદો કરે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી:૨/૫૪૬)*

# : જેનાથી નમાઝ ફાસિદ થાય :

## ચારના બદલે પાંચ રકાત પઢવી.

**સવાલ(૧૮૭ -૬૭):-** ઈમામ સા.પાંચમી રકાત માટે ચાર રકાત સમજી ઉભા થઈ ગયા,કોઈએ લુકમો આપ્યો,અને બધા ઉભા થઈ ગયા,માત્ર એક જ ભાઈ બેસી રહયા,અને જયારે ઈમામ સાહબે સલામ ફેરવી,તો તે ભાઈએ પણ ઈમામ સાહબની ઈકતિદામાં સલામ ફેરવી લીધી,નમાઝ પછી ચર્ચા થઈ કે પાંચ રકાત થઈ જેને કારણે બધાંએ નમાઝ ફરીથી પઢી,પરંતુ તે ભાઈ જે પાંચમી રકાતમાં શરીક ન થયો, અને બેસી રહયો તેણે કહયું કે તમો પઢો,મારી નમાઝ તો થઈ ગઈ,તો લોકોએ કહયું કે ઈમામની નમાઝ ન થઈ તો તારી કેવી રીતે થઈ ગઈ ? તો એ માણસે શું કરવું ?

**જવાબ(૧૮૭-૬૭):-** જે ભાઈ બેસી રહયો તેણે સારૂ કર્યુ,ઈમામ સાથે ઉઠવું ન જોઈએ,જો બધા મુકતદીઓ બેસી રહયા હોત તો ઈમામને પોતાની ભૂલનો ખ્યાલ આવ્યો હોત,અને ઈમામ પાછા બેસી જાત જેનાથી નમાઝ ફાસિદ થવાથી બચી જતે,કાયદાએ અખીરી (છેલ્લો કાયદો) છુટી જવાના કારણે બધાની નમાઝ ફાસિદ થઈ ગઈ,માટે બધા પર લોટાવવું (નમાઝ ફરીથી પઢવી) જરૂરી છે,મજકૂર ભાઈની નમાઝ પણ ઈમામની નમાઝ સાથે જોડાણના લઈ ફાસિદ થશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(ઈમ્દાદુલ ફતાવા: ૧/૫૪૪)*

## સાહિબે તર્તીબની ઈમામત એક કારણે ફાસિદ.

**સવાલ(૧૮૮-૬૮):-** કોઈ ઈમામે ફજરની નમાઝ અદા કરી ન હોય,તો ઝોહર પઢાવી શકે કે કેમ ? એવીજ રીતે ઝોહર,અસર,મગરિબ અને ઈશાં, આગલી નમાઝ અદા ન થઈ હોય તો બીજી નમાઝ પઢાવી શકે કે નહિં ? એવીજ રીતે જુમ્આના દિવસે ફજરની નમાઝ પઢી ન હોય તો તે જુમ્આ પઢાવી શકે છે કે નહિં ?

**જવાબ(૧૮૮-૬૮):-** જો સદરહુ ઈમામ સા. સાહિબે તર્તીબ હોય (જેની પાંચ નમાઝ છુટી ન હોય અને છુટી હોય તો કઝા કરી લીધી હોય) તો પ્રથમ કઝા પઢયા વગર બીજી નમાઝો (ઝોહર,જુમ્આ વિગેરે) પઢી કે પઢાવી શકે નહિં, ફાસિદ લેખાશે.એજ અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામીઃ૨/૫૨૩, હિદાયાઃ ૧/૧૫૪)*

## મઅઝૂર ઈમામ પાછળ નમાઝ ફાસિદ છે.

**સવાલ(૧૮૯-૬૯):-** ઈમામ સા. નમાઝ પઢાવતા હોય અને ચાંદા કે ગુમડામાંથી લોહી,પરૂ નીકળી વહેવા લાગે તો નમાઝ થશે ?

**જવાબ(૧૮૯-૬૯):-** એવા માઅઝૂર ઈમામ પાછળ તંદુરૂસ્તની ઈકતેદા દુરૂસ્ત નથી,નમાઝ થશે નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(હિદાયાઃ ૧/૧૨૬)*

# ઈમામ થી પહેલા તકબીરે તહરીમા પઢવી.

**સવાલ(૧૯૦-૭૦):-** પહેલી તકબીરમાં મુકતદીની તકબીર ઈમામની તકબીર પહેલા પુરી થઈ તો મુકતદીની નમાઝનુ શું થશે?

**જવાબ(૧૯૦-૭૦):-** નમાઝ દુરૂસ્ત ન થશે, તકબીરે તહરીમામાં ઈમામની તાબેદારી કરવી જોઈએ, જલ્દી ન કરવું જોઈએ. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ૨/૯૮, હિદાયાઃ૧/૯૭ )*

## અર્થ ફાસિદ થવાથી નમાઝ ફાસિદ.

**સવાલ(૧૯૧-૭૧):-** એક ભાઈએ ફજરની નમાઝ પઢાવી,પહેલી રકાતમાં સૂરએ બકરહનો છેલ્લો રૂકૂઅ *લિલ્લાહિ માફીસ્સમાવાતિ વ માફિલ્અર્ઝ* માં *આમનર્રસૂલુ બિમા ઉન્ઝિલ ઈલય્હિ મિર્રબ્બિહિ વલ મુઅિમનીન* પઢયું (*મુઅિમનૂન* ની જગ્યાએ) તો નમાઝ થઈ કે દોહરાવી પડશે ?

**જવાબ(૧૯૧-૭૧):-**અર્થાત ફાસિદ થવાથી નમાઝ ફાસિદ થઈ,જેથી લોટાવવી પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(આલમગીરી:૧/૧૮૧)*

## અર્થ ફાસિદ થવાથી નમાઝ ફાસિદ.

**સવાલ(૧૯૨-૭૨):-** બે દિવસ પહેલાં ઈશાંની નમાઝ પઢાવવાનો મોકો ઉપસ્થિત થતાં મારે ના છુટકે આગળ થવું પડયું,ઉકત નમાઝમાં પ્રથમ રકાતમાં સૂરએ ફાતિહા પછી "*સૂરએ યૂસુફ*"પઢવાની મેં શરૂઆત કરી,ઉકત સૂરતમાં ત્રીજી આયતમાં ભૂલ થવાનો મને શક જણાયો,પાછળ કોઈ લુકમો આપનાર ન હતો,એટલે મેં અટકયા વિના આગળ ચલાવ્યે રાખ્યું,અને પ્રથમ રૂકૂઅની બાકીની ત્રણ આયતો પઢી રૂકૂઅ પુરો કર્યો,ચાર રકાત પુરી કર્યા બાદ વિચાર કરતાં જણાયું કે " *વઈન કુન્ત મિન કબ્લિહિ લમિનલ ગાફિલીન* " ના બદલે " *વઈન્નહુ લમિનલ ગાફિલીન*" અથવા "*વલ્લાહુ લમિનલ ગાફિલીન*" પઢી જવાનો મને સંદેહ જણાયો, ઉકત આયતના જુમ્લામાં સહી જુમ્લાને ઠેકાણે ઉપર દર્શાવેલ ગલત જુમ્લાથી ગમે તે એક જુમ્લો પઢાય ગયો હોય તો નમાઝમાં કોઈ વાંધો આવે ખરો ? નમાઝમાં જ મને ભૂલ મહસૂસ થઈ ગયેલી, જેથી મેં ભૂલ જવા બાદ બાકીની ત્રણ આયતો પણ પઢી લીધી હતી, નમાઝમાં કંઈ વાંધો ખરો ?

**જવાબ(૧૯૨-૭૨):-** ઉકત ગલત વાકયથી અર્થાત બદલાય ગયા,જેથી નમાઝ ફાસિદ થશે,લોટાવવી પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામી: ૨/૩૯૩)*

## કાયદાએ અખીરહ છુટવાથી નમાઝ ફાસિદ.

**સવાલ(૧૯૩-૭૩):-** સામાન્ય રીતે માણસ જમાઅતમાં રૂકૂમાં મળે તો તેને તે રકાત મળેલી ગણાય,ત્યાં સુધી કે તેના હાથ ગુઠણને અટકી ગયા,અને ઈમામ સા.રૂકૂઅમાંથી ઉભા થાય તો પણ તે માણસને તે રકાત મળેલી ગણાય છે,એક માણસ ચાર રકાતવાળી નમાઝમાં બીજી રકાતમાં આ રીતે મળયો કે રૂકૂઅમાં જતાં તેના હાથ ગુંઠણ સુધી પહોંચી ગયા,ઈમામ સાહબે " *સમીઅલ્લાહુ લિમન હમિદહ*" પઢી ઉભા થયા,તે માણસ પણ રૂકૂઅમાંથી ઉઠયો,ઈમામ સાહબે ચાર રકાત પુરી કરી,ત્યારે પેલો માણસ પોતાની બાકીની નમાઝ પુરી કરવા ઉઠયો,તેણે બે રકાત પઢી,પહેલી રકાત પઢીને રૂકૂઅ કર્યો, પછી બીજી રકાત પુરી કરી કાયદો કરી સલામ ફેરવી. તો

પૂછવાની વિગત એ કે તે માણસને બીજી રકાત મળી ચુકી હતી,એક જ રકાત બાકી હતી,ચોથી રકાતમાં કાયદો ફર્ઝ છે,બકદરે તશહહુદ (અત્તહિય્યાત પઢે એટલી વાર) બેસવું ફર્ઝ છે.પણ તેણે તે કર્યો નથી,તો તેવી સૂરતમાં તે માણસની નમાઝ થઈ ગઈ કે નહિ ? અમૂક લોકો કહે છે ઈમામના આખરી કાયદા સાથે તેણે કાયદો કરી લીધો હોય તેની નમાઝ થઈ ગઈ,જયારે અમૂક કહે છે કે તેમાં છેલ્લો કાયદો પોતાની પહેલી રકાતમાં હતો,તેણે કર્યો નહિ, જેથી તેની નમાઝ થઈ નહિં ?

**જવાબ(૧૯૩–૭૩):–** રૂકૂઅમાં ઈમામ સાહબ સાથે મેળાપથી રકાત મળી ગઈ, સલામ બાદ છુટી ગયેલ એક જ રકાતની કઝા કરીને છેલ્લો કાયદો કરીને નમાઝ પુરી કરવાની હતી,એના બદલે સદરહુ બે રકાત પઢી છેલ્લો કાયદો ફર્ઝ છુટી ગયો, જેથી નમાઝ ફાસિદ થઈ ગઈ,લોટાવવી પડશે. ફકતખુદાપાક વધુ જાણનાર છે. *(શામીઃ ૨/૧૩૫)*

## નમાઝમાં સ્ત્રીના વાળ ખુલ્લા રહેવા.

**સવાલ(૧૯૪–૭૪):–** મારી સ્ત્રી ઘેર નમાઝ પઢે છે, મેં મારી સ્ત્રીને કહયું કે તુ નમાઝમાં વાળ ખોલી નાંખ, તે કહે છે કે એવું કંઈ બને કે વાળ છોડીને નમાઝ પઢાય! તો શરઅી હુકમ શું છે?

**જવાબ(૧૯૪–૭૪):–** સ્ત્રી માટે નમાઝમાં માથુ પુરૂ ઢાંકવાનો હુકમ છે, ચોથાઈ ભાગ ખુલ્લો રહેવાથી નમાઝ દુરૂસ્ત થશે નહિં વાળ આખી ઓઢણીમાં છુપાવે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી :૨/૮૩ )*

# ઈમામના પાછળ કિરાઅત પઢવી.

## ઈમામ પાછળ કુર્આન પઢવું.

**સવાલ(૧૯૫–૭૫):–** ઈમામ પાછળ નમાઝ પઢીએ તો મુકતદીઓએ ઈમામ પાછળ કંઈક પઢવું જોઈએ ? કે ચુપ રહેવું જોઈએ ? તે ખુલાસાવાર લખશો ?

**જવાબ(૧૯૫–૭૫):–** હનફી સરણીમાં મુકતદીએ ઈમામ સા.પાછળ ચુપ રહેવું જોઈએ,ઈમામની કિરાઅત મુકતદી માટે કાફી છે.જેમકે હદીષ શરીફમાં

છે, " *મન કાન લહુ ઈમામુન ફ કિરાઅતુલ ઈમામિ કિરાઅતુન લહુ* " અર્થાત જેનો ઈમામ હોય તો ઈમામ ની કિરાઅત તેની કિરાઅત લેખાશે.

*(મિશકાત શરીફઃ પેજ–૮૧ હાશિયા નં.–૬)*

માટે મુકતદીએ પઢવાની જરૂરત નથી,બલ્કે પઢવું મકરૂહે તહરીમી છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે *(શામીઃ ૨/૨૬૬. હિદાયાઃ૧/૧૨૦)*

## ઈમામ પાછળ સૂરએ ફાતિહા પઢવી.

**સવાલ(૧૯૬–૭૬):–** જમાઅત સાથે નમાઝ પઢતા હોઈએ ત્યારે મુકતદીએ ઈમામની સાથે કિરાઅત પઢવી નહિં,ઘણાં લોકો એમ કહે છે,કે સૂરએ ફાતિહા તો મુકતદીએ પણ પઢવી જોઈએ,પણ હું એમ માનુ છું કે આપણાં ઈમામ હઝરત અબૂહનીફા (રહ.) ના મસ્લક પ્રમાણે ન પઢવી જોઈએ,તો મારી માન્યતા ખરી છે કે નહિ ? તેનો ખુલાશો કરી આભારી કરશોજી.

**જવાબ(૧૯૬–૭૬):–** બરાબર છે,હનફી સરણીમાં પેશ ઈમામની કિરાઅત મુકતદી માટે કાફી છે,મુકતદી ઉપર કિરાઅત ફર્ઝ નથી,બલ્કે મકરૂહે તહરીમી છે,જેમકે હદીષમાં છે,"*મન કાન લહુ ઈમામુન ફ કિરાઅતુલ ઈમામે કિરાઅતુન લહુ* " અર્થાત જેના ઈમામ હોય તો ઈમામની કિરાઅત એના માટે કાફી છે. જેહરી નમાઝ હોય કે સિર્રી,સૂરએ ફાતિહા પણ પઢે નહિં,ષના પઢીને ચુપ રહે,બીજા ઈમામોના મસ્લકમાં દરેક ઉપર ફાતિહા પઢવી ફર્ઝ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ ૨/૨૬૬. હિદાયાઃ ૧/૧૨૦)*

## ઈમામ પાછળ સૂરએ ફાતિહા પઢવી.

**સવાલ(૧૯૭–૭૭):–** પાંચ ફર્ઝ નમાઝોમાં ઈમામ સાહબની પાછળ નમાઝ પઢનારે ઈમામ સાહબ પાછળ અલ્હમ્દુ અને પછી કોઈ આયત પઢે છે,તો પાછળ નમાઝ પઢનારાઓએ બન્ને વસ્તુઓ ચુપચાપ સાંભળવાની છે,કે મનમાં સાથે પઢતા જવાનું છે ?

**જવાબ(૧૯૭–૭૭):–** મુદરિક મુકતદી (પુરી નમાઝ ઈમામ પાછળ પઢનાર જેની કોઈ રકાત છુટી ન હોય) ઉપર હનફી સરણીમાં પાંચેવ નમાઝોમાંથી કોઈ પણ નમાઝમાં (જેહરી હોય કે સિર્રી) આગલી રકાતોમાં કે પાછલી રકાતોમાં કિરાઅત છે જ નહિં, ચુપચાપ રહેવાનો હુકમ છે.

કારણ કે ઈમામની કિરાઅત મુકતદીઓ માટે પણ કાફી છે,જેમકે હદીષ શરીફમાં છે," *મન કાન લહુ ઈમામુન ફ કિરાઅતુલ ઈમામે કિરાઅતુન લહુ*" અર્થાત જેનો ઈમામ હોય તો ઈમામની કિરાઅત તેના માટે કાફી છે.

*(મિશકાત શરીફઃ પેજ–૮૧ હાશિયા નં.–૬)*

અલબત્ત જેની રકાતો છુટી હોય તો છુટેલી રકાતોમાં મુનફરિદ (એકલો પઢનાર) લેખાશે,જેથી કિરાઅત પઢવી પડશે,ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(હિદાયાઃ૧/૧૨૦, શામીઃ ૨/૧૯૦ તથા ૧૯૧)*

## એકલા નમાઝ પઢનાર માટે કિરાઅત.

**સવાલ(૧૯૮–૭૮):–** નમાઝમાં કિરાઅત કુર્આન પઢવું ફર્ઝ છે? સૂરએ ફાતિહા ફર્ઝ છે? પછી જે આયતો અથવા સૂરત પઢે તે ફર્ઝ છે?

**જવાબ(૧૯૮–૭૮):–** હનફી સરણીમાં એકલા મુસલ્લી પર કિરાઅત, મોટી એક આયત અથવા નાની ત્રણ આયતો ફર્ઝ નમાઝની બે રકાતમાં અને નફલ નમાઝની સર્વે રકાતોમાં ફર્ઝ છે, તેમજ બીજી સૂરત મેળવવી ફર્ઝની બે રકાતોમાં અને નફલની સઘળી રકાતોમાં વાજિબ છે. ઈમામ પાછળ મુકતદી ઉપર સદંતર કિરાઅત ફર્ઝ નથી, બલ્કે ઈમામની કિરાઅત મુકતદી માટે કાફી છે. બીજા ઈમામોના નજદીક ઈમામ પાછળ પણ મુકતદી ઉપર ફાતિહા ફર્ઝ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ૨/૧૩૩, હિદાયાઃ૧/૧૪૭)*

# સુન્નત અને નફલ

## સુન્નતની દરેક રકાતમાં સૂરત મેળવવી.

**સવાલ(૧૯૯–૭૯):–** સુન્નતે મોઅકકદહ અને સુન્નતે ગેરમોઅકકદહની ચારે રકાતોમાં સૂરએ ફાતિહા પછી ચારે રકાતોમાં બીજી સૂરતો મેળવવી કે નહિં ? જો કોઈ મજકૂર ચાર રકાતોમાં બીજી સૂરતો મેળવતા ન હોય તો એ નમાઝ અદા થશે કે નહિં ?

**જવાબ(૧૯૯–૭૯):–** સુન્નતે મોઅકકદહ અને ગેરમોઅકકદહ બન્નેની બધી રકાતોમાં સૂરએ ફાતિહા સાથે બીજી સૂરત મેળવવી વિતરના જેમ વાજિબ છે, જેથી સુન્નતની કોઈ એક રકાતમાં સૂરત મેળવવાનું ભૂલી જાય તો સહવનો સિજદો વાજિબ થશે,સિજદો ન કરવાથી નમાઝ અધુરી રહેશે. ફકત

અલ્લાહ પાક વધુ જાણનાર છે. *(મરાકિયુલ ફલાહ: પેજ–૫૧.)*

## જુમ્આની નમાઝની સુન્નતો.

**સવાલ(૨૦૦–૮૦):–** જુમ્આની કેટલી સુન્નતો છે ?અને તેની નિય્યત કેવી રીતે કરવી? જુમ્આની અઝાન પછી કેટલી સુન્નતો પઢવી ? અને તેની નિય્યત શું કરવી ? ફર્ઝ નમાઝમાં ટાઈમની નિય્યત કરવી જરૂરી છે ? અને તેની નિય્યત કઈ રીતે કરવી ?

**જવાબ(૨૦૦–૮૦):–** જુમ્આ અગાઉ ચાર રકાત અને જુમ્આ બાદ છ રકાત સુન્નતે મોઅકકદહ છે,એટલે વાજિબ માફક પઢવી જરૂરી છે,ન પઢવાથી ગુનેહગાર થશે,નિય્યત સુન્નતની કરવામાં આવે,વખત નકકી કરવો નિય્યતમાં જરૂરી નથી, જેમકે હું ચાર રકાત સુન્નત પઢું છું,જુમ્આ અગાઉ કે પછીની કહેવું જરૂરી નથી,દરેક ફર્ઝ નમાઝમાં ટાઈમની નિય્યત કરવી જરૂરી છે,જેમકે હું જુમ્આની ફર્ઝ બે રકાત પઢું છું. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામી: ૨/૪૫૧)*

# ફજરની સુન્નતે મોઅકકદહ અને શાફિઈ.

**સવાલ(૨૦૧–૮૧):–** ફજરની સુન્નત કઅદએ અખીરહ મળવાની ઉમીદ હોય ત્યાં સુધી સુન્નત પઢવી જોઈએ તો એક ઈમામ શાફિઈ (રહ.)ની ઈકતિદા કરે છે તો શું તેના માટે પણ એ મસઅલો છે?

**જવાબ(૨૦૧–૮૧):–** અમુક આલિમોનો એ કોલ છે પરંતુ જેના પર ફતવો છે તે એ કોલ એ છે કે એક રકાત મળવાની ઉમીદ હોય તો તે બાદ બીજી કોઈ નમાઝ પઢવું જાઈઝ નથી, પરતું જમાઅતમાં શરીક થઈ જાય અને છુટેલી સુન્નત સુરજ નીકળવા બાદ પઢે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામી:૨/૫૧૦)*

## ફજરની સુન્નતે મોઅકકદહ અનુ હનફી.

**સવાલ(૨૦૨–૮૨):–** ફજરની જમાઅત ઉભી થઈ ગઈ છે,ઈમામ સાહબે કિરાઅત શરૂ કરી દીધી છે,એક માણસ આવ્યો અને જમાઅતમાં મળી ગયો,ત્યાર બાદ તેણે સુન્નતો પઢી નહિં,જમાઅત બાદ મારે સુન્નતની કઝા કરવાની નથી કેમકે હું હનફી છું,માટે ખુલાસાવાર લખી જણાવશો.

**જવાબ(૨૦૨-૮૨):-** સર્વે સુન્નતોમાં ફજરના સુન્નત વધુ મોઅકકદહ છે, એની બાબત ઘણી તાકીદ આવી છે.જમાઅત ઉભી થઈ ગઈ હોય છતાં ફજરની સુન્નત પઢવાનો હુકમ છે,એક રકાત મળવાની આશા હોય ત્યાં સુધી પઢી લેવી જોઈએ,છોડે નહિં,એક રકાત પણ મળવાની ઉમીદ ન હોય તો સુન્નત છોડી જમાઅતમાં શામિલ થઈ જવું જોઈએ. અમૂક આલિમોએ તો છેલ્લો કાયદહ મળવાની વકી હોય ત્યાં સુધી પઢવાનુ લખ્યું છે.જમાઅતમાં શામિલ થવાથી એકલી સુન્નત છુટી ગઈ હોય તો કઝા નથી,ઈમામ મુહમ્મદ (રહ.) સુર્યોદય બાદ કઝા કરવાનું કહે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયા: ૧/૧૫ર. શામી: ર/૪૫૩)*

## જમાઅતનો વખત નજીક હોય ત્યારે સુન્નતો પઢવી.

**સવાલ(૨૦૩-૮૩):-** જમાઅતનો વખત નજીક હોય અને જમાઅતમાં સુન્નત પઢવા ઉભા થાય તો શું હુકમ છે? એ જાણે છે કે આ ટાઈમે જમાઅત ઉભી થાય છે.

**જવાબ(૨૦૩-૮૩):-** જયારે જમાઅતનો વખત નજીક હોય કે સુન્નત પુરી કરવા પહેલાં જમાઅત ઉભી થઈ જશે તો આ રીતે મસ્જિદમાં સુન્નત પઢવી જોઈએ કે સફ ઉભી કરવામાં હરજ ન થાય, જેમકે હદીષ શરીફમાં છે કે જયારે જમાઅત ઉભી થાય તો ફર્ઝ નમાઝ વગર કોઈ નમાઝ નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી:ર/૫૧૦)*

## ઝોહરની સુન્નતો વિષે.

**સવાલ(૨૦૪-૮૪):-** ઝોહરની ફર્ઝ નમાઝની તકબીર થઈ રહી હતી,એક માણસ આવી સુન્નત પઢવા લાગ્યો,તેને રોકવા છતાં તે સુન્નત પઢવા લાગ્યો તો શું તે સુન્નત પઢી શકે છે ?

**જવાબ(૨૦૪-૮૪):-** ફજરની સુન્નત સિવાય બીજી સુન્નતો જમાઅત ઉભી થયા બાદ પઢવી મના છે,ભલેને જમાઅત મળવાની આશા હોય,સુન્નતો છોડી જમાઅતમાં શામિલ થવું જરૂરી છે,જેમકે ફિકહની સર્વે કિતાબોમાં વર્ણન છે, છુટી ગયેલ અગાઉની સુન્નતો ફર્ઝ બાદ પઢી લેવામાં આવે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે. *(શામી: ર/૫૧૩. મરાકિયુલ ફલાહ:૧૧૧)*

## સુબ્હે સાદિક પછી પઢેલી તહજજુદ.

**સવાલ(૨૦૫-૮૫):-** તહજજુદની નમાઝ,ફજરની સુન્નતો, સુબ્હે સાદિક પહેલાં પઢી,પરંતુ તે તહજજુદનો વખત ન હતો,માત્ર ગુમાનથી પઢી,પછી જણાયું કે સુબ્હે સાદિક થઈ ગઈ છે,તો શું એ તહજજુદ ફજરની સુન્નતે મોઅકકદહમાં ગણાશે ? કે તહજજુદ ગણાશે ?

**જવાબ(૨૦૫-૮૫):-** તહજજુદનો વખત સુબ્હે સાદિક સુધી છે,સુબ્હે સાદિક પછી પઢેલી નફલ નમાઝ તહજજુદ નથી,પરંતુ ફજરની સુન્નત ગણાશે,ફરી બીજીવાર ફજરની સુન્નતે મોઅકકદહ ન પઢે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી: ૨/૩૭. આલમગીરી)*

## ફજરની અઝાન પછી નફિલ.

**સવાલ(૨૦૬-૮૬):-** સવારની અઝાન પછી નફિલ નમાઝ દાખલા તરીકે તહય્યતુલ વુઝૂ ,તહય્યતુલ મસ્જિદ પઢી શકાય કે નહિં ?

**જવાબ(૨૦૪-૮૬):-** સુબ્હે સાદિક (ફજર) થી સુર્યોદય સુધી સુન્નતે ફજર (બે રકાતો) સિવાય નફિલ નથી,તહય્યતુલ વુઝૂ વિગેરે જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી: ૨/૩૭)*

# તરાવીહ

## સત્તાવીસ રમઝાનની રાતે કુર્આન ખતમ.

**સવાલ(૨૦૭-૮૭):-** રમઝાન શરીફની તરાવીહમાં કુર્આન શરીફનું ખતમ, આપણાં હિન્દુસ્તાનનાં ગામો અને શહેરોના રિવાજ મુજબ સત્તાવીસમી રાતે કરવું જણાવે છે,તો શું એ હુઝૂર (સ.અ.વ.) ની સુન્નત છે ? અફઝલ છે ? એક રિવાજ અથવા એમ કરવું ગુનોહ છે ? એ માટે હદીસો તેમજ આપણાં આલિમોનું શું કહેવું છે ? અહિંયા દર વર્ષે રમઝાનુલ મુબારકની સત્તાવીસમી રાતે કુર્આન શરીફ તરાવીહમાં ખતમ કરવામાં આવે છે,અગાઉ બે વરસ પહેલા ઈમામ સાહબે અટ્ઠાવીસમી રાત્રે કુર્આન શરીફની તરાવીહ ખતમ કરવા કોશીષ કરી હતી,પરંતુ તેઓને સમજાવવાથી સત્તાવીસમી રાતે ખતમ કર્યુ હતું,અને જમાતીભાઈઓમાં ઝઘડો થતો અટકી

ગયો હતો,ત્યાર પછી આજ સુધી સત્તાવીસમી રાત્રે કુર્આન શરીફ તરાવીહમાં પુરૂ કરતાં આવ્યા હતા. ચાલુ રમઝાનમાં વીસ અથવા બાવીસ રમઝાનના રોજ ઈમામ સાહબને કમીટી તરફથી અથવા કમીટીના એક મુતસદી ભાઈ તરફથી જાણ કરવામાં આવી હતી કે તમારે સત્તાવીસમી રાતે જ કુર્આન શરીફ તરાવીહમાં ખતમ કરવું જેથી જમાઅત તૂટી ન જાય, ઝઘડો ઉત્પન્ન ન થાય,ઈમામ સાહબે એવું ન કરતાં છવ્વીસમીના રાતે જ કુર્આન શરીફ પુરૂ કરી દીધું,જેનાથી ઝઘડો થયો,સો જમાતી ભાઈઓમાંથી સાઠ,સિત્તેર જમાતીભાઈઓ કે જે સત્તાવીસમીના રાતે કુર્આન શરીફની તરાવીહ ખતમ કરવાના આગ્રહી હતા,હઠ પકડી અને જમાઅતની કમીટીએ ઈમામ સાહબને ઈમામત કરવા ના પાડી,જયારે અમૂક જમાતીભાઈઓનું મંતવ્ય છે કે તે ઈમામ નમાઝ પઢાવશે તો જ હમો પઢીશું,જેથી અહિંયા બે ભાગે જમાઅત પડી ગઈ છે તો તે માટે શું હુકમ છે ?

**જવાબ(૨૦૭–૮૭):–** તરાવીહમાં એક વાર ખત્મે કુર્આન શરીફ સુન્નત છે, રાત નકકી નથી,સત્તાવીસમી રાત્રે જ ખતમ કરવાને સુન્નત કે જરૂરી માનવું સનદ–દલીલ વગરની વાત છે,એ વિષે ઝઘડો,ફસાદ,ફુટફાટ (જમાઅતમાં બે પક્ષ) જહાલત છે,ઘણાં ખરા હાફિઝીઓનો સત્તાવીસમીએ ખતમ કરવાનો તરીકો (રીત) છે. પરંતુ જયાં લોકો સુન્નત કે જરૂરી માનતા હોય ત્યાં લોકોની માન્યતા સુધારવા પેશ ઈમામ અન્ય રાત્રે ખતમ કરે તેમાં વાંધો નથી. જયારે એના કારણે જમાઅતમાં ફુટફાટ,બે પક્ષ થવાનો વધુ ભય હોય તો જેમકે મુતસદીભાઈ તરફથી જાણ કરવામાં આવી હતી તો પેશઈમામે ઝઘડો મિટાવવા સત્તાવીસમીએ ખતમ કરવું બેહતર હતું. જમાઅતના સંપ માટે સદરહુ પેશઈમામ ભૂલ કબૂલ કરી લે,હિકમતથી કામ કરે,ફુટફાટથી શૈતાન જમાઅતનું કામ બગાડે,લોકોએ સુન્નતે રસૂલુલ્લાહ (સ.અ.વ.) અપનાવવી જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(ઈમ્દાદુલ ફતાવા:૧/૪૮૭)*

## તરાવીહની ઈમામત નાબાલિગ છોકરો કરે.

**સવાલ(૨૦૮–૮૮):–** એક છોકરાનો જન્મ ૧૯૫૯ માં થયો હતો,તે હાફિઝ છે,તે આ વર્ષે ૧૯૭૩ માં તરાવીહ પઢાવી શકે કેમ ?

**જવાબ(૨૦૮-૮૮):-** નાબાલિગ (અયુવાન) છોકરો તરાવીહમાં પણ ઈમામ થઈ શકતો નથી. જો એ છોકરામાં બુલૂગ (યુવાની) ની નિશાનીઓ માંથી (એહતેલામ કે ગર્ભ ઠેરવ્વાની શકિત અર્થાત વિર્ય નીકળવું) કોઈ નિશાની દેખાય તો બાલિગ લેખાશે,નહિંતર પુરા પંદર વર્ષ (ચંદ્રના હિસાબે) થશે ત્યારે બાલિગ થશે,એ અગાઉ ઈમામત દુરૂસ્ત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયાઃ ૩/૩૫૭, શામીઃ ૨/૨૮૪)*

## કેટલી ઉમરનો છોકરો તરાવીહ પઢાવી શકે ?

**સવાલ(૨૦૯-૮૯):-** કેટલી ઉમરનો છોકરો રમઝાન શરીફની તરાવીહ પઢાવી શકે ?

**જવાબ(૨૦૯-૮૯):-** એહતેલામ થવાથી જુવાન થઈ જાય છે, તે તરાવીહ પઢાવી શકે છે. જો કોઈ કારણસર એહતેલામ ન થતુ હોય પરંતુ ઉમર પંદર વરસની થઈ ગઈ હોય તો તરાવીહ પઢાવવી જાઈઝ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ ૨/૨૮૪)*

## ફાસિક હાફિઝ ઈમામની તરાવીહ પઢાવવી.

**સવાલ(૨૧૦-૯૦):-** રમઝાનમાં હાફિઝ નહિ હોવાને લઈ *"અલમતર"* થી તરાવીહ પઢીએ છીએ,અને જે માણસ તરાવીહ પઢાવે છે તે દાઢી રાખતા નથી,પાંચ ટાઈમની નમાઝના પાબંદ નથી,સીનેમા વિગેરે પણ જુએ છે, તો એવો માણસ તરાવીહ પઢાવી શકે છે ?

**જવાબ(૨૧૦-૯૦):-** હાફિઝ મળતા ન હોય તો *"અલમ્તર"* ની તરાવીહ જમાઅતથી પઢવી જોઈએ,ફાસિક હાફિઝ કરતાં પરહેઝગાર બિન હાફિઝને ઈમામ બનાવવો જોઈએ,ભલેને સુરતોથી તરાવીહ પઢાવે ! ફાસિકની ઈમામત મકરૂહે તહરીમી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામીઃ ૨/૨૯૮. ઈમદાદુલ ફતાવાઃ૧/૩૫૧)*

## તરાવીહની ચાર રકાતે દુઆ.

**સવાલ(૨૧૧-૯૧):** તરાવીહ ની ચાર રકાત પછી દુઆ કે ફાતિહા પઢવું કે નહિં ?

**જવાબ(૨૧૧-૯૧):-** તરાવીહની દર ચાર રકાત પછી તરવીહા (થોડીવાર

બેસવું) મુસ્તહબ છે. તેમાં ઝોરથી દુઆ પઢવી અથવા ફાતેહા પઢવું સાબિત નથી, તેમાં ઈખ્તિયાર છે, તસ્બીહ પઢે અથવા એકલા એકલા દુઆ માગે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી: ૨/૪૯૭)*

**ફાયદોઃ-** તસ્બીહ આ પ્રમાણે પઢવી. *સુબ્હાન જીલમુલ્કે વલ મલકુત સુબ્હાન જીલ્ઈઝઝતે વલ અજમતે વલ કુદરતે વલ કિબરિયાઈ વલ જબરુત,સુબ્હાનલ મલિકિલ હય્યિલ લજી લા યમૂત,સુબ્બુહુન કુદ્દુસુન રબ્બુલ મલાઈકતિ વર્રુહ,લાઈલાહ ઈલ્લલ્લાહ,નસ્તગફિરુલ્લાહ,નસ્અલુલ્લાહલ જન્નહ વનઉજુબિક મિનન્નાર.(સંપાદક) (શામી: ૨/૪૯૭)*

## તરાવીહની ચાર રકાતે શું પઢવું ?

**સવાલ(૨૧૨-૯૨):-** તરાવીહની ચાર રકાતે કલેમા,દુરૂદ શરીફ,ચારે સહાબાના નામ જોરથી પઢવું યા આહિસ્તા પઢવું ? પઢવા અંગે ઉલમાએ દીન શું ફરમાવે છે ?જોરથી પઢવું યા આહિસ્તાથી પઢવું કે ખામોશ રહેવું ? ખામોશ રહેવાથી ગુનોહ થશે ?

**જવાબ(૨૧૨-૯૨):-** તરાવીહમાં (તરાવીહની દર ચાર રકાત બાદ બેસવું) અફઝલ આ છે કે દરેક મુસલ્લી ધીમેથી ઝિક્ર (કલિમા,દુરૂદ શરીફ,તસ્બીહ વિગેરે) કરે,ચુપ બેસી રહેવું ગુનોહ નથી,પરંતુ રમઝાનની બરકતવંતી રાતને ગનીમત જાણી એ વખત નકામો બરબાદ કરવો જોઈએ નહિં,રમઝાન સવાબ કમાવવાની સીઝન છે,દર ચાર રકાત બાદ ઈમામે ઝોરથી દુઆ માંગવી સાબિત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(ઈમદાદુલ ફતાવા. ૧/૪૯૦, શામી: ૨/૨૯૭)*

## તરાવીહમાં ભૂલ બતાવનાર ન હોય.

**સવાલ(૨૧૩-૯૩):-** અહિંયા એક હાફિઝ મોલ્વી છે,અને બીજા ફકત મોલ્વી છે, રમઝાન શરીફમાં હાફેઝ મોલ્વી કુર્આનની તરાવીહ પઢાવે છે,ભૂલ બતાવનાર પાછળ કોઈ હોતુ નથી,ભૂલ થાય છે તો મૌલાના બે રકાત પછી કુર્આન શરીફમાં જોઈ લે છે, ઘણાંનું કહેવું છે કે *"અલમતર"* ની તરાવીહ પઢાવે તો શું વાંધો ? માટે એ વિષે શું હુકમ છે ?

**જવાબ(૨૧૩-૯૩):-** જેમ તરાવીહની વીસ રકાત નમાઝ સુન્નત છે,તે જ પ્રમાણે કુર્આન શરીફ પુરુ ખતમ કરવું તરાવીહમાં સુન્નત અને સવાબનું કારણ

છે. બેહતર તો એ છે કે કોઈ સાંભળનાર બીજા કોઈ હાફેઝ હોય અને જૈય્યિદ સરસ યાદ વાલા હાફેઝ હોય,અને સાંભળનાર ન હોય તો કોઈ સમયે ભૂલ પડવાથી સલામ પછી કુર્આન શરીફ માં જોઈ તહકીક કરી લેવામાં આવે,કેટલીક વાર સાંભળનાર હોવા છતાં પઢનાર અને બતાવનાર માં વાંધો પડે છે,ત્યારે પણ કુર્આન શરીફમાં જોવું પડે છે. તરાવીહ પઢાવનારનું કુર્આન શરીફ બહું કાચું હોય અને ઘણી ભૂલો પડતી હોય તેવી સુરતમાં સાંભળનાર ન હોવાના કારણે *"અલમ્તર"* થી પઢવું બેહતર લેખાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામીઃ ૨/૪૯૭ તથા ૪૯૮)*

## તરાવીહનું મહેનતાણું લેવું.

**સવાલ(૨૧૪-૯૪):-** રમઝાનમાં કાયમી પગારવાળો ઈમામ જે તરાવીહ પણ પઢાવે છે,અને તેની તરાવીહમાં કુર્આન શરીફ ખતમ અથવા 'અલમતર' થી તરાવીહ પઢાવી આપે છે,અને તેના માટે રમઝાનની સત્તાવીસમી રાત્રે ઈમામ સાહબના ફાળા માટેનું એલાન કરવામાં આવે છે, જેમાં લોકો યથાશકિત આપે છે,તો પુછવાનું એ છે કે સદરહુ ઈમામ માટે આવો ફાળો કરવો કેવો છે ? કારણ કે આમ ઈન્સાન માટે સવાલ કરવો મના છે,પછી ઈમામ માટે આવા ફાળા માટે સવાલ કરવો જાઈઝ ગણાશે કે કેમ ? રમઝાન બાદ મસ્જિદ બહાર વ્યકિતગત ઉઘરાવવું કેમ છે. ?

**જવાબ(૨૧૪-૯૪):-** તરાવીહના મહેનતાણા પેટે ઉઘરાણું જાઈઝ નથી,પઢાવનાર ઈમામે લેવું મના છે,અલબત્ત કોઈ ખુશીથી આપે તો લેવામાં કંઈ વાંધો નથી,લિલ્લાહ (મહેનતાણાની આશા વગર) પઢાવે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(આધારિત ઈમદાદુલ ફતાવાઃ ૩/૩૩૪)*

## તરાવીહની વીસ રકાત છે કે આઠ રકાત?

**સવાલ(૨૧૫-૯૫):-** તરાવીહ ૨૦ (વીસ) રકાત પઢવી કે પછી આઠ રકાત પઢવી ?

**જવાબ(૨૧૫-૯૫):-** તરાવીહ ૨૦ (વીસ) રકાત પઢવી સુન્નતે મોઅકકદહ છે,એના ઉપર સર્વે સહાબા (રદિ.) નો ઈજમાઅ્ (સર્વાનુમતી) છે,૮ (આઠ) રકાતથી સુન્નત અદા થશે નહિ. ગેરમુકલ્લિદોની એ વિષે હટધર્મી છે.

અલ્લાહ પાક વધુ જાણનાર છે. *(શામીઃ ૨/૪૯૫. ફતાવા દારૂલ ઉલૂમ)*

# કઝા નમાઝ

## કઝા નમાઝનો ફિદયો.

**સવાલ(૨૧૬–૯૬):–** મરનારે મરતી સમયે એ વસિય્યત કરી કે મારી જે નમાઝ કઝા થઈ છે,તેના બદલામાં અર્ધો સાઅ્ ઘઉ આપજો,તો શું એ કરજ છે ?અથવા વસિય્યત ? અને તે હુકૂકુલ્લાહમાંથી છે કે હકૂકુલ ઈબાદમાંથી ?

**જવાબ(૨૧૬–૯૬):–** મર્હૂમ ઉપર જેટલી નમાઝો (ફર્ઝ અને વિતર વાજિબ) કઝા હોય તે દરેક નમાઝનો ફિદયો પોણા બે કિલો ઘઉં દેવો પડશે,એક દિવસની પાંચ નમાઝ અને વિતર સાથે છ ફિદયા દેવા પડશે,એ વસિય્યત હુકૂકુલ્લાહમાંથી છે, હુકૂકુલ ઈબાદમાંથી નથી,એટલે છોડેલા માલમાંથી પહેલાં કફન,દફન અને કર્ઝ અદા કરવામાં આવે તે પછી જે કંઈ બચે તેના એક તૃત્યાઉંશ ભાગમાંથી વસિય્યત પુરી કરવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામીઃ ૨/૫૩૨. આલમગીરી)*

## કઝાએ ઉમ્રી અને તેની નિય્યત.

**સવાલ(૨૧૭–૯૭):–** મારો જન્મ તા. ૧૫–૫–૧૯૪૭ છે,તો મારે જીવન ભરની છુટેલી નમાઝોની કઝા કઈ તારીખથી પઢવી પડશે,એક માણસ કઝાએ ઉમ્રી પઢે છે, અને નિય્યત આ પ્રમાણે કરે છે, "હું નમાઝ પઢુ છું ચાર રકાત ઝોહર,અસર વિગેરેની ફર્ઝ, ઉમરની કઝા,જો મારી ઉમરમાં નમાઝ ફરજ થઈ ગયા પછી તેમાની ઝોહર,અસર વિગેરે ગઈ હોય;" તે પ્રમાણે નિય્યતમાં તારીખ,વાર બીજુ કાંઈ કહેતો નથી,તો આ પ્રમાણેની નિય્યત ખરી છે કે કેમ ? તથા કેવી રીતે પઢવી તે લખશો. ?

**જવાબ(૨૧૭–૯૭):–** જેટલી નમાઝો કઝા થઈ હોય અને યાદ હોય તો તે મુજબ કઝા પઢતો રહે કે મારી જેટલી નમાઝો ગઈ છે, તેના પહેલા દિવસની ફજરની, કે પહેલા દિવસની ઝોહરની,એ પ્રમાણે અનુક્રમે પઢતો રહે,ફરી એ મુજબ બીજા દિવસની,ત્રીજા દિવસની,વિતરની ત્રણ રકાત પણ વાજિબ છે,તેની પણ કઝા જરૂરી છે. દરરોજ પાંચ વખતની નમાઝ પઢે,અને તે સમયે વખત મળતો હોય તો છુટેલી કઝા નમાઝો પણ તે જ મુજબ સાથે કઝા પઢતો

રહે,અથવા જયારે પણ ફુરસદ મળે તે વખતે ઉપર જણાવ્યા મુજબ કઝા પઢતો રહે,ફર્ઝ કઝા નમાઝ ફજરના વખતે તેમજ અસર પછી પણ પઢી શકાય. (આ બન્નેવ વખતોમાં માત્ર નફલ નમાઝ મકરૂહ છે.)

નમાઝો કઝા હોવાની ચોકકસ યાદી ન હોય તો બાલિગ (જવાન) થયા ત્યારથી શરૂ કરે,જો વધુ કઝા નમાઝ પઢાય હશે તો એનાથી નફલનો સવાબ જરૂર મળશે,એટલે વધુ પઢેલી નકામી જશે નહિં,બલ્કે કયામતના દિવસે નમાઝોનો હિસાબ થશે ત્યારે લાભકારી થઈ પડશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(ઈમદાદુલ ફતાવાઃ ૧/૫૦૬)*

## ફજરની કઝા નમાઝ, ઝોહરના સમયમાં.

**સવાલ(૨૧૮-૯૮):-** ફજરની નમાઝ કઝા થઈ ગઈ,તે માણસ ઝહોરના સમયે મસ્જિદમાં આવ્યો ત્યારે ઝોહરની જમાઅત થઈ રહી હતી,તો પહેલાં ઝોહરની નમાઝ પઢે કે ફજરની કઝા પઢે ?

**જવાબ(૨૧૮-૯૮):-** જો એ માણસ સાહિબે તર્તીબ (અર્થાત યુવાન થયા પછી નમાઝો કઝા ન થઈ હોય,અથવા કઝા થઈ હોય તો બધી નમાઝો પઢી લીધી હોય અને એક નમાઝ પણ સિરે બાકી ન હોય એવો માણસ) હોય તો પ્રથમ ફજરની નમાઝ પઢી લે પછી ઝોહરની જમાઅતમાં શામેલ થાય,અને જો સાહિબે તર્તીબ ન હોય તો ઝોહરની નમાઝ અદા કરી લે,પછી ફજરની કઝા પઢે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(મરાકિયુલ ફલાહઃ પેજ-૧૦૮)*

## કઝા પ્રથમ પઢે પછી સુન્નત.

**સવાલ(૨૧૯-૯૯):-** સવારની નમાઝ કઝા બાકી હોય,અને ઝોહરની નમાઝના ટાઈમે મસ્જિદમાં જઈએ,તો પ્રથમ બે ફરજ અદા કરવી જોઈએ કે ચાર સુન્નત ? એક ભાઈનું કહેવું છે કે જયાં સુધી નમાઝ સિરે બાકી હોય ત્યાં સુધી બીજી નમાઝ થતી નથી,ખુલાશો લખશો.

**જવાબ(૨૧૯-૯૯):-** પ્રથમ કઝા પઢી લેવી જોઈએ,જો સદરહુ ભાઈ તર્તીબવાળો હોય તો જયાં સુધી કઝા નમાઝ પ્રથમ પઢશે નહિં,તેની ટાઈમની બાકી નમાઝ અદા થશે નહિં,અને જો તર્તીબવાળો ન હોય તો કઝા સિરે હોવા છતાં ટાઈમ પરની નમાઝ અદા થઈ જશે,પરંતુ બાકી કઝા નમાઝની પ્રથમ

ફિકર હોવી જોઈએ. એજ અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામીઃ ૨/૫૩૦.તથા ૫૩૧ હિદાયાઃ ૧/૧૫૪)*

## ફજર તથા અસર પછી કઝા પઢવી.

**સવાલ(૨૨૦-૧૦૦):-** ફજર અને અસરની નમાઝ પઢયા પછી કઝા નમાઝ પઢી શકાય ?

**જવાબ(૨૨૦-૧૦૦):-** પઢી શકાય,નફિલ મનાઈ છે, અલબત્ત સુરજ ફિકકો પડયા પછી કઝા જાઈઝ નથી,સુરજ ફિકકો પડી જાય તો પણ તે દિવસની અસરની નમાઝ પઢી શકાય છે. એજ અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(કાઝીખાન :૧/૩૬, શામીઃ ૨/૩૬ તથા ૩૭)*

## વીસ વરસની નમાઝોની કઝા.

**સવાલ(૨૨૧-૧૦૧):-** મારી વીસ વરસની નમાઝો અને પચ્ચીસ વરસના રોઝા જવાની માં ગફલતથી જતા રહયા,મને હાર્ડની બીમારી છે,થોડા મહીનાથી બિસ્તરમાં છું,ઉઠવા બેસવાની તાકત નથી,તો હવે શું કરવુ ?

**જવાબ(૨૨૧-૧૦૧):-** છુટેલ નમાઝ,રોઝા માટે હુકમ એ છે કે જયાં સુધી કઝા કરવાની તાકત હોય તેને કઝા કરવી જરૂરી છે, ફિદયો દેવો બસ થશે નહિં,પરંતુ જો બીમારીમાં ફસાય ગયા અને સારા થવાની ઉમીદ નથી તો પોતે ફિદયો આપે,અથવા વસિય્યત કરે, એક રોઝાનો ફિદયો એક કિલો અને ૬૩૩ ગ્રામ ઘઉ છે.અને એક ફર્ઝ નમાઝનો ફિદયો પણ એજ છે, રાત-દિવસમાં કુલ છ નમાઝ છે, કારણ કે વિતર અલગ નમાઝ ગણાશે; એટલે રાત દિવસની છ નમાઝો માટે ૯ કિલો અને ૭૯૮ ગ્રામ ઘઉ આપવા પડશે,જો પોતે ફિદયો આપે,અને તે પછી કઝા રાખવાની તાકત હાસલ થઈ જાય તો અદા કરેલો ફિદયો બાતિલ ગણાશે,અને કઝા રાખવું જરૂરી નથી, કરશો તો બીજી વાર ફિદયો અદા કરવું અને વસિય્યત કરવું જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામીઃ ૨/૫૩૨)*

## સુવાવડમાં થયેલ કઝા નમાઝ.

**સવાલ(૨૨૨-૧૦૨):-** સુવાવડમાં જે નમાઝો કઝા થાય છે,એ નમાઝો માફ

છે કે સુવાવડ પછી એની કઝા કરવી પડશે ?

**જવાબ(૨૨૨-૧૦૨):-** નિફાસના દિવસો (સુવાવડ) માં પણ હૈઝની માફક નમાઝો માફ છે, એટલે કઝા નથી,અલબત્ત રોઝાની કઝા કરવી પડશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી: ૧/૪૯૬)*

## કઝા નમાઝ અલ્લાહનું કર્ઝ છે.

**સવાલ(૨૨૩-૧૦૩):-** હાલ મારી ઉમર ૨૬ (છવ્વીસ) વરસની છે,મારી ઘણી નમાઝો છુટી ગયેલી છે,માત્ર બહુ થોડી અદા થઈ હશે,કેટલી અદા થઈ છે અને કેટલી બાકી રહી છે ? તેની ચોકકસ ખબર નથી,છુટી ગયેલી નમાઝો અદા કરવાનો મારા દિલમાં ઈરાદો થયો છે,તો મારે એ નમાઝો કેવી નિય્યત કરીને પઢવી ? ચોવીસ કલાકમાં કયારે પઢવી ? ફર્ઝ નમાઝની જ કઝા કરવી પડશે કે પછી સુન્નત અને વાજિબની પણ ? બધી નમાઝોનું પુરે પુરૂ કર્ઝ અદા થઈ ગયું છે એવું કયારે સમજવું ? ઈશરાક, ચાશત કે તહજજુદ અદા કરવી સારી કે છુટેલી ફર્ઝ નમાઝ અદા કરવી સારી ?

**જવાબ(૨૨૩-૧૦૩):-** ખુદાપાકનો શુક્ર અદા કરો કે તેણે કઝાએ ઉમ્રીની તૌફીક તમને આપી,એ ખુદાપાકનું કર્ઝ છે,જેમ બને તેમ વહેલી તકે ચુકવી દેવું જોઈએ,બીજા ફર્ઝો, રોઝા,ઝકાત વિગેરે જે માથે બાકી હોય તેની પણ કઝા કરી લેવી જોઈએ,કયારે મૌત આવી જાય કહી શકાય નહિં, કઝા થયેલી નમાઝોની ચોકકસ ગણત્રી યાદ ન હોય તો ગાલિબ ગુમાન (વધુ અનુમાન) ઉપર અમલ કરવો પડશે કે તમારૂ દિલ ગવાહી દે કે હવે બધી કઝા થઈ ગઈ, કઝા કેવળ ફર્ઝો અને વાજિબોની છે,સુન્નતોની કઝા નથી,એટલે ઈશાંના ફર્ઝ સાથે વિતરની કઝા કરવી પડશે, નવાફિલ (ઈશરાક,ચાશત, તહજજુદ વિગેરે) કરતાં કઝા નમાઝ પઢવી બેહતર છે, કારણ કે કઝા બાકી રહી જશે તો પકડ થશે,નવાફિલ બાબત પકડ નથી,જયારે ફુરસદ મળે કઝા પઢયા કરવી જોઈએ. સમય નકકી નથી,વહેલી તકે માથેથી એ બોઝ ઉતારી દેવો જોઈએ,દરેક નમાઝ બાદ એક એક કઝા પઢવામાં લાંબી મુદત લાગશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી: ૨/૫૨૪)*

## ફજરની સુન્નતોની કઝાનો હુકમ.

**સવાલ(૨૨૪-૧૦૪):-** ફજરની નમાઝ મોડેથી ઉઠવાથી કે બીજા કોઈ કારણસર પઢાઈ નહિં,મારે સવારે આઠ વાગે ફજરની કઝા નમાઝ પઢવી છે, તો સુન્નત પણ પઢવી કે ફકત ફજરની બે રકાત ફરજ પઢવી ? એ વિષે ખુલાસો લખશો ?

**જવાબ(૨૨૩-૧૦૨):-** ઝવાલ અગાઉ જો ફજરની કઝા પઢે તો સુન્નત પણ પઢવી જોઈએ,બાદમાં કેવળ ફજરની કઝા કરે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ ૨/૪૦. મરાકિયુલ ફલાહઃ૧૧)*

## ફજરની સુન્નતની કઝા.

**સવાલ(૨૨૫-૧૦૫):-** એક માણસની ફજરની નમાઝ કઝા થઈ છે,તો તે તુલૂએ આફતાબ પછી પઢવા માગે છે,તો તેને સુન્નત ની પણ કઝા કરવી કે કેમ ?

**જવાબ(૨૨૫-૧૦૫):-** જો ઝવાલ અગાઉ ફજરની કઝા કરે તો ફર્ઝ સાથે સુન્નતની પણ કઝા કરવી મુસ્તહબ છે,ઝવાલ બાદ નહિં,કારણ કે કઝા ફર્ઝ કે વાજિબની ખાસ છે,નફિલની કઝા નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામીઃ૨૪૦. હિદાયાઃ૧/૧૨૧)*

## ફર્ઝ,વાજિબની કઝા કરે.

**સવાલ(૨૨૬-૧૦૬):-** છુટેલી કઈ નમાઝોની કઝા પઢવી જોઈએ ?

**જવાબ(૨૨૬-૧૦૬):-** કેવળ ફર્ઝ,વાજિબની કઝા છે,સુન્નતોની કઝા નથી,જો પોતાના સિરે કઝા ઘણીં હોય તો પ્રથમ કઝાની ફિકર કરવી જોઈએ,અહિયા સુધી કે નફલો છોડી કઝા પઢવી જોઈએ કે કઝા બાકી રહી જાય નહિં,વહેલી તકે કઝા પઢી લેવી જોઈએ, નહિંતર પકડ થશે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયાઃ૧/૧૫૪, આલમગીરીઃ૧/૧૨૧)*

# સિજદએ તિલાવત (તિલાવતનો સિજદો)

## સિજદએ તિલાવત મુકતદી પણ કરશે.

**સવાલ(૨૨૭-૧૦૭):-** ઈમામ સાહબે ઝોહરમાં અથવા અસરમાં સિજદએ તિલાવતની આયત પઢી,તો ઈમામ સા. સિજદએ તિલાવત પોતે કરે કે

મુકતદીઓએ પણ સિજદો કરવો જોઈએ ?

**જવાબ(૨૨૭–૧૦૭):–** મુકતદી,ઈમામ સાહબના તાબે હોવાથી મુકતદીએ પણ સિજદએ તિલાવત કરવો પડશે,ભલેને સિજદાની આયત સાંભળી ન હોય! ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી: ૨/૫૭૭ તથા ૫૭૮)*

## સિજદાની આયત વારંવાર પઢવી.

**સવાલ(૨૨૮–૧૦૮):–** નમાઝમાં કોઈ સિજદાની આયત પઢે છે,અને તુરત સિજદો કરે છે,પછી ઉભા થઈ તે પછીનું આગળ પઢવાને બદલે ભૂલ થી સૂરએ ફાતિહા અને સિજદાની આયત ફરી પઢે છે,તો તેમણે ફરી સિજદો કરવો જોઈએ ?

**જવાબ(૨૨૮–૧૦૮):–** પહેલો સિજદએ તિલાવત કાફી છે,ફરી કરવાની જરૂરત નથી, એક મજલિસમાં એક જ આયતે સિજદા અનેકવાર પઢવાથી એક જ સિજદો વાજિબ થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામી: ૨/૫૯૦. હિદાયા: ૧/૧૬૪)*

# સિજદએ સહવ (ભૂલનો સિજદો)

## કિરા'તમાં અટકવાથી સિજદો.

**સવાલ(૨૨૯–૧૦૯):–** જુમ્આની નમાઝમાં બીજી રકાતમાં અલ્હમ્દુ પછી કિરા'તમાં વચમાં અટકી ગયા,લગભગ ત્રણ ચાર આયત પઢાય ત્યાં સુધી ખામોશ રહયા,પછી યાદ આવતાં આયત પુરી કરી,અને નમાઝ અદા કરી,હવે તેમાં સહવનો સિજદો કરવો પડે કે નહિં ?

**જવાબ(૨૨૯–૧૦૯):–** દર્શાવેલ બિનામાં સહવનો સિજદો વાજિબ છે,ભલેને કોઈએ લુકમો આપ્યો ન હોય,કારણ કે એક રૂકન અદા કરવા બરાબર વિચારમાં અટકવાથી સહવનો સિજદો લાગુ પડશે, જો કર્યો ન હોય તો નમાઝ ફરીથી પઢવી પઢશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામી: ૨/૫૬૧. મરાકિયુલફલાહ: પેજ–૧૧૩)*

## સૂરએ ફાતિહા બે વાર પઢવી.

**સવાલ(૨૩૦–૧૧૦):–** ઈમામ સાહબે અલ્હમ્દો શરીફ પઢી,અને કિરા'ત

પણ બે આયત ના બરાબર પઢી,આગળ ચાલી ન શકવાના કારણે ફરી અલ્હમ્દો શરીફ પઢી નમાઝ પુરી કરી,તો શું આ પ્રમાણે કરવાથી સિજદએ સહવ લાગુ પડશે ?

**જવાબ(૨૩૦-૧૧૦):-** ઉપરોકત બાબતમાં સિજદએ સહવ વાજિબ થશે, સૂરએ ફાતિહા (અલ્હમ્દો શરીફ) લોટાવવી ન જોઈએ,જો સિજદએ સહવ કર્યો ન હોય તો નમાઝ અધુરી થવાથી ફરી પઢવી પઢશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(આલમગીરી. ૧/૧૨૬)*

## સૂરએ ફાતિહા છૂટી જાય .

**સવાલ(૨૩૧-૧૧૧):-** ઈમામ સાહબથી ભૂલમાં ઝોહર અથવા અસરની ફર્ઝ નમાઝ પઢાવતા બીજી રકાત અથવા પહેલી રકાતમાં સૂરત મેળવવાનું ભૂલી ગયા અને ત્રીજી અને ચોથી રકાતમાં પણ નહી મેળવી, તો શું સિજદએ સહવ કરવો જોઈએ? અને સિજદએ સહવ ન કરે તો શું નમાઝ થઈ જશે? અગર અત્તહિય્યાત પછી સિજદએસહવ ન કરે તો શું નમાઝ થઈ ગઈ કે નહિં? અને નમાઝ નહિં થઈ હોય તો હવે શુ કરવાથી નમાઝ થઈ જાય છે?

**જવાબ(૨૩૧-૧૧૧):-** ફર્જ નમાઝની પહેલી બે રકાતોમાં સૂરએ ફાતિહા સાથે સૂરત મેળવવી વાજિબ છે, બન્નેવમાં અથવા એકમાં સૂરત મેળવવાનું ભૂલી જાય તો સિજદએ સહવ વાજિબ થશે. ભલે ને એ ના બદલે પાછલી રકાતમાં પઢી લે, જો સિજદએ સહવ કરશે નહિં તો નમાઝ અધુરી થવાથી ફરી પઢવી પડશે, જેથી એ નમાઝ લોટાવી લેવામાં આવે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી: ૨/૧૩૩, હિદાયા: ૧/૧૫૭)*

## ચાર રકા'ત વાળી નમાઝમાં ત્રીજી રકા'તે બેસી જવું.

**સવાલ(૨૩૨-૧૧૨):-** ફરજ નમાઝની ચાર રકા'ત વાળી નમાઝમાં ત્રીજી રકા'તને ચોથી સમજીને ઈમામ સા. બેસી ગયા,ઈત્મિનાનથી બેઠા,પરંતુ તશહહુદ (અત્તહિય્યાત) પઢવાનું શરૂ કર્યુ ન હતું કે પાછળથી લુકમો મળતાં ઈમામ સાહબ ઉભા થઈ ગયા,અને ચોથી રકા'ત પઢાવીને બન્ને બાજુ સલામ ફેરવી દીધી તો સિજદએ સહવ કરવો જોઈએ કે નહિં ?

**જવાબ(૨૩૨-૧૧૨):-** રૂકન (ત્રણ તસ્બીહ) બરાબર વિલંબ થવાથી

સિજદએ સહવ વાજિબ થશે,અમૂક આલિમોએ એક તસ્બીહ જેટલી તાખીર ઉપર સિજદએ સહવ લાગુ કર્યો છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(કાઝીખાન:૧/૬૦, શામી:૨/૫૪૪)*

## પહેલી રકા'તે બેસી જવું.

**સવાલ(૨૩૩-૧૧૩):-** ઈમામ સાહબ ચાર રકા'ત વાળી નમાઝમાં ત્રીજી અથવા પહેલી રકા'ત માં બેસી ગયા,પાછળથી લુકમો મળતાં જ ઉભા થઈ ગયા,તો શું સિજદએ સહવ કરવો જરૂરી છે ?

**જવાબ(૨૩૩-૧૧૩):-** જો ત્રણ તસ્બીહ બરાબર વિલંબ થયો ન હોય તો સિજદએ સહવ વાજિબ થશે નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. (શામી.૨/૫૬૨ )

## મગરિબની ત્રીજી રકા'ત માં ઉભા થઈ જવું.

**સવાલ(૨૩૪-૧૧૪):-** મગરિબની ત્રીજી રકા'ત માં ઈમામ સા.ઉભા થઈ ગયા,પછી લુકમો મળતાં બેસી ગયા,અથવા પોતાને યાદ આવતાં બેસી ગયા,બન્નેવ સુરતોમાં સહવનો સિજદો કરવો કે નમાઝ દોહરાવી પડશે ?

**જવાબ(૨૩૪-૧૧૪):-** બન્નેવ સુરતોમાં સહવનો સિજદો વાજિબ થશે.એજ ખુદાપાક વધુ જાણનાર છે. *(હિદાયા: ૧/૧૫૯. શામી: ૨/૫૫૦)*

## ઈમામ અને મુકતદી પર સિજદએ સહવ નથી.

**સવાલ(૨૩૫-૧૧૫):-** ઈમામ સાહબની પાછળ નમાઝ પઢતાં મુકતદીથી એવી ભૂલ થાય કે જેમાં સિજદએ સહવ લાગુ પડે છે,તો મુકતદી પર ફકત સિજદો લાગુ પડશે કે ઈમામ સાહબ ઉપર પણ સિજદો કરવો જરૂરી ઠરશે ?

**જવાબ(૨૩૫-૧૧૫):-** ઉપરોકત બનાવમાં ન મુકતદી ઉપર સિજદએ સહવ વાજિબ થશે ન તો ઈમામ સાહબ ઉપર સિજદએ સહવ વાજિબ થશે, કારણ કે મુકતદી તો ઈમામ સાહબનાં તાબે છે, જો ઈમામ સાહબ એવી કોઈ ભૂલ કરે તો ઈમામ સાહબ અને મુકતદી બન્ને ઉપર સિજદએ સહવ વાજિબ થશે,મુકતદી માટે ઈમામ સાહબની તાબેદારી વાજિબ છે,મુકતદીની તાબેદારી ઈમામ સાહબ ઉપર વાજિબ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામી: ૨/૫૪૬. હિદાયા, ૧/૧૫૯, આલમગીરી૧/૧૨૮)*

## નમાઝમાં બે-ત્રણ ભૂલ થાય તો ?

**સવાલ(૨૩૬-૧૧૬):-** જો નમાઝીથી બે ત્રણ ભૂલ એક જ નમાઝમાં થઈ હોય અને તે ભૂલો એવી હોય કે બધામાં સિજદએ સહવ આવતો હોય તો કેટલા સિજદએ સહવ કરવા જોઈએ ?

**જવાબ(૨૩૬-૧૧૬):-** જયારે છેલ્લા કાયદામાં બેસે તો અત્તહિય્યાત પઢી જમણી બાજુએ સલામ ફેરવી એક જ વાર માત્ર બે સિજદા સહવના કરવા પડશે, સર્વેનો બદલો એમાં અદા થઈ જશે,બે ત્રણ વાર સિજદા કરવાની જરૂર નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામી: ૨/૫૪૩ . આલમગીરી, હિદાયહ૧/૧૫૬)*

## રકા'ત છુટી હોય ત્યારે ઈમામ સા.સિજદએ સહવ કરે તો ?

**સવાલ(૨૩૭-૧૧૭):-** ઈમામ સાહબની એક બે રકા'ત થઈ ગઈ હતી,ત્યાર પછી ઈમામ સાહબ સાથે જમાઅતમાં શામેલ થયો છું, છેવટે ઈમામ સાહબે સિજદએ સહવ કર્યો તો મારે ઈમામ સાહબ સાથે સિજદો કરવો કે નહિં ? જો મારી છુટેલી રકા'ત માં ઈમામ સાહબની ભૂલ થઈ હોય તો એ સિજદો કરવો પડશે ?

**જવાબ(૨૩૭-૧૧૭):-** ઈમામ સાહબની ભૂલ થઈ ત્યારે તમો શામેલ હોય કે ન હોય બન્ને સુરતમાં તમારે ઈમામ સાહબની તાબેદારીના કારણે ઈમામ સાહબ સાથે સિજદએ સહવ કરવો વાજિબ છે. દુર્રે મુખ્તારમાં છે *લિ વુજૂબિલ્ મુતાબઅતિ.* ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી: ૨/૫૪૬)*

# સફરની નમાઝ

## બસ-ડ્રાઈવર કસર નમાઝ પઢશે.

**સવાલ(૨૩૮-૧૧૮):-** એક બસ ડ્રાઈવર જે પોતાના ઘેરથી સવારે ૧૮૦ માઈલ દૂર બસ લઈ જાય છે,અને રાત ત્યાં ગુજારે છે,અને બીજા દિવસે સાંજે પોતાના ઘેર આવે છે,ત્યાર પછી બીજી સવારે પાછો ૧૮૦ માઈલની મુસાફરી કરે છે,તો શું એ નમાઝ કસર કરીને પઢશે ?

**જવાબ(૨૩૮-૧૧૮):-** સદરહુ ડ્રાઈવર(સફરમાં) કસર નમાઝ પઢે,પોતાના જન્મસ્થાન માં પુરી નમાઝ પઢે,વતનમાં પ્રવેશતાં જ સફર ખતમ થઈ જશે, ભલેને તે જ દિવસે સફર કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામી: ૨/૬૦૪)*

## અડતાલીસ માઈલનો ઈરાદો ન હોય તો?

**સવાલ(૨૩૯-૧૧૯):-** હમોએ(૪૮) અડતાલીસ માઈલનો સફર કર્યો નથી અને ૪૮ માઈલનો ઈરાદો પણ કર્યો નથી, પરંતુ હમો અહિયાંથી એટલેકે સુરતથી વલસાડ ગયા અને ત્યાંથી ભડેલી-ગણદેવી અને ધમડાછા ગયા, ધમડાછામાં હમોએ ઈશાંની નમાઝ પઢી અમોએ પુરી નમાઝ પઢી એક ભાઈએ કહયું તમોએ કસર કેમ ન કરી? તમે આ બધી જગ્યાએ ફરી આવ્યા એટલે ૪૮ માઈલ થઈ ગયા અને ખરી રીતે ૪૮ માઈલના અંદર હતા.

**જવાબ(૨૩૯-૧૧૯):-** ઉકત બાબતમાં કસર (ચારના બદલે બે રકાત) નથી તમે પઢી એ બરાબર છે. કારણકે ૪૮ માઈલ મુસાફરીનો ઈરાદો ન હતો, પછી ભલેને અનેક ઠેકાણે જવાથી ૪૮ માઈલ થયા હોય! એથી મુસાફીર લેખાશે નહિં. અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામી:૨/૬૦૧, ઈમદાદુલ ફતાવા :૧/૫૯૬ )*

## કેટલા માઈલે નમાઝ કસર કરવી ?

**સવાલ(૨૪૦-૧૨૦):-** મારૂ અસલ વતન ૭૦ માઈલ દૂર છે,તો હું મારા અસલી વતન જાઉ તો મારે નમાઝ કસર કરી પઢવી પડશે ? કે પુરી પઢવી પઢશે ? કેટલા માઈલ પર કસર લાગુ પઢશે ? અને મારા અસલી વતનમાં કસર પઢી તો શું કરવું ? દોહરાવવી કે નહિં ? મે નમાઝ કસર પઢાવી છે, મુકતદીએ ચાર પઢી અને મેં બે કસર પઢી તો મુકતદીને પણ નમાઝ દોહરાવવી પડશે ? અથવા મારે એકલાને જ દોહરાવવી પડશે ?

**જવાબ(૨૪૦-૧૨૦):-** ૪૮ માઈલ સફર ઉપર કસર લાગુ પડશે,ભરૂચથી તમારૂ વતન ૭૦ માઈલ દૂર છે,તો રસ્તામાં કસર કરવી પડશે,વતનમાં પ્રવેશયા પછી પુરી પઢવી પડશે; વતન,સફરને બાતિલ કરી નાંખે છે,જેથી વતનમાં પઢેલી બધી નમાઝો લોટાવવી પડશે,અને મુકતદીયોએ પણ

દોહરાવવી પઢશે,કારણ કે તેઓ ઈમામના તાબે છે,ઈમામની નમાઝ ફાસિદ થવાથી તેમની પણ ફાસિદ લેખાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(હિદાયા: ૧/૧૬૫. જવાહિરુલ ફિકાહ: ૪/૨૮૮)*

## સફરની કઝા અસલી વતનમાં.

**સવાલ(૨૪૧–૧૨૧):–** એક માણસ સફર અર્થે પોતાના ગામથી બહાર ગામ જાય છે, જેની મસાફત ૪૮ માઈલ ઉપર છે, ત્યાં અને ત્યાંથી વાપસીમાં જે નમાઝો કઝા થાય છે તે કઝા નમાઝ ઘરે આવીને કસરમાં અદા કરવી પડશે કે પુરી પઢવી પડશે?

**જવાબ(૨૪૧–૧૨૧):–** કસર પઢે, પુરી નહીં, કઝાનો હુકમ બદલતો નથી. ઘરે કઝા થયેલી સફરમાં પઢે તો પુરી પઢવી પડશે તેમાં ઘરે કસર નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી :૨/૬૧૮, કાજીખાન:૧/૮૨)*

# સફરના માર્ગમાં કસર.

**સવાલ(૨૪૨–૧૨૨):–** હું જે જગ્યા પર રહું છું હાલ ત્યાંથી મારૂ વતન લગભગ ૪૮ માઈલ છે. હાલ હું જે જગ્યા પર રહું છું ત્યાં રહીને કામ કરૂં છું હવે મારે મારા વતનમાં જવું હોય ત્યાં મારે નમાઝ કસર પઢવી કે નહીં? અને રહેવાની નિય્યત ૧૫ દિવસથી ઓછી છે અને મારા બાલ–બચ્ચા મારા વતનમાં જ છે મારે મારા વતનથી આગળ જવું છે જો કે મારો રસ્તો મારા વતનથી અર્ધા માઈલ પર થઈને જાય છે અગર પાંચ માઈલ પર થઈને જતો હશે તો મારે નમાઝ કેમ પઢવી? કસર પઢવી કે નહિં? અને મેં મારા વતનમાં એક પણ ટાઈમની નમાઝ પઢી નહીં લગભગ અથવા એક માઈલ પર જઈને પઢી અથવા ત્રણ માઈલ પર જઈને પઢવું હોય તો મારે શું કરવું? કસર કરવી કે નહિં? જો કે મારા વતનમાં રહેવાની નિય્યત ૧૫ દિવસથી ઓછી છે અને મારૂ વતન ૪૮ માઈલ છે.

**જવાબ(૨૪૨–૧૨૨):–** મુળ વતનથી નોકરી સ્થળ અંકે અડતાલીસ માઈલ કે એથી વધુ દૂર હોય તો માર્ગમાં કસર નમાઝ પઢવી જોઈએ. મુળ વતનમાં પુરી પઢવી પડશે ભલેને ૧૫ અંકે પંદર દિવસોથી ઓછી રહેવાની નિય્યત હોય, કારણકે મુળ વતનમાં પ્રવેશતાં જ સફર બાતિલ થઈ જાય છે મુળ વતનથી બહાર (અળધો માઈલ) થઈને પસાર થવાનું હોય તો કસર જ પઢવી

પડશે. મુળ વતનમાં નમાઝનો ટાઈમ શરૂ થઈ ગયો પરંતુ નમાઝ પઢી નહિં અને એજ નમાઝના છેલ્લા વખતમાં સફર કર્યો તો કસર પઢવી પડશે. કઝામાં પણ છેલ્લા ટાઈમનો એઅતેબાર છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(હિદાયા:૧/૧૬૬, આલમગીરી :૧/૧૩૯ )*

## અસલી વતનમાં પુરી નમાઝ.

**સવાલ(૨૪૩–૧૨૩):–** હું મારૂ ગામ છોડી વતનથી ૪૮ થી ૫૦ માઈલ દૂર રહું છુ, બે ચાર મહીને બે ચાર દિવસ માટે ઘેર આવું છુ,ત્યારે હું મુસાફિર ગણાવું કે કેમ ? અને ત્યાં કસર નમાઝ પઢવી કે કેમ ? જુમ્આની નમાઝ પઢવી કે કેમ ? વેપારી કામકાજના લઈને હાલના મુકામથી કાંઈક માલ ખરીદ કરવા અથવા બીજા કારણસર કે ફરવા ૪૮ થી ૫૦ માઈલ દૂર જાય કે જયાં પંદર દિવસથી ઓછા રહેવા વિચાર હોય તો ત્યાં મુસાફિર ગણાય કે કેમ ?

**જવાબ(૨૪૩–૧૨૩):–** જયારે તમે તમારા અસલી વતનમાં જાવો તો ત્યાં પુરેપુરી નમાઝ પઢવી જોઈએ,કારણ કે હાલ જયાં તમે રહો છો તે વતને ઈકામત છે,એ વતને ઈકામતથી જયારે કામ અર્થે,વેપાર અર્થે ૪૮ માઈલ દૂર જવામાં આવે અને પંદર દિવસ ત્યાં રહેવાની નિય્યત ના હોય તો કસર પઢવામાં આવશે,અને ત્યાંના મુકીમ ઈમામ પાછળ (અદા નમાઝ) પઢશો તો પુરી પઢવામાં આવશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી: ૨/૬૦૪)*

## વતને ઈકામતમાં પંદર દિવસની નિય્યત ન હોય.

**સવાલ(૨૪૪–૧૨૪):–** એક માણસ પોતાના વતનથી શરઈ મસાફત પર નોકરી કરે છે,અને તેને વતને ઈકામત બનાવેલ છે, હવે છુટ્ટી દરમિયાન તે વતને અસલી ગયો, અમુક વખત પસાર કરી તે પાછો વતને ઈકામતમાં આવ્યો,અને જયારે વતને અસલી થી વતને ઈકામત આવ્યો હતો ત્યારે નિય્યત એ કરી હતી કે હું વતને ઈકામતમાં જઈને પંદર દિવસની અંદર શરઈ મસાફતની અંદર કામ અંગે સફર કરીશ તો હવે મજકૂર માણસ કસર કરશે કે કેમ ? અગર વતને ઈકામતમાં જે ગેરશરઈ મસાફતનો ઈરાદો છે, શું વતને ઈકામતમાં પણ કસર જ કરશે ? તે ખુલાસાવાર જવાબ લખશો ?

**જવાબ(૨૪૪–૧૨૪):–** વતને અસલીથી વતને ઈકામત (નોકરીના સ્થાન)

જવાના સમયે પંદર દિવસથી ઓછું થોભવાની નિય્યત છે તો કસર કરે,વતને ઈકામતમાં પણ કસરથી નમાઝ પઢે,જયાં સુધી પંદર દિવસ અથવા એથી વધુ થોભવાની નિય્યત કરે નહિં,કારણ કે વતને ઈકામત અગાઉના સફરથી બાતિલ થઈ ગયું,વતને ઈકામતમાં પંદર દિવસ થોભવાની નિય્યત કર્યા પછી ૪૮ માઈલની અંદર જશે તો પુરી નમાઝ પઢવી પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શર્હે વિકાયા:૧/૧૯૪)*

## વતને ઈકામતમાં પંદર દિવસની નિય્યત ન હોય.

**સવાલ(૨૪૫–૧૨૫):–** ઝૈદ વતને ઈકામતમાં છે અને પંદર દિવસના અંદર અંદર વતને અસલી જવાનો ઈરાદો કર્યો તો તે પંદર દિવસથી અંદરની નમાઝો કસર પઢે કે પુરી પઢે?

**જવાબ(૨૪૫–૧૨૫):–** વતને ઈકામત જો વતને અસલીથી દૂર છે અને પંદર દિવસથી કમમાં વતને અસલી જવાનો ઈરાદો છે તો કસર પઢશે, જયાં સુધી પંદર દિવસ ઈકામતની નિય્યત નહીં કરે વતને ઈકામત ન થશે અને વતને અસલીમાં દાખલ થતા જ પુરી પઢવી પડશે, ભલે તે દિવસે જવાનો ઈરાદો હોય, વતને ઈકામત સફરથી બાતિલ થઈ જશે, વતને અસલી સફરથી બાતિલ નથી થતું. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી:૨/૬૧૫)*

## વતને અસલીમાં પુરી નમાઝ પઢવી.

**સવાલ(૨૪૬–૧૨૬):–** હું આહવામાં રહું છું,પહેલાં નવસારીમાં રહેતો હતો,હાલમાં મારૂ ઘર નવસારીમાં છે,જયારે હું નવસારી જાઉ છું પાંચ દિવસ રોકાઉ છું,તો મારે નમાઝ પુરી પઢવી કે કસર કરવી ?

**જવાબ(૨૪૬–૧૨૬):–** નવસારી વતને અસલી (મુળવતન) હોય તો ત્યાં જવાથી પુરી નમાઝ પઢવી પઢશે,ભલે પંદર દિવસથી ઓછું થોભવાનો ઈરાદો હોય ! કારણ કે મુળવતન સફરને બાતિલ કરી નાંખે છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી: ૨/૬૦૪)*

## વતને ઈકામતથી શરઈ સફર કરવો.

**સવાલ(૨૪૭–૧૨૭):–** જો કોઈ માણસ વતને ઈકામતમાં રહેતો

હતો,કામસર શરઈ સફર કરી થોડા દિવસ બાદ પોતાના ઈકામતના વતન પર પાછો આવ્યો,તો તેણે એવો ઈરાદો કર્યો કે એક યા બે દિવસ થોભીને વતને અસલી જવું છે,તો એવી હાલતમાં તે વતને ઈકામતમાં થોભ્યો તો તે એક યા બે ત્રણ દિવસ મુસાફિર રહેશે યા મુકીમ ? ખુલાસાવાર જવાબ આપશો.

**જવાબ(૨૪૭–૧૨૭):–** એ મુસાફિર લેખાશે, કસરની નમાઝ પઢશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયા: ૧/૧૬૬)*

# જે માર્ગે સફર કરે તેનો એઅતેબાર થશે.

**સવાલ(૨૪૮–૧૨૮):–** આણંદથી અમદાવાદ રેલ્વે માર્ગે ૪૮ માઈલ કરતાં ઓછું અંતર થાય છે. જયારે રોડ ઉપર એસ.ટી. બસમાં કે ગાડી (કાર) લઈને જઈએ તો પણ પચાસ માઈલ થાય છે. તો આણંદથી અમદાવાદ જનાર માણસને કસર પઢવી પડશે? કેટલાક કહે છે કે રેલથી જાઓ તો કસર નહીં અને બસ તથા કારથી જાઓ તો કસર પઢવી તો આપ શર્ઈ મસ્અલો તે અંગે શું છે તે જણાવશો.

**જવાબ(૨૪૮–૧૨૮):–** જે માર્ગે સફર કરે તેનો એઅતેબાર કરવામાં આવશે, આથી રેલ્વે દ્વારા પ્રવાસીઓ પુરી પઢે અને સડક(રોડ)ના રાહદારીઓ કસર પઢે. એજ અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામી:૨/૬૦૩, હિદાયા:૧/૧૬૫)*

## રેલગાડીમાં નમાઝ.

**સવાલ(૨૪૯–૧૨૯):–** આપણી મુસાફરીમાં રેલ્વે ટ્રેનમાં જતા હોય અને નમાઝનો વખત થાય,અને ગાડીમાં ઘણી જ ભીડ હોય તો પછી નમાઝ કેમ કરીને પઢવી ? અને માનો કે જગ્યા પણ હોય ચાલુ ગાડીમાં ઉભા ઉભા નમાઝ પઢવાની ઘણી જ તકલીફ પડે છે,ગાડીમાં આંચકા લાગવાથી આમતેમ ડાલમ ડોલ થાય છે,ને જો ગાડી ઉભી રહે ત્યારે તો પડી જ જવાય છે,એટલે ગાડીમાં નમાઝ ન પઢે અને પછી કઝા પઢે તો ચાલે કેમ ? નમાઝ કઝા ન કરવી તો કેમ ? અને કેવી રીતે કરવી ?

**જવાબ(૨૪૯–૧૨૯):–** રેલ્વે મુસાફરીમાં ઉકત કારણે કઝા કરી શકાય નહિં,વખતમાં જ અદા કરે,મોટા જંકશન (જયાં ગાડી વધુ થોભે છે) ઉતરીને

નમાઝ પઢી લે,જો ઉતરવામાં ભય (ચોરી વિગેરે) હોય તો ગાડીમાં પઢે, ઉભા પઢવામાં પડી જવાનો ભય હોય તો બેસીને પઢે,વિના ઉઝરે બેસીને પઢે નહિં,જો ભીડના કારણે રૂકૂઅ–સિજદા ન કરી શકાય તો ઈશારાથી પઢે,સારાંશ કે નમાઝ છોડે નહિં. એજ અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામી: ૨/૪૮૯)*

# જુમ્આની નમાઝ

## શહેર અથવા કસ્બામાં જુમ્આની નમાઝ.

**સવાલ(૨૫૦–૧૩૦):–** સલામ મસ્નૂન બાદ અમારા ગામ કાપોદ્રામાં ૬૫, ઘર મુસલમાનો ના અને ૧૧૦,ઘર હિંદુઓના,એટલે કુલ ૧૭૫, ઘરની વસ્તી છે, ગામમાં પોસ્ટ ઓફિસ, દવાખાનું,ગુજરાતી શાળા,મદ્રેસો છે,અંકલેશ્વર શહેરથી ત્રણ માઈલ દૂર આવેલું છે, શહેરમાં અવર–જવર માટે પાકો રોડ છે, *"બસ"*નો બંદોબસ્ત છે, પુછવાની બાબત એ છે કે અહિંયા ઘણાં વર્ષોથી જુમ્આ અને ઈદ પઢવાનું ચાલુ છે,પણ તેમાં અમૂક લોકો જુમ્અહ અદા કરે છે, અને અમૂક ઝોહર અદા કરે છે,અથવા શહેર મા ંજુમ્અહ અદા કરે છે,તો શું ઉપરોકત ગામમાં જુમ્અહ અદા કરવી સહીહ છે અથવા નહિં ? જો સહીહ નથી તો ઈમામ સાહબે શું કરવું જોઈએ ? કેમકે ઈમામ સા.ને તો ગામમાં જુમ્અહ અદા કરતા લોકો માટે અહિંયા જુમ્આ પઢાવવી જ પડે છે ?

**જવાબ(૨૫૦–૧૩૦):–** આપણાં હનફી સરણીમાં જુમ્આ તથા ઈદૈન ની અદાયગી માટે શહેર કે કસ્બો હોવું શર્ત છે,નાના ગામમાં દુરૂસ્ત નથી,ઝોહર પઢે,જો શહેર નજીક હોય તો ત્યાં જઈને જુમ્અહ,ઈદ પઢે,જો નાના ગામવાસીઓ જુમ્આ પઢશે તો વ્યર્થ લેખાશે,અને ઝોહરનો ફર્ઝ માથે બાકી રહેશે,અને ગુનેહગાર ઠેરશે, ઉકત મસઅલો મુસલ્લીઓને જણાવી દેવામાં આવે,શહેર કે કસ્બાની વ્યાખ્યા ઉર્ફ ઉપર અવલંબિત છે,આથી ઉકત કાપોદ્રા ગામ ત્યાંના ઉર્ફમાં કસ્બો લેખાતુ હોય તો જુમ્આ પઢી શકો છો,નહિં તો ઝોહર પઢવી જોઈએ,પરંતુ જુમ્આ ગત ઘણાં વરસોથી પઢાતી હોય,બંધ કરવામાં ઝઘડો ઉપસ્થિત થવાનો વધુ ભય હોય તો ચાલુ રાખે,બાદમાં ઝોહર પઢી લેવી. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે.

*(શામી: ૩/૫, આલમગીરી:૧/૧૪૫, ઈમદાદુલ ફતાવા:૧/૬૨૦)*

## વસ્તી ગણત્રી અને જુમ્આ.

**સવાલ(૨૫૧-૧૩૧):-** (અ) વરસો થયા અમારા ખેરગામમાં જુમ્આની નમાઝ પઢવાનું બંધ કર્યુ હતું,પણ જો ઉલમાએ દીન અને શર્એમતીન જો ઈજાઝત અતા ફરમાવે તો હમો જુમ્આની નમાઝ ચાલુ કરવા માંગીએ છીએ,તે માટે અમે સર્વપ્રથમ શરીઅતના તરીકા મુજબ વસ્તી ગણત્રી કરવા માંગીએ છીએ,મહેરબાની કરી તે વિષે અમારી રેહબરી ફરમાવશો.

(બ) શરીઅતે મુહમ્મદી મુજબ જુમ્આની નમાઝ ચાલુ કરવા માટે વસ્તી ગણત્રી કઈ રીતે કરવી. ?

(ક) અમૂક માણસો ખેરગામના વતની છે, અને પોતાના કામ,ધંધા અને નોકરીના કારણે ગુજરાતના બીજા ગામોમાં પાંચ-પંદર વર્ષથી પણ વધુ મુદ્દતથી રહે છે,પરંતુ તેઓએ ખેર ગામના વતની તરીકેનો પોતાનો હક છોડયો નથી,તથા તેઓની પોતાની અથવા વારસાઈ મિલકત સલામત છે. એવા માણસો શરીઅત મુજબ ગામ ખેરગામના વતની ગણાય ?

(ડ) અમૂક માણસો પોતે અથવા એમના બાપદાદા મુળ ખેરગામના વતની હતા,પરંતુ પોતાના ધંધા અથવા નોકરીના કારણે પરદેશ આફ્રિકા,પોલેન્ડમાં વરસો થયા વસે છે,જેમાંથી અમૂક માણસોએ બ્રિટીશ અને આફ્રિકાના પાસપોર્ટ મેળવી લીધેલ છે,જયારે અમૂક માણસોએ પોતાની ઈન્ડીયન પાસપોર્ટ રહેવા દીધેલ છે, બ્રિટીશ અને આફ્રિકાના પાસપોર્ટ ધરાવનારે પણ ખેરગામના વતની તરીકેનો પોતાનો હક છોડયો નથી,તથા ખેરગામમાં એમની જ મિલકત છે તે પણ વેચી નથી, આવા સંજોગોમાં શરીઅતે મુહમ્મદી મુજબ મજકૂર ઈસમોને ખેરગામનાં વતની ગણવા કે નહિં ? વસ્તી ગણત્રીનો મસઅલો હલ થયા પછી ઈ.અ. ગામની પુરતી વિગત સહિત આપ મોહતરમની રેહબરી મેળવીશું.

**જવાબ(૨૫૧-૧૩૧):-** (અ)+(બ) સર્વે ગામવાસીઓની (મુસ્લિમ હોય કે બિન મુસ્લિમ હોય) વસ્તી ગણત્રી કરવામાં આવે.

(ક)+(ડ) જેઓ ગામમાં વર્ષનો વધુ ભાગ રહેતા હોય,ત્યાંના વતની હોય કે પછી બહારથી આવીને વસેલા (મુકીમ થયા) હોય તેમની ગણત્રી કરવામાં આવશે, જેઓ વર્ષનો વધુ ભાગ બહાર (પરદેશ કે નોકરી માટે) રહેતા હોય

તેઓ ગણાશે નહિં. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી:૩/૨૪)*

## જુમ્આની બીજી અઝાન મિમ્બર સામે.

**સવાલ(૨૫૨-૧૩૨):-** જુમ્આ મસ્જિદમાં દર જુમ્આના દિવસે ખુત્બાના સમયે મિમ્બરની સામે પહેલી સફમાં ખતીબની સામે અઝાન આપવામાં આવતી હતી,અને તે રિવાજ વરસોથી હતો,પણ હમણાં જુમ્આની અઝાન મસ્જિદની બહાર (સહેનમાં) આપવામાં આવે છે,એ લોકોએ મસ્જિદના પેશઈમામને એ વિષે પુછયું તો તેમણે જવાબ આપ્યો કે મસ્જિદની અંદર અઝાન આપવી મકરૂહે તહરીમી છે,બહાર અઝાન આપવી સુન્નત છે,તો આ બાબત હદીષ તથા સુન્નત તથા ફિકહની ભરોષાપાત્ર કિતાબોના આધારે હવાલા સાથે જવાબ આપશો. ?

**જવાબ(૨૫૨-૧૩૨):-** ખુત્બાની અઝાન મિમ્બર સમક્ષ દેવામાં આવે,મિમ્બર પાસે પહેલી જ સફમાં પઢવી જરૂરી નથી,મસ્જિદમાં કે બહારથી મિમ્બર સામે પઢી શકાય,બન્ને રીત જાઈઝ છે,મસ્જિદમાં મકરૂહ નથી,જેમકે હઝરત ઉસ્માન(રદિ.)ના યુગમાં ઉપરોકત બીજી અઝાન (ખુત્બાના વખતે) સહાબા (રદિ.) ની સંમતિથી વધારવામાં આવી,તેમનો અમલ મિમ્બર સામે પઢવાનો હતો. રસૂલુલ્લાહ (સ.અ.વ.) ના ઝમાનામાં તો એક જ અઝાન (જુમ્આનો ટાઈમ જણાવવા માટે) હતી,જેથી બહાર પઢાતી હતી, કે લોકોને જાણ થાય,આથી બીજી અઝાન બહાર પઢવાની જરૂરત નથી, પહેલી અઝાનથી હેતુ પુરો થઈ ગયો. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે.

*(કિફાયતુલ મુફતી: ૩/૨૨૫ તથા ૨૩૩)*

## જુમ્આ મસ્જિદમાં જુમ્આ પઢવી અફઝલ છે.

**સવાલ(૨૫૩-૧૩૩):-** હમો માનચેસ્ટરમાં તરાફોર્ડપાર્કમાં રહીએ છીએ,અહિંયા મુસલમાનોના કુલ વીસેક ઘરો આવેલા છે,અહિંયાથી પાંચેક માઈલ દૂર જામેઅ મસ્જિદ આવેલી છે.હમો બે વરસથી (તરાફોર્ડપાર્ક) આપણાંવાળા ઘરના એક રૂમમાં તરાવીહ તેમજ જુમ્આની નમાઝ પઢીએ છીએ,તો જુમ્આ તથા તરાવીહ અહિંયા પઢવી બેહતર છે કે જામેઅ મસ્જિદમાં જવું જોઈએ ?

**જવાબ(૨૫૩-૧૩૩):-** તમારૂ રહેઠાણ(તરાફોર્ડપાર્ક) સીટી હોય અથવા કસ્બો (મોટું ગામ) હોય તો જુમ્આ,ઈદૈન (બન્ને ઈદો)પઢી શકો છો,ભલેને મુસ્લિમની વસ્તી ઓછી હોય ! જામેઅ મસ્જિદ જવાની જરૂર નથી. નહિંતર દુરૂસ્ત લેખાશે નહિં,તરાવીહ તો નાના ગામમાં પણ જાઈઝ છે. અલબત્ત જામેઅ મસ્જિદમાં જુમ્આ પઢવી અફઝલ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી: ૩/૫)*

## જુમ્આનો ખુત્બો નમાઝ પહેલા છે.

**સવાલ(૨૫૪-૧૩૪):-** એમ સાંભળવામાં આવ્યું છે કે હઝરત મુઆવિયહ (રદિ.) ના ઝમાનાથી પહેલાં જુમ્આની નમાઝ બાદ ખુત્બો પઢવામાં આવતો હતો, જયારે હઝરત મુઆવિયહ (રદિ.) ખિલાફતના ઉપર આવ્યા ત્યારે તેમણે ખુત્બો જુમ્આની નમાઝ પહેલાં પઢયો, તો શું એ તરીકો સહીહ થશે ?

**જવાબ(૨૫૪-૧૩૪):-** દર્શાવેલ ખબર ખોટી છે.રસૂલે અકરમ (સ.અ.વ.) તથા ખુલફાએ રાશેદીન (રદિ.) ના યુગમાં જુમ્આનો ખુત્બો નમાઝ અગાઉ સાબિત છે. અને ઈદનો ખુત્બો નમાઝ બાદ, હઝરત મરવાન (રદિ.) એ ઈદનો ખુત્બો જુમ્આ માફક નમાઝ અગાઉ પઢયો હતો,તેના ઉપર સહાબા (રદિ.) એ પ્રોટેસ્ટ ઉઠાવ્યો હતો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(મિશ્કાત શરીફ: ૧૨૫, શામી: ૩/૧૯)*

## નાના ગામમાં જુમ્આ પઢવા વિષે.

**સવાલ(૨૫૫-૧૩૫):-** હમારા ગામ મહુવેજ માં જુમ્આ ની નમાઝ થતી નથી, બાજુમાં કોસંબા છે,ત્યાં જુમ્આ થાય છે, કોસંબાથી મહુવેજ અઢી માઈલ દૂર છે,મે ગામવાસીઓ ને જુમ્આ પઢવા જવા વિષે કહયું,અને મિશકાત શરીફ તથા તિર્મિઝી શરીફના હવાલા આપ્યા,કે આપ (સ.અ.વ.) નું ફરમાન છે કે માણસ જુમ્આ પઢી રાતે ઘેર પહોંચી પોતાના બાલબચ્ચાં સાથે રાત ગુઝારી શકે તો તેના ઉપર જુમ્આ પઢવા જવું ફર્ઝ છે,ઉપરોકત હદીષ સામે રાખી મહુવેજના લોકો ઉપર જુમ્આ પઢવા જવું ફર્ઝ છે કે નહિં ?

**જવાબ(૨૫૫-૧૩૫):-** ગામ મહુવેજવાસીઓ ઉપર જુમ્આ ફર્ઝ નથી, જુમ્આ માટે નજીક ના શહેર અથવા કસ્બામાં જવું મુસ્તહબ છે, વાજિબ નથી,

જેથી ન જવાથી ગુનેહગાર થશે નહિં,કારણ કે જુમ્આ શહેરમાં અથવા મોટા ગામમાં દુરૂસ્ત છે,મહુવેજ અલગ નાનુ ગામ છે. મિશકાત શરીફની ટાંકેલી હદીષ પ્રથમ તો એની સનદ જઈફ છે, હુજજત (દલીલ) ને પાત્ર નથી,અથવા એ હદીષ શરીફને ઈસ્તિહબાબ ઉપર લેવામાં આવશે,સારાંશ કે મહુવેજવાસી ઓને જુમ્આનો આગ્રહ કરવામાં ન આવે,ગામમાં ઝોહર પઢી લેવાથી ફર્ઝ અદા થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(હિદાયાઃ ૧/૧૬૮, શામીઃ ૩/૩૨ તથા ૩/૫)*

## નાના ગામડામાં જુમ્આ.

**સવાલ(૨૫૬-૧૩૬):-** કોઈ નાના ગામડામાં ગયા હોય અને તે લોકો જુમ્આ પઢતા હોય તો તેમને રોકવા યા નહિં ? જો જુમ્આ ન થતી હોય અને તે લોકો જુમ્આ પઢતા હોય તો શું આપણાં ઉપર ઝોહર બાકી રહે છે ? એ વિષે શરીઅત નો શું હુકમ છે ?

**જવાબ(૨૫૬-૧૩૬):-** નાના ગામડામાં જુમ્આ જાઈઝ નથી,શહેર અથવા કસ્બો (મોટુ ગામ) હોવું શર્ત છે,ઝોહર પઢવી જોઈએ,જો એવા નાના ગામડામાં જુમ્આ પઢશે તો ઝોહરનો ફર્ઝ માથે બાકી રહેશે,જુમ્આમાં શરીક થાય નહિં, બાદમાં અલગ ઝોહરની જમાઅત કરવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામીઃ ૩/૩૨)*

## નાના ગામડામાં જુમ્આ.

**સવાલ(૨૫૭-૧૩૭):-** એક ગામ છે જેની કુલ વસ્તી આસરે ૩000/ની છે મુસ્લિમ વસ્તી ૨૨ ઘર છે તો એ ગામમાં એક મસ્જિદ છે ત્યાં જાુમ્આ તથા ઈદની નમાઝ પઢી શકાય? કે ન પઢી શકાય?

**જવાબ(૨૫૭-૧૩૭):-** જો એ ગામ ત્યાંના ઉર્ફ(બોલચાલ)માં કસ્બો લેખાતુ હોય ભલેને મુસ્લિમોની વસ્તી ઓછી હોય તો ત્યાં જાુમ્આ-ઈદની નમાઝ પઢવી દુરૂસ્ત છે, નહિં તો જાઈઝ નથી, એટલે દુરૂસ્ત લેખાશે નહિં. પછી પઢવી વ્યર્થ છે ઝોહર પઢવી જોઈએ.

હનફી સરણીમાં જાુમ્આ પઢવા માટે શહેર અથવા કસ્બો હાવું શર્ત છે જેથી નાના ગામમાં જાુમ્આ પઢશે તો ઝોહરનો ફર્ઝ માથે બાકી રહેશે જેથી

પકડ થશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(હિદાયા: ૧/૧૬૮)*

## ગામડામાં જુમ્આની નમાઝનો હુકમ.

**સવાલ(૨૫૮–૧૩૮):–** હમારા ગામમાં વરસોથી જુમ્આ થતી આવે છે, પરંતુ એક જાણકાર ઈલ્મપ્રેમી પાસેથી જાણવા મળ્યું છે કે તમારા ગામમાં જુમ્આ સહી થતી નથી,માટે ઝોહર પઢવી,અમો વરસોથી છુપી રીતે ઝોહર અદા કરીએ છીએ,જુમ્આમાં શામિલ થઈએ છીએ,બે રકા'ત ઈમામ સાથે નફિલ નિય્યત કરી પઢીએ છીએ,જાણકારોને પૂછવાથી જાણવા મળ્યું કે જુમ્આ માટે શહેર કે કસ્બો હોવો જોઈએ,ગામ શહેરથી પાંચ માઈલની અંદર હોવું જરૂરી છે. ગામની કુલ વસ્તી ૩૦૦૦ (ત્રણ હજાર) હોવી જરૂરી છે,ગામમાં જીવન જરૂરિયાતની વસ્તુનું મળવું જરૂરી છે,જયારે અમારૂ ગામ ભરૂચ શહેરથી બરાબર ૬(છ) એટલે આઠ કિલોમિટર છે,અમારા ગામની કુલ વસ્તી મુસ્લિમ, હિન્દુ,દુબળા,હરિજન મળી ૧૨૦૦ (બારસો) છે, તો હમારે ઝોહર અદા કરવી કે જુમ્આ પઢવી ? અને જુમ્આમાં શામિલ થઈ ખુત્બો સાંભળવો છે,જુમ્આની બે રકા'ત ઈમામ સાહબ સાથેની ફરજની જગ્યાએ નફિલ અદા કરીએ છીએ તે શું એ બરાબર છે ?

**જવાબ(૨૫૮–૧૩૮):–** હનફી સરણીમાં જુમ્આ તથા ઈદ માટે શહેર,કસ્બો કે મોટું ગામ હોવું શર્ત છે,નાના ગામડામાં દુરૂસ્ત નથી, નાના ગામવાસીઓ પર નજીકના શહેર માં જુમ્આ તથા ઈદ પઢવા જવું મુસ્તહબ છે,વાજિબ નથી કે ન જવાથી ગુનેહગાર થાય ! ઝોહરના ફર્ઝ માથે બાકી રહેવાથી ગુનેહગાર થઈને અઝાબના પાત્ર થશે,જુમ્આ પઢવાથી લોકો એમ સમજશે કે અમોએ ફર્ઝ અદા કરી લીધા,પછી ઝોહર પઢશે નહિં,હાંલાકે જુમ્આ દુરૂસ્ત થઈ નથી,આથી જુમ્આ બંધ કરીને ઝોહર પઢવી જોઈએ. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(આલમગીરી: ૫/૮૩, ફતાવા દારૂલ ઉલૂમ:૫/૩૫)*

## જુમ્આનો ખુત્બો વાજિબ છે કે ફર્ઝ ?

**સવાલ(૨૫૯–૧૩૯):–** જુમ્આનો ખુત્બો ફર્ઝ,વાજિબ કે સુન્નત છે ? સાંભળનાર માટે ફર્ઝ, વાજિબ કે સુન્નત છે ? ઈદનો ખુત્બો સાંભળવું શું છે ?

**જવાબ(૨૫૯–૧૩૯):–** જુમ્આનો ખુત્બો જુમ્આની નમાઝ માટે શર્ત છે.

એટલે ખુત્બા વિના જુમ્આ થતી નથી,બન્ને ખુત્બા સાંભળવાં વાજિબ છે,ઈદનો ખુત્બો સાંભળવો પણ વાજિબ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામીઃ ૩/૧૯)*

## ઈદગાહમાં જુમ્આની નમાઝ.

**સવાલ(૨૬૦-૧૪૦):-** ઈદગાહમાં દીની ઈજતેમાં રાખવો છે,તો તેમાં જુમ્આની નમાઝ તેમજ પાંચ ટાઈમની નમાઝ જમાઅત સાથે પઢી શકાય ? અગર ઈદગાહ માં દીની ઈજતિમા ભૂલથી થઈ ગયો હોય તો શું બધાંની નમાઝ દોહરાવી પડશે કે નહિં ?

**જવાબ(૨૬૦-૧૪૦):-** દુરૂસ્ત થશે, લોટાવવાની જરૂરત નથી,જુમ્આમાં પણ ઉણપ આવશે નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(કિફાયતુલ મુફતીઃ ૩/૨૫૮)*

## શહેરમાં અનેક જગ્યાએ જુમ્આ.

**સવાલ(૨૬૧-૧૪૧):-** અમારા વિરમગામ માં પહેલાં એક મસ્જિદમાં જુમ્આનો ખુત્બો પઢવામાં આવતો હતો,પરંતુ ઘણાં વખતથી જુમ્આની નમાઝ આ મસ્જિદમાં બંધ કરી દીધી છે.અમારા શહેરમાં કુલ પાંચ મસ્જિદમાં જુમ્આની નમાઝ થાય છે,તેમાં ચાર મસ્જિદોમાં બિદઅતી ઈમામ છે,ત્યાં તેમની મરજી માફક ખુત્બો વિગેરે થાય છે,તો હવે હમારે ફરી જુમ્આની નમાઝ આ મસ્જિદમાં ચાલુ કરવી છે,તો તેનો હુકમ જણાવશો ?

**જવાબ(૨૬૧-૧૪૧):-** વિરમગામ જેવા શહેરમાં અનેક મસ્જિદોમાં જુમ્આનો ખુત્બો પઢવામાં કંઈ વાંધો નથી,જેથી દર્શાવેલ મસ્જિદમાં જુમ્આની નમાઝ પછી ચાલુ કરવામાં કાંઈ વાંધો નથી,બલ્કે લખેલ અનુસાર બેહતર છે, હિકમતથી શરૂ કરવામાં આવે,વિખવાદ થવા પામે નહિ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામીઃ ૩/૧૫)*

## જુમ્આની અઝાન પછી દુકાન ખુલ્લી રાખવી.

**સવાલ(૨૬૨-૧૪૨):-** અમારી દુકાન છે,તેના પર બે ભાઈઓ બેસીએ છીએ, જુમ્આના દિવસે એક મસ્જિદમાં જલ્દી નમાઝ થાય છે, ત્યાં અમો બેમાંથી એક ભાઈ જઈ જુમ્આ પઢી ચાલ્યો આવે છે,પછી જે ભાઈ દુકાન પર

બેસ્યો હોય તે બીજી મસ્જિદમાં જયાં મોડેથી નમાઝ થાય છે,ત્યાં જુમ્આ પઢવા જાય છે, તો શું આ પ્રમાણે જુમ્આની અઝાન પછી દુકાન ખુલ્લી રાખવી જાઈઝ છે. ?

**જવાબ(૨૬૨-૧૪૨):-** જુમ્આની પહેલી અઝાન સાંભળી જુમ્આ માટે કોશીષ કરવી વાજિબ થઈ જાય છે,અને જે કાર્યો જવામાં રોકાણરૂપ બનતા હોય જેમકે વેચાણ,ખરીદ,ખાવું-પીવું વિગેરે મના થઈ જાય છે,માટે જે મસ્જિદમાં તમો બન્નેમાંથી જે જુમ્આનો ઈરાદો કરશે તે મસ્જિદની અઝાન સાંભળી જુમ્આ માટે જાય,અને બીજો દુકાનમાં વેચે તો કંઈ વાંધો નથી,પરંતુ બીજાની મસ્જિદની અઝાન સાંભળી તેના ઉપર જવું વાજિબ થશે,પહેલા સાથીની રાહ જોવી જાઈઝ નથી, ભલેને દુકાન બંધ કરવી પડે ! સારાંશ કે જુમ્આ માટે જવામાં વાર લગાડવી જાઈઝ નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(ઈમદાદુલ ફતાવા:૧/૬૭૬,શામી: ૩/૩૮)*

## મિલમાં જુમ્આની નમાઝ પઢવી.

**સવાલ(૨૬૩-૧૪૩):-** હમારા શહેરમાં બે કાપડની મિલો છે,જેમાં આશરે એક હજાર મુસ્લિમો કામ કરે છે,જેમાં અત્યાર સુધી જુમ્આની નમાઝ પઢવાની રજા આપવામાં આવતી હતી,પરંતુ હાલમાં કોઈ કારીગરને રજા મળતી નથી, મિલમાં મસ્જિદ પણ છે,બીજી નમાઝો જમાઅત સાથે મિલની મસ્જિદમાં પઢીએ છીએ,બહારના માણસો નમાઝ પઢવા આવતા નથી,તો હમારે મિલની મસ્જિદમાં જુમ્આ પઢવી કે ઝોહર પઢવી ?

**જવાબ(૨૬૩-૧૪૩):-** મિલની મસ્જિદમાં જુમ્આની નમાઝ પઢવી ફર્ઝ છે. મિલનાં કર્મચારીઓ,મજૂરો વિગેરે મળી જુમ્આ પઢવામાં આવે,ભલેને બહારના માણસો ન આવે,વાંધા વિના દરૂસ્ત છે,ઝોહર પઢવી જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(આલમગીરી:૧/૧૪૫ )*

## ઉર્દૂમાં ખુત્બો પઢવો.

**સવાલ(૨૬૪-૧૪૪):-** ખુત્બામાં ઉર્દૂ ઝબાનની શાયરીઓ તેમજ તર્જુમો મિમ્બર ઉપર અરબી ઝબાનના સાથે પઢવું કેવું છે ? ખુત્બા માટે કઈ ખુત્બાની કિતાબ ભરોષાપાત્ર છે ?

**જવાબ(૨૬૪-૧૪૪):-** ખુત્બો અરબી ઝબાનમાં જ થવો જોઈએ,અને એ

જ સુન્નત છે,સહાબા અરબ દેશો વિના બીજા દેશોમાં જતા હતા,અને તેમની ઝબાન અરબી ન હતી,તે છતાં સહાબા હંમેશા ખુત્બા,વાઅઝ,નસીહત અરબી ઝબાનમાં જ ફરમાવતા હતા,એટલા માટે ખુત્બામાં અશઆર (શાયરીઓ) તેમજ તર્જુમો મેળવીને પઢવું સુન્નતના ખિલાફ છે,અને તેને જરૂરી સમજીને કે ન કરવાથી લોકો બુરૂ કહેશે તે બિદઅત્ છે. અગર તર્જુમો કરવાનો શૌખ હોય તો નમાઝ પછી સંભળાવી દે, ખુત્બામાં વધારો ન કરે,ખુત્બામાં હર મહીનાની બુઝુર્ગી અને મહીનાનું નામ બયાન કરવું જરૂરી નથી,ખુત્બો ખુદા તઆલાની હમ્દો સના,દુરૂદ શરીફ વાઅઝો નસીહત વિગેરે કામો પર હોવું જોઈએ, મુસ્તહબ આ છે કે હર મહીના હર હફતા (અઠવાડિયા)નો જુદો જુદો ખુત્બો હોય,અને એના માટે હઝરત થાનવી (રહ.) નો ખુત્બો ***"મજમુઅતુલ ખુતુબ"*** ઘણો સારો છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(મુસવ્વા શર્હે મોઅત્તા બ હવાલાએ નિઝામુલ ફતાવા પેજ નં.–૭૮)*

## જુમ્આનો ખુત્બો અરબી ભાષામાં.

**સવાલ(૨ ૬૫–૧૪૫):–** ખુત્બો અરબી ભાષામાં પઢવામાં આવે છે,ઘણાં લોકો એમ કહે છે કે ખુત્બો અરબી ઝબાન વગર બીજી ઝબાનમાં પઢવો જોઈએ,તો એમાં શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ(૨ ૬૫–૧૪૫):–** ખુત્બો અરબીમાં જ પઢવો,રસૂલુલ્લાહ (સલ.) અને સહાબાની સુન્નત છે,એથી વિરૂધ્ધ પૂર્વજોથી સાબિત નથી,સહાબા (રદિ.) અજમી (બિનઆરબ) દેશોમાં પહોંચ્યા,દીની મસાઈલ,શરઈ હુકમો તેમને તેમની ભાષામાં શીખવ્યા,છતાં ખુત્બામાં કંઈ ફેરફાર (બીજી ભાષામાં ખુત્બો પઢવું) કર્યો નહિં,કે સાંભળનારાઓનો ખ્યાલ કરીને ખુત્બાનો તર્જુમો સંભળાવ્યો હોય એવો એક પણ દાખલો મળતો નથી,જો ખુત્બો કેવળ વઅઝો નસીહત હોય તો જરૂર તર્જુમો સંભળાવતે,બલ્કે ખુત્બો નમાઝની શર્તોમાંથી એક શર્ત છે,ખુત્બા વિના જુમ્આ દુરૂસ્ત નથી,ખુત્બો નમાઝનો એક ભાગ છે, જેમકે નમાઝમાં કુર્આન શરીફનો તર્જુમો જાઈઝ નથી,હાંલાકે કુર્આન શરીફ ઉતારવાનો મૂળ હેતુ વઅઝો તકરીર છે,એજ મુજબ ખુત્બામાં પણ તર્જુમો જાઈઝ નથી,અલબત્ત ખુત્બાની અઝાન અગાઉ અથવા નમાઝ બાદ તર્જુમો સંભળાવે, જો લોકોને શોખ હોય તો,ખુત્બામાં મના છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(આલમગીરી: મુસવ્વા શર્હે મોઅત્તા બ હવાલાએ નિઝામુલ ફતાવા પેજ નં.–૭૮)*

## ખુત્બામાં લાઉડ સ્પિકરનો ઉપયોગ.

**સવાલ(૨૬૬–૧૪૬):–** ખુત્બા વખતે લાઉડ સ્પિકરનો ઉપયોગ કરવો સહી છે કે નહિં ? બેહતર અને અફઝલ શું છે ? લાઉડ સ્પિકરથી ખુત્બાનો અવાજ ગામમાં જાય તો સ્ત્રીઓ તથા બીજા સાંભળનારાઓ જે મસ્જિદમાં નથી, તેઓના ઉપર અદબથી ખુત્બો સાંભળવો જરૂરી છે કે નહિં ? બેહતર અને અફઝલ શું છે ?

**જવાબ(૨૬૬–૧૪૬):–** ખુત્બામાં લાઉડ સ્પિકરનો ઉપયોગ સર્વાનુમતે જાઈઝ છે,પરંતુ વિના જરૂરતે એટલે લાઉડ સ્પિકર વિના ખતીબનો અવાજ નમાઝીઓને પહોંચી જતો હોય તો બેહતર નથી,જરૂરતના સમયે વાપરવું બેહતર છે,અઝાનમાં મુતલકન (કોઈ પણ શર્ત વિના) વાપરવું અફઝલ છે કારણ કે એમાં નમાઝના ટાઈમનું એ'લાન મકસૂદ (હેતુ) છે,નમાઝમાં મના છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(ઈમદાદુલ ફતાવા:૧/૮૧૯)*

## જુમ્આના દિવસે સૂરએ કહફ પઢવી.

**સવાલ(૨૬૭–૧૪૭):–** જુમ્આના દિવસે સૂરએ કહફ અઝાન પહેલાં કે અઝાન બાદ પઢવું જરૂરી છે,હમારે ત્યાં સૂરએ કહફ પઢયા પછી દુરૂદે તાજ પઢાય છે, પછી ફાતિહા પઢવામાં આવે છે,તો એ વિષે શું હુકમ છે ?

**જવાબ(૨૬૭–૧૪૭):–** જુમ્આના દિવસે સૂરએ કહફ પઢવાની હદીષ શરીફથી ઘણી ફઝીલત સાબિત છે. ચાહે જુમ્આની રાત્રે પઢે,અથવા જુમ્આના દિવસે જુમ્આની નમાઝ પહેલાં પઢે કે પછી દુરૂદે તાજ પઢવું,અને ત્યાર પછી ફાતિહા પઢવા સાબિત નથી,એને જરૂરી સમજી રિવાજ કરવો,બિદઅત લેખાશે,બેશક દરેક માણસ પોતે જેટલું જોઈએ તેટલું દુરૂદ શરીફ કે દુઆ વિના અવાજે કરી શકે છે. પુછેલી રીત મુજબ કરવું સાબિત નથી,તેમજ દુરૂદે તાજમાં અમૂક શબ્દો એવા છે જે શરીઅત વિરૂધ્ધ છે,જેમકે *"દાફેઉલ બલાઈ વલ વબાઈ વલ કહતે વલ મર્ઝે વલ અલમ,"* એટલે બલા,વબા,અને દુકાળ, બીમારી રંજો ગમ આપ (સલ.) દફે કરનાર છે.આ માન્યતા ખોટી છે,આ બધુ દૂર કરવાની શકિત અને સિફત ખાસ અલ્લાહ તઆલા માટે જ છે,બીજા કોઈ

પયગમ્બર પીર મુર્શિદને આ શકિત નથી,એ વિષે બધા અલ્લાહના મોહતાજ છે,બીજી વાત એ કે દુરૂદેતાજ માણસનું બનાવેલું છે, અને રસૂલે પાક (સ.અ.વ.) ની ઝબાને મુબારકથી પઢવામાં આવ્યું હોય તે વધુ અસરકારક અને બરકતવંત હોય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી: ૩/૪૩)*

## બાર્બોડસમાં જુમ્આની નમાઝ.

**સવાલ(૨ ૬૮-૧૪૮):-** અમો બાર્બોડસમાં રહીએ છીએ,ત્યાં ૪૫૦ મુસ્લિમોની વસ્તી છે,ત્યાં બે મસ્જિદ છે,એક જુમ્આ મસ્જિદ બીજી સીટી મસ્જિદ છે,બન્ને મસ્જિદ વચ્ચે અંતર ત્રણ ફર્લાંગ છે,દર મહિને બન્ને મસ્જિદમાં વારા ફરતી ૨૪ કલાકનો ઈજતેમાં રાખવામાં આવે છે,અને ઈજતેમાં જુમેરાતના મગરિબથી શરૂ થાય છે,અને જુમ્આના મગરિબે ખતમ થાય છે,હવે અમુક ભાઈઓનું કહેવું છે કે ઈજતેમાના દિવસે જે મસ્જિદમાં ઈજતેમાં હોય ત્યાં બધા સાથે મળી જુમ્આની નમાઝ અદા કરે,તો બધા ભાઈઓ દીનની વાતોથી વધુ લાભ ઉઠાવી શકે,આ સવાલ મુકતા એક ભાઈ કહે છે કે અમારી જામેઅ મસ્જિદ છોડીને સીટીની મસ્જિદમાં જુમ્આની નમાઝ પઢે તો અમારી આ જામેઅ મસ્જિદના એહતેરામમાં ખલલ આવશે,તો આ વિષે શરીઅતનો હુકમ જણાવશો ?

**જવાબ(૨૬૮-૧૪૮):-** - એ ભાઈનું મંતવ્ય (જામેઅ મસ્જિદમાં જુમ્આ ન પઢવાથી એહતેરામ માં ખલલ આવશે) ખોટું છે. કાંઈ ખલલ આવશે નહિં, અને જમાઅત ગુનેહગાર થશે નહિં,બલ્કે મુસ્તહબ અને અફઝલ આ છે કે એ જ મસ્જિદમાં જુમ્આ પઢવામાં આવે,ખાસ કરીને ઈજતેમાં વેળા પોતાની ઈસ્લાહના હેતુથી જામેઅ મસ્જિદ છોડી ઈજતેમાંની મસ્જિદમાં નમાઝ પઢવી જોઈએ,દરેક મુસ્લિમે પોતાની ઈસ્લાહ કરવી વાજિબ છે,જેથી એવા દીની કાર્યક્રમમાં ભાગ્યશાળી થવું જોઈએ,તબ્લીગી કાર્ય મુસ્લિમોની ઈસ્લાહ માટે ઘણું જ લાભદાયક છે,પોતાની ઈસ્લાહ સાથે જરૂરી ઈલ્મે દીન પ્રાપ્ત થાય છે,જેથી દરેક ભાઈએ હિસ્સો લેવો જોઈએ,વળી અમૂક ઈમામ તો એક સીટીમાં એક જ જગ્યાએ જુમ્આ પઢવાની તાકીદ કરે છે,અનેક મસ્જિદોમાં મના લખે છે,પરંતુ લોકોની તકલીફના ખ્યાલથી વધુ જગ્યાએ જુમ્આ પઢવાની ગુંજાઈશ કાઢી છે, સારાંશ કે જામેઅ મસ્જિદ છોડી ઈજતેમાંની મસ્જિદમાં

જુમ્આ વિના વાંધે દુરૂસ્ત છે,કોઈ ગુનોહ લાગુ પડશે નહિં. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે. *(શામીઃ ૩/૧૫. મરાકિયુલફલાહઃ પેજ-૧૨૪)*

# ઈદના મસાઈલ

## ઈદના દિવસે કબ્રસ્તાન જવું.

**સવાલ(૨૬૯-૧૪૯):-** ઈદના દિવસે કબ્રસ્તાન જવું સુન્નત કે મુસ્તહબ છે ? જો જવાનું હોય તો ઈદની નમાઝ પહેલાં જવું જોઈએ કે પાછળથી ?

**જવાબ(૨૬૯-૧૪૯):-** ઈદના દિવસે કબ્રસ્તાનમાં જઈ મુર્દાઓને ઈસાલે સવાબ કરવો,મુસ્તહબ છે,જેનો ટાઈમ નકકી નથી,ફજરની નમાઝ પછી અથવા ઈદની નમાઝ પછી પણ જઈ શકાય,રસૂલે અકરમ (સ.અ.વ.) નું બરકતવાળી રાતો તથા દિવસોમાં કબ્રસ્તાનમાં તશરીફ લઈ જવું સાબિત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(મિશકાત શરીફઃ પેજ-૧૧૪)*

## તકબીરે તશરીફ.

**સવાલ(૨૭૦-૧૫૦):-** તકબીરે તશરીફ કોના ઉપર વાજિબ છે ? કયારે પઢવી અને કેટલા દિવસો સુધી પઢવી જોઈએ.?

**જવાબ(૨૭૦-૧૫૦):-** શહેર અથવા કસ્બામાં દરેક મુકલ્લફ (જેને શરીઅતના હુકમ લાગુ પડતા હોય તેવી) વ્યકિત પર વાજિબ છે, નવમી (૯) જિલહજની ફજરથી તેરમીની (૧૩) અસર સુધી દરેક તે નમાઝ પછી જે જમાઅત સાથે પઢવામાં આવે છે એક વખત ઉચા અવાઝથી અને ઓરતો ધીમેથી કહે, *અલ્લાહો અકબર,અલ્લાહો અકબર,લાઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર,અલ્લાહુ અકબર,વ લિલ્લાહિલ હમ્દ.* ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામીઃ ૩/૬૧ થી ૬૪. હિદાયાઃ ૧/૧૭૪+૧૭૫)*

## તકબીરે તશરીકનો સમય.

**સવાલ(૨૭૧-૧૫૧):-** ઈદુલ અદહાની નમાઝ પછી કેટલા દિવસ તકબીર પઢવી ? હુકમ બતાવશો ?

**જવાબ(૨૭૧-૧૫૧):-** જીલહજની નવમી (૯) તારીખની ફજરથી તેરમીની (૧૩) અસર સુધી તકબીરે તશરીક,હનફી સરણીમાં પઢવાનો હુકમ

છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામીઃ ૩/૬૧ થી ૬૪. હિદાયાઃ ૧/૧૭૪ તથા ૧૭૫)*

## જુમ્આ અને ઈદ.

**સવાલ(૨૭૨–૧૫૨):–** હમારા ગામમાં જુમ્આની નમાઝ પઢતા નથી, કેમકે અમારા ગામમાં જુમ્આ દુરૂસ્ત નથી,છતાં અહિંયા પહેલેથી બન્ને ઈદોની નમાઝ પઢવાનો સિલસિલો ચાલુ છે,તો ઈદની નમાઝ પઢેલી સહીહ ગણાશે કે નહિં ? અમુક માણસો જે જાણી જોઈને ઈદની નમાઝ પઢતા નથી,તો તેમને કંઈ ગુનોહ લાગુ પડશે કે નહિં ?

**જવાબ(૨૭૨–૧૫૨):–** જયાં જુમ્આ દુરૂસ્ત નથી ત્યાં ઈદ પણ દુરૂસ્ત નથી, બન્નેની શર્તો,ખુત્બા સિવાય સમાન છે,પછી પઢવી વ્યર્થ છે,જેઓ પઢતા નથી તેઓ હક પર છે,પઢનારને રોકવું જોઈએ. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. (હિદાયાઃ ૧/૧૭૨. શામીઃ ૩/૪૫)

## ઈદની નમાઝ અલગ જમાઅતો સાથે.

**સવાલ(૨૭૩–૧૫૩):–** હમો રહીએ છીએ તે મહોલ્લા સાથે બીજા બે મહોલ્લા છે,ત્રણેવ મહોલ્લાની નમાઝોની જમાઅત અલગ થાય છે તે હિસાબે ઈદની નમાઝ પણ અલગ જમાઅત સાથે થાય છે. ઈદની નમાઝ એટલી નજીક થાય છે કે એક બીજાની તકબીર સંભળાય છે,હમારા મહોલ્લાવાળાઓ નું કહેવુ એમ છે કે બધા હમો સાથે હમારા ઈદગાહની જગ્યા ઉપર પઢીએ, પણ એક બીજાને આ વાત પસંદ આવતી નથી,આવા ખ્યાલના માણસો માટે શું હુકમ છે ?

**જવાબ(૨૭૩–૧૫૩):–** મુસ્તહબ એ છે કે ત્રણેવ મહોલ્લાવાસીઓ એક જગ્યાએ જે સૌને માટે અનુકુળ હોય એકત્રિત થઈ ઈદની નમાઝ પઢે,બધા મુસલ્લીઓ, મુસાફિરોનો ખ્યાલ રાખવો જોઈએ,દીનની વાતમાં ખોટી હટાગ્રહ રાખવી ન જોઈએ,ઈદગાહમાં એક માર્ગે જવું અને બીજા માર્ગે પાછા ફરવું મુસ્તહબ છે, હદીષમાં ફઝીલત બયાન થઈ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામીઃ ૩/૪૯)*

## ઈદના ખુત્બામાં તકબીર પઢવી.

**સવાલ(૨૭૪-૧૫૪):-** ઈદુલ ફિત્ર ના ખુત્બામાં તકબીર પઢવામાં આવે કે નહિં ? અને જો પઢે તો ઉંચા અવાજે પઢે કે ધીમેથી પઢે ? પહેલા ખુત્બામાં કેટલી વાર અને બીજા ખુત્બામાં કેટલી વાર પઢે.?

**જવાબ(૨૭૪-૧૫૪):-** ઈદુલ ફિત્ર ના બન્ને ખુત્બામાં સોળ (૧૬) તકબીરો પઢવી મુસ્તહબ છે,અને તે ખુત્બા માફક જોરથી પઢવામાં આવશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી: ૩/૫૮)*

## ઈદની નમાઝ પછી દુઆ.

**સવાલ(૨૭૫-૧૫૫):-** ઈદની નમાઝ પછી દુઆ પઢવી મસ્નૂન છે કે ખુત્બા પછી ?

**જવાબ(૨૭૫-૧૫૫):-** નમાઝ પછી દુઆ માંગવી મુસ્તહબ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(આલમગીરી: ૧/૭૭)*

# સુર્યગ્રહણની નમાઝ

## સુર્યગ્રહણમાં કેટલી રકા'ત પઢવી ?

**સવાલ(૨૭૬-૧૫૬):-** તા.૧૬/૨/૮૦ ને શનીવારના રોજ સુર્યગ્રહણ થનાર છે,તે અહિંયા બપોરે ૨:૨૩ ના સમયે દેખાશે,અને ૪:૫૦ સુધી રહેશે,તો એમાં પઢવાની નમાઝ સુર્યગ્રહણ શરૂ થયેથી પુર્ણ થાય ત્યાં સુધીમાં કેટલી રકા'ત નમાઝ પઢવી ? આ નમાઝ સુર્યગ્રહણ શરૂ થાય ત્યારથી સુગ્રગ્રહણ પુરૂ થાય ત્યાં સુધી પઢવી ? જે જણાવવા વિનંતી,એ નમાઝ બેસીને પઢવી કે ઉભા રહીને પઢવી ?

**જવાબ(૨૭૬-૧૫૬):-** સુર્યગ્રહણ સમયે (આરંભથી અંત સુધી) બે રકા'ત જમાઅત સાથે પઢવી સુન્નત છે,ઉભા થઈને પઢવી અફઝલ છે,બેસીને પણ જાઈઝ છે,અડધો સવાબ મળશે,ગ્રહણનો સંપૂર્ણ સમય નમાઝ પઢવી વાજિબ નથી,મુસ્તહબ છે,ઉકત ગ્રહણનો સમય વધુ લાંબો હોય મુસલ્લીઓનો ખ્યાલ રાખીને નમાઝ પઢવામાં આવે,બાકીનો સમય ઝિક્ર,તિલાવત,ઈસ્તિગફાર વિગેરેમાં ગુઝારે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી: ૩/૬૭. હિદાયા: ૧/૧૭૫ તથા ૧૭૬)*

## સુર્યગ્રહણના દિવસે શું કરવું ?

**સવાલ(૨૭૭-૧૫૭):-** સુર્યગ્રહણની શું હકીકત છે ? અમારે ત્યાં અમૂક લોકોનું કહેવું છે કે સુર્યગ્રહણ એ અઝાબની શકલ છે,હાંલાકે સુર્ય ગેરમુકલ્લફ (જેના પર શરીઅતના બંધન ન હોય) છે,પછી શા માટે એના ઉપર અઝાબની શકલમાં એની રોશની ખેંચી લેવામાં આવે ? હદીષ શરીફમાં એના વિષે હુઝૂર (સલ.) એ કંઈ બયાન ફરમાવ્યું છે ? એ દિવસે શું કરવું જોઈએ ? સર્વે લોકો ભેગા થઈ નમાઝ પઢી શકે છે કે નહિં ? જમાઅતખાનામાં જમાઅત કરે તો કોઈ વાંધો તો નહિં આવે ? કેટલી રકા'ત પઢે ? બે કે ચાર રકા'ત ? નમાઝમાં કિરાઅત આહિસ્તા પઢે કે અવાઝથી પઢે ? ખુલાસાવાર લખી જણાવ્વા મહેરબાની કરશો. કિરાઅતમાં શું પઢવામાં આવે ?

**જવાબ(૨૭૭-૧૫૭):-** સુર્યગ્રહણના કારણો વિષે ઈસ્લામ ચર્ચા કરતો નથી, હદીષ શરીફમાં છે કે સુર્યગ્રહણ કોઈના અવસાન કે મૃત્યુથી થતુ નથી, સુર્યગ્રહણ કોઈ મહાન ઘટનાના લઈને થાય છે એ માન્યતા ઈસ્લામ પૂર્વેની છે, બલ્કે સુર્યગ્રહણ અલ્લાહ તઆલા ની નિશાની છે. ઉકત નિશાની દેખાય નમાઝ પઢીને ખુદાપાક તરફ લક્ષ કરવું જોઈએ,બે રકા'ત જમાઅતથી પઢવી સુન્નત છે,જમાઅતખાનામાં પઢી શકાય,કિરાઅત સિર્રી (આહિસ્તા)પઢવી મુસ્તહબ છે,જહરી (જોરથી) પઢવી પણ જાઈઝ છે,લોકોની રિઆયત કરી નમાઝ લંબાવ્વામાં આવે,સલામ ફેરવ્યા બાદ ગ્રહણ ખુલ્યુ ન હોય તો ઝિક્ર, ઈસ્તિગફારમાં પ્રવૃત રહે. એજ અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામી: ૩/૬૭. હિદાયા: ૧/૧૭૫ તથા ૧૭૬)*

# વિત્રની નમાઝ

## વિત્રની ત્રીજી રકા'તમાં આયતે સિજદા પઢવી.

**સવાલ(૨૭૮-૧૫૮):-** રમઝાનમાં વિત્રની ત્રીજી રકા'તમાં ઈમામ સાહબે આયતે સિજદા તિલાવત કરી, તો શું કરે ? સિજદએ તિલાવત કરે કે દુઆએ કુનૂત પઢે ?

**જવાબ(૨૭૮-૧૫૮):-** સિજદએ તિલાવત વાજિબ છે,સિજદએ તિલાવત કરીને પછી દુઆએ કુનૂત પઢે,નમાઝનો સિજદએ તિલાવત નમાઝમાં જ

જરૂરી છે,બાદમાં કરી શકાય નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામી:૨/૫૭૫, હિદાયા: ૧/૧૬૩)*

# રમઝાન માસની વિત્રની મસનૂન કિરાઅત.

**સવાલ (૨૭૯–૧૫૯) :–** રમઝાન શરીફમાં વિત્રની નમાઝમાં **સૂરએ સબ્બિહિસ્મ** અને **સૂરએ ઈન્ના અન્ઝલ્ના** અને **કુલ યા અય્યુહલ કાફિરૂન** અને **કુલહુવલ્લાહ,** અમુક દિવસે પઢવું મુસ્તહબ હોય સમજીએ છીએ તો હમારા ઈમામ સા. આખી રમઝાન શરીફમાં પઢવા માંગતા નથી બિદઅત અને ગુનોહ સમજે છે તો શરઈ હુકમ શું છે?

**જવાબ (૨૭૯–૧૫૯):–** વિત્રમાં દર્શાવેલ કિરાઅત– પહેલી રકાતમાં સબ્બિહિસ્મ અને બીજી રકાતમાં કુલ્યા અય્યુહલ કાફિરૂન અને ત્રીજીમાં કુલ્હુવલ્લાહ મુસ્તહબ છે. બિદઅત નથી, પરંતુ એને જરૂરી જાણે નહિં કે એના સિવાય બીજી સૂરતો પઢી શકાય નહિ, આથી કદી કદી બીજી સૂરતો પણ પઢવી જોઈએ એ વિષે ઈમામ ઉપર દબાણ કરવું ઠીક નથી. અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી:૨/૪૪૧)*

# વરસાદની નમાઝ

## વરસાદ માટે નમાઝમાં ટોપી પહેરવી.

**સવાલ (૨૮૦–૧૬૦):–** નમાઝે ઈસ્તિસ્કા ઉઘાડા માથે પઢવી કેમ છે ?

**જવાબ (૨૮૦–૧૬૦):–** ઈસ્તિસ્કાની નમાઝ પણ બીજી નમાઝો માફક માથુ ઢાંકીને પઢવી જોઈએ,અલબત્ત તજલ્લુલ (આજિઝી) માટે ઉઘાડા માથે પઢી શકાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(મરાકિયુલ ફલાહ: પેજ–૧૩૫)*

# નમાઝના વિવિધ મસાઈલ

## નાના બાળકોને મસ્જિદમાં લાવ્વા.

**સવાલ (૨૮૧–૧૬૧):–** અમારા ગામમાં કેટલાક લોકો એવા છે,કે તેઓ પોતાના નાના બાળકોને પોતાની સાથે ઉભા રાખી નમાઝ પઢે છે,અહિંયા પંપ વડે પાણી ભરવું પડે છે, અને નાના છોકરાઓ આવે છે,જે પાણીનો વ્યર્થ ઉપયોગ કરે છે,બાંગી સા.ગુસ્સે થાય છે,લોકોને આપણે કહીએ છીએ કે નાના

બાળકોને ન લાવો,ત્યારે કહે છે કે નમાઝ પઢતા શીખે,માટે એનો જવાબ આપશો?

**જવાબ (૨૮૧-૧૬૧):-** હદીષ શરીફમાં છે કે બાળકો સાત વરસના થાય તો નમાઝ પઢાવો, અને દસ વરસના થયા બાદ સુસ્તી કરે તો મારો,જેથી નમાઝની ટેવ પડે,આથી સાત વરસથી નાના બાળકોને રોકી શકાય,એથી વધુ ઉમરવાળાને રોકાય નહિં,પાણી નકામુ ંવાપરતાં હોય તો રોકી શકાય કે નકામું વાપરે નહિં,અલબત્ત મોટાઓની સાથે સગીર (નાબાલિગ) ને ઉભા રાખવાથી આખી સફની નમાઝ મકરૂહ થશે,એમને પાછળ ઉભા રાખવામાં આવે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(શામી:૨/૫)*

## સાત વરસથી નાના બાળક.

**સવાલ (૨૮૨-૧૬૨):-** આઠ—નવ વરસના છોકરા ઘણાં શોખથી નમાઝ પઢવા મસ્જિદ માં આવે છે,અને જમાઅતખાનામાં પાછલી સફમાં ઉભા રહી નમાઝ પઢે છે, એક બે મુસલ્લીયો તેઓ માટે કરાહત કરે છે,તો શું એ યોગ્ય છે ? અને શું એ લોકોને જમાઅતખાનામાં દાખલ ન થવા દેવા જોઈએ ?

**જવાબ (૨૮૨-૧૬૨):-** સાત(૭) વરસના બચ્ચાંને રસૂલે કરીમ(સ.અ.વ.) એ નમાઝ પઢાવવાની ટેવ પાડવાનો હુકમ આપ્યો છે,અને નમાઝમાં આળસ કરે તો હળવી તંબીહ—મારવાની તાકીદ કરી છે. *(મિશકાત શરીફ: પેજ—૫૮)*

ઉપરોકત હદીષથી ફલિત થયું કે સાત વરસથી મોટી વયના છોકરાઓ (જેમને પાકીનું ભાન હોય) મસ્જિદમાં આવી જમાઅતથી નમાઝ પઢી શકે છે, તેમના આવવાથી કરાહત કરવી યોગ્ય નથી.

બાળકોની સફ મોટાઓની પાછળ અલગ કરવી જોઈએ,અલબત્ત સાત વરસથી નાના બાળકોને પાકીનું ભાન હોતું નથી,તેમને મસ્જિદ નાપાક થવાના ભયથી જમાઅતખાનામાં લાવવા મનાઈ છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(શામી: ૨/૩૧૪)*

## નમાઝમાં ખોટા વિચારો આવવા.

**સવાલ (૨૮૩-૧૬૩):-** નમાઝની અંદર દુનિયાના ખ્યાલ તથા શૈતાનના ખ્યાલ અથવા જાણી બુઝીને ખ્યાલ આવ્યા હોય તો એવી પઢેલી નમાઝ કબૂલ થશે કે કેમ ?

**જવાબ (૨૮૩-૧૬૩):-** નમાઝમાં વસવસા (કુવિચારો) આવવાથી ફાસિદ થશે નહિં, ફરી લોટાવવી વાજિબ નથી,વસવસા દૂર કરવાની રીત આ છે કે એના તરફ લક્ષ આપે નહિં,અને પઢવામાં દિલ લગાવે,આપોઆપ વસવસા જતા રહેશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(મિશકાત શરીફ:પેજ:૧૯)*

## નમાઝ ન પઢવાની સજા.

**સવાલ (૨૮૪-૧૬૪):-** નમાઝ ન પઢવાથી અલ્લાહ તઆલાના દરબારમાં શું સજા થશે ?

**જવાબ (૨૮૪-૧૬૪):-** નમાઝ,ઈસ્લામના સ્થંભોમાંથી એક મહાન સ્થંભ છે, દીનની ઈમારત એના ઉપર કાયમ છે, જેણે નમાઝ પાબંદીથી પઢી તેણે દીનને સંભાળી રાખ્યો, અને જેણે નમાઝ ત્યજી દીધી,તેણે દીન પાડી દીધો, એટલું તેનું ઈમાન ભયમાં છે. *(મુસ્લિમ શરીફ)*

બીજી રિવાયતમાં છે જેણે જાણી જોઈને એટલે વિના ઉજરે નમાઝ છોડી તે કાફિર થઈ ગયો,એટલે કુફ્રના નજીક પહોંચી ગયો. *(મુસ્લિમ શરીફ)*

એવી અનેક હદીષો તથા આયતો નમાઝની તાકીદ વિષે આવેલી છે, નમાઝ છોડવા બાબત સખ્ત વઈદો આવેલ છે,હદીષ શરીફમાં છે કે નમાઝ છોડવાથી હકબહ (લાંબી મુદત) જહન્નમમાં બળવું પઢશે,ખુદાપાકની પનાહ, બેનમાઝી,ફિર્ઓન તથા કારૂન,હામાન,નમરૂદ જેવા મોટા કાફિરોની સંગાતે ઉઠાવવામાં આવશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(મિશકાત શરીફ: પેજ-૫૮)*

## કિબ્લા તરફ મોઢું કરવા વિષે.

**સવાલ(૨૮૫-૧૬૫):-** અમો અહિં યુ. કે. માં દીની તા'લીમ પઢાવીએ છીએ,તા'લીમુલ ઈસ્લામ ભાગ-૧ માં સવાલ એ છે કે નમાઝ કિસ તરફ મુહ રખકર પઢી જાતી હે ? તો હમારે બાળકોને કેવી રીતે શીખવવું ?

**જવાબ(૨૮૫-૧૬૫):-** એ સવાલ/જવાબ પઢાવતી વેળા બાળકોને સુચવી દેવું જોઈએ કે આ હુકમ કિબ્લાથી પૂર્વમાં રહેતાઓ માટે છે, જેઓ પશ્ચિમમાં રહે છે તેઓ નમાઝમાં પૂર્વ દિશા તરફ મ્હોં કરે.ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## નમાઝની હાલતમાં સુરવાલ ઉંચી કરવી.

**સવાલ(૨૮૬–૧૬૬):–** નમાઝની હાલતમાં સિજદામાં જતી વખતે બન્ને હાથથી સુરવાલ (લેંઘો) ઉચો કરવો એટલે ખેંચાય નહિં,તો શું એનાથી નમાઝ સહી થશે ?

**જવાબ (૨૮૬–૧૬૬):–** નમાઝ મકરૂહ થશે,જેથી સુરવાલના પાયચા ચઢાવવાથી બચવું જોઈએ,નમાઝ લોટાવવાની જરૂરત નથી. *(કાજીખાન:૧/૫૮)*

## ટેરેલીન,ટેરીકોટન,પહેરી નમાઝ પઢાવનાર.

**સવાલ(૨૮૭–૧૬૭):–** ટેરીકોટન,ટેરેલીન,નાયલોન કાપડ પહેરીને નમાઝ પઢાવનાર ઈમામની પાછળ નમાઝ થશે યા નહિં ?

**જવાબ(૨૮૭–૧૬૭):–** કોઈ પણ વાંધા વિના દુરૂસ્ત છે,લોટાવવાની જરૂરત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(મરાકિયુલ ફલાહ: પેજ–૪૮)*

## લંગોટ,બ્રેસિયર સાથે નમાઝ.

**સવાલ(૨૮૮–૧૬૮):–** નમાઝ પઢતી વખતે લુંગીના નીચે લંગોટ પહેરયા વિના નમાઝ પઢીએ તો નમાઝ થઈ જશે કે નહિં ? કારણ કે અમૂક માણસ કહે છે કે લંગોટ વિના નમાઝ થતી નથી,અને એમ પણ કહે છે કે સ્ત્રી પણ બ્રેસિયર પહેરયા વિના નમાઝ પઢી શકતી નથી,તો શું પુરૂષોએ લુંગીના નીચે લંગોટ અને સ્ત્રીઓએ ફરાકની અંદર બ્રેસિયર પહેરવું જરૂરી છે,? વિગતવાર જવાબ આપશો.

**જવાબ(૨૮૮–૧૬૮):–** નમાઝ દુરૂસ્ત થશે.નમાઝ માટે સતર ઢાંકવું જરૂરી છે,લુંગીથી સતર ઢંકાય જાય છે,ચડ્ડી–લંગોટ પહેરવાની જરૂર નથી,વિના ચડ્ડીએ પઢેલી નમાઝમાં કાંઈ ઉણપ આવશે નહિં,તેમજ સ્ત્રી માટે ફરાક નીચે બ્રેસિયર પહેરવાની જરૂર નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામી:૨/૭૫ તથા ૭૬, આલમગીરી:૧/૫૮)*

## *હય્ય અલસ્સલાહ* વખતે ઉભા થવું.

**સવાલ(૨૮૯–૧૬૯):–** અમારે ત્યાં ઘણાં ભાઈઓ ફરજ નમાઝ માટે તકબીર કહેવામાં આવે ત્યારે હય્ય અલસ્સલાહ ઉપર ઉભા થાય છે,અને ઘણાં માણસો શરૂથી જ ઉભા થઈ જાય છે,માટે અમે તે બેઠેલા લોકોને કહયું કે એવું કંઈ નથી કે હય્ય અલસ્સલાહ ઉપર જ ઉભુ થવું,તો તે લોકો સવાલ કરે છે કે તમારી પાસે કંઈ સાબિતી છે કે વહેલું ઉભુ થવું ?

**જવાબ(૨૮૯–૧૬૯):–** મુસલ્લીયો એ કયારે ઉભા થવું બેહતર છે,એ વિષે મતભેદ છે,અમૂક હય્ય અલસ્સલાહ વખતે અફઝલ કહે છે,પરંતુ એનો અર્થ (આશય) આ છે કે ઉકત કલેમા ઉપર ઉભા થઈને સફો સીધી કરી લેવામાં આવે,જેથી તકબીરે તહરીમા છુટે નહિં,એ અગાઉ ઉભા થવું નાજાઈઝ નથી, જયારે પેશ ઈમામ નમાઝ માટે મુસલ્લા તરફ જવા માંડે મુસલ્લીઓ પણ ઉભા થઈને સફો બાંધવા માડે,જેમકે સહાબા (રદિ.) નો અમલ હતો,અલ્લાહના રસૂલ (સલ.) ને ઘરમાંથી નીકળતા જોઈ સફો બાંધવા માંડતા. તકબીર શરૂ થયા બાદ મસ્જિદમાં આવનાર બેસી જાય અને હય્ય અલસ્સલાહ વખતે ઉભા થવાને જરૂરી (સુન્નત) માનવું સનદથી સાબિત નથી,બિદઅત લેખાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(જવાહિરૂલ ફિકહઃ ૧/૩૧૦)*

## તકબીર થતાં નમાઝીઓએ ઉભા થવું.

**સવાલ(૨૯૦–૧૭૦):–** જમાતથી નમાઝ પઢતી વખતે નમાઝીઓએ મુકબ્બિર તકબીર શરૂ કરે ત્યારે ઉભા થવું જોઈએ કે પછી હય્ય અલસ્સલાહ કહે ત્યારે ઉભા થવું જોઈએ?

**જવાબ(૨૯૦–૧૭૦):–** તકબીર શરૂ થતા જ મુસલ્લિઓએ ઉભા થઈને સફો સીધી કરવાં લાગી જવુ જાઈઝ છે, હય્યઅલસ્સલાહ વખતે ઉભા થવાને જરૂરી જાણવું ખોટું છે અમુક આલિમોના મતાનુસાર હય્યઅલસ્સલાહ વખતે ઉભા થવું મુસ્તહબ છે. અલ્લાહપાક વધુ જાણનાર છે. *(ફતાવા દારૂલઉલૂમઃ૨/૨૧૨)*

## વુઝૂ ન રહેતુ હોય તેવા માણસની નમાઝ.

**સવાલ(૨૯૧–૧૭૧):–** ચાલુ નમાઝમાં હવા છુટી જાય છે, આમ જયારે પણ નમાઝ પઢું છું,હવા છુટી જાય છે, મને હવા છુટવાની બીમારી છે,માટે મારે શું કરવું જોઈએ ? ઘડી ઘડી વુઝૂ કરવું કે નહિં ?

**જવાબ(૨૯૧–૧૭૧):–** હવા છુટવાની બીમારી એક નમાઝના પુરા વખતને ઘેરી લે,એટલે ફર્ઝ નમાઝ પઢવાનો મોકો હદસ (હવા છુટવા) વિના મળે નહિં તો માઅઝૂર લેખાશે,માઅઝૂરનો હુકમ આ છે કે દરેક નમાઝના ટાઈમે વુઝૂ કરી નમાઝ પઢે,ભલેને હવા છુટતી રહે,એ બીમારીથી વુઝૂ તુટશે નહિં, દરેક નમાઝના વખતે વુઝૂ કરવું પડશે,માઅઝૂર થયા બાદ બીજી નમાઝોના વખતોને

ઘેરી લેવું શર્ત નથી,બલ્કે પુરા ટાઈમમાં એક વાર પણ બીમારી જણાય ત્યાં સુધી માઅઝૂર લેખાશે,જયારે પુરો વખત તંદુરૂસ્તીથી (ઉપરોકત ઉઝર વગર) પસાર થઈ જાય,ત્યારે માઅઝૂર ગણાશે નહિં. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(શામીઃ ૧/૫૦૪. હિદાયાઃ ૧/૬૭)*

## નમાઝ પછી દુઆની આખિરમાં દુરૂદ શરીફ.

**સવાલ(૨૯૨-૧૭૨):-** નમાઝ પછી જે દુઆ માંગવામાં આવે છે,તો દુઆની આખિરમાં દુરૂદ શરીફ પઢવું જરૂરી છે કે નહિં ? દુરૂદ શરીફ ન પઢે તો ચાલે કે નહિં ?

**જવાબ(૨૯૨-૧૭૨):-** દુઆની છેવટમાં દુરૂદ શરીફ ઝોરથી લોકોને પઢાવવું જરૂરી નથી,જયાં લોકો એને જરૂરી માનતા હોય,ના પઢનારને બુરૂ ભલુ કહેતાં હોય એવી જગ્યાએ છોડી દેવું જોઈએ,હકીકતમાં દુઆની અવ્વલ-આખિર દુરૂદ શરીફ પઢવું મુસ્તહબ છે,એનાથી દુઆ કબૂલ થાય છે,પરંતુ જરૂરી સમજવામાં આવે નહિં. એજ ખુદાપાક વધુ જાણનાર છે.

*(જવાહિરૂલ ફિકહઃ ૧/૩૭૨)*

## હિજડા ઉપર નમાઝ ફર્ઝ છે?

**સવાલ(૨૯૩-૧૭૩):-** હિજડા ઉપર નમાઝ-રોઝહ ફર્ઝ છે? તેઓ જમાઅત સાથે નમાઝ પઢી શકે છે? એમની સાથે ઘરમાં ખાવું-પીવું બેસવું કેમ છે ?

**જવાબ(૨૯૩-૧૭૩):-** હિજડા ઉપર પણ નમાઝ રોઝહ વિગેરે (અર્કાન) ફર્ઝ છે, દરેક આકિલ,બાલિગ મુસ્લિમ,મર્દ હોય કે સ્ત્રી કે હિજડો હોય શરીઅતનો મુકલ્લફ (આજ્ઞાઓનું પાલન કરવું) છે, જો એ હિજડામાં સ્ત્રીના ચિન્હો દેખાતા હોય તો જમાઅત સાથે પઢે નહીં સ્ત્રી માફક ઘરે એકલો પઢી લે, અને જો મર્દના ચિન્હો એમાં હોય તો જમાઅત સાથે મસ્જિદમાં નમાઝ પઢી શકે છે, પરંતુ મર્દો સાથે સફમાં ઉભો રહે નહિં, બલ્કે પાછળ એકલો ઉભો રહે.ખુદાપાક વધુ જાણનાર છે. *(શામીઃ૨/૪ તથા ૨/૩૧૪ )*

## તૌબહ કરનારની નમાઝ.

**સવાલ(૨૯૪-૧૭૪):-** સાચા દિલથી ગુનેહગાર માણસ તૌબહ કરે તો પછી એની નમાઝ,રોઝા,ઈબાદત કબૂલ થશે કે નહિ ?

**જવાબ(૨૯૪-૧૭૪):-** નમાઝ,રોઝા વિગેરે બધી ઈબાદત ઈ.અ. કબૂલ થશે. સાચી તૌબહ કરનારથી ખુદાપાક બહુ રાઝી થાય છે,કે ભટકેલ મારો બંદો પાછો મારા તરફ રજૂ થયો,હદીષ શરીફમાં વર્ણન છે કે એક માણસ ડેન્જર વનમાં ઉંટ ઉપર જઈ રહયો હતો,તે ઉંટ ઉપર તેનું ભાથું,પાણી વિગેરે હતું,એક ઝાડ નીચે વિસામો લેવા સુઈ ગયો,જાગ્યો ત્યારે ઉંટ હતું નહિં,અત્યંત ગભરાઈને ખોળવા લાગ્યો,છતાં મળ્યું નહિં, નિરાશ થઈ ભુખ્યો,તરસ્યો મરવા સુતો આંખ ખુલી તો ઉંટને ઉભેલું જોયું,જેથી બેહદ ખુશ થઈ કહેવા લાગ્યો કે *"હે અલ્લાહ ! તું મારો બંન્દો અને હું તારો રબ "* ખુદાપાકની પનાહ, અપાર ખુશીમાં ઉલ્ટું બોલી ગયો,જાણે બીજીવાર જીંદગી મળી,એનાથી પણ વધુ અલ્લાહ તઆલા તૌબા કરનારથી ખુશ થાય છે. તૌબાનો ભાવાર્થ ખુદાપાકથી કરાર કરવો કે ભવિષ્યમાં ગુનાહોથી પરહેઝ કરીશ,શકય સુધી બચવાનો પ્રયાસ કરે,છતાં ખુદા ન કરે જો તૌબા તૂટી જાય તો ફરી પાકી તૌબા કરે, નાઉમીદી કુફ્ર છે. અલ્લાહ તઆલા ગફુરૂર્રહીમ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(મિશકાત શરીફઃ ૨૦૩)*

## નરમ વસ્તુ ઉપર સિજદો કરવો.

**સવાલ(૨૯૫-૧૭૫):-** બેહિશતી ઝેવરમાં છે કે તકિયો અથવા એના જેવી નરમ વસ્તુના ઉપર સિજદો અદા થતો નથી, મતલબ કે સિજદામાં જમીનની સખ્તી પેશાની ઉપર મેહસૂસ થવી જરૂરી છે તો પછી ઘણી સફો (નમાઝના મુસલ્લા) તકિયા જેવા જ જાડા હોય છે, સિજદો કરવાથી અંદર માથુ ચાલી જાય છે જમીનની સખ્તી મેહસૂસ થતી નથી તો આટલી જાડી સફો રાખવી કે નહિં?

**જવાબ(૨૯૫-૧૭૫):-** રૂ-રબર જેવી નરમ વસ્તુ (જેમાં માથુ ઘુસી જાય) ઉપર સિજદો કરવો દુરૂસ્ત નથી, પેશાની ઠરે એવી સખ્ત હોવી જોઈએ, મુસલ્લા તથા સફોના પણ એ જ હુકમ લાગુ પડશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ૨/૨૦૬)*

 **પ્રકરણ - (૪)** 

# ઝકાત

## અંજુમન મારફતે ઝકાત આપવાનો હુકમ.

**સવાલ(૨૯૬-૧):-** અમોએ એક અંજુમનની સ્થાપના કરી છે,તેના હેતુઓ; ગરીબ નિરાધારની કફન-દફનની વ્યવસ્થા કરવી,ગરીબ તાલિબે ઈલ્મ માટે કુર્આન મજીદ,કિતાબો,તેમજ સ્કોલર્શીપ આપવી વિગેરે,નિરાધાર લોકોને અનાજ તેમજ કપડાં તેમજ નાણાંકિય મદદ કરવી,આ પ્રકારના હેતુઓ છે, કુર્બાનીના જાનવરનું ચામડું શું અંજુમનમાં આપી શકાય ? તેમજ સદકએ ફિત્ર પણ મજકૂર અંજુમનમાં આપી શકાય ? શું અમારી અંજુમન ઝકાતનાં નાણાં લઈ શકે છે ?

**જવાબ(૨૯૬-૧):-** ઝકાત,સદકએ ફિત્ર,બીજા સદકએ વાજિબહના ખરા હકદાર,ગરીબો તથા મોહતાજો છે,આ નાણાં અંજુમનમાં આપ્યા હોય તો અંજુમનના સંચાલકોએ ઉપર લખ્યા મુજબ,ગરીબો,મોહતાજો,તેમજ ગરીબ તલ્બાઓ વિદ્યાર્થીઓને આપવું જોઈએ,એ સિવાય બીજા કોઈ કામમાં વાપરવું જાઈઝ નથી,એ નાણાંથી કોઈને પગાર આપવો કે કોઈ કામનું મહેનતાણું આપવું,ઘરનું ભાડું આપવું જાઈઝ નથી,એ નાણાં ગરીબને આપી માલિક બનાવવામાં આવે,પછી તે પોતાના જે કાર્યમાં ખર્ચ કરવા ઈચ્છે ત્યાં ખર્ચ કરી શકે છે,અંજુમનને લિલ્લાહ મદદરૂપી જે રકમ મળી હોય તે બધા કામમાં ખર્ચ કરી શકે છે,કુર્બાની કે અકીકાના ચામડાં કોઈ પણ માલદાર અથવા ગરીબને આપવું જાઈઝ છે,પરંતુ એ ચામડાં વેચવામાં આવ્યાં હોય તો એની કિંમતના નાણાં સદકા તરીકે લેખાશે, ફરી તે ગરીબને જ આપવું જરૂરી છે, ચામડાં અંજુમન કે કોઈ સંસ્થામાં આપ્યા હોય તો તેનો સંચાલક અથવા સેક્રેટરી, વકીલ તરીકે લેખાશે,અને વેચેલ ચામડાંની કિંમત સદકા થશે, અને તે ગરીબને આપવું જરૂરી છે,બીજા કાર્યમાં ખર્ચ કરવા જાઈઝ નથી, જો ચામડાંના માલિકે કોઈ વ્યકિતને ચામડું બક્ષીશ આપી માલિક બનાવ્યો હોય તો તે ચાહે તે કાર્યમાં નાણાં ખર્ચ કરી શકે છે,કારણ કે તે ચામડાનો માલિક થયો હતો, પોતાની ખુશીથી જયાં ચાહે આપે,અને ખર્ચ તેમજ ઝકાત સદકાના નાણાં કોઈ ગરીબને માલિક બનાવી આપી દીધા હોય તો તેને અધિકાર રહે છે કે ઈચ્છે ત્યાં ખર્ચ કરે,અંજુમનના (ખાતાવહીના) ચોપડામાં ઝકાત,સદકાની આઈટમ

અને લિલ્લાહ બક્ષીશ આઈટમ અલગ રાખવામાં આવે,ફરી તેને શરીઅતના હુકમ અનુસાર ખર્ચ કરે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામી,૩/૨૮૩, હિદાયા: ૧/૨૦૪)*

## ઝકાતની રકમમાંથી પોસ્ટનો ખર્ચ.

**સવાલ(૨૯૭–૨):–** ઝકાતના પૈસા,બહાર ગામ એક હાજતમદંને મોકલવા હોય તો તે પૈસા પોસ્ટથી મોકલે તો ઝકાતના પૈસામાંથી પોસ્ટ–ખર્ચ થાય તે કાપી શકાય કે નહિં ?

**જવાબ(૨૯૭–૨):–** કાપી શકાય નહિં,ઝકાતની પુરેપુરી રકમ પહોંચાડવી જરૂરી છે,નહિં તો ઝકાત પુરી અદા થશે નહિં, જેટલો ખર્ચ કાપવામાં આવશે એટલી રકમની ઝકાત અદા થશે નહિં. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(શામી:૧/૧૭૧. આલમગીરી: ૧/૧૭૦)*

## વેપારના માલ ઉપર ઝકાત છે.

**સવાલ(૨૯૮–૩):–** મારા પાસે હાલમાં રોકડ રકમ નથી, ચાલુ સાલે મકાનો રાખ્યાં છે,અને તે ભાડે આપેલાં છે,અને મારી ગ્રોસરીની દુકાન છે, જેમાં માલ ભરેલો છે,તો મારે ઝકાતની રકમ કેવી રીતે કાઢવી ?

**જવાબ(૨૯૮–૩):–** જે કાંઈ આપના પાસે ઘરેણાં હોય,અને જેટલાં રૂપિયા નો વેપારનો માલ હોય, કર્ઝ બાદ કરી તેની ઝકાત આપવી ફર્ઝ છે,મકાનો ઉપર ઝકાત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(આલમગીરી: ૧/૧૭૨)*

## ઝકાતના નાણાંથી પેટ્રોમેક્ષ ખરીદી સંસ્થામાં આપવી.

**સવાલ(૨૯૯–૪):–** ઝકાતના પૈસાથી,મદ્રસા તેમજ અંજુમન માટે પેટ્રોમેક્ષબત્તી લાવી શકાય ?

**જવાબ(૨૯૯–૪):–** ઝકાતના નાણાં વડે પેટ્રોમેક્ષબત્તી કોઈ પણ અંજુમન કે સંસ્થામાં આપવી જોઈએ નહિં, ઝકાત અદા થશે નહિં, જો કોઈ ગરીબ માણસને ઝકાતના નાણાં આપી સ્વતંત્ર માલિક બનાવ્વામાં આવ્યો હોય,ફરી તે માણસ પેટ્રોમેક્ષબત્તી લઈ જયાં આપવા ચાહે ત્યાં આપી શકે છે,અથવા કોઈ

ઝકાતના હકદારને પેટ્રોમેક્ષબત્તી આપી માલિક બનાવ્વામાં આવે તો તે માણસ જયાં આપવા ઈચ્છે ત્યાં આપી શકે છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(આલમગીરી: ૧/૧૭૦)*

## સૈય્યિદને ઝકાત આપી શકાય કે કેમ ?

**સવાલ(૩૦૦–૫):–** સૈય્યિદ કુટુંબ બેહાલ હોય અને તેને કોઈ તરફથી નાણાંકિય સહાય ન મળવાથી તે દુ:ખી થતું હોય તો તેને ઝકાતના નાણાંથી મદદ કરી શકાય કે કેમ ?

**જવાબ(૩૦૦–૫):–** આજકાલ અમૂક આલિમોએ સૈય્યિદોને ઝકાત આપવાનો ફતવો આપ્યો છે,પરંતુ મોહતાત–આલિમો મનાઈ કરે છે,એમાં સાદાત (સૈય્યિદો) નું અપમાન છે,સારા માલથી એમની મદદ કરવી જોઈએ. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(ફતાવા દારૂલ ઉલૂમ: ૬/૨૩૭.)*

## સૈય્યિદને ઝકાત આપી શકાય ?

**સવાલ(૩૦૧–૬):–** સૈય્યિદને ઝકાતના નાણાં આપી શકાય કે નહિં ?

**જવાબ(૩૦૧–૬):–** સૈય્યિદને સદકએ વાજિબા (ઝકાત,ફિત્રો વિગેરે) આપવું જાઈઝ નથી, જેથી ઝકાત,ફિત્રો અદા થશે નહિં, ફરીથી આપવો પડશે. અલ્લાહના રસૂલ (સ.અ.વ.) એ મનાઈ કરેલ છે, ઝકાત માલનો મેલ છે, સાદાત (સૈય્યિદો) ને લાયક નથી,તેમનું અપમાન છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(મિશ્કાતશરીફ: ૧૬૧)*

## ગરીબ વિધવા સૈય્યિદહને ઝકાત આપવી.

**સવાલ(૩૦૨–૭):–** એક ભાઈ ચિશતી સૈય્યિદ છે,તેમની એક ઓરત છે, અને એક પુત્ર છે,એ ચિશ્તી સૈય્યિદ ગુજરી ગયા, તો તેમની ઓરત અને પુત્રને ઝકાત આપી શકાય ?

**જવાબ(૩૦૨–૭):–** મર્હૂમ ચિશતી સૈય્યિદની ગરીબ વિધવાને ઝકાત આપી શકાય, તેમની ઔલાદને આપવી જાઈઝ નથી,કારણ કે ઔલાદનો નસબ બાપથી છે. જેની ઔલાદ પણ સૈય્યિદ લેખાશે,એમાં માતાનો એઅિતબાર નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

(ઈમદાદુલ ફતાવાઃ૨/૨૭ ફતાવા દારૂલ ઉલૂમઃ ૬/૨૩૭. આલમગીરીઃ ૧/૧૮૯)

## મજબૂર સૈય્યિદને ઝકાત આપવી.

**સવાલ(૩૦૩-૮):-** એક સૈય્યિદ,જે ગરીબ અને આઠથી દસ હજારનો કરજદાર હોય તેના ઘર બાંધવા માટે ઝકાત,ફિત્રા સદકા તથા બેન્ક-વ્યાજની રકમથી મદદ કરી શકાય કે નહિં,? તેવીજ રીતે સૈય્યિદની છોકરી જે બેવા છે, અને ઔલાદમાં ત્રણ છોકરીઓ છે,તેના માં-બાપ ભાઈઓ તરફથી કોઈ સહારો નહી હોય તેની મદદ માટે ઝકાત,ફિત્રા સદકા તથા બેન્ક-વ્યાજથી મદદ કરી શકાય કે નહિં ? જે જણાવશો.

**જવાબ(૩૦૩-૮):-** ઝકાત,ફિત્રા માલનો મેલ હોવાથી સૈય્યિદોને આપી શકાય નહિં, રસૂલુલ્લાહ (સ.અ.વ.) એ મનાઈ ફરમાવી છે,સારા સાફ માલથી એમની મદદ કરવી જોઈએ,પરંતુ ઉકત દર્શાવેલ સખત મજબૂરીમાં પાછલા મુફતીયોએ ગુંજાઈશ-છુટ કાઢી છે,જો ખરેખર સદરહુ સૈય્યિદો, આર્થિક રીતે સખત તકલીફમાં હોય તો ના છુટકે ઝકાત ફિત્રો લઈ શકે છે,વિના જરૂરતે પરહેઝ કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

(શામીઃ ૩/૧૭૨,૧૭૩. ફતાવા દારૂલ ઉલૂમઃ ૬/૨૨૩)

## ઝકાત-ફિત્રામાં શું તફાવત છે? તે કોના ઉપર લાગુ પડે?

**સવાલ(૩૦૪-૯):-** (અ) ઝકાત અને ફિત્રામાં શું તફાવત છે ? એ કોના ઉપર લાગુ પડે છે ? કયારે અને કેટલા પ્રમાણમાં ? દા.ત.એક માણસ પોતાના પગારમાંથી પોતાના,હાથખર્ચ જેટલો રાખી,બાકી રકમ તેની " માં " ને આપી દે છે,તે માણસ પાસે તો જે રૂપિયા પાંચ પગારમાંથી કપાય છે,તે સિવાય કંઈ જ બચત રહેતી નથી, પરંતું તેની પત્નિ પાસે ચાર તોલાની જણસ અને તેના પાસે દોઢ તોલાની વીંટી એમ મળીને સાડા પાંચ તોલા સોનું થાય છે, પગારમાં થી જે પાંચ રૂપિયા કપાય છે,તેનો હિસાબ આજ સુધીના રૂા. ૭૦ થી ૮૦ થાય છે,તો ઉપરોકત વ્યકિતએ ઝકાત આપવી કે કેમ ? અને તેને ફિત્રો લાગુ પડે કે કેમ ? ફિત્રામાં જે નિસાબ છે તે જ નિસાબ ઝકાતમાં પણ છે?

(બ) વળી એક માણસ પાસે ત્રણ મકાન છે,જેમાંથી એક વાપરે છે,અને બે મકાન ભાડે આપેલ છે, તે ભાડાની આવક અને પગાર મળી ખર્ચો નીકળે છે,હવે અત્યારે મ્યુન્સિપાલીટીનો કર એટલો છે કે ભાડાની રકમ કરમાં કપાવે તો બચત ન મળે,અને ખર્ચો જેમ તેમ કાઢવો પડે,તો આ બાબતમાં તે

માણસ ભાડુત પાસેથી ઉછીના લઈ ઝકાત કે ફિત્રો અદા કરે કેમ ? દર માસે પગારમાંથી સવા રૂપિયો કાઢે તો ચાલે કે કેમ ?

**જવાબ(૩૦૪–૯):-** (અ) ઝકાત ખાસ પ્રકારના માલ ઉપર તથા તે નિસાબ ઉપર ફર્ઝ છે,જે નામી–વધનાર હોય,જેમ કે સોનું,ચાંદી,જાનવરો તથા વેપારનો માલ વિગેરે અને તે ઉપર વરસ પસાર થવું શર્ત છે,અને ફિત્રો વાજિબ થવા માટે ઈદની ફજરના સમયે ખાસ જરૂરતો ઉપરાંત મુત્લક નિસાબ હોવો જોઈએ,નામી–વધનાર હોય, કે ગેરનામી–અવર્ધક,જેમકે બિનજરૂરતનું ફર્નીચર,વાસણો વિગેરે,અને તેના ઉપર વરસ પસાર થવું શર્ત નથી.

જે માણસનો દાખલો ટાંકેલ છે,તેના ઉપર ઝકાત,ફિત્રો ફર્ઝ છે,સોનાની કિંમત ચાંદી વડે હાંકવામાં આવે તો ચાંદીનો નિસાબ પુરો થઈ વધી જશે,માટે ઝકાત,ફિત્રો દેવો પડશે.

*(હિદાયાઃ ૧/૧૮૫ તથા ૨૦૮,શામીઃ૩/૧૭૬)*

(બ) એના ઉપર ઝકાત ફર્ઝ નથી,દર માસે ઝકાત ફર્ઝ નથી,નિસાબ ઉપર વરસ વિતી ગયા પછી ફર્ઝ થશે,ઈદની ફજર વખતે જરૂરિયાત ઉપરાંત નિસાબ હશે તો ફિત્રો દેવો પડશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*૩૧૩.)+૩૧૨+(શામીઃ ૩/૧૭૪*

## અમાનત–રકમની ઝકાત.

**સવાલ(૩૦૫–૧૦):-** પરદેશની અમાનત રકમ આપણી પાસે હોય અને તે રકમ ઉપર વરસ પુરૂ થાય તો એના ઉપર ઝકાત આપવી કે કેમ ? જેની અમાનત છે તેણે કંઈ જ કહયું નથી,તેની રજા વિના આપી શકાય કે નહિં ?

**જવાબ(૩૦૫–૧૦):-** એ અમાનત રકમની ઝકાત તમારા સિરે નથી,માટે મુળ માલિકની રજા વિના ઝકાત આપવી નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામીઃ ૩/૧૭૪)*

## વરસ દર્મિયાન મળેલ રકમની ઝકાત.

**સવાલ(૩૦૬–૧૧):-** મારી દુકાનમાં ૧૪૦૦ રૂપિયા સુધીનો માલ છે, એમાંથી વકરાના આવેલા,રોજના જમા થયેલા એ રૂપિયા ૧૪૦૦ ના માલ માંથી ૮૦૦ રૂપિયા વકરાના રોકડા છે; એમાંથી કેવી રીતે ઝકાત આપવી ?

**જવાબ(૩૦૬–૧૧):-** વરસ દર્મિયાન પ્રાપ્ત થયેલ રકમને અસલ મુંડી સાથે

મેળવી દેવામાં આવશે,મુળ મુંડી ઉપર વરસ પુરૂં થાય ત્યારે બધાની (મુળમુડી ,નફો,વેચવાનો માલ) ઝકાત આપવી પડશે,સારાંશ કે વરસ દર્મિયાન મળેલી રકમ ઉપર અલગ વરસ વિતવું જરૂરી નથી,મુળમુંડીના તાબે ગણાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયા:૧/૧૯૩. આલમગીરી: ૧/૧૭૫)*

## ઝકાત આપતી વખતે નિય્યત.

**સવાલ(૩૦૭–૧૨):–** ઝકાત આપતી વખતે નિય્યત કરવી કે કેમ ? અને આપતી વખતે આપનારને આ ઝકાત છે,એવું કહેવું જરૂરી છે કે કેમ ?

**જવાબ(૩૦૭–૧૨):–** તમારા ઉપર ફર્ઝ થયેલ ઝકાતની પુરી રકમ હિસાબ કરી અલગ કાઢી હોય તો વારંવાર આપવાના સમયે નિય્યત કરવી જરૂરી નથી, કારણ કે પહેલીવાર રકમ અલગ કરી ત્યારે નિય્યત કરી લેવામાં આવી, અને જો ઝકાતની રકમ જુદી કાઢી ન હોય તો આપતી વખતે ઝકાતની નિય્યત કરવી જરૂરી છે. તેમજ જેને ઝકાત આપવામાં આવે તેને એવું કહેવું કે આ ઝકાતની રકમ કે તેમાંથી ખરીદેલી વસ્તુ છે,કહેવું–જણાવવું જરૂરી નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(આલમગીરી: ૧/૧૭૦ તથા ૧૭૧ શામી: ૩/૧૮૭)*

## ઝકાતના નાણાંને બદલે અનાજ.

**સવાલ(૩૦૮–૧૩):–** ઝકાતના રોકડા પૈસાને બદલે એટલા પૈસાનું અનાજ કે કાપડ લઈ આપી શકાય કે કેમ ?

**જવાબ(૩૦૮–૧૩):–** હાં,આપી શકાય,રોકડ રકમના બદલે ઝકાતના પૈસાથી અનાજ કે કાપડ ખરીદી હકદારને આપી શકાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી: ૩/૧૭૧)*

## ઝકાત આપવા માટે પતિ પાસેથી રકમ લેવી ?

**સવાલ(૩૦૯–૧૪):–** પોતાની પત્નિની જણસોની ઝકાત પતિએ આપવી કે પત્નિએ ? જો પત્નિએ ઝકાત આપવાની હોય તો ઝકાત આપવાના પૈસા પોતાના માં–બાપ પાસેથી લેવા કે પતિ પાસેથી લેવા ?

**જવાબ(૩૦૯–૧૪):–** સ્ત્રી પાસે પોતાની માલિકીનું ઘરેણું હોય તો તેણી ઉપર વર્ષ વિતવાથી ઝકાત આપવી ફર્ઝ થશે,કારણ કે ઝકાત તેણી પર ફર્ઝ છે,

તેના પતિ પર નહિં,જો ઘરેણાં ધણીની માલિકીના હોય અને સ્ત્રીને માત્ર પહેરવા આપ્યા હોય (જેમકે ગુજરાતમાં આમ રિવાજ છે.) તો તેની ઝકાત ધણીએ અદા કરવી જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામી: ૩/૧૭૪ આલમગીરી: ૧/૧૭૨ હિદાયા: ૧/૧૮૫)*

## ઘરેણાંની ઝકાત પતિ પર કે પત્નિ પર ?

**સવાલ(૩૧૦-૧૫):-** એક સ્ત્રી પોતાના બાપના ઘરેથી સોનાના અમુક દાગીના લાવી છે,એ સોના પર ઝકાત વાજિબ થતી હોય તો એ સોનાની ઝકાત ચૂકવવા (અદા કરવા) શરીઅતની રૂએ તે સ્ત્રીનો પતિ બંધાયેલો છે ? જો પતિ ઝકાતના નાણાં ચુકવવાનો ઈન્કાર કરે તો ગુનેહગાર થશે ખરો ? અને જો સ્ત્રી પોતાના તરફથી પતિના દાગીનાની રકમ રાજી ખુશીથી અદા કરે તો સ્ત્રી તરફથી ઝકાત અદા થયેલ ગણાશે ?

**જવાબ(૩૧૦-૧૫):-** જણસોની માલિક સ્ત્રી હોવાથી તેણીએ ઝકાત આપવી પડશે. ધણી,એ રકમ આપવા-ઝકાત અદા કરવા બંધાયલો નથી, જેથી આપવા ઈન્કાર કરે તો ગુનેહગાર થશે નહિં,અલબત્ત જો ધણી તેણીની રજા લઈને ઝકાત આપે તો અદા થઈ થશે.રજા વગર ઝકાત આપી શકાય નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી: ૩/૧૭૪)*

## ઝકાત કયારે ફર્ઝ થાય ?

**સવાલ(૩૧૧-૧૬):-** ઝકાત કયારે ફર્ઝ થાય ? વરસમાં કોઈ નકકી કરેલા દિવસે કે મહિને આપવી ? એનો ખુલાસો આપશો ?

**જવાબ(૩૧૧-૧૬):-** ઘરેણાં કે બચત રકમ તેમજ વેપારનો માલ હોય તો એ સર્વે પર વરસ દિવસ વિત્યા પછી ઝકાત ફર્ઝ થાય છે.રમઝાનથી રમઝાન અથવા મહોર્રમથી મહોર્રમ ગણવામાં આવે, વરસ પુરૂ થતાં પહેલા ફર્ઝ થતી નથી,પરંતુ કોઈ અગાઉ ઝકાત પેટે આપવા ઈચ્છે તો આપી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છેઉ *(શામી: ૩/૧૮૬. હિદાયા: ૧/૧૮૪)*

## ઝકાતની રકમથી મસ્જિદ મદ્રસો બાંધવો.

**સવાલ(૩૧૨-૧૭):-** ઝકાતના પૈસાથી મદ્રસો તેમજ ઈમામનું ઘર બાંધી શકાય કે નહિં ? જો હીલો કરી બાંધવાની શકયતા હોય તો શું હીલા માટે એવો

માણસ જોઈએ કે પોતે ઝકાતનો હકદાર હોય ? અથવા દરેક માણસ હીલામાં ચાલી શકે ?

**જવાબ(૩૧૨-૧૭):-** ઝકાત,સદકા,વાજિબહ, ફિત્રા વિગેરેથી મસ્જિદ કે મદ્રસો બાંધવો જાઈઝ નથી,એમાં હકદારોને માલિક બનાવી આપવું શર્ત છે, દુર્રે મુખ્તારમાં એનો હીલો સુચવ્યો છે,કે પ્રથમ કોઈ ઝકાતના હકદારને માલિક બનાવી દેવામાં આવે,પછી તે હકદાર પોતાના તરફથી મસ્જિદ કે મદ્રસામાં આપે. પેશઈમામ ઝકાતના હકદાર હોય તો આપી શકાય,તેમનું ઘર બાંધી શકાય,નહિંતર ઝકાત અદા થશે નહિં. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(શામીઃ ૩/૨૯૧. આલમગીરીઃ ૧/૧૮૮)*

## મસ્જિદના બાંધકામમાં ઝકાત.

**સવાલ(૩૧૩-૧૮):-** ઝકાતની રકમ મદ્રસા,મસ્જિદના બાંધકામમાં આપી શકાય ? ઝકાતના હકદાર કોણ થઈ શકે ?

**જવાબ(૩૧૩-૧૮):-** ઝકાતમાં માલિક બનાવવું શર્ત છે,જેથી મસ્જિદ મદ્રસાના બાંધકામમાં ઝકાત આપવી જાઈઝ નથી,ઝકાત આપવાથી અદા થશે નહિં, ફરીથી ઝકાત આપવી પડશે,ઝકાતના સાત હકદારોમાંથી કોઈ એકને આપી માલિક બનાવવામાં આવે તો જ અદા થશે. ફકત અલ્લાહ વધુ જાણનાર છે.

**ફાયદોઃ-** ઝકાતના હકદાર માણસો,ફકીર,મિસ્કીન,દેવાદાર,મુસાફિર છે; કુર્આને વર્ણેલ બાકીના ત્રણ પ્રકારના માણસો વર્તમાનયુગમાં પ્રાપ્ય નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામીઃ૩/૧૭૧ તથા ૩/૨૮૩)*

## ઝકાતની રકમથી મકાન બનાવી આપવું.

**સવાલ(૩૧૪-૧૯):-** ઝકાતની રકમ બાંધકામ ખાતે ચાલતી નથી,પરંતુ એક ભાઈ કહે છે કે મારે રૂપિયા ૨૫૦૦૦/- ઝકાતના આપવાના છે,તો રૂપિયા ૨૫૦૦૦/- નું મકાન બનાવી ઝકાત લેનારને આપી દઈ માલિક બનાવી દીધો તો ઝકાત અદા થશે ?

**જવાબ(૩૧૪-૧૯):-** ઝકાત અદા થશે,માલિક બનાવવું શર્ત છે, ઝકાતના પૈસાથી મસ્જિદ મદ્રસો બાંધી શકાય નહિં, ઘર બાંધી ગરીબને માલિક બનાવી આપવાથી ઝકાત અદા થશે. એજ ખુદાપાક વધુ જાણનાર છે.

*(શામી: ૩/૨૯૧. આલમગીરી: ૧/૧૭૦)*

## ઝકાતના પૈસાથી મકાન બનાવી આપવું.

**સવાલ(૩૧૫-૨૦):-** અમારી પાસે ઝકાતના પૈસા છે, અને અમારા ભાડુતો બે બાઈઓ જે વિધવા છે, તેમાં એક બાઈની બે છોકરીઓ જ છે,બીજી બાઈની ચાર છોકરીઓ અને એક છોકરો છે,બીજા નંબરની બાઈ બીજાઓને ત્યાં કામ કરી જીવન પસાર કરે છે,તે ઝકાત લે છે,બીજા બે ભાડુતો રીક્ષા ફેરવી પોતાનું ગુજરાન ચલાવે છે,તેઓને ઝકાતની રકમમાંથી જમીન ખરીદી મકાન બનાવી માલિક બનાવી દઈએ તો ચાલે કે કેમ ?

**જવાબ(૩૧૫-૨૦):-** જો સદરહુ નાદાર ભાડુતો ઝકાત લેવાના હકદાર હોય તો તેમને ઝકાત આપી શકાય,માલદારને ઝકાત આપી શકાય નહિં, ગરીબને ઝકાતના પૈસાથી મકાન બનાવી માલિક બનાવી દેવાથી ઝકાત અદા થશે, માલિક બનાવવું શર્ત છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(શામી: ૩/૨૯૧. આલમગીરી: ૧/૧૭૦)*

## ઝકાતની રકમથી મકાન બનાવી આપવુ.

**સવાલ(૩૧૬-૨૧):-** ઝકાતની રકમથી ગરીબોને ઘર બનાવી આપી શકાય?

**જવાબ(૩૧૬-૨૧):-** ઝકાતની અદાયગી માટે તમ્લીક (હકદારને માલિક બનાવવો) શર્ત છે,નહિં તો ઝકાત અદા થશે નહિં,ઝકાતના પૈસાથી ઘર-રીપેરીંગ ડાયરેકટ કરાવી શકાય નહિં, પ્રથમ ગરીબને ઝકાત આપી માલિક બનાવો પછી તે જાતે અથવા તમો તે પૈસાથી બનાવી આપો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી: ૩/૨૯૧. આલમગીરી: ૧/૧૭૦)*

## ઝકાતની રકમથી સાર્વજનિક કામ કરવું.

**સવાલ(૩૧૭-૨૨):-** અમારી પાસે ઝકાતની રકમ છે,એ ઝકાતની રકમને સાર્વજનિક પાણીના નળ માટે વાપરવા માંગીએ છીએ,તો મજકૂર ઝકાતના પૈસા સાર્વજનિક નળ-વપરાશમાં ચાલી શકે કે નહિં ?

**જવાબ(૩૧૭-૨૨):-** ઝકાતની અદાયગી માટે તમ્લીક (હકદારને લિલ્લાહ માલિક બનાવવું) શર્ત છે,નહિં તો ઝકાત અદા થશે નહિં,આથી ઝકાતની રકમ ઉકત કામમાં (સાર્વજનિક નળમાં) વાપરી શકાય નહિં,ઝકાત અદા થશે નહિં.

એજ અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી: ૩/૨૯૧. આલમગીરી: ૧/૧૮૮)*

## મદ્રસા–કબ્રસ્તાનના કામ માટે ઝકાત.

**સવાલ(૩૧૮–૨૩):–** અમોએ ગરીબ લોકોના ફલાહ–બેહબૂદ (ઉધ્ધાર –ઉત્કર્સ) માટે એક જમાઅત બનાવી,એક મદ્રસો ચાલુ કર્યો છે,જેમાં ૫૦ છોકરા તા'લીમ લે છે,આ મદ્રસાને જારી કરવા (જારી રાખવા) અને એ જમાઅતના એક પુરાણા કબ્રસ્તાનની તા'મીર (મરામત) કરાવવાની હોય અમો ચંદો ફાળો ઉઘરાવી એ કામ અંજામ દેવા માંગીએ છીએ,હવે અમને એ ચંદામાં–ઈમદાદ માં ઝકાત,સદકા,લિલ્લાહ,ફિત્રા તેમજ કુર્બાનીના ચામડાની રકમ મળે તેમજ ગેરમઝહબ ના લોકો પાસેથી કોઈ રકમ મળે કે પછી નિકાહ ખ્વાનીની કે વ્યાજની રકમ મળે તો હવે અમારે એ રકમને કઈ રીતે ઈસ્તમાલ કરવાની રહેશે ?

**જવાબ(૩૧૮–૨૩):–** વાજિબહ સદકહ એટલે કે ઝકાત,ફિત્રા વિગેરેની અદાયગી માટે એ રકમનો ગરીબ હકદારને માલિક બનાવવું શર્ત (અનિવાર્ય) છે,આથી મદ્રસામાં એવી રકમ વાપરી શકાય નહિં,મુદર્રિસને મહેનતાણાં પેટે દઈ શકાય નહિં,અલબત્ત નફલી સદકાની રકમ તેમજ લિલ્લાહની રકમ તથા બિન મુસ્લિમે આપેલી રકમ વાપરી શકાય છે,વ્યાજની રકમ પણ એવા કામમાં વાપરી શકાય નહિં,એ ગરીબોનો હક છે,કુર્બાનીના ચામડાં બક્ષીશ મળેલાં હોય તો તેની ઉપજેલી કિંમત વાપરી શકાય,નહિંતર જાઈઝ નથી. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે. *(આલમગીરી: ૧/૧૭૦ તથા ૧૮૮)*

## ઝકાતના હકદાર કોણ છે ?

**સવાલ(૩૧૯–૨૪):–** ઝકાતના હકદાર કોણ છે ? ઝકાત કોને આપી શકાય?

**જવાબ(૩૧૯–૨૪):–** ઝકાતના હકદાર વિષે કુર્આનમાં વર્ણન આવેલ છે,તે પૈકી ફકીર,મિસ્કીન ને આપી શકાય,માલદાર જે શરીઅતની રૂએ નિસાબનો માલિક હોય તેને ઝકાત આપી ન શકાય,મકરૂઝ–દેવાદારને આપી શકાય. મુસાફિરને (જેની પાસે સફરખર્ચ ન હોય) આપી શકાય. ભલે તેના વતનમાં તે માલદાર હોય ! પોતાના મા–બાપ અને ઔલાદને ઝકાત આપી શકાય નહિં.

ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(હિદાયા: ૧/૨૦૪ તથા ૨૦૬. શામી: ૧/૨૮૩. આલમગીરી: ૧/૧૮૭)*

## ઝકાતના સાત હકદારો છે.

**સવાલ(૩૨૦–૨૫):–** ઝકાતના સાત હકદારો કોણ છે ?

**જવાબ(૩૨૦–૨૫):–** ઝકાતના હકદારો સાત છે. (૧) ફકીર (૨) મિસ્કીન (૩) ઝકાત વસૂલ કરનાર (૪) મુકાતબ ગુલામ (૫) દેવાદાર (૬) અલ્લાહ ના રસ્તામાં એટલે જિહાદ અથવા હજ્જમાં ભથ્થા અને સવારીથી વંચિત થઈ ગયો હોય (૭) મસાફિર,જેની પાસે જરૂરત જોગ ખર્ચ ન હોય,ભલે તેના વતનમાં માલદાર હોય. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(હિદાયા: ૧/૨૦૪ તથા ૨૦૫. શામી: ૧/૨૮૩ થી ૨૯૦)*

## કંપનીના શેરો પર ઝકાત ફર્ઝ છે ?

**સવાલ(૩૨૧–૨૬):–** કોઈ પણ કંપનીના શેરો ખરીદ કરેલા હોય,જેની આવક અને અસલ કિંમત કદાપી એક સરખી હોતી નથી. બજારના હિસાબે અસલ કિંમતમાં વધઘટ થયા કરે છે,અને આવક પણ એજ પ્રમાણે વધઘટ થતી રહે છે,એવી કંપનીના શેરો અંગે રોકેલી મુંડી ઉપર ઝકાત લાગુ પડે છે કે નહિં ? ઉપરાંત મજકૂર શેરની આવક ઉપર ઝકાત લાગુ પડશે કે નહિં ? અથવા બન્ને ઉપર ઝકાત માફ છે ? શરીઅતની રૂએ એનો ખુલાસો આપશો ?

**જવાબ(૩૨૧–૨૬):–** જે શેરવાળી કંપની વેપાર કરતી હોય,જેમકે સુતર, કાપડ,ટાટ વિગેરે,એવી કંપનીના શેરોની કિંમત ઉપર ઝકાત વર્ષ વિતવાથી લાગુ પડે છે, અને જે કંપની સ્ટીમરો,વહાણો,મોટરો ભાડે ફેરવવાનું કામ કરે છે,તો તે કંપનીના શેરોની કિંમત પર ઝકાત લાગુ પડતી નથી,ઝકાત વાજિબ થવાના સમયે જે કિંમત હશે તે માન્ય ગણાશે,અને મજકૂર કંપનીઓમાં, ઝમીન,મકાન, મશીનરી હોય છે,તે બાદ કરી ફરી શેરોની કિંમતની ઝકાત આપવી પડશે, (કંપની ના રિપોર્ટમાં એ સર્વે માહિતી આપવામાં આવે છે.) આવક એટલે ડીવીડન્ડ વર્ષ દરમ્યિાન ખર્ચી કાઢયું હોય તો તે પર ઝકાત નથી,અને જો ડીવીડન્ડ જમા રાખ્યું હોય તો વર્ષ વિતવાથી તેની પણ ઝકાત આપવી પડશે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે.

*(આલમગીરીઃ ૧/૧૭૪. નિઝામુલ ફતાવાઃ પેજ–૧૦૮)*

## વેપારી કંપનીના શેરો પર ઝકાત છે.

**સવાલ(૩૨૨–૨૭):–** શેરોમાં રોકાયેલી મુંડી પર ઝકાત લાગુ પડશે કે નહિં ? મોટા ભાગના લોકો એવું સમજે છે કે શેરો પર ઝકાત નથી,આજ કાલ તો શાદીઓમાં પણ એવો રિવાજ થઈ ગયો છે,કે સોના–ચાંદીના ઘરેણાં ન બનાવતાં શેરો રાખવા સારા,જેની આવક મળતી રહે,અને ઝકાત પણ આપવી ન પડે,તો એ વાત સમજમાં આવતી નથી,શું એ બાબત ખરી છે.? અને જો ઝકાત લાગું પડતી હોય તો એનો હિસાબ કેવી રીતે કરવો ? કારણ કે એમા ભાવો વધઘટ થાય છે. દા.ત. એક કંપનીએ જયારે શેરો ઈસ્યુ કર્યા ત્યારે એક શેરની કિંમત રૂપિયા દસ હતા,ત્યારે ઝૈદે પચાસ શેર ખરીદયા,જે કુલ પાંચસો રૂપિયાના થયા હતા,પછી એનો ભાવ વધી ગયો,ત્યારે અહમદે રૂપિયા વીસના ભાવે પચાસ શેર ખરીદયા, તો તે રૂપિયા હજારના થયા હતા, હવે આજે એનો ભાવ એક શેરના રૂપિયા ચાલીસ છે,તો બન્નેએ ઝકાત કેવી રીતે અદા કરવી ?

અમૂક વાર બોનસથી પણ શેરની સંસ્થામાં વધારો થાય છે,અમૂક વાર ભાવ મુળ કિંમતથી ઘટી જાય છે,અને અમૂક વાર ખરીદ કિંમતથી ઘટી જાય છે. દાખલારૂપે એક કંપનીએ રૂપિયા "સો" ના એકના હિસાબે શેર ઈસ્યુ કર્યા હતા, ત્યારે સઈદે મુળ કિંમતે પાંચ શેર ખરીદયા હતા,જે કુલ ૧૦૦/– ના થયા હતા, પાછળથી ભાવ વધ્યા અને રૂપિયા ૧૨૦/– થયા ત્યારે ઉમરે પાંચ શેર રાખ્યા,જે ૬૦૦/– રૂપિયાના થયા હતા, અત્યારે એની કિંમત ઘટી ૯૦/– રૂપિયા થઈ ગઈ છે,તો બન્નેવે એવા સમયે કેવી રીતે ઝકાત અદા કરવી ?

**જવાબ(૩૨૨–૨૭):–** વેપારી કંપનીના શેરો અથવા નફાથી વેચવા માટે ખરીદેલા શેરો ઉપર ઝકાત લાગુ પડશે, કારણ કે એ વેપારી માલના હુકૂમમાં છે,વર્ષ વિત્યા બાદ ઝકાત કાઢવી પડશે,તે સમયે શેરોનો જે ભાવ બજારમાં હોય તે લેખે ઝકાત આપે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(આલમગીરીઃ ૧/૧૭૪. નિઝામુલ ફતાવાઃ પેજ–૧૦૮)*

## ચાર તોલા સોનું અને રોકડ–રકમ હોય તો ?

**સવાલ(૩૨૩–૨૮):–** એક માણસ પાસે રૂપિયા ૧૦૦૦/– રોકડા છે,અને

ચાર તોલા સોનું છે,તો શું તેણે સોનાની પણ ઝકાત આપવી પડશે કે કેમ ? નિસાબ તો સાડા સાત તોલા સોનાનો છે ?

**જવાબ(૩૨૩–૨૮):–** આ બંને ને વઝન કરી જોવામાં આવે,જો નિસાબ જેટલી રકમ થતી હોય તો ઝકાત આપવી વાજિબ થશે,અને બંનેને વઝન કરતાં પણ નિસાબ જેટલી રકમ પુરી ન થતી હોય તો ઝકાત ફર્ઝ થશે નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(આલમગીરી: ૧/૧૭૯)*

## સોનું–ચાંદી નિસાબથી ઓછાં હોય તો ?

**સવાલ(૩૨૪–૨૯):–** એક માણસ પાસે સાડા ચાર તોલા સોનું છુ,તથા રૂપિયા ૪૦૦/– રોકડા છે,અને દસ ગ્રામ ચાંદી છે,તો તેની ઉપર ઝકાત વાજિબ થશે કે કેમ ?

**જવાબ(૩૨૪–૨૯):–** જો કોઈની પાસે કેવળ સોનું કે કેવળ ચાંદી નિસાબથી ઓછું હોય તો કિંમત હાંકવામાં આવશે નહિં, તેના ઉપર ઝકાત ફર્ઝ થશે નહિં, અલબત્ત સોનું ચાંદી બન્ને હોય તો કિંમત લગાવીને ચાંદીનો નિસાબ પુરો થતો હોય તો ઝકાત આપવી પડશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામી: ૩/૨૩૪. આલમગીરી: ૧/૧૭૨)*

## ફકત બે તોલા સોનાં પર ઝકાત છે ?

**સવાલ(૩૨૫–૩૦):–** હાલના સંજોગોમાં કેટલા તોલા સોનું હોય તો ઝકાત આપવી વાજિબ છે ? કેટલાક વિશ્વાસપાત્ર માણસોનું એવું કહેવું છે કે હાલના સંજોગોમાં ફકત બે તોલા સોનું હશે તો પણ ઝકાત વાજિબ થઈ જશે, કારણ કે હાલમાં સોનાનો ભાવ ઘણો વધી ગયો છે,જેથી બે તોલા સોનાંનો માલિક પણ માલદાર ગણાય,ટુંકમાં એ કે પહેલાનાં સાત તોલાની કિંમત આજે બે તોલા સોનાંની કિંમત જેટલી થાય છે,જેથી આજના બે તોલા સોનાના માલિકે પણ ઝકાત આપવી જોઈએ,એવું સાંભળ્યું છે,જેથી આપ ખુલાસો ફરમાવશો.

**જવાબ(૩૨૫–૩૦):–** કોઈ માણસ પાસે એકલું સોનું જ હોય તો સાડા સાત તોલા (અગર એથી વધુ) હશે તોજ ઝકાત વાજિબ થશે,(નહિં તો નહિં.) સોનાની કિંમતનો એતિબાર કરવામાં આવશે નહિં,અલબત્ત એની સાથે થોડીક

ચાંદી કે રોકડ રકમ હોય તો સોનાની કિંમત બજારપીઠે આંકી રોકડ રકમમાં મેળવી જો સાડા બાવન તોલા ચાંદીની કિંમત જેટલી રકમ થશે તો ઝકાત વાજિબ થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી: ૩/૧૭૪.)*

## ઝકાતમાંથી લાગત ખર્ચ વસૂલી લેવો.

**સવાલ(૩૨૬–૩૧):–** અમારે ત્યાં એક મુસ્લિમ સોસાયટી છે,જેનો મુખ્ય ઉદ્દેશ ગામનાં મુસ્લિમોની તન,મન અને ધનથી બનતી મદદો કરવાનો છે,એ સંસ્થામાં ઝકાત,કુર્બાનીના ચામડા,પૈસા અને લિલ્લાહ રકમો વિગેરે જમા રહે છે,એ પૈસામાંથી અનાજ અને કાપડ અને રોકડ રૂપિયાની મદદ કરવામાં આવે છે,અનાજ અને કાપડ બહાર ગામથી લાવવામાં ગાડી–ભાડું વિગેરેનો ખર્ચ તથા મજૂરીનો ખર્ચ જે થાય છે,એ ખર્ચ ઝકાત અને ચામડાનાં નાણાંમાથી લઈએ તો ચાલી શકે કે નહિં ? અને એ ખર્ચ કયા પૈસામાંથી લઈ શકાય ?

**જવાબ(૩૨૬–૩૧):–** લાગત ખર્ચ (ગાડી ભાડુ,વાહન ભાડુ,મજૂરી વિગરે) વાજિબ સદકા (ઝકાત,ફિત્રા વિગેરે) ના ફંડમાંથી વસૂલ લેવો જાઈઝ નથી,જો એ ખાતામાંથી દેવામાં આવશે તો એટલી ઝકાત અદા થશે નહિં,લિલ્લાહ ફંડમાંથી આપી શકાય,એમાં વાંધો નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(આલમગીરી: ૧/૧૭૦)*

## ઝકાતની રકમ વકીલ પાસે પડેલી રહે.

**સવાલ(૩૨૭–૩૨):–** જમાઅતની કમીટીના સભ્યો,જમાઅતના લોકો પાસેથી ઝકાતના પૈસા જમાઅતના હકદાર લોકોના ઉપયોગ કરવા માટે લે છે,પરંતુ મજકૂર રકમ સમય પર ઉપયોગ ન કરી શકાય,અને તે કમીટી પાસે એક બે વર્ષ અમાનત રહયા પછી હકદાર લોકોને આપવામાં આવે તો શું ઝકાત આપનાર ભાઈની તે જ વખતે ઝકાત અદા થઈ જશે ?

**જવાબ(૩૨૭–૩૨):–** જેમ બને તેમ સમયસર ઝકાતનાં નાણાં અદા કરવા જરૂરી અને યોગ્ય છે,કમીટીને મળેલ ઝકાતના નાણાં રાખી ધીમે ધીમે ખર્ચ કરવું જાઈઝ છે.પરંતુ જયાં સુધી ઝકાતના નાણાં હકદારને આપવામાં આવે નહિં, ત્યાં સુધી ઝકાત અદા થશે નહિં. કારણ કે કમીટીના સભ્યો ઝકાત આપનારના વકીલ હોય છે,માત્ર વકીલના કબજામાં હોવાથી અદા થશે નહિં.

ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(નિઝામુલ ફતાવા: પેજ–૧૧૬. જવાહિરુલ ફિકહ: ૬/૧૦૧ હિદાયા:૧/૧૮૬)*

## સંસ્થામાં આપેલ ઝકાત કયારે અદા થશે. ?

**સવાલ(૩૨૮–૩૩):–** અમારા ગામે એક સંસ્થા છે,જે સંસ્થા ગરીબોને મદદ,દવા,કપડાં,રોકડ રકમ વિગેરે આપે છે; કફન દફન માટે પણ આપે છે, અને એ સંસ્થા લિલ્લાહ અને ઝકાતના પૈસા રમઝાન શરીફમાં ઉઘરાવે છે, અને તે પૈસા ઘણો સમય જમા રહે છે,તે માટે શરીઅતનો શું હુકમ છે ? ઝકાત આપનારોની ઝકાત અદા થાય કે નહિં ? જેનો ખુલાસાવાર જવાબ આપશો.

**જવાબ(૩૨૮–૩૩):–** ઝકાત જયાં સુધી હકદારને આપી માલિક બનાવવામાં આવે નહિં ત્યાં સુધી ઝકાત અદા થતી નથી,ઉકત સંસ્થાના વહીવટકર્તા વકીલ છે, ગરીબોને જયારે ઝકાત મળશે ત્યારે અદા થશે,જેથી વહેલી તકે ઝકાત આપી દેવામાં આવે,જમાં રાખે નહિં. ફકત અલ્લાહપાકા વધુ જાણનાર છે.

*(આલમગીરી: ૧/૧૭૦)*

## સંસ્થા પાસે જમાં થયેલ રકમની ઝકાત.

**સવાલ(૩૨૯–૩૪):–** કોઈ સોસાયટી,યતીમખાનું,મદ્રસો જેમકે વ્હોરા સોસાયટી અથવા આપણાં મદ્રસા જેવી સંસ્થાઓ પાસે લાખ બે લાખ જમા પડયા હોય તો,એ લોકો મજકૂર રૂપિયાની ઝકાત આપે કે કેમ ? જો ઝકાત ના હોય તો શું કારણથી એ રકમ પર ઝકાત નથી ?

**જવાબ(૩૨૯–૩૪):–** સંસ્થાઓ પાસે જમા થયેલી રકમ ઉપર ઝકાત નથી. કારણ કે એ પૈસો ખુદાપાકનો છે,મોહતમિમ કે વહીવટકર્તા એના માલિક નથી,મૂળમાલિકે મિલકતમાંથી કાઢી નાંખી અલ્લાહ તઆલાના રસ્તામાં આપી દીધા,મુહતમિમ ઝકાત અદા કરવાના વકીલ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(નિઝામુલ ફતાવા: પેજ–૧૧૬)*

## બોર્ડિંગમાં ઝકાત વાપરવી.

**સવાલ(૩૩૦–૩૫):–** હમારી સંસ્થા બોર્ડિંગ ચલાવે છે,બોર્ડિંગમાં બહાર ગામના વિદ્યાર્થીઓ રહીને હમારી સ્કુલમાં દુન્યવી તા'લીમ લે છે,બોર્ડિંગમાં

રહી અભ્યાસ કરતાં બોર્ડરો,બોર્ડિંગને ખોરાકી ફી માસિક આખી ફી રૂપિયા ૬૫/– અર્ધી ફી રૂપિયા ૩૫/– તથા માફી વાળા વિદ્યાર્થીઓ પણ રહે છે, ખરેખર એક છોકરા દીઠ માસિક ખોરાકી ખર્ચ હમોને રૂપિયા ૧૧૦/– લગભગ આવે છે, આખી ફી લેતાં પણ અમને છોકરા દીઠ રૂપિયા ૪૫/– માસિક નુકશાન જાય છે,એ નુકશાની ભરપાઈ કરવા હમો ચંદો કરીએ છીએ, ચંદામાં ઘણો જ ભાગ ઝકાત,સદકા,ફિત્રા જેવો આવે છે,લિલ્લાહ રકમ નજેવી હોય છે,અનાજ અને બકરા જેવી વસ્તુઓ પણ સદકાની જ હોય છે,તો આ પ્રમાણે સદકાની રકમ તેમજ બકરાનો ઉપયોગ સહીહ છે ?

**જવાબ(૩૩૦–૩૫):–** સદકએ વાજિબહ (ઝકાત,ફિત્રો વિગેરે) મસ્રફને જ (ગરીબ હકદારને જ આપી શકાય,નહિં તો અદા થશે નહિં,ઉકત સંસ્થાની ઘટતી રકમની ખોટ ઝકાત,ફિત્રાના પૈસાથી હીલા વગર પુરી શકાય નહિં, હીલાની રીત કોઈ ગરીબને લિલ્લાહ રકમમાંથી કર્ઝ આપીને કહેવામાં આવે કે ઉકત સંસ્થામાં આપી દો,પછી તેને ઝકાતની રકમ આપી કર્ઝ વસૂલ લેવામાં આવે,બીજી રીત ગરીબ બોર્ડરો (માફી વાળા) ને ઝકાત આપીને ફીસ પેટે વસૂલ કરવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામીઃ ૩/૧૯૦ તથા ૨૯૩. આલમગીરીઃ ૧/૧૮૮)*

## મદ્રસામાં ભાડા પેટે ઝકાત આપવી.

**સવાલ(૩૩૧–૩૬):–** ઝકાત ફિત્રાના નાણાં મદ્રસા ના મુદર્રિસને પગાર પેટે આપી શકાય ? એ નાણાં મદ્રસાના મકાનના ભાડા પેટે આપી શકાય ?

**જવાબ(૩૩૧–૩૬):–** વાજિબ સદકા જેમકે ઝકાત ફિત્રો વિગેરે મુદર્રિસને પગાર પેટે આપી શકાય નહિં,લિલ્લાહ સદકો આપવો જોઈએ,મહેનતાણાં પેટે આપી શકાય નહિં,તેમજ મદ્રસાના ભાડામાં પણ આપી શકાય નહિં, કારણ કે માલિક બનાવવું શર્ત છે,જેથી મસ્જિદ,મદ્રસામાં આપી શકાય નહિં. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ ૩/૧૭૧. આલમગીરીઃ ૧/૧૭૦)*

## ચંદો કરનારને ઝકાતમાંથી ગાડી ભાડું આપવું.

**સવાલ(૩૩૨–૩૭):–** સંસ્થાના માણસો ઝકાત ઉઘરાવવા ગામડાઓમાં જાય છે,એ માણસોનું ગાડી ભાડું તથા ખાવાનો ખર્ચ વિગેરે ઝકાતની જ રકમ માંથી વસૂલ કરી શકાય ? અગર નહિં લઈ શકાય તો કયા પૈસામાંથી એ ખર્ચ વસૂલ

કરવો ?

**જવાબ(૩૩૨–૩૭):–** ઝકાત ઉઘરાવવાં આવેલા માણસોનું ગાડી ભાડું તથા ભથ્થુ વાજિબ સદકહના ફંડમાંથી વસૂલ લેવું મના છે,તેઓ *"આમેલીન"* અર્થાત ઝકાત વસૂલ કરવા ઈસ્લામી સરકારે નિમણુંક કરેલા માણસોના હુકમ માં લેખાશે નહિં. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(ફતાવા દારૂલઉલૂમઃ ૬/૨૦૮)*

## બેનમાઝીને ઝકાત આપવી કે નહિં ?

**સવાલ(૩૩૩–૩૮):–** અમારા પાસે ઝકાતના પૈસા છે,જે ગરીબ માણસોને થોડા થોડા આપીએ છીએ,પરંતુ તે માણસો નમાઝ પઢતા નથી,તો એવા માણસને ઝકાત આપી શકાય ? તેઓની વારંવાર માંગવાની આદત થઈ જાય છે,એ વિષે શું હુકમ છે ?

**જવાબ(૩૩૩–૩૮):–** જો તેઓ ગરીબ,નિરાધાર (શરીઅતની રૂએ નિસાબ ના માલિક ન) હોય તો તેમને ઝકાત આપી શકાય,ઝકાત અદા થઈ જશે,પરંતુ પોતાના સગામાં જે ગરીબ મોહતાજ હોય તેને આપવી અફઝલ છે, અને સવાબ પણ ડબલ મળશે,એક સવાબ ઝકાતનો અને બીજો સવાબ સિલા રેહમીનો, તેમાં પણ નેક માણસને સરસાઈ આપવામાં આવે,અને સમાજમાં જેઓ મોહતાજ–નિરાધાર હોવા છતાં,ઈઝઝતનાં લઈ કોઈના સામે સવાલનો હાથ લંબાવતા નથી એવા માણસોને તલાશ કરી ઝકાત આપવી જોઈએ,તેઓ વધુ હકદાર છે. ભીખ માંગનારા અથવા માંગનાર લોકો તો માંગીને પણ પેટ ભરશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(ઈમદાદુલ ફતાવાઃ૨/૧૨)*

## બાંગી સાહેબને ઝકાત આપે તો ?

**સવાલ(૩૩૪–૩૯):–** બાંગી સાહેબને પગાર પેટે ઝકાતની રકમ આપી શકાય ?

**જવાબ(૩૩૪–૩૯):–** પગાર પેટે ઝકાત,ફિત્રો દેવું જાઈઝ નથી; ઝકાત, ફિત્રો અદા થશે નહિં, અલબત્ત બાંગી સાહેબ ગરીબ અને ઝકાતના હકદાર હોય તો મહેનતાણાં વિના હકદાર હોવાની હેસિયતથી આપી શકાય. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(આલમગીરીઃ ૧/૧૭૦)*

## વ્યાજે ધીરનારને ઝકાત .

**સવાલ(૩૩૫-૪૦):-** એક મુસલમાન માણસ ઝકાતનો હકદાર હોય અને તેને ઝકાતના નાણાં આપવામાં આવે,તે માણસ ઝકાતના નાણાં તથા પોતાના ધંધા અથવા મજૂરીની રકમમાંથી કરકસર કરી બચાવેલ અમૂક પૈસા વ્યાજે બીજાને આપે છે, તો એવા માણસને ઝકાત આપવી યોગ્ય છે કે નહિં.? ઝકાત લેનાર, ઝકાત આપનારનો કુટુંબી છે. તો એ વિષે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ(૩૩૫-૪૦):-** જો એ વ્યાજે ધીરનાર માણસ ઝકાતનો હકદાર હોય એટલે જરૂરિયાત ઉપરાંત નિસાબનો માલિક ન હોય તો એને ઝકાત આપવાથી ઝકાત અદા થઈ જશે,પરંતુ એવા માણસને ઝકાત આપવી ઠીક નથી,જેમકે જુગારી, શરાબીને દેવી ઠીક નથી, કારણ કે ઝકાતની રકમથી જુગાર રમશે, શરાબ પીશે. ઝકાત તથા સદકો નેક માણસને આપવું બેહતર છે, તેમાં પણ ખાસ કરી એવા માણસોને આપો કે જે શરમના લઈ સવાલ કરતાં ફરતાં ન હોય,અને કુટુંબી સગાને ઝકાત આપવાથી ડબલ સવાબ મળશે. એક ઝકાત સદકાનો; બીજો સિલારેહમીનો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામીઃ ૩/૨૯૩. આલમગીરીઃ ૧/૧૮૭ તથા ૧૯૦)*

## ઝકાત કાફિરને આપવી જાઈઝ નથી.

**સવાલ(૩૩૬-૪૧):-** ખેતીની જમીનથી ભાત,જુવાર,શેરડી, ઘઉં, કેરી વિગેરેની આવક આવે એમાંથી દર સો રૂપિયાએ અમૂક રકમ લિલ્લાહ અને અમૂક રકમ સદકો એમ બન્ને રકમ જુદી રાખી છે, તો લિલ્લાહમાંથી મસ્જિદમાં આપી શકાય કે કેમ ? અને એમાંથી હાજતમંદ તદ્દન ગરીબ બિન મુસ્લિમ (હિંદુ) ને આપી શકાય કે નહિં ?

**જવાબ(૩૩૬-૪૧):-** લિલ્લાહ એટલે નફલી સદકામાંથી મસ્જિદમાં કોઈ પણ વાધાં વિના આપી શકાય,તેમજ બિન મુસ્લિમ હકદારને પણ દઈ શકાય, અલબત્ત વાજિબ સદકા (ઝકાત,ફિત્રો,જમીનની પાકનો દસમો ભાગ વિગેરે) માંથી મસ્જિદમાં કે કાફિરને દેવું જાઈઝ નથી, સદકો અદા થશે નહિં,કારણ કે મસ્જિદ તથા કાફિર,સદકએ વાજિબહના હકદાર નથી, નફલી સદકા આપી શકાય છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામીઃ ૩/૨૯૧તથા ૩૦૧. આલમગીરીઃ ૧/૧૮૮)*

## જમીનની પાક પર ઝકાત આપવી.

**સવાલ(૩૩૭–૪૨):–** એક ખેડુત વરસાદના પાણીથી તથા પિવાતથી જમીનમાં પાક લે છે,ખેડુત પિવાતની પાક અને વરસાદના પાકની ઝકાત કેવી રીતે કાઢે ? વર્ષ પુરૂ થયે પાકની રકમ આવેલ હોય તેની ઝકાત અદા કરે કે પછી પાક તૈયાર થાય ત્યારે ઝકાત આપે ? જો પાક ઉપર ઝકાત હોય તો વરસાદથી લીધેલ પાકની ઝકાત કેવી રીતે કાઢે ? અને પિવાતથી લીધેલ પાકની ઝકાત કેવી રીતે કાઢે ?

**જવાબ(૩૩૭–૪૨):–** જમીનનાં બે પ્રકાર છે. ઉશરી અને ખિરાજી. ઉશરી તે જમીનને કહેવામાં આવે છે જે મુસ્લિમોની માલિકીમાં વંશપરંપરાથી ચાલી આવતી હોય,તેમાં ઉશર એટલે દસમો ભાગ વાજિબ છે; અને ખિરાજી કાફિરો ની જમીન જેમાં ખિરાજ–મેહસૂલ લેવામાં આવે,તેમાં ઉશર વાજિબ નથી.

આપણાં દેશની,જમીન બાબત આલિમોનો મતફેર છે,અમૂક આલિમો એ ખિરાજી ગણી છે. કારણ કે સરકાર આપણી પાસેથી સરકારધારો વસૂલ કરે છે,પરંતુ મુહકકેકીન આલિમોનું કથન એ છે કે ઉશરી જમીનમાંથી સરકારધારો લેવાથી ઉશર અદા થશે નહિં, એહતિયાતની રૂએ આપી દેવું જોઈએ.

સારાંશ કે ભારતની બધી જમીનમાં ઉશર નથી, વરસાદના પાણીથી થયેલા પાકમાં દસમો ભાગ અને પિવાતથી થયેલ ખેતીમાં વીસમો ભાગ વાજિબ છે. જે મુસલમાનોની માલિકીમાં ચાલતી આવતી હોય તેમાંથી ઉશર દેવું જોઈએ. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(આલમગીરીઃ ૧/૧૮૬. જવાહિરુલ ફિકહઃ ૨/૨૬૨. નિઝામુલ ફતાવાઃ૧૧૯)*

## ગરીબ ખેડૂત પર પાકની ઝકાત.

**સવાલ(૩૩૮–૪૩):–** એક ગરીબ ખેડૂત છે,જે ઘણી મુશકેલીથી પોતાનું ગુજરાન ચલાવે છે,એવા ખેડૂત પર ઝકાત છે કે કેમ ?

**જવાબ(૩૩૮–૪૩):–** ઉશરી જમીન તેની પાસે હોય તો પાકનો દસમો ભાગ વાજિબ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(ફતાવા દારૂલઉલૂમઃ૬/૧૫૮ ઈમદાદુલ ફતાવાઃ૨૫૭ આલમગીરીઃ ૧/૧૮૬)*

## ખેતીની ઝકાત.

**સવાલ(૩૩૯-૪૪):-** ખેતીની ઝકાત ફકત સાહિબે નિસાબને જ લાગુ પડે છે,કે નાના મોટા દરેક ખેડુતને ? આપણાં પોતાના ખેતરમાં આપણે પોતે વાવેતર કરતાં ન હોઈએ અને બીજા પાસે ખેતી કરાવતાં હોઈએ તો ખેતરના માલિકે ખેતીના પાકમાંથીજ ઝકાત આપવી પડે કે કેમ ? બીજું ખેતીની ઝકાત ખાવાની ચીઝો (અનાજ) ઉપરજ આપવી પડે કે બીજી ચીઝો જેવી રીતે કે કપાસ એરંડા વગેરે પાક ઉપર પણ આપવાની રહેશે ? અને એ પાકનો કેટલામો ભાગ આપવાનો રહેશે ?

**જવાબ(૩૩૯-૪૪):-** જે જમીન પેઢીઓથી મુસ્લિમોની મિલ્કત ચાલી આવે છે તેની ઉપજમાંથી ઉશર (પાકનો દસમો ભાગ) એહતિયાતન આપવો જોઈએ, ચાલીસમો ભાગ નહિં,એના માટે નિસાબ શર્ત (જરૂરી) નથી,જે કાંઈ પાકે તેમાંથી દસમો ભાગ આપવાનો રહેશે. ખાવાની વસ્તુ (અનાજ) હોય કે બીજી વસ્તુ કપાસ એરંડા વગેરે દરેકમાં ઉશર વાજિબ છે, જમીન કોઈને ભાગે આપી હોય તો બન્નેના હિસાબ મુજબ દેવુ પડશે,અને જો જમીન ગણોતે આપી હોય તો ગણોતે રાખનાર ઉપર વાજિબ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(ઈમદાદુલ ફતાવા:૨/૫૭)*

## ફળોની ઝકાત.

**સવાલ(૩૪૦-૪૫):-** ખેતરમાં આંબા,કેળ,પપૈયા ના ઝાડ છે,દરેક ઋતુમાં જે ફળ આવે તેની ઝકાત કેવી રીતે કાઢવી ?

**જવાબ(૩૪૦-૪૫):-** ફળોનો દસમો ભાગ અથવા તેની કિંમત આપવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(આલમગીરી: ૧/૧૮૬)*

## કુદરતી ઉગેલ ઘાસમાં ઝકાત નથી.

**સવાલ(૩૪૧-૪૬):-** ખેતરમાંથી ઘાસ લાવવામાં આવે છે,અને તેને વેચવામાં આવે છે,અને તે ઘાસમાંથી ખેડુતોના જાનવરો પણ ખાય છે,તે ઘાસની ઝકાત કેવી રીતે કાઢવી ?

**જવાબ(૩૪૧-૪૬):-** ઘાસ ઉગાડયું હોય તો ઘાસનો દસમો ભાગ અથવા

તેટલી કિંમત આપવી પડશે,વિના વાવે કુદરતી ઘાસમાં ઉશર નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(હિદાયા: ૧/૨૦૧)*

## જુની અને નવી રકમ પર ઝકાત.

**સવાલ(૩૪૨–૪૭):–** ગયા વર્ષના રમઝાન માસમાં મારી પાસે રૂપિયા બસો (૨૦૦) હતા, તેની ઝકાત મે કાઢી હતી,હવે આ વર્ષે મારી પાસે સો (૧૦૦) રૂપિયાનો વધારો થયો છે,અને ત્રણસો રૂપિયા છે,તો આ વર્ષે મારે કેટલા રૂપિયાની ઝકાત કાઢવી જોઈએ ?

**જવાબ(૩૪૨–૪૭):–** વર્ષ વિતવાથી જેટલી રકમ હાલ હાથ પર હોય એટલી જુની અને નવી બન્ને રકમો મેળવી ઝકાત કાઢવી જરૂરી છે. એટલે ત્રણસો રૂપિયાની ઝકાત કાઢવી જોઈએ. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામી: ૩/૨૩૪. હિદાયા: ૧/૧૯૩. આલમગીરી: ૧/૧૭૫)*

## લેણી રકમ જે મળવાની આશા ન હોય તેની ઝકાત.

**સવાલ(૩૪૩–૪૮):–** ઝકાત વિષેની માહિતી આપશો,ઝકાતની રકમ, મસ્જિદ મદ્રસાઓમાં કે ગરીબ,યતીમોને આપી શકાય ? કોણ એ રકમ લઈ શકે છે ? સોનું,ચાંદી,વાસણ,મકાન,અને રોકડ નાણાં વિગેરે ઉપર કેવી રીતે અને કેટલી ઝકાત લાગુ પડે છે ? એક જ મકાન રહેવાનું હોય તો એ મકાન ઉપર ઝકાત લાગુ પડે ખરી ? વેપારીએ બારે માસે રોકડનાણાંનો હિસાબ કરતાં જે રકમ બચે એના ઉપર કેટલી ઝકાત આપવી ? વેપારી પાસે અમૂક માલ સ્ટોકમાં હોય અને અમૂક ઉઘરાણી બાકી પડતી હોય,અને અમૂક ઉઘરાણું તદન આવી શકે એમ જ ન હોય તો એની ઝકાત કાઢવી કે કેમ ? ખેતી ઉપર કેવી રીતે અને કેટલી ઝકાત લાગુ પડશે.

**જવાબ(૩૪૩–૪૮):–** માલદાર જે શરીઅત મુજબ નિસાબનો માલિક હોય તેના ઉપર વર્ષ દિવસે ઝકાત આપવી ફર્ઝ છે. રોકડ નાણાં હોય,સોના ચાંદીના ઘરેણાં હોય,વેપારનો માલ હોય,એ ઉપર ઝકાત ફર્ઝ થાય છે; તેમજ સોના, ચાંદીના વાસણો હોય કે સાચુ ઝરી કપડામાં લગાડવામાં આવ્યું હોય તે બધાંની ઝકાત કાઢવી જરૂરી છે. હીરા,યાકૂત,મોતી,ઝમીન, મકાનની કિંમત ઉપર ઝકાત નથી, પરંતુ એ વસ્તુઓનો વેપાર કરતા હોય તો ઝકાત લાગુ પડશે. જે

કાંઈ દેવું હોય તો બાદ કરી નિસાબ જેટલી કે એથી વધુ રકમ હાથમાં રહેતી હોય તેની ઝકાત આપવી પડશે. વર્ષ વિતવાથી ચાલીસમો ભાગ એટલે હજાર રૂપિયા પર પચ્ચીસ રૂપિયા ઝકાત આપવી પડશે,જેઓ તદ્દન ગરીબ, મોહતાજ હોય તેઓને ઝકાત આપવામાં આવે,પોતાના મા,બાપ, ઔલાદ, સ્ત્રીને છોડી જે કોઈ બીજા સગા–સ્નેહીઓ હોય તેને ઝકાત આપી શકાય. મસ્જિદ કે મદ્રસાની બિલ્ડીંગમાં ઝકાત આપવી જાઈઝ નથી,ગરીબ તલબા (તથા વિદ્યાર્થી) ને ઝકાત આપી શકાય,અથવા કોઈ ગરીબ માણસ ઝકાતના માલનો માલિક બને અને તે પોતે મસ્જિદમાં આપવા ચાહે તો આપી શકે છે. જે ઉઘરાણી બાકી હોય અને મળવાની આશા હોય તેની ઝકાત આપવી જરૂરી છે,પરંતુ એખતિયાર છે કે જયારે તે રકમ મળે ત્યારે તેની ઝકાત આપવામાં આવે,અથવા મળતાં પહેલાં તમો આપી દો તો એકત્રિત ઝકાત અદા થઈ જશે. પ્રથમ અદા કરી આપવું વધુ બેહતર છે,કે સિરેથી ફર્ઝ ઉતરી જાય,અને જે બાકી રકમ મળવાની તદ્દન આશા નથી,તેની ઝકાત આપવી જરૂરી નથી, ખેતીના પાકમાંથી દસમો ભાગ ઝકાત કાઢવામાં આવે,જો કે અહિંની ઝમીન,ઉશરી છે કે કેમ તે વિષે મતભેદ છે, પરંતુ એહતિયાતની રૂએ કાઢવું બેહતર છે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે.

*(ફતાવા દારૂલઉલૂમઃ૬/૧૬૫ શામીઃ ૩/૧૮૪,૧૮૫,૧૮૬,૧૯૪)*

## પરદેશથી બ્લેકમાં ઝકાતની રકમ મોકલવી.

**સવાલ(૩૪૪–૪૯):–** જો પરદેશના ચલણમાં ઝકાત કાઢી તે ઝકાતના પૈસા ઝકાતના હકદારોને માલિક બનાવી તેની પરવાનગીથી તે નાણાં કાલા બજારથી દેશમાં મોકલી શકાય કે નહિં,? કાયદેસર બજાર ભાવે મોકલવાની સરકારી મનાઈ છે ?

**જવાબ(૩૪૪–૪૯):–** કાલા બજારથી મોકલશે તો ઝકાત પુરી અદા થશે નહિં,ગરીબના હાથમાં પુરી ઝકાત પહોંચવી જોઈએ,અહિંયા સુધી કે મનીઓર્ડર ખર્ચ કે પોસ્ટખર્ચ પણ ઝકાતમાંથી કાપી શકાય નહિં, અલગ દેવા પડશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(ઈમદાદુલ ફતાવાઃ૨/૬ શામીઃ ૩/૧૭૧ તથા ૧૭૩)*

## ઝકાતની રકમથી પરદેશ મોકલવું .

**સવાલ(૩૪૫-૫૦):-** (અ) મારી પાસે મારા સગાએ મોકલાવેલ ઝકાતની રકમ હાલ આવી છે,અને સાથે કાગળમાં લખ્યું છે કે આ ઝકાતની રકમથી પરદેશ જનાર આપણાં સગાને સાઉદી આરબ ચઢાવશો,પણ તેના હાથમાં રકમ આપશો નહિં, કારણ કે એ ગમે ત્યાં ખર્ચ કરી લેશે,તો હું આપનાથી રેહબરી ચાહુ છુ કે મારે એને રકમ આપી માલિક બનાવવો કે કેમ ?

(બ) એ ભાઈ હાલમાં ખાનગી નોકરી કરે છે,બે ભાઈ પરદેશ છે,એક ભાઈ દર માસે મદદ કરે છે,એ (મદદ કરનાર) ભાઈ પૈસાપાત્ર હોવાથી બીજાને ઝકાત આપે છે,એવા સંજોગોમાં મારા આ સગાની ઝકાતથી (હાથમાં આવ્યા વગર) હું પરદેશ જવા માટે કેવી રીતે મદદ કરી શકું ?

**જવાબ(૩૪૫-૫૦):-** (અ+બ) ઝકાતની અદાયગી માટે તમ્લીક (હકદારને માલિક બનાવવું) શર્ત છે, નહિં તો અદા થશે નહિં, જો વાપરી નાંખવાનો ભય હોય તો તેને કહેવામાં આવે કે કોઈની પાસેથી કર્ઝ લઈને પરદેશ જવાનો પ્રયાસ કર, તારૂં કર્ઝ ચુકવી દેવામાં આવશે, પછી ઝકાત તેને આપી કર્ઝ પરત કરી દે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(ઈમદાદુલ ફતાવા:૨/૫૦ શામી: ૩/૨૯૧. આલમગીરી: ૧/૧૭૦)*

## ઝકાત ખરીદ કિંમત પર ?

**જવાબ(૩૪૬-૫૧):-** દાગીનાની ખરીદી ઉપર ઝકાત આપવી કે આજના બજાર ભાવ ઉપર ઝકાત આપવી ? તે જણાવશો ?

**જવાબ(૩૪૬-૫૧):-** ઝકાત અદા કરવાના રોજ બજારપીઠની કિંમત આંકણી કરીને ચાલીસમો ભાગ ઝકાત કાઢવી પડશે,ખરીદ કિંમતે નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામી:૩/૨૧૧ ફતાવા દારૂલઉલૂમ:૬/૧૪૧ આલમગીરી: ૧/૧૭૯)*

## જે રકમની પહેલાં ઝકાત નથી આપી.

**સવાલ(૩૪૭-૫૨):-** એક બાઈ પાસે છ તોલા સોનું અને અઢી હજાર રૂપિયા રોકડા છે, તેના માથે કાંઈ ઉધાર નથી, તો શું એ બાઈ પર ઝકાત તથા કુર્બાની વાજિબ છે ? બે વર્ષ ઉપર માત્ર છ તોલા સોનું જ હતું, જેની ઝકાત આપી ન હતી તો શું તેની પણ ઝકાત આપવી પડશે ?

**જવાબ(૩૪૭-૫૨):-** સદરહુ બાઈ ઉપર ઝકાત તથા કુર્બાની વાજિબ છે,

સોનાની બજાર ભાવે કિંમત આંકીને રોકડા રૂપિયા સાથે મેળવીને અંકે ચાલીસમો ભાગ દેવો પડશે,સોનાનો નિસાબ સાડા સાત તોલા છે,એથી ઓછા ઉપર ઝકાત નથી,પણ જો તેની સાથે થોડીક પણ ચાંદી અથવા રોકડી રકમ હોય તો સોના ની કિંમત કરીને ચાંદીનો નિસાબ પુરો થવાથી વીતેલા વર્ષની ઝકાત, કુર્બાની વાજિબ થશે. કુર્બાની ની કિંમત જેટલા રૂપિયા ખયરાત કરી આપે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(આલમગીરીઃ ૧/૧૭૯)*

## રૂપિયા 3000/- ની ઝકાત.

**સવાલ(૩૪૮-૫૩):-** એક માણસ પાસે રૂા.૨000/- થી ૩000/- જેટલી રકમ બેંકમાં જમા છે,તેમજ બે તોલા સોનું પણ છે,અને વર્ષ પુરૂ થયું છે,તો હવે તેણે કેટલી ઝકાત આપવી જોઈએ ?

**જવાબ(૩૪૮-૫૩):-** સોનાની કિંમત બજારપીઠે આંકી મજકૂર રકમમાં ભેગી કરી તે કુલ રકમનો ચાલીસમો ભાગ એટલે દર રૂા.એક હજારે ૨૫/- રૂા.ના હિસાબે ઝકાત આપવાની રહેશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(હિદાયાઃ ૧/૧૯૫)*

## દેશી ચલણમાં ઝકાત કાઢવી.

**સવાલ(૩૪૯-૫૪):-** એક માણસ પરદેશમાં રહે છે,દાગીના દેશમાં છે,તો એની ઝકાત કયા ચલણમાં કાઢી શકાય ?

**જવાબ(૩૪૯-૫૪):-** દેશના ચલણમાં કાઢે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(આલમગીરીઃ ૧/૧૯૦)*

## વકફ મિલકતની આવક પર ઝકાત.

**સવાલ(૩૫૦-૫૫):-** એક માણસે અમૂક ઈમારતો રંગુનમાં વકફ કરેલ છે,એ રીતે કે એની જે આવક આવે તે પાંચ ભાગમાં વહેંચવામાં આવવામાં આવે,ત્રણ ભાગ રંગુન શહેરની જામેઅ મસ્જિદમાં,એક ભાગ શહેરની રાંદેરીયા હાઈસ્કુલમાં, અને એક ભાગ રાંદેર (ઈન્ડીયા) માં એક મદ્રસામાં; સવાલ એ છે કે વકફ કરનાર મરી ગયેલ છે,વકફની આવકમાંથી રંગુનની જામેઅ મસ્જિદમાં ભાગ બરાબર આપવામાં આવે છે. રાંદેરીયા હાઈસ્કુલ

ખતમ થઈ સરકારે કબજો કરી લીધો છે,અને રાંદેર,ઈન્ડીયાને રકમ મોકલવું સરકારી કાયદાની રૂએ મનાઈ છે,તો હવે આજે હાઈસ્કુલ રાંદેરયા અને રાંદેર ઈન્ડીયાનો ભાગ જે અહીં રંગુનમાં જમા છે,ઉપરની મજબુરીના કારણે રંગુન ના કોઈ મદ્રસામાં આપી શકાય ? એ રૂપિયા અમૂક વર્ષોથી જમા છે,તો શું એ પર ઝકાત છે ?

**જવાબ(૩૫૦-૫૫):-** મજકૂર હકીકત મુજબ મજબૂરીના લઈ બે પંચમાઉશ ભાગ માં તસર્રૂફ (રંગુનના મદ્રસામાં આપવું) જાઈઝ છે,અને એ રકમ પર ઝકાત નથી,વકફ બંદાની મિલકત નથી. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે.

## શાફેઈ મસ્લકમાં ઘરેણાં પર ઝકાત નથી.

**સવાલ(૩૫૧-૫૬):-** અહિંયા મિસરના મહાન આલિમ છે,તેઓનું કહેવું છે કે પહેરવેશમાં વપરાતા સોનાના દાગીના ઉપર ઝકાત નથી,શું એ બરાબર છે ? શું એ મસ્અલો શાફેઈ તરીકા મુજબ છે ? હનફી તરીકા મુજબ શું જુદો મસ્અલો છે ?

**જવાબ(૩૫૧-૫૬):-** હનફી સરણીમાં પહેરવાની જણસો ઉપર પણ ઝકાત ફર્ઝ છે,સદરહુ આલિમોનો બતાવેલ મસ્અલો શાફેઈ મઝહબ પ્રમાણે છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ ૩/૨૨૭ હિદાયાઃ ૧/૧૯૫)*

## ઝકાતનો હીલો કરવાની રીત.

**સવાલ(૩૫૨-૫૭):-** મદ્રસામાં ઝકાતની રકમ આવેલી છે,ગામના મદ્રસા માં બહારના તાલિબે ઈલ્મો નથી,હાલ મદ્રસામાં પગાર આપવા માટે પુરતી રકમ પણ નથી,તો હવે આ ઝકાતની રકમ હીલો કરી મદ્રસામાં લઈ શકાય કે નહિં ? અને હીલો થઈ શકતો હોય તો કેવી રીતે કરવો ?

**જવાબ(૩૫૨-૫૭):-** ઝકાતની અદાયગી માટે માલિક બનાવવું શર્ત હોવાથી મસ્જિદ મદ્રસામાં ઝકાત આપી શકાય નહિં,અલબત્ત સખત જરૂરતમાં (લાચારી કે ઝકાત વિના મદ્રસો બંધ થવાનો સખત ભય હોય તો) હીલાની છુટ છે,હીલાની રીત ગરીબને કર્ઝ આપી કહેવામાં આવે કે તુ મદ્રસા માં આપી દે,તારૂ કર્ઝ ભરપાઈ કરી દેવામાં આવશે,ઝકાતના પૈસા તેને આપી પછી કર્ઝ વસૂલી લેવામાં આવે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામી: ૩/૧૯૦ તથા ૨૯૩ આલમગીરી: ૧/૧૭૦ ૧/૧૮૮)*

## દસ વર્ષથી ઝકાત ન આપી તો ?

**સવાલ(૩૫૩-૫૮):-** એક ભાઈએ દસ વર્ષથી લગભગ ઝકાત અદા કરી નથી તો બધાજ વર્ષની ઝકાત આપે કે ફકત એક વર્ષની ? નવ વર્ષો ઝકાત આપી નથી એટલી રકમનો કર્ઝદાર ગણવો કે નહિં ?

**જવાબ(૩૫૩-૫૮):-** જયારે ઝકાત ફર્ઝ થઈ ગઈ બધા જ વર્ષોની ઝકાત આપવી પડશે,ઝકાત ખુદાપાક તરફથી ફર્ઝ છે, એટલી રકમનો કર્ઝદાર ગણાશે, એ ઝકાત માફ કે ઓછી થશે નહિં. દાખલા તરીકે પોતાની જરૂરત ઉપરાંત રૂપિયા ૧૦૦૦/- અંકે એક હજાર જમા હતા, દર વર્ષના રૂપિયા ૨૫/- લેખે દસ વર્ષના ૨૫૦/- રૂપિયા ઝકાત કાઢવી પડશે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે.

*(શામી: ૩/ ૧૯૧ તથા ૧૯૨. આલમગીરી: ૧/૧૭૦ ફતાવા દારૂલ ઉલૂમ)*

## કિતાબો પર ઝકાત.

**સવાલ(૩૫૪-૫૯):-** એક માણસ પાસે ઝકાતના નિસાબ જેટલો માલ છે,તેની પાસે પોતાની અંગત પઢવા માટેની દીની કિતાબો છે,(વેચવા માટે નહિં,પરંતુ અંગત પઢવા માટેની છે) તો તે કિતાબો ઉપર વર્ષ પુરૂ થયો ઝકાત લાગુ થાય ખરી ?

**જવાબ(૩૫૪-૫૯):-** ઉકત કિતાબો ઉપર ઝકાત નથી. ભલે ને નિસાબથી વધુ કિંમતની હોય ! વેચવાની કિતાબો કે માલ ઉપર ઝકાત લાગુ પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી: ૩/૧૭૮. આલમગીરી: ૧/૧૭૨)*

 

# પ્રકરણ - (૫)



# : રોઝહ :

## લયલતુલકદ્ર ચાંદ પર આધારિત છે.

**સવાલ(૩૫૫-૧):-** ચાંદ જોવાના હિસાબે હિન્દુસ્તાન કરતાં આરબ દેશો તારીખમાં બે દિવસ આગળ રહે છે, હવે લયલતુલકદ્ર એ છુપી રાત છે, આપણે ત્યાં અને આરબ દેશમાં લયલતુલકદ્ર એક જ હશે કે બે દેશોની જાુદી

જાુદી હશે ?

**જવાબ(૩૫૫–૧):–** દરેક દેશમાં ચંદ્રદર્શન ઉપર આધાર છે,આરબ દેશમાં એક બે દિવસ અગાઉ દેખાય છે,તો ત્યાં લયલતુલકદ્ર અહિંયાથી અગાઉ અને અહિંયા બાદમાં,તો આપણે અહિંયાના હિસાબે લયલતુલકદ્રની ફઝીલત પ્રાપ્ત કરીશું,આખા વર્ષમાં દરેક દેશમાં એક જ લયલતુલકદ્ર આવે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામીઃ ૩/૪૪૫)*

## રમઝાન અને ઈદના ચાંદ વિષે.

**સવાલ(૩૫૬–૨):–** રમઝાન અને ઈદના ચાંદ જોવા વિષે શું હુકમ છે ? કેટલા માણસની ગવાહીથી સાબિત થશે ?

**જવાબ(૩૫૬–૨):–** રમઝાનનો ચાંદ જો આકાશ સાફ ન હોય તો એક મો'તબર (દીનદાર) ની ગવાહીથી સાબિત થશે, ઈદના ચાંદ માટે એ હાલતમાં બે ગવાહો જરૂરી છે; અને જો આકાશ સાફ હોય તો એટલી મોટી જમાઅતની ગવાહી હોવી જોઈએ કે તેઓ સંપ કરી જુઠ બોલી રહયા છે એવી બદગુમાની ન થઈ શકે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામીઃ૩/૩૬૦ તથા ૩૬૧, હિદાયાઃ ૧/૨૧૩ થી ૨૧૬)*

## એક માણસની ખબરથી ઈદ કરવી.

**સવાલ(૩૫૭–૩):–** ઈદનો ચાંદ કોઈ પણ જગ્યાએ ૨૯ મો દેખાયો ન હતો, બુધવારે કોઈ જગ્યાએ દેખાયો નહિં,હમોએ તરાવીહ પઢી,અને સેહરી પણ કરી,એજ રાત્રે અમારા ગામના માજી મુતવલ્લીનો છોકરો મુંબઈથી ટ્રેનમાં આવ્યો, સવારે ૪ વાગે અમારા ગામમાં આવે છે,અને તરત જ અમને બધાને કહે છે, મુંબઈ કુર્લામાં ચાંદ દેખાયો છે,અને આજે ઈદ છે,એટલે કે જાુમેરાતે ઈદ છે, અમે સવાલ કર્યો,આ સમાચાર કોણે આપ્યા તો એ ભાઈના બનેવી જે અમારા ગામમાં બે વર્ષ પહેલાં દસ વર્ષ રહી ગયેલ અને પાંચ વખતના નમાઝી છે,એમણે ચાંદ જોયો છે, ઉપરાંત કુર્લામાં દરેક જગ્યાએ એ'લાન પણ કરી નાંખ્યું છે,ગામના લોકો મુતવલ્લીના ઘેર જમા થયા,પેશઈમામને બોલાવ્યા,એમનો મશવેરો લીધો,એમણે મશવેરો આપ્યો કે અબ્દુર્રહમાન ભાઈ જે કુર્લાથી સમાચાર મોકલે છે,તો એ સાચી વાત છે,અને અમારા ગામના દરેકનો રોઝો તોડાવી ઈદનો ખુત્બો પણ પઢી લીધો,એજ દિવસે

બપોરે ૧ વાગે ગામનો બીજો માણસ મુંબઈથી આવ્યો તેણે કહયું મુંબઈમાં ઈદ થઈ નથી,આથી અમને ઘણો જ અફસોસ થયો,હવે જે માણસ કુર્લાથી આવ્યો હતો તેને પુછયું તો કહે છે કે ચાંદ દેખાયો એ સમાચાર સાંભળ્યા છે,તો એ માટે કોણ ગુનેહગાર થશે ?

**જવાબ(૩૫૭–૩):–** દર્શાવેલ હકીકત વાંચીને બહું અફસોસ થયો,ઈદના ચાંદ માટે શહાદત વગર એક ભાઈની ખબરથી રોઝો તોડવો જહાલત (અજ્ઞાનતા) છે,પ્રથમ નંબરનો ગુનેહગાર જાુઠીં ખબર પહોંચાડનાર અને લાવનાર છે, તપાસ કર્યા વગર એવી જાુઠી ખબર ફેલાવવી ન જોઈએ,બીજા નંબરના ગુનેહગાર પેશઈમામ તથા તેમના સાથીઓ (ખબરને માન્ય રાખી રોઝો તોડયો) રોઝો તોડવામાં ઉતાવળ કરી,ઉડતી (શરઈ શહાદત વગર) એવી ખબર આવતાં માન્ય રાખે નહિં,ઉતાવળ કરે નહિં,શરઈ શહાદત માંગવી જોઈએ,ચોકકસ શરઈ રૂએ ચાંદ સાબિત થાય તો જ એ'લાન કરવામાં આવે. ખૈર,મોટી ભૂલ કરી,ખુદાપાક માફ કરે,રોઝાની કઝા કરે,અને રડીને તૌબા કરે, એમાં કફફારો વાજિબ નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(આલમગીરીઃ ૧/૧૯૮)*

## <u>અસરથી મગરિબ સુધીનો રોઝો.</u>

**સવાલ(૩૫૮–૪):–** હમારા ગામમાં ઓરતોમાં એવી હવા ચાલી છે કે અસર અને મગરિબની વચમાં કોઈ ખાતી–પીતી નથી,કોઈ ઠેકાણે જાય તો કહે છે અસરનો હમારો રોઝો છે,તો શું એ ખરૂ છે ? એ વિષે શરઈ હુકમ શું છે?

**જવાબ(૩૫૮–૪):–** સાબિત નથી,એ રોઝો કહેવાશે પણ નહિં,તેમજ રોઝા નો સવાબ પણ મળશે નહિં,અને રોઝો માની રાખવો જહાલત (દીનથી અજ્ઞાનતા) છે,રોઝો આખા દિવસનો (સુબ્હ સાદિકથી સુર્યોસ્ત સુધીનો) હોય છે, દિવસના અમૂક ભાગનો રોઝો રાખવાથી ભુખ તરસ સિવાય કંઈ મળશે નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામીઃ ૩/૩૨૭. આલમગીરીઃ ૧/૧૯૪)*

## <u>રોઝાની કઝા અથવા ફિદયા વિગેરે બાબત.</u>

**સવાલ(૩૫૯–૫):–** (૧) પંદર (૧૫) વર્ષની ઉપરનો જવાન બાલિગ

ગણાય છે,તે હિસાબે સોળમાં (૧૬) વર્ષની શરૂઆતથી છ (૬) વર્ષનાં કઝા રોઝા રાખ્યા,હવે યાદ નથી કેટલા બાકી રહયા,? આંખ અને બદનની કમઝોરીના લઈને મારામાં કઝા રોઝા રાખવાની તાકત નથી,જો કે મારી ઉમર ચોત્રીસ (૩૪) વર્ષની છે,હવે મારા માટે શું ઈલાજ છે ?

(૨) એક હાજી સાહબે કા'બા શરીફનો તુગરો આપ્યો છે,તેમાં હાજીઓના ફોટા પણ દેખાય છે,તો આવી તસ્વીરો રાખવામાં વાંધો છે ? ફોટાઓ પણ ખાસ દેખાતા નથી.

(૩) જેવી રીતે બીમાર માણસને કામિલ ડોકટરની જરૂર છે,તેવી જ રીતે દિલ,નફસ,રૂહ બાતિનની સફાઈ આખિરતની ફિકર,મગફિરત,કામ્યાબી માટે આપ જેવા કામિલ બુઝુર્ગની દુઆની જરૂરત છે,માટે આપ મને બેઅત કરી લઈ આખિરી વસિય્યત કરશો.

(૪) અકીકા વિના કુર્બાની થઈ શકશે ?

(૫) કોઈ માણસ મરી જાય અને તેની એક નમાઝ બાકી રહી હોય તો ઘરવાળાને પોણા બે કિલો ઘઉં આપવા પડશે ? મરનાર માણસ પર રોઝા વાજિબ છે. તેના ઘરવાળાને રોઝાનો બદલો ફિદયો આપવો પડશે ?

**જવાબ(૩૫૯-૫):-** (૧) વધુ અનુમાન પ્રમાણે હવે જેટલા રોઝા બાકી હોય હિંમતથી કઝા કરી લેવા,અત્રે તાકત ન હોય તો જયારે શકિત આવે,જો કઝાની શકિત આવે નહિં તો દરેક રોઝાનો (ફિદયો) પોણા બે કિલો ઘઉં અથવા તો તેની કિંમત દેવી પડશે,જો હયાતીમાં આપશે નહિં તો વસિય્યત કરી જાય. *(શામી:૩/૪૧૦, હિદાયા: ૧/૨૨૧ થી ૨૨૨.)*

(૨) મના છે,એને આદરથી રાખવો જાઈઝ નથી,રહમતના ફરિશતાઓ આવશે નહિં, અલબત્ત એમના મોઢા ભુંસી નાંખીને લટકાવવામાં વાંધો નથી. *(શામી: ૨/૩૧૬)*

(૩) એ વિષે (હઝરત મવલાનાને) રૂબરૂ મળશો.

(૪) થઈ શકે,કુર્બાનીની દુરૂસ્તગી માટે અકીકો શર્ત નથી. *(હિદાયા: ૪/૪૪૩)*

(૫) દરેક રોઝાનો ફિદયો (પોણા બે કિલો ઘઉં) આપવો પડશે. એજ ખુદાપાક વધુ જાણનાર છે. *(આલમગીરી:૧/૨૦૭)*

# એ'તિકાફના મસાઈલ

## એ'તિકાફમાં રોઝો તુટી જાયતો ?

**સવાલ(૩૬૦-૬):-** રોઝો યાદ હતો,પરંતુ સવારે વુઝૂ કરતી વખતે વગર ઈરાદે પાણી હલક-ગળામાં ચાલ્યું ગયું,અને રોઝો તૂટી ગયો,તો હવે વગર રોઝાની હાલતમાં એ'તિકાફમાં બેસી રહેવું કે શું કરવું ?

**જવાબ(૩૬૦-૬):-** એ'તિકાફ તોડે નહિં,બલ્કે પુરો કરે,ખતાથી (ચુકથી) રોઝો તુટયો છે,બાદમાં તેની (રોઝાની) કઝા કરી લે,ત્યારે એ'તિકાફ પણ કરે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(આલમગીરી:૧/૨૧૨)*

## એ'તિકાફ કરનારે મસ્જિદની લાઈટ વાપરવી.

**સવાલ(૩૬૧-૭):-** મોઅતકિફ એ'તિકાફની હાલતમાં મસ્જિદમાં મસ્જિદનું દીવેલ બાળી શકે કે નહિં ?

**જવાબ(૩૬૧-૭):-** મસ્જિદનું દીવેલ તથા લાઈટ મસ્જિદના વહીવટ કરનારા સાહેબો તરફથી જેટલો ટાઈમ બાળવા માટે નકકી કર્યો હોય એટલા ટાઈમ સુધી ફાયદો ઉઠાવી શકો છો,તે પછી આપને પોતાના દીવેલ અથવા લાઈટથી પોતાનું કામકાજ કરવું પડશે,જો નકકી થયેલ ટાઈમથી વધુ બાળવા માટે મસ્જિદના ટ્રસ્ટીઓ રજા આપતા હોય તો કંઈ વાંધો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(આલમગીરી:૧/૧૧૦)*

## એ'તિકાફમાં ગુસલનો હુકમ.

**સવાલ(૩૬૨-૮):-** એક ભાઈનું કહેવું છે કે એ'તિકાફમાં બેઠા પછી જુમ્આનું ગુસલ ન ઉતારે તો પણ ચાલે,જયાં સુધી કે એહતિલામ થાય તો જ ન્હાવું જોઈએ ?

**જવાબ(૩૬૨-૮):-** સદરહુ ભાઈનું કથન ખરૂ છે,મસ્અલો એજ પ્રમાણે છે,મોઅતકિફ વાજિબ ગુસલ માટે મસ્જિદથી બહાર નીકળી શકે છે, મુસ્તહબ ગુસલ માટે નીકળી શકતો નથી,જો નીકળશે તો એ'તિકાફ ફાસિદ થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી:૩/૪૩૫)*

## એ'તિકાફમાં બેસવાનો સમય.

**સવાલ(૩૬૩-૯):-** ગામમાં કોઈ રમઝાન શરીફમાં એ'તિકાફમાં બેસતું નથી. આવા ટાઈમ પર એક ભાઈ ૨૭ મી રાતથી એ'તિકાફમાં બેસે તો એ'તિકાફ થઈ શકે કે નહિં ? અને ગામનો બોઝ આ એ'તિકાફથી ઉતરી જશે કે નહિં ?

**જવાબ(૩૬૩-૯):-** રમઝાન શરીફની ૨૧ તારીખથી છેવટ રમઝાન શરીફ સુધી એ'તિકાફની નિય્યતથી મસ્જિદમાં બેસવું સુન્નતે મોઅકકદહ અલલ કિફાયહ છે,ગામમાંથી એક પણ માણસ મજકૂર મસ્અલા મુજબ એ'તિકાફ કરશે તો સર્વ ગામવાલાના માથાથી ગુનોહ ઉતરી જશે,છેલ્લા ત્રણ દિવસ એ'તિકાફમાં બેસવાંથી ફકત ત્રણ દિવસનો સવાબ મળશે,એનાથી સુન્નતે મોઅકકદહ અલલ કિફાયહ એ'તિકાફ અદા થશે નહિં,અને સર્વ ગામવાસી ઓનો ગુનોહ ઉતરશે નહિં. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(આલમગીરી: ૧/૨૧૧)*

## એ'તિકાફમાં ઠંડક માટે ગુસલ કરવું .

**સવાલ(૩૬૪-૧૦):-** રમઝાન માસમાં અશરએ અવ્વલ અને સાનિયહના એ'તિકાફમાં જુમ્આનું ગુસલ કરી શકે કે નહિં ? તેમજ ઠંડક માટે ગુસલ કરી શકે કે નહિં ? માથા તથા મુંછ ના બાલ લઈ શકે કે નહિં ? અગર લઈ શકે તો જમાઅતખાના ની બહાર કે અંદર ?

**જવાબ(૩૬૪-૧૦):-** એ'તિકાફમાં વાજિબ ગુસલ માટે નીકળી શકાય, જુમ્આ કે ઠંડક માટે ગુસલ કરવા નીકળી શકાય નહિં,માથા કે મુંછ ના વાળ મો'તકિફ મસ્જિદમાં કપાવી શકે છે,પરંતુ બરાબર સફાઈ રાખે,એના માટે નીકળી શકાય નહિં. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(શામી:૩/૪૩૫, આલમગીરી: ૧/૨૧૩)*

# રોઝા ન તોડનાર બાબતો

## ઈંજેકશનથી રોઝો ન તુટવાની દલીલ.

**સવાલ(૩૬૫-૧૧):-** ઈંજેકશન લેવાથી રોઝો તુટતો નથી, તો આપે કઈ દલીલના આધારે લખેલ છે ?

**જવાબ(૩૬૫-૧૧):-** રોઝાની હાલતમાં ઈંજેકશન લેવાથી રોઝો તુટતો નથી, કારણ કે ઈંજેકશનથી જે દવા પહોંચાડવામાં આવે છે,તેનો અસર રગોમાં અને નસોમાં પડે છે,પેટમાં અને દિમાગમાં દવા પહોંચતી નથી,એ બાબત આપને વધુ ખુલાસો મેળવવો હોય તો ફતાવા દારૂલ ઉલૂમમાં જોશો,કાનમાં દવા નાંખવાથી દિમાગ પર અસર પડે છે,અને નાકમાં પણ દવા નાંખવાથી દિમાગમાં અસર પહોંચે છે,એ કારણે રોઝો તુટી જાય છે. દર અસલ જે વસ્તુ દિમાગ અને જઠરમાં જાય તેનાથી રોઝો તુટે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(આલમગીરીઃ ૧/૨૦૪. અઝીઝુલ ફતાવાઃ ૧/૪૮૮)*

## જનાબતની હાલતમાં સેહરી કરવી.

**સવાલ(૩૬૬-૧૨):-** રમઝાન શરીફની રાતોમાં સોહબત કર્યા બાદ સેહરીના વખતમાં ફકત હાથ મોઢું ધોઈ કોગળા કરી સેહરી કરે તો રોઝો થશે કે નહિં ? સેહરી પછી કોઈ ગુસલ કરે તો કાંઈ વાંધો આવશે ?

**જવાબ(૩૬૬-૧૨):-** જનાબત એટલે કે મોટી નાપાકી જેમાં ગુસલ વાજિબ થાય છે તેવી હાલતમાં ખાવુ-પીવું વુઝૂ કર્યા વિના મકરૂહે છે,જેથી ગુસલથી આળસ આવતું હોય તો કમ અઝ કમ વુઝૂ કરી સેહરી કરવી જોઈએ, પરંતુ રોઝામાં કાંઈ ઉણપ આવશે નહિં,વિના વાંધે દુરૂસ્ત લેખાશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(આલમગીરીઃ ૧/૨૦૦)*

# સદકએ ફિત્ર વિષે

## સદકએ ફિત્ર કોણ,કયારે અને કેટલો કાઢે ?

**સવાલ(૩૬૭-૧૩):-** સદકએ ફિત્ર કયારે અને કોના ઉપર વાજિબ છે ? અને સદકએ ફિત્ર કેટલો કાઢવો જોઈએ ?

**જવાબ(૩૬૭-૧૩):-** ઈદુલફિત્રની સુબ્હે સાદિક સમયે શરઈ માલદાર (જરૂરીયાત ઉપરાંત સાડા સાત તોલા સોનું અથવા સાડા બાવન તોલા ચાંદી અથવા એટલી કિંમતનો વેપાર માલ અથવા એટલી કિંમતનો બિન જરૂરી માલ હોય તેના) ઉપર સદકએ ફિત્ર વાજિબ છે.પોતાનો તથા નાની નાબાલિગ ઔલાદના તરફથી ફિત્રો આપે, નાબાલિગ અવલાદનો ફિત્રો બાપ ઉપર

વાજીબ છે તેમના માલમાંથી અદા કરી શકાય છે. જુવાન ઔલાદ અને ઓરત (પત્નિ) તરફથી કાઢવો વાજિબ નથી, તેમની પાસે માલ હોય તો તેઓ પોતે આપે,પોણા બે કિલો ઘઉ અથવા સાડા ત્રણ કિલો જવ કાઢે,અથવા એટલી કિંમતનું બીજુ અનાજ (જુવાર,બાજરી, ચોખા,દાળ વિગેરે) આપે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ૩/૩૧૦, આલમગીરીઃ ૧/૧૯૧. હિદાયાઃ ૧/૨૦૮)*

## ફિત્રામાં ઘઉંનું પ્રમાણ.

**સવાલ(૩૬૮–૧૪):–** ફિત્રામાં કેટલા ઘઉ આપવા જોઈએ ?

**જવાબ(૩૬૮–૧૪):–** ફિત્રામાં પોણા બે કિલો ઘઉ આપવામાં આવે,ઘઉ ગમે તે પ્રકારના આપવાથી ફિત્રો અદા થઈ જશે,પરંતુ પોતાની હેસયત (પરિસ્થિતિ) મુજબ આપવા મુસ્તહબ છે. ખુદાપાક દિલ જુએ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામીઃ૩/૩૧૮, આલમગીરીઃ ૧/૧૯૧)*

## કયા પ્રકારના ઘઉ આપવા ?

**સવાલ(૩૬૯–૧૫):–** ઘઉ બે જાતના છે,કંટ્રોલના ઘઉ અને બજારના ઘઉ. કંટ્રોલના ઘઉ ૧૨/– રૂપિયે મણ અને બજારના ઘઉ ૨૬,૨૭,૨૮ રૂપિયે મણ વેચાય છે, તો કંટ્રોલના ઘઉની કિંમત આપે તો કેટલી અને બજારના ઘઉની કિંમત આપે તો કેટલો ફિત્રો આપવો ?

**જવાબ(૩૬૯–૧૫):–** કંટ્રોલના ઘઉ પુરતાં પ્રમાણમાં મળતા નથી, જેથી મુકત બજારના ઘઉ હલ્કી જાતના (જે છુટથી વેચાય છે)તેની કિંમત આપવામાં આવશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(આલમગીરીઃ ૧/૧૯૧)*

## રિલીફ ફંડમાં સદકએ ફિત્ર આપવો.

**સવાલ(૩૭૦–૧૬):–** અમારા પાસે ફિત્રાની થોડી રકમ જમા થઈ છે,એ રકમ વિષે કેટલાક કહે છે કે ફલાણાં ફંડમાં આપવામાં આવે,ત્યાં કુદરતી રીતે આફતો ઉતરી અને ત્યાં દરેક કૌમના લોકો બરબાદ થયા છે,તેમની મદદ આ રકમથી કરવી જોઈએ,અમૂક માણસો ના પાડે છે,તો હવે શું કરવું એનો ખુલાસો આપશો.

**જવાબ(૩૭૦–૧૬):–** ઝકાત,સદકએ ફિત્રના હકદાર મુસલમાન ફકીરો

વિગેરે છે,એટલા માટે જો મજકૂર ફંડમાં એવો બંદોબસ્ત થઈ શકતો હોય કે ફિત્રાની રકમ,મુસીબતઝદા મુસલમાનો પર જ ખર્ચ કરે અને એમને જ એ ફિત્રાની રકમમાંથી આપે તો ફિત્રાની રકમ મજકૂર ફંડમાં દેવી જાઈઝ છે. અને જો મજકૂર ફંડમાં એનો બંદોબસ્ત નહિં થઈ શકે અને તે દરેક મુસીબત ઝદાની ઈમદાદ કરતો હોય તો ગૈર મુસ્લિમને ફિત્રાની રકમ દેવાથી ફિત્રો અદા થતો નથી એટલા માટે મજકૂર ફંડમાં દેવું સહીહ નથી.

ગૈર મુસ્લિમ મસીબતઝદાઓની ઈમદાદ નફલી ખૈરાતોમાંથી કરવી સવાબનું કાર્ય છે,પરંતુ ઝકાત,સદકો તેઓને આપવાથી ઝકાત અને સદકો અદા થશે નહિં. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(આલમગીરી: ૧/૧૯૧. હિદાયા: ૧/૨૦૮)*

# પ્રકરણ – (૬)

## : હજ્જ :

## હજ્જે બદલના અહકામ

### માં–બાપ તરફથી હજ્જે બદલનો હુકમ.

**સવાલ(૩૭૧–૧):–** એક માણસ પોતાના મર્હૂમ મા–બાપ માટે હજ્જે બદલ પઢવા માટે પોતાના સગા પૈકી બહેન અને બનેવીને કે જેઓ આર્થિક હાલતે ગરીબ છે,તેઓને હજ્જે બદલ કરવા મોકલવાનો ઈરાદો રાખે છે,શરીઅતના અમૂક જાણકારોને પુછતાં એવુ કહે છે કે તેઓ ગરીબ હોય તેમના ઉપર હજ્જ ફર્ઝ નથી,માટે હજ્જે બદલ પઢી શકે છે તો એનો ખુલાસો લખશો.

**જવાબ(૩૭૧–૧):–** હજ્જે બદલ કરાવી શકો છો,પરંતુ અફઝલ આ છે કે બનતાં સુધી હજ્જે બદલ માટે એવા માણસને મોકલવામાં આવે કે જેઓએ પોતાની હજ્જ કરી હોય,જે માણસે હજ્જ ન કરી હોય એવા માણસને હજ્જે બદલ માટે મોકલવું મકરૂહ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામી: ૪/૨૧. ઈમ્દાદુલ મુફતીન: ૨/૪૯૯)*

### મર્હૂમે હજ્જની વસિય્યત ન કરી હોય.

**સવાલ(૩૭૨–૨):–** મારા વાલિદ સા.ગુજરી ગયા છે, તેમના તરફથી કોઈ વસિય્યત નથી કે મારા તરફથી હજ્જ કરાવશો,પરંતુ મારો પોતાનો ઈરાદો છે કે તેમના વતી હજ્જ કરી સવાબ તેમને પહોંચાડું,જેથી મારે એહરામ માટે કેવી નિય્યત કરવી ? એહરામ પ્રથમ હું મદીનહ મુનવ્વરહ જઈ ત્યાંથી પછી મકકહ મુકર્રમહ જઈશ, તો મારે કેટલા દિવસ સુધી એહરામ બાંધી રાખવો જોઈએ ?

**જવાબ(૩૭૨–૨):–** જયારે તમારા મર્હૂમ વાલિદ સાહબે હજ્જ વિષેની વસિય્યત કરી નથી તો તમારા ઉપર હજ્જે બદલ વાજિબ નથી, છતાં મર્હૂમને સવાબ પહોંચાડવા કરો તો સારી વાત છે. અલ્લાહ તઆલાની રહીમ જાતથી ઉમ્મીદ છે કે મર્હૂમ તરફથી હજ્જ કબૂલ કરશે,મર્હૂમના તરફથી હજ્જની નિય્યત કરવાની એહરામ બાબત તમને ઈખ્તિયાર છે, હજ્જે કિરાન અથવા હજ્જે તમત્તુઅ અને હજ્જે ઈફરાદ કરવાનો ઈખ્તિયાર છે,જો મદીનહ મુનવ્વરહ, પહેલાં જવાનો ઈરાદો હોય તો મદીનહ મુનવ્વરહથી પાછા ફરતાં મદીનહ મુનવ્વરહના મીકાત (જુલ્ હુલૈય્ફહ) થી એહરામ બાંધવો પડશે. હજ્જ માટે થોડાક દિવસો બાકી રહયા હોય તો કિરાનની નિય્યત કરી લેવી,નહિંતર તમત્તુઅની નિય્યત કરવી. સહુલત જણાય તેવો એહરામ બાંધી લેવો, કારણ કે આ હજ્જે બદલ વાજિબ નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી: ૪/૧૬)*

## વાલિદા તરફથી હજ્જે બદલ.

**સવાલ(૩૭૩–૩):–** મારી વાલિદાને મેં હજ્જ કરાવી નથી,અને હું બહું જ આસાનીના સાથે હજ્જના અરકાન અદા કરી શકું છું,તો એ હાલતમાં હું હજ્જ કરી શકુ છું કે નહિં ?

**જવાબ(૩૭૩–૩):–** હજ્જ દુરુસ્ત થશે,કોઈ ઉણપ આવશે નહિં,જો હજ્જ તમારા ઉપર ફર્ઝ હોય ફર્ઝ સિરેથી ઉતારવો જરૂરી છે,નહિંતર ગુનેહગાર થશો,જયારે વાલિદા માટે અવસર બને ત્યારે હજ્જ અદા કરશો,પરંતુ એમના કારણે (આપની ) હજ્જની અદાયગીમાં વિલંબ કરશો નહિં. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી: ૪/૨૧)*

## જેણે હજ્જ ન કરી હોય તે હજ્જે બદલ કરે.

**સવાલ(૩૭૪-૪):-** હજ્જે બદલ માટે જનાર માણસે પોતાની હજ્જ કરેલી હોવી જરૂરી છે ? અગર પોતાની હજ્જ કરી ન હોય તો હજ્જે બદલ કરવા જઈ શકે છે કે નહિં ?

**જવાબ(૩૭૪-૪):-** હનફી સરણીમાં જરૂરી નથી,એટલે જેણે પોતાની હજ્જ અદા કરી ન હોય તેવો માણસ પણ હજ્જે બદલ કરવા જઈ શકે છે,પરંતુ મકરૂહે તહરીમી છે,જેથી એવા માણસને મોકલવો બેહતર છે કે જેણે પોતાની હજ્જ અદા કરી હોય. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામી: ૪/૨૧. હિદાયા: ૧/૨૯૭)*

## હજ્જે બદલ કરનારને સંપુર્ણ અધિકાર આપવો.

**સવાલ(૩૭૫-૫):-** એક ભાઈ ચાલુ સિઝનમાં અરજી પાસ થાય તો રમઝાન પહેલાં હજ્જે બદલ જનાર છે, તેમણે સ્ટિમરમાં કઈ પ્રકારનો એહરામ બાંધવો જોઈએ ? હજ્જે બદલ માટે કયાં અને કયારે અને હજ્જના કેટલા દિવસ પહેલાં એહરામ બાંધવો જોઈએ ? હુકૂમત-સરકાર મકકહ મુકર્રમહથી મદીનહ મુનવ્વરહ કયારે રવાના કરે અને કેટલા દિવસ રહેવા દે ? તે હજ્જે બદલમાં જનારના ઈખ્તિયારમાં નથી હોતું,જેથી મદીનહ મુનવ્વરહ જઈ હજ્જે બદલ માટે એહરામ બાંધી શકે ? અગર તેને ત્યાંની હુકૂમત તરફથી કોઈ જાતની પાબંદી ન હોય તો તેણે હજ્જે બદલ માટે સહીહ તરીકો શું ઈખ્તિયાર કરવો જોઈએ ? તે ખુલાસાવાર જણાવશો.

**જવાબ(૩૭૫-૫):-** સલામ બાદ જવાબમાં જણાવવાનું કે મોકલનાર હજ્જે બદલ કરનારને સંપૂર્ણ અધિકાર (હજ્જના ત્રણ પ્રકાર બાબત) આપી દે કે તમારી ઈચ્છાનુસાર હજ્જ કરો,રમઝાન અગાઉ જનાર મીકાતથી ઉમરહનો એહરામ બાંધે,ઉમરહ કરીને જો મદીનહ મુનવ્વરહ જાયતો મદીનહ મુનવ્વરહ ના મીકાતથી હજ્જનો એહરામ બાંધે તો મોકલનારની હજ્જે બદલ અદા થશે. ઈ.અ.,મોકલનારના હુકમ પ્રમાણે કરે,તેના હુકમ વિરૂધ્ધ કરે નહિં, તેના હુકમ મુજબ હજ્જે તમત્તુઅ (એક જ સફરમાં હજ્જ તથા ઉમરહ જુદા જુદા એહરામ થી અદા કરવા) પણ કરી શકાય,તેણે મનાઈ કરી હોય તો જાઈઝ નથી. એજ અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(આલમગીરી:૧/૨૫૭)*

# ઓરત અને હજ્જનો સફર

## ઓરત પોતાની માં સાથે હજ્જમાં જાય.

**સવાલ(૩૭૬–૬):–** એક ઓરત પરદેશથી હજ્જ પઢવા નીકળે છે,અને તેના સાથે કોઈ પુરૂષ કે વાલી નથી, તે ભારત આવી તેની માં ને વાલી બનાવી હજ્જ પઢવા જાય છે, તો ચાલે કે નહિં ?

**જવાબ(૩૭૬–૬):–** સ્ત્રીએ હજ્જ પઢવા જવા માટે ધણી અથવા મહરમ (જેની સાથે નિકાહ કરવા હંમેશના માટે હરામ હોય) નો સંગાત શર્ત છે, *"મા"* ની સાથે જઈ શકતી નથી,માં વાલી લેખાશે નહિં,પુરૂષ મહરમ હોવો જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામીઃ ૩/૪૬૪ થી ૪૬૫. આલમગીરીઃ૧/૨૧૮)*

## સાવકી સાસુ સાથે હજ્જનો સફર.

**સવાલ(૩૭૭–૭):–** હું મારી સાવકી સાસુ સાથે હજ્જ માટે જવા ઈચ્છુ છું, જેમની ઉંમર ૬૦ વર્ષની છે, તો શરીઅતની રૂએ હજ્જ અદા થશે કે નહિં ?

**જવાબ(૩૭૭–૭):–** તમો તમારી સાવકી સાસુના મહરમ લેખાશો નહિં, કારણ કે તમારી સગાઈ એવી નથી કે જેથી નિકાહ હરામ થાય,માટે તેણી તમારી સાથે હજ્જ કરી શકતી નથી,તેણી માટે ધણી અથવા મહરમનું સાથે હોવું શર્ત છે,ભલે તેમની ઉંમર ગમે તેટલી હોય ! હનફી સરણીમાં સ્ત્રીઓનો સંગાત કાફી નથી,મકરૂહ હોવા છતાં દર્શાવેલ સંજોગોમાં અત્યંત એહતિયાત સહિત તેણીને લઈ જશો તો હજ્જ અદા થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામીઃ ૩/૪૬૪ થી ૪૬૫. હિદાયાઃ ૧/૨૩૩)*

## કાકી સાથે ભત્રીજાનો હજ્જ સફર.

**સવાલ(૩૭૮–૮):–** એક માણસ હજ્જ કરવા જવાનો ઈરાદો રાખે છે, તો તેમના ગુઝરી ગયેલા કાકાની ઓરત ને સાથે લઈ જવા ચાહે છે, તો હજ્જ કરવા માટે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ(૩૭૮–૮):–** શરીઅતના હુકમ અનુસાર તેણી સાથે કોઈ મહરમ (એટલે એવો નજીકનો સગો હોવા જોઈએ કે જેના સાથે નિકાહ કદી ન થઈ

શકતા હોય) સાથે હોવો જોઈએ,સદરહુ માણસ વિધવાનો મહરમ નથી,એટલે તેમની સાથે જવું જાઈઝ નથી, ભલે ને સાથના લોકો ઘણાં સારા નેક મહોબ્બતવાળા હોય ! પરંતુ શરીઅત રજા આપતી નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી: ૩/૪૬૪ થી ૪૬૫. હિદાયા: ૧/૨૩૩)*

## જેઠના પુત્ર સાથે હજ્જ–સફર.

**સવાલ(૩૭૯–૯):–** ૬૦ (સાઠ) વર્ષ કરતાં વધારે ઉંમરની એક વૃધ્ધા બેવા ઓરત હજ્જ પઢવા માટે જવાનો ઈરાદો રાખે છે,તો તે પોતાના મર્હૂમ ધણીના પોતાના મોટાભાઈના બાલિગપુત્ર (ભત્રીજા) ને પોતાની સાથે મહરમ તરીકે લઈ જઈને હજ્જ અદા કરી શકે કે કેમ ? તે જણાવવા મહેરબાની કરશો.

**જવાબ(૩૭૯–૯):–** સદરહુ બાઈના જેઠનો પુત્ર તેણીનો મહરમ (જેની સાથે નિકાહ હરામ હોય) લેખાશે નહિં, આથી તેની સાથે હજ્જ પઢવા જઈ શકતી નથી,ભલેને વૃધ્ધ હોય ! એજ અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામી: ૩/૪૬૪ થી ૪૬૫. આલમગીરી: ૧/૨૧૮)*

## સગી સાસુ સાથે જમાઈનો સફર.

**સવાલ(૩૮૦–૧૦):–** સાસુ પોતાના જમાઈ સાથે અને પોતાની છોકરી સાથે ન હોય તો પણ હજ્જમાં જઈ શકાય કે નહિં ?

**જવાબ(૩૮૦–૧૦):–** સગી સાસુનો સગો જમાઈ મહરમ (જેની સાથે નિકાહ હંમેશા હરામ છે) હોવાથી હજ્જ પઢવા જઈ શકે છે,ભલેને છોકરી સાથે ન હોય ! સાવકા જમાઈ સાથે મના છે,તે મહરમ લેખાશે નહિં. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

(શામી: ૩/૪૬૪+૪૬૫.આલમગીરી:૧/૨૧૯)

## સગાભાઈ,બહેનને જિદ્દા એરપોર્ટ લેવા આવે તો ?

**સવાલ(૩૮૧–૧૧):–** મારી વાલિદહ બેવા (વિધવા) છે,અને મારી માં ના મોટાભાઈ સાઉથ આફ્રિકાથી હજ્જ માટે સીધા મકકા આવે છે, અને મારી માં ને ભાઈ પોતાના ખર્ચે હજ્જ માટે મકકહ બોલાવે છે,અને ભાઈ બહેનને લખે છે કે હું જિદ્દા એરપોર્ટ ઉપર બહેનને લેવા માટે આવીશ, તો હમારે માં ને કેવી રીતે મકકા રવાના કરવાં જોઈએ ?

**જવાબ(૩૮૧–૧૧):–** હદીષ શરીફમાં છે કે અલ્લાહના રસૂલ (સ.અ.વ.) એ તે સ્ત્રી ઉપર લાઅનત ફરમાવી છે જે ધણી કે મહરમ વિના એકલી સફર કરે,આથી કોઈ મહરમ સગા (જેની સાથે નિકાહ હંમેશા હરામ હોય) ના સાથે ગમે તે એરલાઈનથી રવાના કરવામાં આવે,નહિં તો લાઅનતપાત્ર ઠરશે. હનફી સરણીમાં નેક બીબીઓનો સંગાત પણ ભરોષાપાત્ર નથી તો પછી અજાણા પુરૂષ સાથે જવાની ભલેને તે નેક હોય કયાંથી રજા આપી શકાય ! એજ ખુદાપાક વધુ જાણનાર છે.

*(શામી: ૩/૪૬૪,૪૬૫. હિદાયા: ૧/૨૩૩ આલમગીરી: ૧/૨૧૮)*

# હજજના વિવિધ મસાઈલ

## એહરામ મુંબઈથી બાંધવો કે જિદ્દાથી ?

**સવાલ(૩૮૨–૧૨):–** એરમાં હજ્જ માટે જાય તો તેણે એહરામ મુંબઈથી બાંધવો કે જિદ્દાથી બાંધવો ?

**જવાબ(૩૮૨–૧૨):–** એરમાં જનાર મુંબઈ એરપોર્ટથી એહરામ બાંધવું જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(જવાહિરૂલફિકહ)*

## હરામ કમાણી વડે હજ્જ કરવી.

**સવાલ(૩૮૩–૧૩):–** હરામ કમાણીના નાણાંથી હજ્જ પઢી શકાય ખરી ?

**જવાબ(૩૮૩–૧૩):–** હરામ કમાણીથી હજ્જ પઢશે તો કબૂલ થશે નહિં, એવી હજ્જ બારગાહે ઈલાહીમાં ચઢતી નથી,વ્યર્થ લેખાશે,અલ્લાહ તઆલા પાક–પવિત્ર છે,અને પાક હલાલ માલને જ સ્વીકારે છે,માટે અલ્લાહ તઆલા ના માર્ગમાં (હજ્જ,ઝકાત,સદકો વિગેરે) એક પૈસો પણ હરામનો વાપરવો જોઈએ નહિં, હલાલ કમાઈથી જ હજ્જ પઢવા જવું જોઈએ,જો પોતાની પાસે હલાલ રકમ ન હોય,અથવા શંકાવાળી રકમ હોય તો કોઈ હલાલ કમાણીવાળા પાસે થી કર્ઝ લઈ લે,અને પોતાની પાસેથી કર્ઝ પરત કરે, હરામ કમાણીથી હજ્જ પઢવા જનાર ઉપર આ કહેવત છે, *" સો ચુહે ખા કર બિલ્લી હજ્જકો ચલી "* બરાબર બંધ બેસતી કહેવત છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(આલમગીરી: ૧/૨૨૦, શામી: ૩/૪૫૩)*

## વકફના માલ વડે હજ્જ કરાવવી.

**સવાલ(૩૮૪-૧૪):-** અમારા ગામનાં પેશ ઈમામે ઘણાં વર્ષ સુધી ગામની ખિદમત કરી છે,પેશ ઈમામ સા. કહે છે કે મને મસ્જિદની જમીન અને મિલકતમાંથી હજ્જ પઢવા માટે પૈસા આપો,તો શું એ જાઈઝ છે ?

**જવાબ(૩૮૪-૧૪):-** મસ્જિદની કે બીજી વકફ મિલકતમાંથી હજ્જ પઢવા માટે પેશઈમામને હજ માટે પૈસા આપી ન શકાય,એ ખિયાનત લેખાશે,જો આપવામાં આવશે તો ઝમાન (વળતર) ભરવું પડશે,ગામવાસીઓ એના માટે ઉઘરાણું કરીને હજ્જ પઢાવી શકે છે,પેશ ઈમામે સવાલ કરવો જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(આલમગીરી:૧/૨૧૭)*

## હજ્જ માટેની રકમથી મસ્જિદનું બાંધકામ.

**સવાલ(૩૮૫-૧૫):-** એક વ્યકિતએ હજ્જ અદા કરવા માટે પૈસા અલગ મૂકી રાખ્યા છે,પણ હવે તે વ્યકિતની તબીયત સારી નથી,અશકિતના કારણે હજ્જના અરકાન અદા થાય તેમ નથી,તો હજ્જ માટે રાખી મૂકેલા પૈસા કોઈ મસ્જિદના બાંધકામમાં વાપરી શકે કે નહિં ? તેનો ઉકેલ કરી આપવા કૃપા કરશોજી.

**જવાબ(૩૮૫-૧૫):-** જો સદરહુ ભાઈ ઉપર હજ્જ ફર્ઝ (સવારી અને ભથ્થાની કુદરત) થઈ ગઈ હોય તો હજ્જ પઢવી જ જોઈએ. જો ફર્ઝ હજ્જ અદા નહિં કરે અથવા પોતે અદા કરવાથી માઅઝુર હોવાથી હજ્જે બદલ નહિં કરાવે તો ગુનેહગાર થઈ અઝાબના પાત્ર થશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(આલમગીરી: ૧/૨૧૭)*

## બાવરચી તરીકે જનાર હજ્જ ફી માં કરે તો ?

**સવાલ(૩૮૬-૧૬):-** અમારા સગાઓ પૈકી એક ભાઈ લંડનમાં રહે છે, જેઓ ગયા વર્ષે હજ્જ પઢી આવ્યા, તેઓ કાયમી લંડનમાં જ રહે છે, તેમના વિસ્તારમાંથી થોડા મુસ્લિમ ભાઈઓ ભેગા મળીને હજ્જ પઢવા લંડનથી ડાયરેક બસ લઈને ગયા હતા,તેઓના સાથે અમારા એક સગા પણ ગયા, જેમને બધા મુસ્લિમ ભાઈઓ મળી ફ્રી માં લઈ ગયા,અને બસનું ભાડુ પણ એમના પાસેથી વસૂલ કર્યુ નહિં,ભાડાના બદલે હજ્જ પઢવા જનાર ભાઈઓ માટે ખાવું પકાવવાની જવાબદારી અમારા મજકૂર સગાને સોંપવામાં

આવી,એ રીતે ફ્રી માં લઈ ગયા,તો અમને મુંઝવણ ઉભી થઈ છે કે આ ભાઈ આવી રીતે ફ્રી માં હજ્જ પઢવા ગયા ગણાય તો આ ભાઈની હજ્જ કબૂલ થઈ શકે કે કેમ ?

**જવાબ(૩૮૬-૧૬):-** સદરહુ ભાઈએ ફર્ઝ હજ્જની નિય્યત કરીને હજ્જ અદા કરી હોય તો ફર્ઝ હજ્જ કબૂલ લેખાશે,ફરી અદા કરવી જરૂરી નથી, અને જો નફલ હજ્જની નિય્યત કરી હશે તો નફલ હજ્જ થશે,ફર્ઝ હજ્જ ફરીથી અદા કરવી પડશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(આલમગીરી:૧/૨૧૭)*

## મિસરી તારીખ પ્રમાણે હજ્જ થાય છે ?

**સવાલ(૩૮૭-૧૭):-** એક ભાઈનું કહેવું છે કે હાલમાં જે હજ્જ થાય છે તે મિસરી તારીખ મુજબ થાય છે,તો શું આ વાત ખરી છે ?

**જવાબ(૩૮૭-૧૭):-** એ ભાઈની વાત,ચાંદ જોયા વિના મિસરી તારીખ મુજબ હજ્જ થવા બાબત ખોટી છે,તહકીક (તપાસ) કર્યા વગર ખોટી વાત સાંભળી નકલ કરી છે,હકીકત એમ નથી,ત્યાંની ગવર્મેન્ટ ચાંદ જોવાની પુરી વ્યવસ્થા કરે છે,ચાંદ જોયા પછી એ'લાન થાય છે,અને તારીખ નવમી જિલહજ્જના રોજ સુન્ની મઝહબ મુજબ હજ્જ થાય છે,જો એ બાબત સંપુર્ણ કાળજી રાખવામાં આવે નહિં તો લાખોની હજ્જ ફાસિદ થઈ જાય,મકકહ મુકર્રમહ પશ્ચિમમાં હોવાથી અહિંયા કરતાં ચાંદ એક દિવસ અગાઉ દેખાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## હજ્જે કિરાન અદા થશે.

**સવાલ(૩૮૮-૧૮):-** એક માણસે હજ્જે કિરાન (એક એહરામ વડે હજ્જ અને ઉમરહ કરવા) ની નિય્યત કરી,ત્યારબાદ મકકહ મુકર્રમહમાં હરમ શરીફમાં પહોચ્યાં પછી સર્વપ્રથમ તવાફ કરે છે,પછી એ'લાન થયું કે આજે આઠમી જિલહજ્જ છે,અને બધાંએ મીના જવાનું છે,હવે મજકૂર માણસ તવાફે કુદૂમ કે સઈ કર્યા વિના જ મીના ચાલ્યો જાય છે,ત્યાર બાદ મજકૂર માણસ હજ્જે ઈફરાદના બધા જ અરકાનો અદા કરે છે, છેવટે તવાફે વિદાઅ વખતે એહતિયાત ખાતર હજ્જે કિરાન પૈકી જે ઉમરહની સઈ બાકી હતી તે કરે છે,તો તેની કઈ હજ્જ અદા થશે ? અગર હજ્જ કબૂલ નહિં થાય તો તેના ઉપર શું

વાજિબ છે કે જેનાથી તેની હજ્જ અદા થઈ જાય,તેમજ સઈ ન કરવા બદલ કંઈક દમ અથવા કફફારો આપે તો હજ્જ સહી થશે ? દમ અથવા કફફારો વાજિબ હોય તો તે જ વખતે આપવો જોઈએ કે પછી પાછળથી કોઈ પણ જગ્યાએ આપી શકે છે ?

**જવાબ(૩૮૮–૧૮):–** બીજી સઈ (સફા–મરવહ દર્મિયાન દોડવું) કરી લેવાથી હજ્જે કિરાન અદા થઈ જશે, દમ કે કફફારો વાજિબ થશે નહિં, સુન્નત વિરૂધ્ધ થયું,ઉમરહના કૃત્યો (તવાફ અને સઈ) અરકાને હજ્જ અગાઉ સુન્નત છે, આથી કિરાનનો દમે શુક્રિયહ દેવો પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયા: ૧/૨૫૮)*

## તમત્તુઅ કરવાથી દમ વાજિબ થશે.

**સવાલ(૩૮૯–૧૯):–** હમો રમઝાન શરીફમાં મકકહ મુકર્રમહ ગયા હતા,અને શવ્વાલ માસમાં મદીનહ શરીફની ઝિયારત માટે ગયા,મદીનહથી હમોએ પાછા ફરતી વખતે તમત્તુઅનો એહરામ બાંધ્યો હવે અમોને શું લાગુ પડશે ?

**જવાબ(૩૮૯–૧૯):–** એ લોકો મકકી (મકકા વાસી) ના હુકમમાં ગણાશે, અને મકકી અથવા મકકીના હુકમમાં જે લોકો લેખાતા હોય તેમના માટે તમત્તુઅ કે કિરાન કરવાની મનાઈ છે, જો કરશે તો દમે જિનાયત (જાનવર જબહ કરવું) વાજિબ થશે,સારાંશ કે તેઓ એક દમ આપે, શુક્રિયહનો બીજો દમ વાજિબ થશે નહિં. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.
(ઝુબ્દતુલ મનાસિકઃ ૨/૧૪. હિદાયાઃ ૧/૨૬૪)

## તવાફે વિદાઅ્ અધૂરો રહે તો ?

**સવાલ(૩૯૦–૨૦):–** એક માણસે તવાફે વિદાઅ્ની નિય્યત કરી,અને તવાફનો એક ચકકર લગાવ્યો,ત્યાર બાદ સાથીઓના ચાલ્યા જવાના લઈ બીજા ચકકર છોડી સાથીઓ સાથે ચાલ્યો ગયો,તો તેના ઉપર શું વાજિબ છે ? તેમજ સાઉદી આરબમાં રહેનારા ઉપર તવાફે વિદાઅ્ વાજિબ છે કે નહિં ?

**જવાબ(૩૯૦–૨૦):–** તેના ઉપર દમ (હરમ શરીફમાં બકરી જબહ કરી ફકીરોને વહેંચવી) વાજિબ છે, તવાફે વિદાઅ્ વાજિબ છે. *(શામી: ૩/૪૭૦.)*

જો જિલહજ્જની બારમી પહેલાં થોભવાની નિય્યત કરી હોય તો તવાફે વિદાઅ્ વાજિબ નથી મુસ્તહબ છે,બારમીની બાદની નિય્યત કરી હોય તો તવાફે વિદાઅ્ વાજિબ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી: ૩/૫૪૫)*

# પ્રકરણ – (૭)

# : નિકાહ :

## જે સ્ત્રીઓ સાથે નિકાહ હલાલ છે.

### મામા ભાઈના નિકાહ ફોઈ બહેન સાથે.

**સવાલ(૩૯૧–૧):–** એક માણસની બે પત્નિઓ છે, જેમાંથી બન્નેવને ઔલાદ છે,પહેલી પત્નિના છોકરાનો છોકરો અને બીજી પત્નિની છોકરીની છોકરી સાથે આપસમાં નિકાહ થઈ શકે કે નહિં ?

**જવાબ(૩૯૧–૧):–** દર્શાવેલ બાબતમાં નિકાહ જાઈઝ છે,કારણ કે છોકરા–છોકરી (દુલ્હા–દુલ્હન)માં મા–બાપ તરફથી હુર્મત (હરામપણાં) ની સગાઈ નથી,બન્નેવ મામા,ફોઈ,ભાઈ બહેન (મોરાય–ફોયાઈ) લેખાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી: ૪/૧૦૩)*

### બાપ–બેટાના નિકાહ અનુક્રમે માં–દિકરી સાથે.

**સવાલ(૩૯૨–૨):–** ઉમરની શાદી હમીદા સાથે થઈ ચુકી છે,હવે હમીદાની વાલિદહ,વિધવા છે,જે ઉમરના બાપ સાથે નિકાહ કરવા માંગે છે,તો ઉમરના બાપ હમીદાની માં સાથે નિકાહ કરી શકે છે ?

**જવાબ(૩૯૨–૨):–** ઉપરોકત નિકાહ દુરૂસ્ત લેખાશે, કોઈ પણ વાંધા વિના નિકાહ કરી શકે છે,ઉમરના બાપ અને હમીદાની માં વચ્ચે હુર્મત (હરામપણું) કોઈ પ્રકારની નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(શામી: ૪/૧૧૭. આલમગીરી: ૧/૨૭૭)*

### પિતરાઈ ભત્રીજાના નિકાહ પિતરાઈ ફોઈ સાથે.

**સવાલ(૩૯૩–૩):–** મારા સગા કાકાની દીકરી સાથે મારા છોકરાના નિકાહ

જાઈઝ છે ?

**જવાબ(૩૯૩–૩):–** એ થનાર નિકાહમાં કંઈ વાંધો નથી,કારણ કે તમારો છોકરો તમારી પિત્રાણ બહેનનો પિત્રાઈ ભત્રીજો થયો,જેમકે પિત્રાઈ ભાઈ સાથે નિકાહ દુરૂસ્ત છે. હાં,ફોઈના નિકાહ સગા ભત્રીજા સાથે હરામ છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(શામીઃ ૪/૯૯)*

## પિતરાઈ ભત્રીજાના નિકાહ પિતરાઈ ફોઈ સાથે.

**સવાલ(૩૯૪–૪):–** અહમદ,હનીફાનો પિત્રાઈ ભત્રીજો થાય છે, તો હનીફાના લગ્ન પિત્રાઈ ભત્રીજા સાથે થઈ શકે કે નહિં ? સગા અથવા સાવકા અથવા મત્રાઈ ભત્રીજા સાથે લગ્ન થઈ શકે કે નહિં ?

**જવાબ(૩૯૪–૪):–** એ નિકાહ (અહમદના હનીફા સાથે) કોઈ પણ વાંધા વિના દુરૂસ્ત છે,કારણ કે હનીફા,અહમદ માટે મોહર્રમાત (તે સ્ત્રીઓ જેમની સાથે નિકાહ હરામ હોય) માંથી નથી; અહમદ,હનીફાનો પિત્રાઈ ભત્રીજો થયો અને પિત્રાઈ ભત્રીજા સાથે નિકાહ દુરૂસ્ત છે,સગા અથવા સાવકા અથવા મત્રાઈ ભત્રીજા સાથે નિકાહ હરામ છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(શામીઃ ૪/૯૯. આલમગીરીઃ ૧/૨૭૩)*

## ફોઈના મરણ પછી ભત્રીજી સાથે નિકાહ.

**સવાલ(૩૯૫–૫):–** મારી ઓરત ગુઝરી ગઈ,જેથી મર્હૂમાના ભાઈ (મારા સાળાભાઈ) તેમની છોકરીના નિકાહ કરાવવા તૈયાર છે,સગાઈની રૂએ હું ફુવાજી અને છોકરી ભત્રીજી થતા હતાં,તો મરનાર ઓરતની ભત્રીજી સાથે નિકાહ થઈ શકે છે કે કેમ ?

**જવાબ(૩૯૫–૫):–** સાળાની છોકરી (મરનાર ઓરતની ભત્રીજી) જો તમારી મહરમ (જેની સાથે હંમેશા નિકાહ હરામ છે) ન હોય તો નિકાહ કરવામાં કંઈ વાંધો નથી, સગી ભત્રીજી તથા સગી ભાણેજ સાથે નિકાહ હરામ છે,એવી જ રીતે સગી ફોઈ–ભત્રીજીને એકી સાથે નિકાહમાં રાખવી હરામ છે, ફોઈના મૃત્યુ પછી તેણીની સગી ભત્રીજી સાથે નિકાહ કરવામાં વાંધો નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ૪/૧૧૭, હિદાયાઃ ૨/૩૦૭+૩૦૮)*

## મસિયાઈ ભાઈની દીકરી સાથે નિકાહ.

**સવાલ(૩૯૬-૬):-** એક છોકરો પોતાના મસિયાઈ ભાઈની દીકરી સાથે નિકાહ કરવા ઈચ્છે છે,જે બન્નેવમાં કાકા-ભત્રીજીની સગાઈ છે,તો શું નિકાહ જાઈઝ છે ?

**જવાબ(૩૯૬-૬):-** કુર્આન શરીફ અને હદીષ શરીફથી જેઓ વચ્ચે નિકાહ કરવા જાઈઝ નથી,તેઓ પૈકી આ નથી,જયારે માસી (ખાલા) ની છોકરી સાથે નિકાહ કરવા જાઈઝ છે,તો મસિયાઈ ભાઈની છોકરી સાથે નિકાહ કરવામાં કશો વાંધો નથી,આ સગા કાકા-ભત્રીજી નથી,માત્ર સગાઈના કારણે મોંહબોલા હોય છે,માટે બન્નેવ વચ્ચે નિકાહ થઈ શકે છે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે. *(શામી: ૪/૧૧૭. સૂરએ નિસા: ૨૪)*

## પતિની આગલી પત્નિનો છોકરો,અને પત્નિની આગલા પતિની છોકરી.

**સવાલ(૩૯૭-૭):-** એક માણસ એક સ્ત્રી સાથે શાદી કરે છે, મજકૂર માણસ પોતાની આગલી પત્નિથી જન્મેલ છોકરાના નિકાહ,મજકૂર પત્નિના આગલા ઘરની છોકરી સાથે કરે તો એ નિકાહ જાઈઝ છે ? મજકૂર છોકરો અને છોકરી ભાઈ-બહેન બની શકે કે નહિં ?

**જવાબ(૩૯૭-૭):-** મજકૂર પ્રકારના નિકાહ જાઈઝ છે, એમાં કોઈ વાંધો નથી,કુર્આનેપાક અને હદીષ શરીફમાં જેઓ સાથે લગ્ન કરવાની મનાઈ આવી છે તે પૈકી નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામી: ૪/૧૧૭. આલમગીરી: ૧/૨૭૭. સૂરએ નિસા: ૨૪)*

## પતિની આગલી પત્નિનો છોકરો,અને પત્નિની આગલા પતિની છોકરી.

**સવાલ(૩૯૮-૮):-** બકર નામની એક વ્યકિત છે,જેના નિકાહ આયશા નામની એક સ્ત્રી સાથે થયા હતા,અને આયશાના પેટ થી પાંચ છોકરા અને બે છોકરી પૈદા થઈ,ત્યાર બાદ આયશાનો ઈન્તિકાલ થઈ ગયો,આયશાના

ઈન્તિકાલ બાદ બકરે,મર્યમ નામની બીજી સ્ત્રી જે વિધવા હતી તેના સાથે નિકાહ કર્યા,જયારે વિધવા મર્યમ બકરના નિકાહમાં આવી ત્યારે તે તેના આગલા પતિથી જન્મેલ એક છોકરી સાથે લઈને આવી,બકરના નિકાહમાં આવ્યા બાદ,બકરે આયશાના પેટે જન્મેલ પોતાના પાંચ છોકરામાંથી એક છોકરા સાથે,મર્યમના આગલા પતિથી જન્મેલ છોકરીના નિકાહ કરાવી આપ્યા,તો પુછવાનું એ છે કે આ પ્રમાણે નિકાહ જાઈઝ છે ? મર્યમના નિકાહ પણ જાઈઝ છે ?

**જવાબ(૩૯૮-૮):-** દર્શાવેલ નિકાહ જાઈઝ છે,કારણ કે સદરહુ દંપત્તિમાં (ધણીની આગલી પત્નિનો પુત્ર અને ધણિયાણીના આગલા પતિની દીકરી) હરામ હોવાની સગાઈ નથી,બન્નેવના માં-બાપ અલગ છે,અને મર્યમના નિકાહ પણ જાઈઝ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામીઃ ૪/૧૧૭ઃ સૂરએ નિસાઃ ૨૪)*

## પોત્રાના નિકાહ,નવાસી સાથે.

**સવાલ(૩૯૯-૯):-** બે ભાઈ અને એક બહેન છે, તો ભાઈના છોકરાના નિકાહ, બહેનની નવાસી સાથે થઈ શકે છે ?

**જવાબ(૩૯૯-૯):-** જાઈઝ છે,બન્નેવમાં કોઈ પ્રકારની હુર્મત (હરામ હોવું) નથી,અરસપરસ મહરમ નથી,માટે નિકાહ જાઈઝ થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામીઃ ૪/૧૧૭. સૂરએ નિસાઃ ૨૪)*

## ભાણેજના નિકાહ પિતરાણ માસી સાથે.

**સવાલ(૪૦૦-૧૦):-** એક છોકરો પોતાની માંની કાકાબહેન (પિતરાણ માસી) સાથે નિકાહ પઢે તો જાઈઝ છે ?

**જવાબ(૪૦૦-૧૦):-** જયારે કાકાભાઈ (પિતરાઈ) ના નિકાહ, કાકાબહેન (પિતરાણબહેન) સાથે જાઈઝ છે તો મજકૂર નિકાહ સહીહ થવામાં કોઈ વાંધો નથી,એટલે માંની કાકાબહેન (પિતરાણ માસી) સાથે નિકાહ જાઈઝ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ ૪/૧૦૩)*

## ભાણેજના નિકાહ પિતરાણ માસી સાથે.

**સવાલ(૪૦૧–૧૧):–** મારી શાદી મારી સગી ફોઈની છોકરી સાથે થઈ છે, અને એ છોકરી મારી વાલિદહના કાકાની છોકરી એટલે કે મારી માસી છે, બહેન અને માસીનો સંબંધ થાય છે,તો શું એનાથી મારા નિકાહ જાઈઝ છે કે નહિં ?

**જવાબ(૪૦૧–૧૧):–** દર્શાવેલ છોકરી સાથે થયેલ નિકાહ દુરૂસ્ત છે, પિતરાણ માસી હોવાના લઈને નિકાહમાં કંઈ વાંધો આવશે નહિં, સગી માસી તથા સાવકી માસી (બાપ એક માં અલગ અલગ) અથવા મતરાઈ માસી (માં એક બાપ અલગ અલગ) ત્રણેવ પ્રકારની હરામ છે, પિતરાણ માસી મુહર્રમાત (જે સ્ત્રીઓ સાથે નિકાહ હંમેશા હરામ હોય તે) માંથી નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી: ૪/૧૦૩)*

## મુર્તદ સ્ત્રી સાથે નિકાહ .

**સવાલ(૪૦૨–૧૨):–** મારે એક હિન્દુ સ્ત્રી સાથે આજથી ૧૧ વર્ષ પહેલાં પ્રેમ થયો હતો,એટલે મેં તે સ્ત્રીને મારી જાતે પોતે કલિમા પઢાવી મુસ્લિમ બનાવી, મારા બે મુસ્લિમ મિત્રોની હાજરીમાં મેં અને એ સ્ત્રીએ આપસમાં જાતબક્ષી કરી હતી,અને આ બન્નેવ મુસ્લિમ મિત્રોને ગવાહ રાખ્યા બાદ હમોએ આપસમાં અમારો સંસાર માંડયો,પરંતુ એ ખાનગી રાખ્યું હતું,પછી મજકૂર સ્ત્રીએ કુફ્રની હરકતો કરી નાંખી,એટલે મેં તે સ્ત્રીથી સંબંધ તોડી નાંખ્યો છે, ફરી એ સ્ત્રી મારી સાથે સંબંધ બાંધવા મને મજબૂર કરે છે; તો શું તે સ્ત્રીને ફરી રાખી શકાય ?

**જવાબ(૪૦૨–૧૨):–** જો તેણીને રાખવી હોય તો કુફ્રથી સર્વપ્રથમ તૌબા કરાવી પાકી મુસલમાન બનાવો,પછી નવેસરથી નિકાહ વીધીસર પઢો,બીજું કંઈ કરવાની જરૂરત નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામી: ૪/૩૬૭. આલમગીરી: ૧/૨૮૨)*

## બિનમુસ્લિમ સગર્ભા સ્ત્રી સાથે નિકાહ.

**સવાલ(૪૦૩–૧૩):–** એક મુસ્લિમ છોકરાને બિનમુસ્લિમ છોકરી સાથે પ્રેમ હતો, મજકૂર છોકરાએ છોકરી સાથે વ્યભિચાર કર્યો હતો જેના કારણે છોકરી બે–પાંચ મહીનાથી સગર્ભા છે,હવે મજકૂર છોકરીને મુસલમાન બનાવી વ્યભિચાર કરનાર છોકરા સાથે નિકાહ કરી આપવા જાઈઝ છે ?

**જવાબ(૪૦૩-૧૩):-** મજકૂર છોકરી મુસલમાન થઈ જાય તો તેણી સાથે નિકાહ પઢવા જાઈઝ અને ઘણું જ સારૂ કાર્ય છે,અને તેણી સાથે સંભોગ પણ કરી શકે છે,કારણ કે હમલ તે જ માણસનો છે,પાંચ માસના હમલથી કંઈ ઉણપ ઉત્પન્ન થતી નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(હિદાયા: ૨/૩૧૦)*

## વ્યભિચાર કરાવનાર સ્ત્રીના નિકાહ બીજા પુરૂષ સાથે.

**સવાલ(૪૦૪-૧૪):-** એક કુંવારી (અપરિણીત) સ્ત્રી છે, તેને ત્રણ ચાર મહિનાનો હમલ રહયો છે,તેના સગા-સબંધી હાલમાં બીજા પુરૂષ સાથે નિકાહ કરવા માંગે છે,તો શરીઅત પ્રમાણે નિકાહ દુરૂસ્ત થશે કે કેમ ?

**જવાબ(૪૦૪-૧૪):-** દુરૂસ્ત લેખાશે,પરંતુ બાળક જન્મતાં સુધી સંભોગ જાઈઝ નથી,ઝીના (વ્યભિચાર કરનાર) નિકાહ કરે તો સંભોગ પણ કરી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(હિદાયા: ૨/૩૧૨. આલમગીરી: ૧/૨૮૦. શામી:૪/૧૪૧)*

## વ્યભિચાર કરનારના નિકાહ વ્યભિચાર કરાવનાર સ્ત્રી સાથે.

**સવાલ(૪૦૫-૧૫):-** ઉમર કહે છે,હામેલા ઓરત સાથે નિકાહ પઢવું જાઈઝ નથી,નિકાહ પઢાવનારના નિકાહ તૂટી જાય છે,અને ગુનેહગાર થાય છે, હમલ જો કે તે જ માણસનો હોય જેના નિકાહ કરાવવામાં આવે છે,તો એ વિષે શું હુકમ છે ?

**જવાબ(૪૦૫-૧૫):-** ઉમરનું એમ કહેવું કે હામેલાના નિકાહ પઢાવ્વા જાઈઝ નથી,નિકાહ પઢાવનારના નિકાહ તૂટી જાય છે,એ ખોટું છે,ઝિના વડે હામેલા થયેલ સ્ત્રીના નિકાહ,ઝાની સાથે અથવા ઝાની સિવાય બીજા સાથે પણ જાઈઝ છે,ઝાની (જેનાથી હમલ હોય) નિકાહ કરે તો સંભોગ પણ કરી શકે છે,અને ઝાની સિવાય બીજો નિકાહ કરે તો બાળક જન્મતાં સુધી સંભોગ કરવો હરામ છે,બાકી નિકાહમાં કાંઈ વાંધો કે ઉણપ આવશે નહિ,ઉપરોકત નિકાહ પઢાવનારના નિકાહ તુટશે નહિં,અલબત્ત નિકાહ વડે થયેલ હામેલા (જેનો હમલ-નસબ સાબિત છે) ના નિકાહ પઢવા પઢાવવા હરામ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયા: ૨/૩૧૨)*

## વ્યભિચારથી થયેલ સગર્ભા સ્ત્રી.

**સવાલ(૪૦૬–૧૬):–** એક સ્ત્રી,સગર્ભા છે,અને તેના નિકાહ મૌલૂદ શરીફ ને દિવસે શરીઅતના કાનૂન મુજબ,(વકીલ બે સાક્ષીઓ સાથે) થયા છે,તો શરીઅતની રૂએ કાંઈ વાંધો આવશે ?

**જવાબ(૪૦૬–૧૬):–** ઝિના (વ્યભિચાર) થી થયેલ સગર્ભાના નિકાહ કોઈ પણ જાતના વાંધા વિના થઈ જશે. નિકાહ પછી હમલની જાણ થવાથી પણ નિકાહમાં કોઈ ઉણપ આવશે નહિં, નિકાહ કરનાર પુરૂષના હમલ (ગર્ભ) હોય તો સંભોગ કરવામાં વાંધો નથી, નહિં તો બાળકના જન્મ થતાં સુધી સંભોગ કરવાની મનાઈ છે, સારાંશ કે ઝિના (વ્યભિચાર) ના હમલથી નિકાહ તુટશે નહિં. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(હિદાયાઃ ૨/૩૧૨. શામીઃ૧/૧૪૧)*

## ગેરમુકલ્લિદના નિકાહ,હનફી ઓરત સાથે.

**સવાલ(૪૦૭–૧૭):–** એક સુન્ની–હનફી પોતાની છોકરીના નિકાહ,એક એહલે હદીષ–ગેરમુકલ્લિદ સાથે કરી આપે અથવા નિકાહ કરવા ઈચ્છે તો એ નિકાહ શરીઅતની રૂએ જાઈઝ છે કે કેમ ?

**જવાબ(૪૦૭–૧૭):–** સુન્નિયહ–હન્ફિયહના નિકાહ,ગેરમુકલ્લિદ સાથે જાઈઝ છે,પરંતુ બેહતર નથી,કારણ કે છોકરી ગેરમુકલ્લિદ થઈ જવાનો ભય છે,જેથી નેક સુન્ની–હનફી સાથે નિકાહ કરાવવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયાઃ ૨/૩૨૦. આલમગીરીઃ ૧/૨૯૧)*

## નાબાલિગ છોકરાના નિકાહ,નાબાલિગ છોકરી સાથે.

**સવાલ(૪૦૮–૧૮):–**નાબાલિગ છોકરા કે છોકરીના નિકાહ જાઈઝ છે કે નહિં ?

**જવાબ(૪૦૮–૧૮):–** નાબાલિગ છોકરા કે છોકરીના નિકાહ વાલીએ અથવા વડીલે પઢાવેલ દુરૂસ્ત લેખાશે,એટલે વાલી અથવા વડીલ છોકરા કે છોકરી તરફથી ઈજાબ (નિકાહની રજૂઆત) અને કબૂલ (નિકાહને માન્ય રાખવું) કરે તો નિકાહમાં કંઈ ઉણપ આવશે નહિં, નાબાલિગના ઈજાબ અને કબૂલ બાતલ છે,શરીઅત તેને માન્ય રાખતી નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(હિદાયાઃ ૨/૩૧૬. આલમગીરીઃ ૧/૨૮૫)*

## દત્તક છોકરાના નિકાહ,પોતાની છોકરી સાથે.

**સવાલ(૪૦૯–૧૯):–** લેપાલક (દત્તક) છોકરો રાખી,તેનું નામ પણ સરકારી રજીસ્ટરમાં નોંધ કરાવ્યું છે, દત્તક છોકરા સાથે એ ભાઈ પોતાની છોકરીની શાદી કરાવવા ચાહે તો કરાવી શકે ?

**જવાબ(૪૦૯–૧૯):–** નિકાહ દુરૂસ્ત થશે,લેપાલક (દત્તક) છોકરો સગો ગણાતો નથી,માટે જેણે લેપાલક બનાવ્યો છે તે પોતાની છોકરીની શાદી,તેના સાથે કરાવી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી:૪/૧૦૩)*

## નિકાહ ન કરવાની વાલિદાએ કસમ આપી તે છોકરી.

**સવાલ(૪૧૦–૨૦):–** એક ભાઈના બે છોકરા છે, છોકરાના કાકાની છોકરી સાથે મોટા છોકરાની શાદીની વાત રજૂ કરી,જેને કાકીએ નકારી દીધી,આથી છોકરાની વાલિદાએ કસમ ખાધી કે મારા મરણ પછી તમો નાના છોકરા સાથે તે છોકરીની શાદી કરશો નહિં, જો તમો તે છોકરી સાથે શાદી કરશો તો તમને હું કયામતના દિવસે પકડીશ,તો શું મજકૂર શાદી કરવાથી ગુનોહ લાગુ પડશે ? અને તે શાદી થઈ શકે કે નહિં ? એનો ખુલાસો આપશો.

**જવાબ(૪૧૦–૨૦):–** દર્શાવેલ છોકરી સાથે નિકાહ કરશે તો દુરૂસ્ત લેખાશે,માતાના ઉપરોકત કથનથી નિકાહમાં કોઈ વાંધો આવતો નથી,પરંતુ માતાની વસિય્યતનું ઉલંઘન (નાફરમાની) કરવાથી ગુનોહ લાગુ પડશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી: ૪/૯૯)*

## બિન સૈય્યિદના નિકાહ સૈય્યિદ સ્ત્રી સાથે.

**સવાલ(૪૧૧–૨૧):–** આમ મુસલમાનનાં નિકાહમાં,બુખારી–સૈય્યિદ અથવા ગૌષુલ આ'ઝમ (રહ.) ની નસલવાળા સૈય્યિદની છોકરી લાવી શકાય ?

**જવાબ(૪૧૧–૨૧):–** તેણીની રજાથી નિકાહ દુરૂસ્ત ગણાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયા: ૨/૩૧૪. આલમગીરી: ૧/૨૯૩)*

## અઢી વર્ષની ઉંમર થયા પછી દૂધ પીનાર છોકરી.

**સવાલ(૪૧૨–૨૨):–** મર્યમ અને ફાતિમાં બે બહેનો છે, મોટી બહેન મર્યમ ને

જયારે છોકરી અમીના પૈદા થઈ ત્યારે તેને દૂધ ચઢી ગયું હોવાથી દૂધ ન આવ્યું,એટલે તેણે પોતાની નાની બહેન (ફાતિમાં) જે બાર વર્ષની કુંવારી હતી તેને દૂધ ચુસવાનું કહયું,નાની બહેને દૂધ ચુસ્યું અને તે પી પણ ગઈ, હવે શું નાની બહેન (ફાતિમાં) ના નિકાહ,મોટી બહેન મર્યમના દેવર સાથે થઈ શકે છે ? શું શરીઅત પ્રમાણે આ દૂધની સગાઈ સાબિત થાય ?

**જવાબ(૪૧૨-૨૨):-** દૂધની સગાઈ સાબિત થશે નહિ,કોઈ પણ જાતના વાંધા વિના નિકાહ કરી શકે છે, અઢી વર્ષની અંદર દૂધ પીવાથી સગાઈ સાબિત થાય છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(શામી:૪/૩૯૩,આલમગીરી: ૧/૩૪૨. હિદાયા: ૨/૩૫૦)*

# જે સ્ત્રીઓ સાથે નિકાહ હરામ છે.

## વ્યભિચાર કરાવનાર માં-બેટી.

**સવાલ(૪૧૩-૨૩):-** એક મુસલમાન ભાઈએ એક મુસલમાન સ્ત્રી સાથે ઝિના કર્યો છે,અને પછી મજકૂર ઓરતની છોકરી સાથે જ મજકૂર ભાઈએ ઝિના કર્યો,હવે મજકૂર પુરૂષ મજકૂર સ્ત્રીની મજકૂર છોકરી સાથે શાદી કરવા ચાહે છે,તો આ રીતે આ છોકરી સાથે નિકાહ થઈ શકે ?

**જવાબ(૪૧૩-૨૩):-** ઉપરોકત પુરૂષના નિકાહ પોતાની મઝનિયહ (ઝિના કરેલ સ્ત્રી) ની છોકરી સાથે હરામ છે,અને છોકરી સાથે ઝિના કરવાથી તેણીની માં પણ હરામ થઈ ગઈ; હનફી સરણીમાં જેમ નિકાહથી હુર્મતે મુસાહરત (સાસરી સગાઈ) સાબિત થાય છે,તેવીજ રીતે ઝિના (વ્યભિચાર) થી પણ સાબિત થશે,એટલે પરણિત સ્ત્રીની માં-બેટી નિકાહ કરવાથી હરામ છે,મઝનિયહ (ઝિના કરેલ સ્ત્રી) ની માં-બેટી પણ હરામ છે,સારાંશ કે નિકાહ દુરૂસ્ત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(હિદાયા: ૨/૩૦૯. શામી: ૪/૧૦૭)*

## સસરા સાથે વ્યભિચાર કરાવનાર સ્ત્રી.

**સવાલ(૪૧૪-૨૪):-** બાપ (સસરા) ની સાથે છોકરાની પત્નિ ઝિના-વ્યભિચાર કરાવે તો છોકરાના નિકાહ તેની પત્નિ સાથે રહે કે તૂટી જાય ?

નિકાહ ના તુટતા હોય તો એવી સ્ત્રીને ઘરમાં રાખવી કે પછી છુટી કરી દેવી ? કારણ કે આ માણસો તો કાયમના ઘરમાં રહેવાવાળા કહેવાય,જેનો ખુલાસો કરશો.

**જવાબ(૪૧૪-૨૪):-** સસરાના સંભોગ કરવાથી તેણી,છોકરા ઉપર હંમેશના માટે હરામ થઈ ગઈ,છોકરાની (પત્નિ છોકરા માટે) માં સમાન ગણાશે. જેમકે નિકાહની ભરોષાપાત્ર કિતાબોમાં વિગતવાર વર્ણન છે,માટે તેણીને તલાક દઈ છુટી કરી દેવી જોઈએ,ઘરમાં રાખવી હરામ છે,જયાં સુધી તલાક ન આપે અને તેની ઈદ્દત પુરી ન થઈ જાય ત્યાં સુધી તેણી બીજા સાથે નિકાહ કરી શકતી નથી એટલે તલાક દેવી જરૂરી છે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે.

*(હિદાયાઃ ૨/૩૦૯. શામીઃ ૪/૧૦૭)*

## સ્ત્રી સાથે વ્યભિચાર કરવાથી તેણીની છોકરી હરામ થશે.

**સવાલ(૪૧૫-૨૫):-** હાશિમે ફાતમાંના સાથે ઝિના (વ્યભિચાર) કર્યો,અને પાછળથી તેની છોકરી આમેના સાથે મહોબ્બત થઈ,અને એવી મહોબ્બત કે હાશિમ અને આમિનાની શાદી ન થાય તો બન્નેવ જરૂર આપઘાત કરે એમ છે, તેઓને સમજાવતાં સમજતાં નથી, તો આવા ટાઈમે વસ્તીવાળાઓએ શું કરવું ? બન્નેવને આપઘાત કરવા દેવો કે નિકાહ પઢાવી દેવી ? હાશિમે છોકરીની માં સાથે ઝિના કર્યો એનો ગવાહ ફકત એક જ છે,અને હાશિમ જાુઠું બોલે છે કે મેં ઝિના કર્યો નથી તો આવા ટાઈમે ફાતમાંની છોકરી આમિના સાથે હાશિમની શાદી કરવી કે કેમ ?

**જવાબ(૪૧૫-૨૫):-** દર્શાવેલ વિગત (છોકરીની માં સાથે ઝિના બાબત) જો સત્ય હોય તો શકય સુધી નિકાહ અટકાવવા પ્રયાસ કરવો જોઈએ,ભલે આપઘાત કરે તે બન્નેવ ગુનેહગાર થશે.એક ગવાહથી ઝિના પુરવાર થશે નહિં અને એ માણસ પોતે ઝિનાનો નકાર કરે છે તો કઝાની રૂએ હુર્મતે નિકાહ (નિકાહના હરામ હોવા) નો હુકમ લગાડી શકતા નથી જો એ જાુઠું બોલ્યો હશે વાસ્તવમાં એણે ઝિના કર્યો છે તો ખુદાપાકના નજીક નિકાહ હરામ થશે કાઝીના નિકાહ પઢાવવાથી હલાલ થશે નહિં જેમ ઝિનાથી હુર્મતે મુસાહરત (સાસરા સગાઈ) સાબિત થાય છે તેમ ચુંબનથી શહવત સહિત અડવાથી પણ સાબિત થશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(હિદાયાઃ ૨/૩૦૯)*

## શાદીસુધા–પરણિત સ્ત્રી સાથે નિકાહ હરામ છે.

**સવાલ(૪૧૬–૨૬):–** અકબર પોતાની શાદી થયા બાદ પોતાના મા–બાપ અને એક પરાયા માણસ જે મુસલમાન છે તેઓ સાથે કામ ધંધા માટે વતનથી બહાર નીકળયો,ચારેવ મળી સાથે ધંધો કરતા હતા,અને સાથે જ રહેતા હતા, પરાયા માણસની ઓરત ગુજરી ગઈ છે,વતનના લોકો પરાયા માણસને સાથે રાખવા મનાઈ કરતા હતા,કે એ પરાયાને સાથે ન રાખો,થોડા દિવસો પછી અકબરના સસરાએ,અકબરને લખ્યું કે એ પરાયા માણસને અલગ કરો,લોકો શિકાયતો કરે છે,ખૈર પાછળથી તપાસ કરવાથી ખબર પડી કે એ પરાયા માણસને જુદો કર્યો નથી,જેથી અકબરના સસરા પોતાની છોકરીને પોતાના ઘેર લઈ ગયા,છોકરીના બાપને ફરિયાદ માત્ર પરાયા માણસને ઘરમાં રાખવાની હતી,એમાં અકબર અને તેના બાપનો વાંક નથી, અકબરના સસરા ને એ શક ઉત્પન્ન થયો કે પરાયો માણસ અકબરની માં સાથે નાજાઈઝ સંબંધ રાખે છે,એટલા માટે અકબરના સસરાએ પોતાની છોકરીના નિકાહ, તલાક વગર બીજા માણસ સાથે કરી દીધા છે;

**નોટઃ–** છોકરીના બાપે અકબરની માં ને પુછયું કે એ પરાયા માણસને શા માટે રાખો છો? તો અકબરની માં એ કહયું કે એ નામર્દ (નપુંસક) છે,એ માટે શું વાંધો છે,તો અકબરના સસરાએ પુછયું કેમ જણાયું કે એ પરાયા નામર્દ છે, જેનો જવાબ અકબરની માં એ આપ્યો કે બીજી એક ઓરતને પુછવાથી જણાયુ;

તો વગર તલાકે જે બાપે પોતાની છોકરીના બીજા સાથે નિકાહ કરાવ્યા એ જાઈઝ છે ?

**જવાબ(૪૧૬–૨૬):–** નિકાહ ફાસિદ છે,કારણ કે કુર્આન મજીદમાં *''વલ મોહસનાતિ મિનન્નિસાઈ''* એટલે હરામ છે તમારા ઉપર નિકાહવાળી સ્ત્રીઓ છુટાછેડા વગર. (મોહસનાત તે સ્ત્રીઓ જે બીજાના નિકાહમાં હોય) એ માટે તે છોકરીને પહેલાં ધણીના હવાલે કરી દેવી જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(સૂરએ નિસા)*

## તલાક લીધા વગર બીજા નિકાહ હરામ છે.

**સવાલ(૪૧૭–૨૭):–** એક સ્ત્રીની શાદી થયા પછી દોઢ વર્ષે તેનો ધણી બીજા ગામે ચાલ્યો ગયો છે,હવે તે સ્ત્રી બીજા નિકાહ કરવા માંગે છે,તો આ રીતે બીજા નિકાહ કરી શકે કે કેમ ?

**જવાબ(૪૧૭–૨૭):–** ધણીની તલાક લીધા વગર તેણી બીજા સાથે નિકાહ કરી શકતી નથી,નિકાહ કરશે તો નિકાહ હરામ લેખાશે,જેમકે કુર્આન શરીફમાં છે *" વલ મુહસનાતિ મિનન્નિસાઈ "* અર્થાત નિકાહ હરામ છે,પરણેતર સ્ત્રીઓ સાથે જયાં સુધી નિકાહમાંથી છુટી જાય નહિં,જેથી તલાક પ્રાપ્ત કરવી જરૂરી છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામીઃ ૪/૧૦૦. આલમગીરીઃ ૧/૨૮૦)*

## ત્રણ તલાક આપી તુરંત નિકાહ પઢવા હરામ છે.

**સવાલ(૪૧૮–૨૮):–** એક હિન્દુ બહેન મુસલમાન થઈ પછી તેણે એક મુસલમાન પુરૂષ સાથે નિકાહ કર્યો, તેણીને ત્રણ બાળકો પણ થયા,પછી તેણીના ધણીએ ત્રણ તલાક આપી દીધી,પછી તે બહેન મુર્તદ થઈ ગઈ,પછી અલ્લાહે તેણીને હિદાયત આપી તો ફરી મુસલમાન થઈ ગઈ,હવે આ બહેન, મજકૂર ધણી જેણે ત્રણ કલાક આપી હતી તેના સાથે ફરીથી નિકાહ કરે તો હલાલાની જરૂરત છે કે નહિં,હલાલા વિના નિકાહ દુરૂસ્ત લેખાશે ?

**જવાબ(૪૧૮–૨૮):–** હલાલહ કરવું જરૂરી છે,મુર્તદ થવાથી (ઈસ્લામ ત્યજી બીજો ધર્મ ગ્રહણ કરવાથી) હલાલહનો હુકમ બાતિલ થશે નહિં,જેમકે શામી માં વિગતવાર વર્ણન છે,સારાંશ કે હલાલહ વગર તેણી પહેલાં ધણી (ત્રણ તલાક આપનાર) માટે હલાલ થશે નહિં,કેવળ નિકાહ અથવા કફ્ફારો કાફી નથી. એજ અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયાઃ ૨/૩૯૯)*

## યહૂદી અને નસરાની સ્ત્રીઓ સાથે નિકાહ.

**સવાલ(૪૧૯–૨૯):–** આજ કાલ કેટલાક લોકો, યહૂદી અને નસરાની સ્ત્રીઓ સાથે શાદી કરે છે,અને એમ માનવામાં આવે છે કે તેણી પોતાના દીન ઉપર રહે અને મુસલમાન શાદી કરનાર પોતાના દીન ઉપર રહે,તો આ માન્યતા ખરી છે કે ખોટી ?

**જવાબ(૪૧૯–૨૯):–** એહલે કિતાબ (આસમાની કિતાબ માનનાર) સ્ત્રી ખરી રીતે પોતાના દીન ઉપર કાયમ હોય તો બેશક તેણી સાથે નિકાહ કરવા

જાઈઝ છે,પરંતુ આજ કાલની એહલેકિતાબની સ્ત્રીઓ વિષે આલિમોનો આ મત છે કે તેઓ પોતાના દીન ઉપર કાયમ નથી,તેઓ નાસ્તિક છે,તેથી તેને મુસલમાન કર્યા વગર નિકાહ કરવા જાઈઝ નથી,મુસલમાન બનાવી નિકાહ પઢવામાં આવે તો વાંધો નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામી: ૪/૧૨૫ તથા ૧૩૪)*

## શીયા અને સુન્નીના નિકાહ.

**સવાલ(૪૨૦-૩૦):-** (અ) શીયા છોકરાના લગ્ન સુન્ની છોકરી સાથે દુરૂસ્ત છે ? (બ) શિયા કૌમના છોકરાના નિકાહ સુન્ની છોકરી સાથે થઈ શકે છે?

**જવાબ (૪૨૦-૩૦):-** (અ) જે શીયાના અકીદાઓ કુફ્રિયા છે,જેમકે હઝરત અલી (રદિ.) ને ન માનવું,હઝરત સિદ્દીક (રદિ.) નો સહાબા હોવાનો ઈન્કાર કરવો, હઝરત આયશા (રદિ.) પર બોહતાન બાંધવું વિગેરે,હોય તેઓ કાફિર છે, સુન્ની છોકરી સાથે નિકાહ નથી કરી શકતો,નિકાહ પઢાવવાથી ઈન્કાર કરે,એ વિનાના શીયાઓ ફાસિક છે,તેમના નિકાહ દુરૂસ્ત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(ઈમ્દાદુલ ફતાવા:૨/૨૨૬)*

(બ) શિયા જે આપના લખાણ મુજબ હઝરત અલી(રદિ.) ઉપરોકત બીજા સહાબાને માનતો ન હોય અને ગાળો આપતો હોય એવા અકીદાવાળાને સુન્ની છોકરી આપવી જાઈઝ નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(ફતાવા દારૂલઉલૂમ:૭/૨૭૧)*

## રાફજી વ્હોરા અને સુન્નીના નિકાહ.

**સવાલ(૪૨૧-૩૧):-** અમારા સંબંધીની છોકરી જે હાલ પણ કોલેજમાં અભ્યાસ કરે છે,તેણી સુન્ની છે અને રાફજી વ્હોરા કૌમના એક છોકરા સાથે મહોબ્બત કરે છે,તેવી બાબતને રોકવા માટે છોકરીના માં-બાપ તથા બીજા સગા-સબંધીઓએ બનતા ઘણાં જ પ્રયાસો કર્યા,પંરતુ તે તમામ કોશીષો નાકામ્યાબ થઈ છે.

સદરહુ છોકરી,મજકૂર વ્હોરા કૌમના છોકરા સાથે સુન્ની ઈસ્લામી શરીઅત મુજબ નિકાહ કરી લેવા તૈયાર છે, તે પ્રમાણે છોકરો પણ સુન્ની નિકાહ વીધી મુતાબિક નિકાહ કરવા તૈયાર છે.

ઉપરની બાબતથી છોકરીના માં–બાપ વિગેરે ઘણી મુંઝવણમાં મુકાઈ ગયેલા છે,કે હવે આ બાબતે શું કરવું ? કારણ કે જો છોકરીના નિકાહ ન કરી આપીએ તો છોકરી તે છોકરા સાથે નાસી જાય એમ છે,અને છોકરાના વાલી ઓ તો સુન્ની વિધી મુતાબિક નિકાહ કરી લે તે રીતે રાજી છે.

માનવંત્તા મુફતી સાહેબ ! નીચેના પ્રશ્નોનો વિગતે સ્પષ્ટ જવાબ તાકીદે આપવા મહેરબાની કરશો.

(૧) સદરહુ છોકરો જાતે રાફજી વ્હોરા કૌમનો હોય તેની સાથે સુન્ની વિધી મુતાબિક નિકાહ પઢાવી શકાય કે કેમ ?

(૨) જો તે નિકાહ કરવામાં આવે તો તે શરીઅતની રૂએ જાઈઝ છે ?

**જવાબ(૪૨૧–૩૧):–** સદરહુ છોકરો રાફજી કુફ્રિયહ માન્યતાઓ જેમકે હઝરત અલી (રદી.) ને ખુદા માનવા, હઝરત આયશા (રદિ.) ના ઉપર ઝિનાની કલંક લગાડવી વિગેરે ધરાવતો હોય છે. જયાં સુધી એનાથી તૌબા કરી પાકો સુન્ની નહિં બને ત્યાં સુધી નિકાહ દુરૂસ્ત નથી,ભલેને સુન્ની વિધીસર નિકાહ પઢવામાં આવે,અને કુફ્રિયહ માન્યતાવાળો ન હોય તો નિકાહ થઈ જશે,પંરતુ છોકરી રાફજી થઈ જવાનો ભય હોવાથી નિકાહ યોગ્ય નથી,આથી એ રાફજી છોકરાને સુન્ની બનાવી નિકાહ કરવામાં આવે, નહિં તો છોકરીના મનપસંદ એવા સુન્ની છોકરા સાથે નિકાહ પઢાવી દેવામાં આવે, છોકરીની આખિરત બગડવી ન જોઈએ. એજ ખુદાપાક વધુ જાણનાર છે.

*(ફતાવા દારૂલ ઉલૂમ,૮/૨૭૧ ઈમ્દાદુલ ફતાવા,૨/૨૨૬)*

## અલગ અકીદાવાળા પતિ પત્નિ.

**સવાલ(૪૨૨–૩૨):–** મારો ભાણેજ દાઉદી વ્હોરા કૌમની છોકરી સાથે શાદી કરવા ચાહે છે, તેણી ભણેલી છે પરંતુ પોતાના મઝહબથી વધુ વાકિફ નથી, છોકરી પોતાનો મઝહબ ઈસ્લામ હોવાનું સ્વીકારે છે,અને કલિમો પણ પઢે છે,પરંતુ તેણીનું કહેવું છે કે પોતે પોતાના માં–બાપ ભાઈ વિગેરેથી અલગ ન પડી જાય તે માટે મારો ભાણેજ દેખાવો અને બતાવવા ખાતર પોતાના વડા મુલ્લાંજીથી મિષાક લેવાનું અને તેમના હાથે (નિકાહ) પઢાવવાનું કહે છે તો શરીઅતનો શું હુકમ છે ?

છોકરી પોતાના અકીદા પર અને છોકરો પોતાના અકીદા પર રહી

નિકાહ કરે તો જાઈઝ છે ? છોકરીને કલિમો પઢાવવો હોય તો કેટલા સાક્ષીઓ જોઈએ ? છોકરી ભણેલી છે,માટે દલીલો સાથે જવાબ આપશો.

**જવાબ(૪૨૨-૩૨):-** દર્શાવેલ ઉકત વિધીથી એટલે વડા મુલ્લાંજીનું મિષાક લેવું અને દાઉદી વ્હોરા છોકરી સાથે નિકાહ પઢવામાં ઈમાન જવાનો ભય છે, અમૂક રાફઝીયોના અકીદા (માન્યતાઓ) કુફ્રિયહ છે,જેમકે હઝરત અલી (રદિ.) ને ખુદા માને છે, હઝરત સિદીક (રદિ.) ના સહાબી હોવાને નકારે છે, હઝરત આયશા (રદિ.) ઉપર ઝિનાની તોહમત લગાવે છે,એવી માન્યતાવાળી છોકરી સાથે નિકાહ દુરૂસ્ત નથી જો સદરહુ છોકરી સાથે જ નિકાહ પઢવા હોય તો તેણીને પાકી મુસલમાન બનાવી,ઈસ્લામી વિધીસર નિકાહ કરે.

<u>તા.ક.:</u> છોકરી ખાતર ઈમાન બગાડે નહિ. વલ્લાહુ આ'લમ.

*(શામીઃ ૪/૧૩૫)*

## એકી સાથે બે બહેનોને નિકાહમાં લાવવી.

**સવાલ(૪૨૩-૩૩):-** એક માણસે શાદી કરી,અને ફરી પાછી તેની સાળીના સાથે શાદી કરે તો શું આ શાદી જાઈઝ છે કે નહિં ? પહેલી ઓરતને ઔલાદ છે,તે છોકરીઓની શાદી થઈ ગઈ છે,હવે બીજી ઓરતની ઔલાદની સાથે કોઈ ભાઈ શાદી કરે તો શું થઈ શકે છે ? શું એ જાઈઝ છે ?

**જવાબ(૪૨૩-૩૩):-** બે બહેનોને નિકાહમાં ભેગી કરવી હરામ છે, જેમકે કુર્આન શરીફમાં છે *"વ અન તજમઉ બય્નલ ઉખ્તૈન"* આથી સાળી સાથે નિકાહ,તેની બહેન નિકાહમાં હોવાની હાલતમાં બાતિલ લેખાશે. સંભોગ હરામ અને ઔલાદ હરામી કહેવાશે, એવી હરામી ઔલાદ,હલાલીની કુફૂ (બરાબર) ગણાશે નહિં, તે છતાં શરીઅતની વીધી મુજબ (બે ગવાહો સમક્ષ ઈજાબ અને કબૂલ કરવા સાથે) નિકાહ કરશે તો નિકાહ દુરૂસ્ત લેખાશે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામીઃ ૪/૧૧૫ તથા ૧૧૬. આલમગીરીઃ ૧/૨૭૭)*

## બે સાવકી બહેનો સાથે નિકાહ.

**સવાલ(૪૨૪-૩૪):-** એક માણસના નિકાહમાં ઘણાં વર્ષથી એક સ્ત્રી છે, હવે તે સ્ત્રીની સાવકી બહેને એટલે બાપ એક અને માં જુદી બનેવીને પોતાની જાત

બક્ષિ દીધી છે,જેના કોઈ ગવાહ પણ નથી,મજકૂર સાવકી બહેન ત્રણથી ચાર મહિનાથી બનેવી સાથે સોહબત કરાવે છે તો આ માટે તેની ઓરત (પત્નિ) માટે શું હુકમ છે ?

**જવાબ(૪૨૪-૩૪):-** સાવકી સાળીના નિકાહ બનેવી સાથે બાતિલ છે, દુરૂસ્ત લેખાશે નહિં, કારણ કે બે બહેનોને,સગી હોય કે સાવકી હોય નિકાહમાં ભેગી કરવી હરામ છે,જેમકે કુર્આનમાં છે *"વ અન તજમઉ બયનલ ઉખ્તૈન"* અર્થાત બે બહેનોને નિકાહમાં ભેગી કરવી હરામ છે.

વળી નિકાહમાં ઈજાબ અને કબૂલના સમયે બે ગવાહો શર્ત છે, જેથી ગવાહો વિના સ્ત્રીના જાત બક્ષવાથી નિકાહ દુરૂસ્ત થશે નહિં, સારાંશ કે આ નિકાહ શરઈ વીધીસર થયા જ નથી,આથી છુટાછેડા લેવાની જરૂરત નથી, સાળી કોઈ પણ જાતના વાંધા વિના બીજા નિકાહ કરી શકે છે, બનેવીએ રાખવી અને છુટી ન કરવાથી સખ્ત ગુનેહગાર થઈ અઝાબને પાત્ર થશે. અને સંભોગ ઝિના લેખાશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામીઃ ૪/૧૧૫ તથા ૧૧૬. આલમગીરીઃ ૧/૨૭૭)*

## રઝાઈ (દૂધશરીક) બહેન સાથે નિકાહ.

**સવાલ(૪૨૫-૩૫):-** એક માણસે પોતાની નાનીનું દૂધ પીધુ હતું, હવે એ માણસના નિકાહ પોતાની સગીખાલા (રઝાઈ બહેન) ની છોકરી (દૂધ પીવડાવનારની નવાસી) સાથે જાઈઝ છે કે નહિં ? જો હરામ હોય અને નિકાહ થઈ ગયા હોય તો શું હુકમ છે ? નિકાહને ૨૫ (પચ્ચીસ) વર્ષ થઈ ગયા છે, અને ચાર છોકરા પણ છે બે છોકરીઓની તો શાદી પણ થઈ ગઈ છે, અને તેમને પણ બાળકો છે,મસ્અલાની ખબર ન હતી જેથી આ પ્રમાણે થયું છે, હવે એ માણસ શું કરે ? તેની ઔલાદનું નસબ તેનાથી સાબિત છે કે નહિં ? એ ઔલાદ તેની વારિસ થશે કે નહિં ? જો એ માણસ,નિકાહ જાઈઝ ન હોવાની શકલમાં પોતાની રઝાઈ ભાણેજ થવાથી પોતાના પાસે એક ઘરમાં રાખવા ચાહે તો રાખી શકે કે નહિં ?

**જવાબ(૪૨૫-૩૫):-** બહેનની ઔલાદ અને ઔલાદની ઔલાદ ભાઈ પર હરામ છે,અને આ સગાઈની સૂરતમાં નસબ અને રિઝાઅ (દૂધ પીવડાવવાથી સાબિત થતી સગાઈ) નો એક જ હુકમ છે, પુછેલી સુરતમાં ખાલા (માસી)

કેમકે રઝાઈ બહેન પણ છે એ માટે તેની છોકરીથી નિકાહ થઈ શકતા નથી,એ માટે મજકૂર નિકાહ બાતિલ થયા. મુફતીયોએ એજ કથનને તર્જીહ (પ્રાધાન્ય) આપેલ છે, અને બાતિલ નિકાહમાં નસબ સાબિત થતુ નથી,એટલા માટે એ નિકાહની બધી ઔલાદનું નસબ સાબિત થતું નથી, એટલા માટે તેઓ વારિસ પણ થશે નહિં, તેણીને તુરત જ નિકાહમાંથી જુદી કરવું જરૂરી છે,અને તેણીને પોતાના સાથે એકજ ઘરમાં રાખવાનો બિલકૂલ અધિકાર નથી,જુદા ઘરમાં તેણીને રાખે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે.

*(ઈમ્દાદુલ ફતાવાઃ ૨/૫૧૪ તથા ૫૧૫. શામીઃ ૪/૧૦૧ તથા ૧૦૫)*

## દૂધશરીક ભત્રીજી સાથે નિકાહ.

**સવાલ(૪૨૬-૩૬):-** રૂકૈયાની છોકરી આબેદા અને નવાસો ઉમર સાથે રમતાં હતાં, તે વખતે રૂકૈયાના ઘરમાં ઝઘડો થતો હતો ત્યારે રૂકૈયાએ કહયું કે લાવો બચ્ચાંને દુધ પીવાડું, તો એક બાઈએ ઉતાવળમાં રૂકૈયાને તેનો નવાસો દૂધ પીવાડવા ભુલથી આપી દીધો તો રૂકૈયાએ પોતાની છોકરી આબેદા સમજી દૂધ પીવડાવ્યું, પાછળથી જણાયું કે નવાસાને દૂધ પીવાડયું, હવે રૂકૈયા પોતાની પૌત્રી ઝુબેદાની શાદી,નવાસા ઉમર સાથે કરવા ચાહે તો શું એ જાઈઝ છે ?

**જવાબ(૪૨૬-૩૬):-** નવાસો ઉમર ભલે ભૂલથી દૂધ પીવાડવાથી રિઝાઈ છોકરો થયો,માટે રૂકૈયાની પૌત્રી ઝુબેદા સાથે નિકાહ (રિઝાઈ સગાઈના લઈ કાકા-ભત્રીજી થવાના કારણે) દુરૂસ્ત નથી,જેમકે સગા કાકા સાથે ભત્રીજીના નિકાહ હરામ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામીઃ ૪/૧૦૧ તથા ૧૦૫. આલમગીરીઃ ૧/૨૭૭)*

## માસીનું દૂધ પીનાર છોકરી,માસીના છોકરા માટે હરામ.

**સવાલ(૪૨૭-૩૭):-** ફાતિમા,મોટી બહેન છે તેણીના બે છોકરા છે, અને આયશા,નાની બહેન છે,તેણીને એક છોકરી છે,આયશાને બીમારી હોવાના કારણે આયશાની છોકરીએ ફાતિમાંનુ (માસીનું) દૂધ પીધું તો આયશાની છોકરી દૂધની સગાઈના લઈને ફાતિમાના બન્નેવ છોકરાઓ માટે હરામ થઈ જશે ?

**જવાબ(૪૨૭-૩૭):-** દૂધશરીક ભાઈ-બહેનની સગાઈ હોવાથી ફાતિમાના

બન્નેવ છોકરાઓ સાથે આયશાની છોકરીના નિકાહ હરામ થઈ જશે,એક જ સ્ત્રીના (માંના) ભાઈ–બહેન લેખાશે,જેથી પરસ્પર નિકાહ બાતલ ઠરશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ ૪/૧૦૫)*

# નિકાહ સહીહ થશે.

## એક ખુત્બા વડે બે નિકાહ પઢાવવા.

**સવાલ(૪૨૮–૩૮):–** એક વખતમાં બે નવશાહની નિકાહખ્વાની હોય તો નિકાહ પઢાવનાર એક જ ખુત્બો પઢે તો ચાલે અથવા બે ખુત્બા પઢવા પડે ?

**જવાબ(૪૨૮–૩૮):–** એક જ ખુત્બો કાફી છે, અલગ અલગ બન્નેવ માટે ખુત્બો જરૂરી નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામીઃ ૪/૬૬. આલમગીરી)*

## ગવાહોનું નામ નિકાહ વખતે ન લેવું.

**સવાલ(૪૨૯–૩૯):–** એક માણસના નિકાહ કાઝીએ પઢાવ્યા,પછી કેટલાક લોકોએ કહયું કે કાજીએ જે ચાર ગવાહો હતા અને હાજિરે મજલિસનું વર્ણન કર્યુ નથી તો શું એ નિકાહ સહીહ થઈ જશે ?

**જવાબ(૪૨૯–૩૯):–** દર્શાવેલ નિકાહ સહીહ ગણાશે,નિકાહમાં કંઈ ઉણપ નથી,અમૂક લોકોનો આક્ષેપ ખોટો છે,ઈજાબ અને કબૂલના સમયે ઓછામાં ઓછા બે ગવાહો શર્ત છે,ઈજાબ અને કબૂલમાં તેમનું નામ લેવું (બોલવું) જરૂરી નથી,બન્નેવ ગવાહોનું તે સમયે હાજર રહેવું જરૂરી હોય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયાઃ ૨/૩૦૬. શામીઃ ૪/૮૭)*

## માત્ર બે ગવાહોની રૂબરૂમાં નિકાહ કરવા.

**સવાલ(૪૩૦–૪૦):–** સલ્માને સલીમ સાથે ઘણી જ મહોબ્બત છે, સલ્માએ ખુદાને હાજિર નાઝિર સમજી પોતાની જાતને સલીમના હવાલે કરી દીધી અને કહયું કે મને તમારી બીવી બનાવી રાખશો,મેં તમને મારી જાત બક્ષી દીધી છે, ખુદા આપણાં બન્નેવનો ગવાહ છે,હું આપ સાથે આખી જીંદગી પુરી કરીશ, પરંતુ સલ્મા ના પિતા તેના નિકાહ બીજા સાથે પઢાવવા માંગે છે,તો શું બીજા માણસ સાથે નિકાહ થઈ શકે છે ? સલ્માને તેના માં–બાપ બળજબરીથી

બીજા સાથે નિકાહ કરાવવા માંગે છે,તો શરીઅતની રૂએ નિકાહ થઈ શકે ? બીજા સાથે જો નિકાહ કરે અને તેનાથી ઔલાદ પૈદા થાય તો કેવી કહેવાશે ?

**જવાબ(૪૩૦-૪૦):-** જો સલ્માએ સલીમને બે ગવાહો સમક્ષ યુવાનીમાં નિકાહની નિય્યતથી પોતાની જાત બક્ષી દીધી હોય અને સલીમે તે જ બેઠકમાં બે સદરહુ ગવાહોની રૂબરૂ કબૂલ કર્યુ હોય તો એ નિકાહ દુરૂસ્ત લેખાશે,એટલે તલાક લીધા વિના બીજા સાથે તેણીના માં-બાપ નિકાહ કરાવી શકતા નથી, જો કરાવશે તો એ બીજા નિકાહ રદ બાતલ ઠરશે,અને ઔલાદ હરામ લેખાશે, અને જો બે ગવાહો સામે જાત બક્ષી ન હોય તો એ નિકાહ દુરૂસ્ત નથી,એના માં-બાપ તેણીની મરજીથી સલીમ સિવાય બીજા સાથે પણ નિકાહ પઢાવી શકે છે, બળજબરીથી નિકાહ કરાવી શકતા નથી,યુવાન છોકરીની રજા લેવી જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(હિદાયા:૨/૩૦૬તથા૩૧૩-૩૧૪.શામી:૪/૮૭.આલમગીરી:૧/૨૬૭-૨૬૮)*

## <u>નિકાહ વખતે દુલ્હાને કલિમાં ન પઢાવવા.</u>

**સવાલ(૪૩૧-૪૧):-** નિકાહ વખતે દુલ્હાને પાંચ કલિમાં પઢાવવા તથા દુઆએ કુનૂત પઢાવવું તથા ત્રણ વખત કબૂલાત કરાવવી જરૂરી છે.અને જો કોઈ એમ ન કરે તો તેના નિકાહ થતા નથી,એમ શરીઅતની રૂએ સાબિત હોય તો લખશો.

**જવાબ(૪૩૧-૪૧):-** ઉપરોકત કથન ખોટુ છે,કોઈ સનદથી સાબિત નથી, નિકાહમાં પાંચ કલેમાં અને દુઆએ કુનૂત શર્ત નથી, તેમજ ત્રણવાર કબૂલાત પણ જરૂરી નથી, એકવાર કબૂલાતથી દુરૂસ્ત થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(ફતાવા દારૂલ ઉલૂમ:૭/૫૪ ઈમ્દાદુલ ફતાવા:૨/૨૩૬)*

## <u>નિકાહ વખતે દુલ્હાને કલિમાં ન પઢાવવા.</u>

**સવાલ(૪૩૨-૪૨):-** ઉમર કહે છે નિકાહમાં પાંચ કલિમાં પઢાવવા ફર્ઝ છે, અગર કલિમાં પઢાવવામાં નહિં આવે તો નિકાહ થશે નહિં. ઝૈદ કહે છે એ ખોટું છે,ઈજાબ અને કબૂલ બે ગવાહોના રૂબરૂ કરાવવાથી નિકાહ થઈ જાય છે,કલિમાં તો ફકત જહાલતના કારણથી પઢાવવાનો રિવાજ છે.

**જવાબ(૪૩૨-૪૨):-** ઝૈદનું કથન ખરૂં છે,જયાં સુધી કુફ્ર પુરવાર થાય નહિં કલિમાં પઢાવવા નિકાહમાં શર્ત નથી,બે ગવાહો સમક્ષ કેવળ ઈજાબ અને

કબૂલથી નિકાહ થઈ જશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(ફતાવા દારૂલ ઉલુમ:૭/૫૪ શામી:૪/૮૭ ઈમ્દાદુલ ફતાવા:૨/૨૩૬)*

## પરદેશમાં રહેનાર છોકરીના નિકાહ.

**સવાલ(૪૩૩-૪૩):-** છોકરી લંડનમાં છે,માં-બાપ રાંદેરમાં છે,અને છોકરો લાજપૂરમાં છે,હવે લંડનથી છોકરીની શાદી માટેની રજા કેવી રીતે મંગાવવી તે પછી અહિંયા છોકરાના નિકાહ કેવી રીતે પઢાવવા ?

**જવાબ(૪૩૩-૪૩):-** છોકરી લંડનથી પોતાના બાપને વકીલ બનાવી મજકૂર છોકરા સાથે નિકાહ પઢાવી આપવા પોતાની મંજુરી (રજા) ભરોષાપાત્ર તરીકે લખી મોકલાવે, ત્યાર પછી અહિં મજલિસમાં તેણીનો બાપ એટલે વકીલ તેણી તરફથી ઈજાબ કરે અને દુલ્હો કબૂલ કરે એ સમયે બે ગવાહોનું હાજર હોવું જરૂરી છે,અને આમ મજલિસમાં આવી રીતે નિકાહ પઢવું બેહતર લેખાશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી: ૪/૯૧)*

## ઓરતે જાત બક્ષી અને પુરૂષે કબૂલ કરી.

**સવાલ(૪૩૪-૪૪):-** એક બહેને બે ગવાહોની વચ્ચે એક પુરૂષને પોતાની જાત બક્ષી અને પુરૂષે એને કબૂલ કરી,તો એ નિકાહ દુરૂસ્ત લેખાશે કે નહિં ? બીજા નિકાહ પઢવાની જરૂરત રહે છે કે કેમ ?

**જવાબ(૪૩૪-૪૪):-** બે ગવાહો સમક્ષ જાત બક્ષવાથી નિકાહ દુરૂસ્ત લેખાશે,પછી ખુલ્લા પુનઃ લગ્નની જરૂરત નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

(શામી:૪/૮૭)

## નિકાહ વખતે ચુપ રેહનાર સ્ત્રીના નિકાહ.

**સવાલ(૪૩૫-૪૫):-** છોકરી નિકાહથી ખુશ ન હોય અને દિલથી નફરત કરતી હોય પંરતુ તેના માં-બાપ છોકરીને મજબૂર કરી નિકાહ પઢાવી સુપરત કરી આપે, શાદી પછી સંભોગ પણ થયો ન હોય,અને બાપના ઘેર એક વર્ષથી ચાલી આવે અને સાસરે જવાની ના પાડે, છોકરો પણ બોલાવવા રાજી નથી, છોકરી તથા તેના બાપ નાણાં લેવાથી દબાયલા હોવાથી તલાક લઈ શકે એમ ન હોય તો આ શાદી જાઈઝ છે ? છોકરીએ તલાક મેળવવી જરૂરી છે ?

ઈદ્દતનો શું હુકમ છે ?

**જવાબ(૪૩૫-૪૫):-** નિકાહ વખતે તેણીનું ચુપ રહેવું અને નકાર ન કરવો એ રઝામન્દી લેખાશે જેથી દર્શાવેલ નિકાહ દુરૂસ્ત લેખાશે,તલાક મેળવ્યા વિના તેણી છુટી થશે નહિં,અને તલાક વિના બીજા નિકાહ કરી શકતી નથી, નિકાહ બાદ પતિ-પત્નિ એવા એકાંતવાસમાં મળયાં હોય કે જયાં સંભોગ કરવાથી કોઈ રૂકાવટ ન હોય,ભલે સંભોગ ન કર્યો હોય તેણી ઉપર તલાક બાદ ઈદ્દત વાજિબ છે. તેણી એક વર્ષથી બેઠી હોય તેનો એઅતેબાર નથી,ઈદ્દત તલાક પછી શરૂ થાય છે,સારાંશ કે ધણીથી તલાક મેળવી લઈ ઈદ્દત ગુજારીને બીજા સાથે નિકાહ પઢી શકે છે.ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(હિદાયા: ૨/૩૧૪)*

## કાગળ દ્વારા નિકાહ કરવા.

**સવાલ(૪૩૬-૪૬):-** એહલે સુન્નત વલ જમાઅતના મેમ્બરોનું એક લખાણ, છોકરીની નિકાહની સહી સાથે છોકરા પાસે મોકલવામાં આવ્યું,એજ લખાણ ઉપર છોકરાએ બીજી જગ્યાએ નિકાહ કર્યા,અને તેની નકલ અમારા ઉપર રવાના કરી,આવનાર જનાર બન્નેવ કાગળો પર જે છોકરી તરફથી રવાના થયા હતા તેના ઉપર છોકરીની સહી અને બે ગવાહોની સહી હતી,અને જે કાગળ છોકરાનો આવ્યો તે પર છોકરીની સહી અને બે ગવાહોની સહી હતી, નિકાહ થયાને ત્રણ વર્ષ થયા,પંરતુ બન્નેવનો મિલાપ થયો નથી,છોકરો આફ્રિકામાં છે અને છોકરી વાપીમા છે,છોકરાના માં-બાપ ન છોકરીને લઈ જાય છે અને ન તલાક અપાવે છે કે બીજી જગ્યાએ નિકાહ કરાવી આપીએ ! કારણ કે છોકરીનો બાપ ગરીબ છે અને છોકરીનો ખર્ચ ઉઠાવી શકતો નથી, અને છોકરાના માં-બાપ કાંઈ પણ ખર્ચ છોકરીને આપતાં નથી અને કહે છે કે લઈ પણ જઈશું નહિં અને ખર્ચ પણ આપીશું નહિં,અને તલાક પણ નહિં અપાવીશું તો એ વિષે શરીઅત શું કહે છે ?

**જવાબ(૪૩૬-૪૬):-** જયારે છોકરીના કાગળના કારણે પોતાના નિકાહનો કોઈને આફ્રિકામાં વકીલ બનાવ્યો અને તે વકીલે તેણીના નિકાહ કરી દીધા તો નિકાહ સહીહ થઈ ગયા, ધણીને જોઈએ કે પોતાની ઓરતને લઈ જાય અને બધા ખર્ચની જીમ્મેદારી લઈ લે, અને જો ધણી ન લઈ જાય અને ન ખર્ચ આપે

તો તેને જોઈએ કે તલાક આપી દે,જો ધણી,એ માટે તૈયાર ન હોય તો કોશીષ કરી ખુલઅ્ કરી લેવામાં આવે,એટલે ઓરત પોતાની મહેર માફ કરી દે અને તેના બદલામાં તલાક લઈ લે,જો ધણી એ ઉપર રાજી ન હોય તો ધણી નાફરમાન છે, એનાથી છુટવાની આ રીત છે કે ઓરત ત્રણ દીનદાર નેક સમઝદાર આદમીઓની પંચાયત નકકી કરે,એ ત્રણમાં એક સમઝદાર આલિમેદીન પણ હોવું જરૂરી છે,એ ત્રણેવ સામે પોતાનો કેસ રજૂ કરે,શરઈ પંચાયત ઓરતની શિકાયતો સહીહ સાબિત થવા પર ધણીને નોટીસ આપે કે તુ ઓરતને બોલવી લે,નહિં તો તલાક આપી દે,અને એના માટે એક યોગ્ય મુદત નકકી કરે,એ મુદત ગુજરી જવાથી પણ ન તો ધણી પોતાની ઓરતને લઈ જાય છે અને ન તલાક આપે છે તો ઓરતના બીજી વાર કહેવા પર પંચાયત નિકાહ તોડી આપશે,અને કારણ કે પતિ–પત્નિનો હજુ સુધી મિલાપ થયો નથી એટલા માટે નિકાહ તુટતાં જ ઓરત બીજી જગ્યાએ નિકાહ કરી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી: ૪/૭૩)*

## માહે મોહર્રમમાં નિકાહ કરવા.

**સવાલ(૪૩૭–૪૭):–** હમારા ગામમાં એવી માન્યતા છે કે મોહર્રમ માસમાં આશુરા સુધી નિકાહ થઈ શકતા નથી એ માન્યતા ખરી છે ?

**જવાબ(૪૩૭–૪૭):–** મોહર્રમ માસમાં આશુરા સુધી નિકાહ ન પઢવાની માન્યતા ખોટી અને દલીલ વિનાની છે,કોઈ પણ જાતના વાંધા વિના થઈ શકે છે,શરીઅત કોઈ વસ્તુ કે દિવસમાં નહુસત માનતી નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## માહે મોહર્રમમાં નિકાહ કરવા.

**સવાલ(૪૩૮–૪૮):–** મોહર્રમ મહીનામાં આશુરા બાદ (દસમાં ચાંદ પછી) શાદી કેટલા દિવસ પછી કરી શકાય ? અને કયાં સુધી શાદી થઈ શકે ? શરીઅત શું કહે છે ?

**જવાબ(૪૩૮–૪૮):–** મોહર્રમ માસમાં શાદી મના અથવા મનહૂસ જાણવી અજ્ઞાનતા છે,આશુરામાં પણ કરી શકે છે, કોઈ વસ્તુ કે દિવસ માસમાં શરીઅત મનહૂસ માનતી નથી,શહીદે કર્બલા હઝરત ઈમામ હુસૈન (રદિ.) ના

શોકમાં પણ શાદી ન કરવી એ પણ જહાલત છે,પત્નિ સિવાય ત્રણ દિવસથી વધુ શોક પાડવો કોઈના માટે ઓરત સિવાય જાઈઝ નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(હિદાયા: ૨/૪૨૭)*

## માહે ઝીલકઅદહમાં નિકાહ કરવા.

**સવાલ(૪૩૯-૪૯):-** મારી છોકરીની શાદી આ ચાલુ ઝિલકઅદહ માસમાં કરવા ઈચ્છુ છું તો આ માસમાં શાદી થઈ શકે કે નહિં ?

**જવાબ(૪૩૯-૪૯):-** શરીઅતની રૂએ કોઈ મનાઈ નથી,જે મહીને અને જે દિવસે ચાહે નિકાહ શાદી અને મંગણી કરી શકે છે, કોઈ પણ મહીનો કે દિવસને મનહૂસ સમજવો ખોટો અકીદો છે,એવી ખોટી માન્યતા જાહિલોએ મશહૂર કરી રાખી છે,જે ઘણાં જ ગુનાહનું કામ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *( મિશકાત શરીફ,૩૯૨)*

## નપુંસક પુરૂષ સાથે નિકાહ કરવા.

**સવાલ(૪૪૦-૫૦):-** કોઈ મુસ્લિમ બહેનના નિકાહ અજાણતાથી નામર્દ (નપુંસક) જે પત્નિના લાયક નથી તેના સાથે થયા હોય તો તે નિકાહ શરીઅત મુજબ ચાલુ રહે છે કે રદ બાતિલ ગણાય ? શરીઅત મુજબ તે ઓરત પોતાના નામર્દ પતિ પાસે તલાક માંગી શકે ? જો નામર્દ પતિ અને તેના વાલી તે ઓરતને તલાક આપવા માટે ના કહે તો તે ઓરત શરીઅત મુજબ શું કરે ?

**જવાબ(૪૪૦-૫૦):-** એ નિકાહ દુરૂસ્ત લેખાશે,રદ બાતિલ ગણાશે નહિં, આથી છુટાછેડા વિના તેણી બીજા પુરૂષ સાથે નિકાહ કરી શકતી નથી, સદરહુ ધણીએ,સમજીને ભલાઈથી છુટી કરી દેવી જોઈએ, છુટી ના કરે તો ખુલઅથી (માલ આપી તલાક લેવી) છુટાછેડા કરાવે,જો ખુલઅ કરવા રાજી ન હોય અને તલાક પણ દેતો ન હોય તો મુસ્લિમ જજની અદાલતમાં કેસ રજૂ કરે અને તલાક લઈ લે, મુસ્લિમ જજ ન હોય તો શરઈ પંચાયત સમક્ષ ફરિયાદ કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *( કિફાયતુલ મુફતી: ૬/૧૩૩)*

## બર્થકંટ્રોલવાળા પુરૂષ સાથે હલાલહ કરવો.

**સવાલ(૪૪૧-૫૧):-** જે માણસે બાળકો ન થાય એટલા માટે ઓપરેશન

એટલે બર્થકંટ્રોલ કરાવ્યું હોય તેવા માણસ સાથે હલાલહના નિકાહ સહીહ થશે ?

**જવાબ(૪૪૧–૫૧):–** જો તે પુરૂષ સંભોગની શકિત ધરાવતો હોય તો એની સાથે (શરઈ રીતે) હલાલહના નિકાહ દુરૂસ્ત થશે,નહિં તો હલાલહ દુરૂસ્ત લેખાશે નહિં, હલાલહમાં સંભોગ જરૂરી છે,ઈન્ઝાલ (વિર્ય નીકળવું) જરૂરી નથી, સારાંશ કે ઓપરેશન બાદ સંભોગની શકિત હોય તો વાંધો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. (દુર્રેમુખ્તાર:૪/૬૩–૪/૨૫૭)

## પતિ કરતાં પત્નિની ઉંમર મોટી હોય.

**સવાલ(૪૪૨–૫૨):–** ઉમર કહે છે કે છોકરીની ઉંમર છોકરા કરતાં એક વર્ષ પણ મોટી હોય તો નિકાહ જાઈઝ નથી, ઝૈદ કહે છે કે એ ખોટું છે, નિકાહમાં ઈજાબ અને કબૂલ બે ગવાહોના રૂબરૂ કરાવવાથી નિકાહ થઈ જાય છે,તો કોનુ મંતવ્ય ખરૂં છે ?

**જવાબ(૪૪૨–૫૨):–** ઝૈદનું મંતવ્ય ખરૂં છે,રસૂલે કરીમ (સ.અ.વ.) એ પહેલા નિકાહ આપની પાક બીબી હઝરત ખદીજા (રદિ.) સાથે કર્યા તે સમયે હઝરત ખદીજા (રદિ.) ની ઉંમર ૪૦ (ચાલીસ) વર્ષની હતી,અને આપની ઉંમર ૨૫ (પચ્ચીસ) વર્ષની હતી, ઉંમરની દલીલ સરકારના કાયદા મુજબ છે, શરીઅતની રૂએ મોટી છોકરી સાથે નિકાહ દુરૂસ્ત છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(મિશકાત શરીફ )*

# નિકાહ સહીહ નથી.

## દુલ્હાને ઈજાબ અને કબૂલ ન કરાવે.

**સવાલ(૪૪૩–૫૩):–** નિકાહમાં ફકત દુલ્હનનેજ ઈજાબ અને કબૂલ કરાવે અને દુલ્હાને ઈજાબ તથા કબૂલ ન કરાવે તો એ નિકાહ સહીહ થઈ જશે ?

**જવાબ(૪૪૩–૫૩):–** સર્વે ભરોષાપાત્ર કિતાબોમાં લખ્યું છે કે નિકાહ બે ગવાહો સમક્ષ ઈજાબ અને કબૂલ કરાવવાથી એટલે એકના તરફથી ઈજાબ અને બીજા તરફથી કબૂલ જરૂરી છે, જેથી કેવળ દુલ્હન તરફથી ઈજાબ થાય અને દુલ્હા તરફથી કબૂલ ન થાય તો નિકાહ દુરૂસ્ત નથી, દુલ્હા જાતે પોતે કબૂલ કરે અથવા તેનો વકીલ અથવા વાલી કબૂલ કરે તો જાઈઝ થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(આલમગીરી: ૧/૨૭૦.)*

## છોકરીના બદલે છોકરી દઈ નિકાહ કરવા.

**સવાલ(૪૪૪–૫૪):–** દિકરીનું સાટું લેવું સામસામા સગપણથી જોડાય,પણ દિકરીવાળાએ શર્ત કરી કે હું દિકરી આપુ છું પણ તમારે તેના બદલામાં મને દિકરીનું સાટુ કિવાં બદલા તરીકે દિકરી આપવી,શું એ જાઈઝ છે ?

**જવાબ(૪૪૪–૫૪):–** નિકાહમાં દિકરીનું સાટુ લેવાની શર્ત,ફાસિદ છે,એવી શર્ત કરવી જોઈએ નહિં,પરંતુ એવી ફાસિદ શર્તથી નિકાહ ફાસિદ થશે નહિં, શર્ત વ્યર્થ થશે,જો બન્નેવ પક્ષવાળાઓ આટાસાટા (અદલા–બદલી) કરે કે મારી દિકરી તમારા દિકરા સાથે અને તમારી દિકરી મારા દિકરા સાથે એમ સગપણ કરવામાં કંઈ વાંધો નથી,એમાં પણ બન્નેવ છોકરીઓની મહેર અલગ અલગ નકકી કરવામાં આવે,અને જો દિકરીની મહેરના બદલામાં દિકરી આપવાનું નકકી ઠેરવવામાં આવશે તો નિકાહ ફાસિદ થશે, અલ્લાહના રસૂલ (સ.અ.વ.) એ એવા નિકાહ કરવાથી મનાઈ ફરમાવી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી,૪/૨૩૭ હિદાયાઃ ૨/૩૨૭.)*

## ગેરમુસ્લિમ સગર્ભા સ્ત્રી સાથે નિકાહ પઢવા.

**સવાલ(૪૪૫–૫૫):–** એક મુસ્લિમભાઈ એક ગેરમુસ્લિમ સ્ત્રીને મુસ્લિમ બનાવી નિકાહ પઢનાર છે,પરંતુ એ બાઈને એ જ મુસ્લિમભાઈથી હમલ છે તો આવી સુરતમાં જે બચ્ચું નિકાહ બાદ પૈદા થાય તો તે બચ્ચાં માટે શું હુકમ છે ?

**જવાબ(૪૪૫–૫૫):–** જો એ ગેરમુસ્લિમ બહેન પરણેલ હોય તો હમલ તેણીના ધણીના લેખાશે,જેથી અત્રે નિકાહ દુરૂસ્ત નથી,બાળક અવતર્યા બાદ પઢે, અત્યારે જ મુસલમાન બનાવી લેવામાં આવે,બાળક પૈદા થયા પછી નિકાહ કરે,તેણી ઈસ્લામ સ્વીકારશે તો બાળક માં ના તાબે થઈ મુસ્લિમ ગણાશે, જેથી ખુદા ન કરે મરી જાય તો જનાઝહની નમાઝ પઢવામાં આવશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(આલમગીરીઃ ૧/૨૮૧)*

## બિન મુસ્લિમ સાથે લગ્ન.

**સવાલ(૪૪૬–૫૬):–** એક મુસલમાન પોતાની બાલિગ દુખ્તર (છોકરી) ને બિન મુસ્લિમ સાથે શાદી કરાવે અને કોઈ પણ પ્રકારની નારાજગીના બદલે

ખુશીથી આવી શાદીમાં શરીક થાય,તો આવી શાદી શરીઅતની રૂએ જાઈઝ છે ? શાદી થયા પછી બિન મુસ્લિમ પતિથી બાળક થાય તો તે બાબતે શરીઅતનો શું હુકમ છે ? આવી શાદી કરાવનાર બાપ શરીઅતની રૂએ કેટલા અંશે જવાબદાર છે ? અને શરીઅતની રૂએ એવા માણસ અંગે શું હુકમ છે ?

**જવાબ(૪૪૬-૫૬):-** આવા નિકાહ બિલકુલ દુરૂસ્ત નથી, હરામ અને બાતિલ લેખાશે. દિકરીનો બાપ બદ્દીન અને સખ્ત અઝાબના પાત્ર ઠરશે, ઈમાન જવાનો ભય છે,(ખુદાની પનાહ) વાલીએ આવી શાદીની રજા આપવી જોઈએ નહિં. બલ્કે એવા લગ્ન (નિકાહ ફસ્ખ) રદ કરાવવા જોઈએ. એવા બિન મુસ્લિમ બાપથી જન્મેલ બાળક હરામી લેખાશે,પરંતુ જો બાળક ગુઝરી જાય તો માતાના તાબે સમઝી એની જનાઝાની નમાઝ પઢવામાં વાંધો નથી.

ઉપરની વ્યકિત માટે કુફ્રનો ફત્વો (હુકમ) લાગુ પડશે નહિં,બદ્દીન (ફાસિક) ગણાશે. એવો માણસ મરી જાય તો એની નમાઝે જનાઝહ પઢી કબ્રસ્તાનમાં દફન કરવામાં આવે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(શર્હે અકાઈદ:૧૬૭)*

## ટેલીફોન દ્વારા નિકાહ.

**સવાલ(૪૪૭-૫૭):-** નિકાહ ફોન પર હોતા હે કે નહિં ?

**જવાબ(૪૪૭-૫૭):-** ફોન દ્વારા નિકાહ દરૂસ્ત નથી, કારણ કે ગવાહોએ ઈજાબ અને કબૂલ સાંભળવું શર્ત છે,એના કરતાં અહિયાં નિકાહ બાબત કોઈને વકીલ બનાવી દે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(ફતાવા દારૂલ ઉલૂમ :૭/૭૩)*

## ગાંડાએ કબૂલ કરેલ નિકાહ.

**સવાલ(૪૪૮-૫૮):-** દીવાના તથા બે અકકલ આદમીના નિકાહમાં ઓરત આપી શકાય કે નહિં ? અગર દીવાનગીની હાલતમાં કોઈ નિકાહ થયા હોય તો નિકાહ સહીહ ગણાશે કે નહિ ? એનો શરીઅતમાં શું હુકમ છે ?

**જવાબ(૪૪૮-૫૮):-** ગાંડાએ કબૂલ કરેલ નિકાહ દુરૂસ્ત લેખાશે નહિં, બાતિલ લેખાશે. તલાક લેવાની જરૂરત નથી,તેણી કોઈ પણ જાતના વાંધા સિવાય બીજા પુરૂષ સાથે નિકાહ કરી શકે છે, કારણ કે ગાંડાનો મામલો માન્ય

નથી,અને જો અકકલ અને હોંશીયારીની સાથે નિકાહ કબૂલ કર્યો હોય બાદમાં ગાંડપણ આવ્યું હોય તો નિકાહ દુરૂસ્ત હોવાથી છુટાછેડા લીધા વિના તેણી બીજા નિકાહ કરી શકતી નથી. એજ અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(આલમગીરી: ૧/૨૬૭)*

## અમૂક મુદ્દત માટે નિકાહ કરવા.

**સવાલ(૪૪૯–૫૯):–** હલાલહના નિકાહ શર્તી થાય તો અસલ ધણી જેણે તલાક આપી હતી તેની સાથે ફરીથી નિકાહ થશે ? અને એવા નિકાહમાં કોણ કોણ ગુનેહગાર છે ?

**જવાબ(૪૪૯–૫૯):–** હલાલહના નિકાહ શર્તી–અમુક મુદ્દત માટે થાય તો એ નિકાહ જ દુરૂસ્ત નથી,જેથી પહેલા ધણી (ત્રણ તલાક દેનાર) માટે તેણી હલાલ થશે નહિં, અને તેમાં સંડોવાયેલાઓ સર્વે ગુનેહગાર છે,કારણ કે ગુનાહમાં સહાય કરવી ગુનોહ છે,એવો નિકાહ અટકાવવો જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી:૪/૧૪૫)*

## મર્યાદિત મુદ્દત માટે નિકાહ કરવા.

**સવાલ(૪૫૦–૬૦):–** એક માણસે પોતાની ઓરતને ત્રણ તલાક આપી દીધી,પછી છ મહીના બાદ તે ઓરતે બીજા એક માણસ સાથે નિકાહ કર્યા,અને તેને સાફ કહેવામાં આવ્યું હતું કે તારે મજકૂર ઓરત સાથે એકવાર સંભોગ કરી તુરત તલાક આપી દેવી,હવે મજકૂર ઓરત સાથે તેનો આગલો પતિ ઈદ્દત પુરી થયે ફરીવાર નિકાહ કરવા ચાહે છે, તો અમૂક ચોકકસ સમય માટે કામ ચલાવ અને હલાલા પુરતા નિકાહ થઈ શકે ? મજકૂર હલાલહમાં જે કામચલાવ નિકાહ કરવામાં આવ્યો એ *"મુત્અહ"* માં શામિલ છે કે કેમ ? હલાલુ કરનાર અને કરાવનાર પર ખુદાપાક ની લા'નત છે તો પછી એવા લા'નતીનો કયામતમાં શું હાલ થશે ? તેની બક્ષિશ થશે કે કેમ ?

**જવાબ(૪૫૦–૬૦):–** જો હલાલહમાં સમય,મુદ્દત,એક રાત કે અઠવાડિયું વિગેરે વર્ણન કરવામાં આવે તો એ મુત્અહ લેખાશે,એવા નિકાહ બાતિલ છે, એવા નિકાહથી તેણી પહેલા ધણી માટે હલાલ થશે નહિં,અને જો નિકાહમાં મુદ્દત નકકી કરે નહિં ભલેને દિલમાં નિર્ણય હોય કે એકવાર સંભોગ કરી

તલાક આપી દઈશ તો એ નિકાહ જાઈઝ છે, હલાલહ દુરૂસ્ત લેખાશે એટલે તેણી પહેલા ધણી માટે હલાલ થઈ જશે; *(શામી:૪/૧૪૫)*

હલાલહનું કૃત્ય ખરેખર લા'નતી છે, હદીષ શરીફમાં બન્નેવ (હલાલહ કરનાર અને કરાવનાર) ઉપર લા'નત કરવામાં આવી છે, શરીફ (સજજન)નું એ કામ નથી,તથા મો'મિનને શોભાષ્પદ નથી,એની બક્ષિશ અલ્લાહ તઆલાની મરજી ઉપર છે તે ચાહે તો માફ કરી દે અને ઈચ્છે તો સઝા આપે;

સારાંશ કે હલાલહથી ઈમાનથી નીકળશે નહિં,હંમેશ દોઝખી લેખાશે નહિં, ઈન્શાઅલ્લાહ એની મગફિરત થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(મિશકાત શરીફ:પેજ,૨૮૪)*

## હલાલહમાં સંભોગ ન થયો હોય તેવી સ્ત્રી.

**સવાલ(૪૫૧-૬૧):-** ફકીર મુહમ્મદ સાથે જમીલાબીબીની શાદી ૯ વર્ષ પર થઈ હતી, તેનાંથી એક છોકરો અને ચાર છોકરી છે,જેમાંથી ત્રણ હયાત છે, બેનું મરણ થયું,ફકીર મુહમ્મદે જમીલાને તલાક દીધી જેને ચાર માસ થઈ ગયા, જમીલાએ ૨૩-૬-૬૮ ના ઝહોર પછી નિકાહ કર્યા અને અસર પછી તલાક લઈ લીધી, હજુ સુધી સંભોગ થયો નથી,હવે બીજી વાર નિકાહ કરવા ચાહે છે,તો શું ઈદત ગુઝારવી પડશે ? ફકીર મુહમ્મદ સાથે નિકાહ થઈ શકે કે નહિં ?

**જવાબ(૪૫૧-૬૧):-** જમીલાબીબીના બીજા નિકાહ બાદ જો બીજા ધણી સાથે ખલવતે સહીહહ (સંપુર્ણ એકાંતવાસ) થઈ હોય,એટલે મિયાં બીવી કોઈ ખાલી ઘરમાં જયાં એ બન્નેવ વગર બીજું કોઈ નહિં હોય,ત્યાં એકત્ર થયા હોય તો હવે બીજા ધણીના તલાક દેવા પર જમીલાબીબી એ ત્રણ હૈઝ ઈદત ગુઝારવી જરૂરી છે, અને જો ખલવતે સહીહહ નથી થઈ તો ઈદત ગુજારવી વાજિબ નથી. સારાંશ પહેલી સૂરતમાં ઈદત ગુઝર્યા બાદ અને બીજી સૂરતમાં તુરત જમીલાબીબી ફકીર મુહમ્મદ એટલે પહેલા ધણી સિવાય કોઈ પણ માણસ સાથે બીજા નિકાહ કરી શકે છે,પરંતુ ફકીર મુહમ્મદ સાથે નિકાહ કરવું જયારે કે તેણે ત્રણ તલાક દીધી હોય તો કોઈ રીતે જાઈઝ નથી,કારણ કે બીજો ધણી સહીહ નિકાહ પછી સંભોગ ન કરે તો તલાક દેવાથી અથવા મરણ થવાથી ઓરત,પહેલા ધણી માટે હલાલ થતી નથી. ફકત અલ્લાહપાક વધુ

જાણનાર છે. *(શામી:૪/૨૫૭)*

## તલાક વિના બીજા સાથે નિકાહ કરવા.

**સવાલ(૪૫૨–૬૨):–** મુંબઈમાં એક ઓરતે,એક આરબ સાથે નિકાહ કર્યા છે, ફકત બે રાતો ઓરત સાથે રહી અમૂક કારણોસર તે આરબને સાઉદી આરબ પાછા જવું પડયું, આજે જવાને વીસ મહીના થઈ ગયા,જેમાં છ મહીના સુધી પત્રવ્યવહાર રાખ્યો,એ પછીથી કોઈ ખબર નથી,મજકૂર ઓરતે કેવી રીતે તલાક લેવી ?

**જવાબ(૪૫૨–૬૨):–** સદરહુ છોકરીના નિકાહ, તલાક લીધા વિના દુરૂસ્ત નથી, તેના માટે શરઈ પંચાયત,જી.સુરતમાં કેશ નંધાવો,એ વિષે ઘટતુ કરશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## તલાક વિના બીજા સાથે નિકાહ કરવા.

**સવાલ(૪૫૩–૬૩):–** એક માણસે એક ઓરત સાથે શાદી કરી ચાર વર્ષ સાથે રહયો, ઝઘડાઓને લઈ ઓરતને કાઢી મુકી,જેને અગિયાર વર્ષ થયા છે,ખર્ચો પણ આપતો નથી,અને તલાક પણ આપતો નથી,હવે ઓરત બીજી શાદી કરી શકે કે કેમ ?

**જવાબ(૪૫૩–૬૩):–** તલાક લીધા વિના તેણી બીજી શાદી કરી શકતી નથી, જો કરશે તો દુરૂસ્ત લેખાશે નહિં,બિલકુલ હરામ છે,જેમકે કુર્આન શરીફમાં છે, *"વલ મોહસનાતિ મિનન્નિસાઅ્"* અર્થાત બીજાની પરણેતર સ્ત્રીઓ હરામ છે,જેથી તલાક લીધા વિના નિકાહ દુરૂસ્ત નથી,પતિ ઉપર વાજિબ છે કે તેણીને પોતાની સાથે ભલાઈથી રાખે, નહિંતર છુટી કરી આપે,તેણીને આવી રીતે ઝુલ્મ કરી લટકતી રાખી ઝુલ્મ કરે નહિં, જો ધણી સીધી રીતે તલાક આપે નહિં તો ખુલઅ્ એટલે મેહર,ઈદ્દત ખર્ચ વિગેરે માફ કરી તલાક લઈ લે,ખુલઅ્ પછી ઈદ્દત વિત્યા પછી બીજા નિકાહ કરી શકે છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(શામી: ૪/૧૦૦)*

# નિકાહ તુટશે નહિં.

## સાળી સાથે વ્યભિચાર કરવો.

**સવાલ(૪૫૪-૬૪):-** કોઈ પણ માણસ પોતાની સાળી (પત્નિની બહેન) સાથે સોહબત (સંભોગ) કરી શકે ખરો ? સાળી સાથે ઝિના (વ્યભિચાર) કરે તો ઓરત હરામ થઈ જાય કે નહિં ?

**જવાબ(૪૫૪-૬૪):-** સાળી (પત્નિની બહેન) સાથે ઝિના હરામ છે, જેથી સખ્ત ગુનેહગાર થઈ અઝાબનો પાત્ર ઠેરશે, સાચી તૌબા કરવી વાજીબ છે, પરંતુ સાળી સાથે ઝિના કરવાથી પોતાની પત્નિ હરામ થશે નહિં,અને નિકાહમાં ખામી આવશે નહિં,અલબત્ત જયાં સુધી સાળીને એક હૈઝ (માસિક) આવી ન જાય ત્યાં સુધી પોતાની પત્નિ સાથે સંભોગ કરે નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી:૪/૧૦૯)*

## બીજા પુરૂષ સાથે નાસી જનાર પત્નિ.

**સવાલ(૪૫૫-૬૫):-** અમારા ગામમાં એક બહેન તેના પતિ હોવા છતાં બીજા પુરૂષ સાથે ચાલી ગઈ, બે ચાર દિવસ પછી તે બહેનને લાવી અસલ પતિને સુપરત કરી,નાસી જવા દરમિયાન બીજા પુરૂષ સાથે પત્નિ તરીકે રહી,તો તે ઓરત પહેલા શોહરના નિકાહમાં રહેશે કે નહિં ? અને તેની કઈ રીતે વ્યવસ્થા કરવામાં આવે ?

**જવાબ(૪૫૫-૬૫):-** સવાલમાં દર્શાવેલ બાબતમાં સદરહુ બહેન-બીજા પુરૂષ સાથે નાસી જનાર,પોતાના ધણીના નિકાહમાં છે, ભલેને બીજા પુરૂષ સાથે તેણીએ નિકાહ કર્યો હોય,એ બીજા નિકાહ રદ (બાતિલ) લેખાશે,નિકાહવાળી સ્ત્રી છુટાછેડા લીધા વિના બીજા સાથે નિકાહ કરી શકતી નથી જેથી પહેલા ધણીને સોંપી દેવી જોઈએ,ફરી નિકાહ પઢવાની જરૂરત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી,૪/૧૦૯ આલમગીરી: ૧/૨૮૦)*

## પત્નિનું દૂધ પીવું

**સવાલ(૪૫૬-૬૬):-** ઉમરે પોતાની પત્નિ હિન્દહના પિસ્તાન મોઢામાં લીધા, ઉમરનો ઈરાદો ફકત પ્યાર મહોબ્બતનો હતો,તો ઉમરની પત્નિ તેના નિકાહમાં રહેશે કે નહિં ?

**જવાબ(૪૫૬-૬૬):-** પત્નિનું સ્તન ચુસવાથી તેણી હરામ થતી નથી, ભલેને

દૂધ પીધુ હોય; દૂધ પીવું હરામ છે,પરંતુ એનાથી તેણી માતા બની જતી નથી, નિકાહમાં રહેશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામી,૪/૩૯૭ આલમગીરીઃ ૧/૩૪૩)*

## છાતીનું ચુંબન.

**સવાલ(૪૫૭–૬૭):–** પોતાની પત્નિની છાતીને ચુંબન કરવું જાઈઝ છે કે નહિં ? તેમજ જો છાતીમાંથી દુધની તરી બહાર આવતી હોય તો તેવી હાલતમાં ચુંબન કરી શકાય ?

**જવાબ(૪૫૭–૬૭):–** પોતાની પત્નિની છાતીને ચુંબન કરવું જાઈઝ છે. અલબત્ત એનું દુધ પીવું હરામ છે. જેથી દુધની તરી હોય તેવી હાલતમાં એહતિયાત કરવું બેહતર છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## પિસ્તાનકો બોસા દેના.

**સવાલ(૪૫૮–૬૮):–** મેરા અઝીઝ દોસ્ત કહેતા હૈ કે અપની બીવીકો સોહબત કરતે વકત ઉસકી છાતીકો બોસા કરના શરીઅતકી રૂએસે જાઈઝ નહી? ઔર કિબ્લાકી તરફ મુંહ કરકે ગુસલ કરના ગુનાહ હૈ યા નહિં?

**જવાબ(૪૫૮–૬૮):–** પોતાની પત્નિની છાતીનું ચુંબન જાઈઝ છે, પરંતુ દૂધ પીવું હરામ છે, જેથી ઈહતિયાત બેહતર છે, નગ્નતામાં કિબ્લા તરફ મ્હોં કે પીઠ કરવી, (પેશાબ, પાખાના, ગુસલ સમયે) બેઅદબીના લઈ મકરૂએ તહરીમી છે. ફકત અલ્લાહ વધુ જાણનાર છે.

## પરણિત સ્ત્રી ઝિના કરાવે તો ?

**સવાલ(૪૫૯–૬૯):–** એક મુસલમાનભાઈની ઓરતે પરાહિત માણસ સાથે ઝિના કરાવ્યો,તો તેણી ધણીના નિકાહમાં રહેશે કે પછી નિકાહ તૂટી જશે ?

**જવાબ(૪૫૯–૬૯):–** ઝિના કરાવવાથી તેણી નિકાહમાંથી નીકળી જતી નથી,કોઈ પણ જાતના વાંધા સિવાય ધણી રાખી શકે છે, ફરી નિકાહ પઢવાની જરૂરત નથી, તેણીએ સાચી તૌબા કરવી જોઈએ. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(ફતાવા દારૂલઉલૂમ,૭/૪૯૯)*

## પતિને ભાઈ કહેવાથી નિકાહ તુટશે ?

**સવાલ(૪૬૦-૭૦):-** એક માણસ બહારદેશ રહે છે, તેની ઓરતે અહિંયાથી કેસેટમાં પોતાનો અવાજ ટેપ કરી મોકલી છે,જેમાં ઓરતથી પોતાના શોહર માટે એવું બોલાઈ ગયું કે *"ભાઈ તમો હંમેશા જાળવીને ચાલશો"* તો મજકૂર સૂરતનો સંતોષી જવાબ આપશો.

**જવાબ(૪૬૦-૭૦):-** દર્શાવેલ ઉકત વાકયથી તેણીના નિકાહ તુટશે નહિં, ભાઈ બોલાય જવાથી મહરમ (સગા ભાઈના હુકમમાં) થશે નહિં, આથી ફિકર કરવાની જરૂરત નથી,નિકાહ કાયમ રહેશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## પતિનો પત્ર ન આવવો કે પૈસા ન મોકલવા.

**સવાલ(૪૬૧-૭૧):-** છોકરો આફ્રિકામાં અને છોકરી દમણમાં રહે છે,બન્નેવના નિકાહ ટેલિફોનથી થયા છે, શાદી થઈને નવ મહિના થયા પરંતુ છોકરાનો એક પણ કાગળ કે પૈસા આવતા નથી,જેથી કહેવાવાળા કહે છે કે નવ મહિનાથી કાગળ વિગેરે ન આવવાથી છોકરી નિકાહમાંથી નીકળી ગઈ,તો એ વિષે શો ખુલાસો છે ?

**જવાબ(૪૬૧-૭૧):-** ફોન મારફતે શરઈ વિધીસર નિકાહ થયા બાદ તેણીના પતિ તરફથી પત્ર કે પૈસા ન આવવાથી નિકાહમાંથી નીકળશે નહિં. લોકોનું કહેવું ખોટુ અને દલીલ વિનાનું છે, નિકાહ બહાલ (કાયમ) રહેશે, છુટાછેડા વગર બીજા સાથે તેણીના નિકાહ દુરૂસ્ત નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

# શાદીમાં બિન ઈસ્લામી રિવાજો

## રેડિયો-માઈક વાગતું હોય ત્યાં જવું.

**સવાલ(૪૬૨-૭૨):-** શાદીના પ્રસંગે ઘરમાં રેડિયો તેમજ બહાર માઈક મુકવામાં આવે છે તેમજ ત્યાં દુલ્હા-દુલ્હનના ફોટા લેવામાં આવે છે,પોતાના ભાઈને ત્યાં આવા પ્રસંગે જવું કે કેમ ? ન જવાથી સગા-વહાલામાં કડવાશ

પેદા થાય છે.

**જવાબ(૪૬૨–૭૨):–** શાદી જેવા શુભ પ્રસંગોએ પણ રેડિયોના ગાયનો વગાડવા તથા ફોટા પડાવવા હરામ છે. જે અંગે સખ્ત વઈદો છે. ગાયન સાંભળવાથી દિલમાં કુફ્ર ઉગે છે. એ શેતાની આવાઝ છે,જેનાથી રહમત અટકી જાય છે. *(મિશ્કાત શરીફ,૩૮૫)*

ઉપરોકત ખરાબીઓને શકય હોય ત્યાં સુધી રોકવી જોઈએ,એટલે કે હાથથી અટકાવી શકતાં હોય તો હાથથી અટકાવવી જોઈએ, નહિં તો જીભથી. અને ઝુબાનથી પણ ન રોકી શકતા હોય તો એવી બાબતને દિલથી બુરૂ–ખરાબ માનવું જોઈએ,અને (આ છેલ્લી બાબત) અશકત ઈમાન છે.

*(મુસ્લિમ શરીફ:૧/૫૧)*

જો તમારા ન જવાથી ઈસ્લાહની ઉમીદ હોય તો જવું નહિં,ભલે ને કડવાશ વધે ! એ બુગ્ઝ લિલ્લાહ લેખાશે. નહિંતર દિલથી બુરૂ જાણી નિકાહ ખાનીમાં શરીક થાઓ. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## શાદીમાં વેવાર લેવો.

**સવાલ(૪૬૩–૭૩):** લોકો શાદીમાં જે વેવાર લે છે (બે માણસ બેસી જે પૈસા લખે છે) તે લોકોને ખવડાવવાના પૈસા લેવા કેવા છે? અને આજ કાલ તો લોકો વલીમામાં મંડપ નીચે વેવાર લખતા નથી પણ ઘરમાં છોકરીના હાથમાં આપે છે યા તો છોકરાને અથવા છોકરાની વાલિદાને આપે છે મતલબ કે વલીમામાં પણ લોકો પૈસા લે છે, તો આ પૈસા શરીઅતમાં જાઈઝ છે કે નહિં?

**જવાબ(૪૬૩–૭૩):–** શાદી, ગમી વિગેરેમાં વેવાર લેવો દેવો મના છે, બિન મુસ્લિમોની પ્રથા છે અને એક પ્રકારનું કર્ઝ છે, જો પરત કરવામાં આવે નહિં તો દિલમાં મેલ ઉપસ્થિત થાય છે,લિલ્લાહ (વેવારની લાલચ વગર ) ખવડાવવામાં આવે, ખુશીથી કોઈ બક્ષિસ આપે તો વાંધો નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## નિકાહ વખતે નાળિયર હાથમાં લેવું.

**સવાલ(૪૬૪–૭૪):–** અમારે ત્યાં શાદીના પ્રસંગે કંગનો બાંધવાનો જુનો રિવાજ બાપ દાદાના સમયથી ચાલ્યો આવે છે,એ કંગનો બાંધ્યા પછી નકકી

કરેલ ટાઈમ દર્મિયાન છોડવામાં આવતા નથી,અને નિકાહ વખતે હાથમાં કંગનો,નાળિયર અને કલગી હોવું જરૂરી છે,અમારા ગામના ઈમામ સા.આ કંગનો બાંધવા માટેનો સખ્ત વિરોધ કરે છે,અને કહે છે કે પરધર્મીઓનો રિવાજ છે,અને બિદઅત્ છે; અગર જો કંગનો બાંધે નહિં તો અમારા જમાઈ–દિકરી અને સગા વહાલાં નિકાહમાં શામિલ થાય નહિં અને નારાજ થઈ ચાલ્યા જાય,ત્યારે એ વિષે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ(૪૬૪–૭૪):–** તમારા ગામના ઈમામ સા.નું કથન ખરૂં છે, એ પ્રથા બિનમુસ્લિમોની છે,જે કામ અથવા રિવાજમાં પરધર્મીઓની મુશાબહત (મળતાપણું) થાય તે મના છે, ભલેને બાપ–દાદાથી એ રિવાજ ચાલ્યો આવતો હોય તેને ત્યાગી દેવો જોઈએ;

હદીષ શરીફમાં છે *"મન તશબ્બહ બિકલ્મિન ફહુવ મિન્હુમ"* અર્થાત જે પરધર્મીઓની મુશાબહત કરશે તે તેમાંથી લેખાશે, જમાઈ અને સગાઓ ઉપરોકત રિવાજ તજવાથી કદાચ નારાઝ થઈ નિકાહમાં શરીક થશે નહિં,એ ભયથી ખરાબ રિવાજ ન છોડવો અને અલ્લાહ તઆલા તથા રસૂલુલ્લાહ (સ.અ.વ.) ને નારાજ કરવું એ મુસલમાન ની શાન નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ખોટા રિવાજોને સહકાર આપવો.

**સવાલ(૪૬૫–૭૫):–** ઉપરોકત સવાલ નંબર (૭૨)માં જણાવેલ મજકૂર નિકાહમાં સાથ–સહકાર આપનાર લોકો તથા સગાઓ કે દોસ્તો વિગેરે સાથ–સહકારની ઓરતો નિકાહમાં રહેશે કે કેમ ? આ રીતે નાજાઈઝ કામમાં સાથ સહકાર આપનારાઓ માટે શું શું વઈદો છે ?

**જવાબ(૪૬૫–૭૫):–** એવા હરામ કાર્યમાં કોઈ પણ પ્રકારનો સહકાર આપવો મના છે,સર્વે ગુનેહગાર થશે કુર્આન શરીફમાં વર્ણન છે, *"વલા તઆવનૂ અલલ ઈષ્મિ વલ ઉદવાન"* અર્થાત ગુનાહ અને હદ વટાવવામાં એક બીજાની સહાય કરો નહિં;

પરંતુ એમાં સહકાર આપવાથી તેમની ઓરતો નિકાહમાંથી નીકળશે નહિં, ગામમાં અગ્રેસરોની ફર્ઝ છે કે એવા હરામ કાર્યને અટકાવે, ન માને તો તેનો બાયકોટ કરે,નહિં તો ખુદાપાકનો ક્રોપ ગામવાસીઓ ઉપર ઉતરવાનો

ભય છે; ખુદાપાકની પનાહ. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(સૂરએ માઈદહઃર)*

## દુલ્હાના શરીરે હળદર તથા મહેંદી લગાવવી.

**સવાલ(૪૬૬-૭૬):-** જયારે મુસલમાનોમાં શાદી થાય છે ત્યારે દુલ્હા-દુલ્હનના શરીરે હળદર લગાવવામાં આવે છે,અને દુલ્હાને મહેંદી લગાડવામાં આવે છે, દુલ્હાના હાથમાં નાળિયેરપકડાવવામાં આવે છે,જયારે બારાત જતી હોય છે ત્યારે રસ્તામાં કુવાઓ અને નદીઓ આવે છે તેમાં પણ નાળિયેર નાંખે છે,શું એ જાઈઝ છે ?

**જવાબ(૪૬૬-૭૬):-** શાદીના દર્શાવેલ રિવાજો, બિન મુસ્લિમો સાથે મળતાપણાંના લઈને મનાઈ છે. અમારી શાદી અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ની સુન્નત મુતાબિક હોવી જોઈએ,અલ્લાહના રસૂલ (સ.અ.વ.) અથવા સહાબા (રદિ.) અને અવ્લિયાએ કિરામ (રહ.) થી એવા રિવાજો સાબિત નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(ઈસ્લાહુર્રુસૂમઃપેજઃ પર )*

## કા'બા શરીફ તરફ મોઢું થાય એ રીતે દુલ્હનના ઘેર જવું.

**સવાલ(૪૬૭-૭૭):-** લગ્ન વખતે દુલ્હાએ રેશમી કપડાં પહેરવાં અને આખા ગામને લઈ ફરીને દુલ્હનનાં ઘેર જતી વખતે કા'બા શરીફ તરફ મોઢું થાય એવી રીતે જવું અને એવી માન્યતા રાખવી જાઈઝ છે ?

**જવાબ(૪૬૭-૭૭):-** પુરૂષોએ રેશમી કપડાં પહેરવાં હરામ છે, જાઈઝ રીતે શરીઅતની હદમાં રહી સારા કપડાં પહેરવા, ઝિનત કરવી જાઈઝ છે, કિબ્લા રૂખ માર્ગે નિકાહ પઢવા જવું જરૂરી સમજવું બિલકુલ ખોટી માન્યતા છે, કોઈ પણ માર્ગે જઈ શકે છે, તેમજ કોઈ પણ દિશાની બાજુએ બેસી નિકાહ પઢી શકે છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## પરણિત સગર્ભાને શણગારી,માં-બાપને ત્યાં રવાના કરવી.

**સવાલ(૪૬૮-૭૮):-** આપણા દેશનો રિવાજ છે કે શાદી કર્યા પછી તે બહેનને હમલ રહે તો પાંચ અથવા સાત માસે રિવાજ પ્રમાણે કંઈક ફાતિહા આપે છે, અને શાદીના જેમ શણગારી તેણીને પતિના ઘેરથી તેણીના બાપના ઘેર,બીજી સ્ત્રીઓ ગીત ગાતાં ગાતાં લઈ જાય છે, ફાતિહા શા માટે અને આ રિવાજ કોનો ?

મુસલમાન ઓરતને પરદાનો હુકમ છે, મજકૂર રિવાજમાં કોઈ દખલગીરી કરે તો કંજુસ અને ફિત્નાખોર કહેવામાં આવે છે,તો એનો શું હુકમ છે ?

**જવાબ(૪૬૮-૭૮):-** દર્શાવેલ રિવાજ અત્યંત ભુંડો અને બિન ઈસ્લામી છે, બિન મુસ્લિમોના રિવાજ સાથે મળતાપણું છે, મુસ્લિમોએ અવશ્ય બચવું જોઈએ,તે સમયે ફાતિહા સાબિત નથી,જો શુક્રાનાની રૂએ રિવાજ વિના લિલ્લાહ ખવડાવે તો બેહતર છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(ઈસ્લાહુર્રૂસૂમ:પેજ,પર)*

## પાછા લેવાની નિય્યતે શાદીમાં ભેટ આપવી.

**સવાલ(૪૬૯-૭૯):-** શાદી પ્રસંગે ભેટ તેમજ રોકડ નાણાં દુલ્હા તથા દુલ્હનને આપવામાં આવે છે,તો શું આ ભેટ તેમજ રોકડ નાણું આપવું જાઈઝ છે ? એક ભાઈને શાદી પ્રસંગે મળેલ ભેટ તેમજ રોકડ નાણાંમાથી બીજા ભાઈને હક લાગે કે કેમ ?

**જવાબ(૪૬૯-૭૯):-** ભેટ એટલે હદિયો,તોહફો જેનો બદલો ન લેવાના ઈરાદે આપવામાં આવે,પરંતુ આપણે ત્યાંના રિવાજ અને દસ્તુર મુજબ,શાદી તથા ખત્ના કે એવા બીજા પ્રસંગોએ જે લોકો આપે છે જો કે જાહેરમાં તેને ભેટ કહેવામાં આવે છે, પરંતુ ખરી રીતે જોતાં પાછું લેવાની નિય્યતથી આપવામાં આવે છે,આપનાર પણ યાદી રાખે છે કે ફલાણાને આ પ્રસંગે આટલા આપ્યા છે,ઉપરાંત જેને આપવામાં આવે છે તે પણ લિસ્ટ બનાવીને રાખે છે કે ફલાણાં એ મને આટલા આપ્યા છે,એટલે મારે પણ તેને ત્યાં કોઈ પ્રસંગ અનુસાર આપવા રહયા,જયારે કોઈ આપતું તથી તો તે વિષે ચર્ચા થાય છે કે ફલાણાં અમારૂ લઈ બેસી ગયા અને અમારે ત્યાં આપ્યું નહિં,એને જ ચાંદલો કહેવામાં આવે છે અને તે કર્ઝ સમાન થઈ જાય છે,અને એ કર્ઝનો વિષય બહું દૂર સુધી પહોચેં છે.

જે કોઈને ત્યાં આપીને મરણ પામેલ હોય તો તેના બધા વારસદારો તે ચાંદલાની રકમમાં ભાગીદાર ઠરે છે, ફરી તે કર્ઝ અદા થતુ નથી,જેણે લીધેલ છે તે કર્ઝદાર સમાન થઈ જાય છે,એટલે એ બાબત ઘણી જ ભયંકર અને નાજુક બની જાય છે,જો કોઈ ખરેખર પાછા લેવાની નિય્યત વિના રાજી ખુશીથી આપી દે તો તેમાં કંઈ વાંધો નથી,પરંતુ એવી વિચારસરણી ધરાવતો

કોઈ એક જ હોય શકે છે,અને વધુ ભાગે તો પાછા લેવાની આશાએજ આપવામાં આવે છે,જેને આપ્યું હોય તેને જ શીરે રહેશે,બીજાને શીરે બોજ ન થશે,માટે આવો રિવાજ બંધ કરવો જરૂરી છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

# મહેરનું વર્ણન

## મહેર નકકી કર્યા વિના નિકાહ કરવા.

**સવાલ(૪૭૦-૮૦):-** ઓરતે બે ગવાહો સમક્ષ,પોતાની જાત એક પુરૂષને બક્ષી આપી અને પુરૂષે તે કબૂલ કરી, તો તે સમયે મહેર નકકી કરવાની જરૂરત હોય છે કે કેમ ?

**જવાબ(૪૭૦-૮૦):-** મહેર બાંધવી શર્ત નથી,એટલે મહેર વિના જાત બક્ષીથી નિકાહ થઈ જશે, પરંતુ ધણી ઉપર મેહરે મિસ્લ (સ્ત્રીના કુંટુંબમાં જે મહેર ચાલતી હશે તે મેહરે મિસ્લ કહેવાય) વાજિબ થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયા: ૨/૩૨૩ તથા ૩૨૪)*

## ઓરત મહેરની માંગણીની હકદાર છે.

**સવાલ(૪૭૧-૮૧):-** એક સ્ત્રીએ એક પુરૂષને પોતાની જાત બક્ષી,તે વખતે મહેરની વાત થતાં પુરૂષે કહયું કે આપણે જાહેરમાં નિકાહ પઢીશું ત્યારે મહેરના નાણાં રૂા. ૨૭,૫૦ અંકે (સાડી સત્તાવીસ) પુરા બાંધીશું, તો હજી જાહેરમાં નિકાહ થયા નથી,છતાં મજકૂર સ્ત્રી મહેર માંગવાની હકદાર છે કે કેમ ?

**જવાબ(૪૭૧-૮૧ ):-** તેણી મહેરની હકદાર છે, જો એકાંતમાં બન્નેવનો મેળાપ થયો હોય તો પુરી મહેર,નહિંતર અડધી મહેરની હકદાર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી: ૪/૨૩૩. )*

## માફ કરવાની નિય્યતે મહેર લખાવવી.

**સવાલ(૪૭૨-૮૨ ):-** કોઈ માણસ નિકાહ કરતાં પહેલાં એ નિય્યત કરે કે મારે હજાર રૂપિયા મહેર લખાવવી છે,પછી ઓરત પાસેથી માફ કરાવી લઈશ,અને હજાર રૂપિયા મહેર લખાવી આપી,તો એવું કરવું જાઈઝ છે ?

**જવાબ(૪૭૨-૮૨):-** એમ કરવું ઠીક નથી,મહેર તેણીનો હક છે,જે આપી

દેવો જોઈએ,બળજબરી માફ કરાવવું મના છે, કિયામતના દિવસે પકડશે, ઔરત ખુશીથી માફ કરે તો ખૈર, જેથી પોતાની શકિત પ્રમાણે મહેર રાખે, મહેરે નબ્વી,૫૦૦ દિર્હમ વઝન ચાંદી,લગભગ એકસો સવા એકત્રીસ તોલા ચાંદી હતી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી:૪/૨૩૩)*

## નિકાહ કરતાં પહેલાં મહેર નક્કી કરી લેવી.

**સવાલ(૪૭૩–૮૩):–** નિકાહ પઢાવવાના સમયે મહેરનું વર્ણન કરવામાં ન આવે, અને ફકત નિકાહ જ પઢાવવામાં આવે, અને મહેર પહેલેથી જ નકકી હોય તો નિકાહ દુરૂસ્ત છે કે નહિં ?

**જવાબ(૪૭૩–૮૩ ):–** દુરૂસ્ત લેખાશે,નિકાહમાં મહેર નકકી ન કરવાથી કોઈ ઉણપ આવશે નહિં,બે ગવાહો સમક્ષ,ઈજાબ અને કબૂલ કરવાથી નિકાહ થઈ જશે,પરંતુ મહેરનો ઉલ્લેખ કરવો જોઈએ કે પાછળથી ઝઘડો ન થાય. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(હિદાયા: ૨/૩૨૩. શામી,૪/૬૯ )*

## મહેર કયારે અદા કરવી ?

**સવાલ(૪૭૪–૮૪):–**મહેરની રકમ કયારે અદા કરવાની હોય છે ?

**જવાબ(૪૭૪–૮૪):–** મહેર રોકડી નકકી થઈ હોય તો નિકાહ વખતે જ આપી દેવી જોઈએ, બેહતર પણ એજ છે, અને ઉધાર હોય તો જયારે શકિત ધરાવે મહેર તેણીનું દેવું છે, વહેલી તકે ચુકવી દેવું જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી: ૪/ ૨૯૧.)*

## મહેરનું વર્ણન ભૂલી જવું.

**સવાલ(૪૭૫–૮૫):–** નિકાહ પઢાવતી વખતે મહેરની રકમ બોલવાનું ભુલી જાય અથવા જાણી બુઝી ને ભૂલી જાય અને ખાલી ઈજાબ અને કબૂલ કરાવે તો નિકાહ થાય કે નહિં ?

**જવાબ(૪૭૫–૮૫):–** મહેર ભૂલી જવાથી અથવા જાણીબુઝીને ના બોલવાથી નિકાહમાં કાંઈ ઉણપ આવશે નહિં, કોઈ પણ જાતના વાંધા વિના દુરૂસ્ત લેખાશે,માત્ર ઈજાબ અને કબૂલથી નિકાહ થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી:૪/૬૯ હિદાયા: ૨/૩૨૩)*

## મહેરનું પ્રમાણ કેટલુ હોવું જોઈએ ?

**સવાલ(૪૭૬-૮૬):-** શરીઅતની દ્રષ્ટિએ મહેર કેટલી હોવી જોઈએ ?

**જવાબ(૪૭૬-૮૬):-** આપણાં હનફી મઝહબમાં ઓછામાં ઓછી મહેર દસ દિર્હમ વઝન ચાંદી છે,જેની કિંમત આજે લગભગ રૂા. ૧૫,૫૦ અંકે પંદર રૂપિયા અને પચાસ પૈસા થાય છે,વધુ મહેરની કોઈ હદ નથી,જેટલી ઈચ્છે એટલી મહેર નકકી કરે,પંરતુ મહેર વધુ હોવાની ફખ્ર (મોટાઈ) ની વાત નથી, અઝવાજે મુતહહરાત રદિ. (અલ્લાહના રસૂલ સ.અ.વ. ની પવિત્ર બીબીઓ) માં હઝરત ઉમ્મે હબીબહ (રદિ.) સિવાય તથા આપની લડકીઓમાંથી કોઈની પણ મહેર પાંચસો દિર્હમ વઝન ચાંદીથી વધારે ન હતી, હઝરત ફાતિમાં (રદિ.) ની મહેર પણ પાંચસો દિર્હમ ચાંદી હતી,જેની કિંમત બજારમાં આજે લગભગ રૂા. ૮૨૫/- અંકે રૂપિયા આઠસો પચ્ચીસ થાય છે,સર્વેએ એનુંજ અનુકરણ કરવું જોઈએ. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(મિશકાત શરીફ,૨૭૭)*

## સુન્નત મહેર (મેહરે ફાતિમી) ની રકમ.

**સવાલ(૪૭૭-૮૭):-** શાદીમાં અપાતી મહેર ઓરતને કયાં સુધી આપી શકાય છે ? અત્યારે માલદાર હોય કે ગરીબ હોય ઘણી જગ્યાએ મહેરમાં રૂા. ૧૨૭/૫૦ આપતા જોયા છે,જો અવરત શોહર પાસે એથી વધારે મહેરની માંગણી કરે તો શોહર કેટલી મહેર આપી શકે છે ? ઓરતના વાલીઓ વધારે માંગણી કરી શકે છે કે નહિં ? હાલના મોંઘવારીના ટાઈમ પર કેટલી આપી શકાય ? મહેર પેટે સોનું માંગી શકાય ? અને કેટલું આપવું જોઈએ ? હઝરત ફાતિમા (રદિ.) ની મહેર કેટલ હતી ? આજના હિસાબે કેટલી થાય છે ?

**જવાબ(૪૭૭-૮૭):-** હનફી સરણીમાં ઓછામાં ઓછી મહેર ૧૦ દિર્હમ અંકે દસ દિર્હમ ચાંદી એટલે લગભગ પોણા ત્રણ તોલા,અથવા બજાર પીઠે એની કિંમત છે,એથી ઓછી રાખી શકાય નહિં,વધારાની મર્યાદા નથી,આથી (હઝરત મુફતી સા.(રહ.)ના સમયના ચાંદીના ભાવ મુજબ) ૧૨૭/૫૦ રૂપિયા જાઈઝ છે,એથી વધુની માંગણી ખોટી નથી,સુન્નત મહેર આપ (સ.અ.વ.) ની પવિત્ર બીબીઓની સિવાય હઝરત ઉમ્મે હબીબહ (રદિ.)

તથા આપની લાડકી બેટીઓની સિવાય ૫૦૦/–અંકે પાંચસો દિર્હમ ચાંદી એટલે લગભગ ૧૩૧ અને એક તૃત્યાઉંશ તોલા અથવા તેની કિંમત હતી, એથી વધુ મહેર ફખ્રથી રાખવી જાઈઝ નથી. એજ ખુદાપાક વધુ જાણનાર છે.

*(હિદાયા: ૨/૩૨૪)*

## મહેરની મર્યાદા.

**સવાલ(૪૭૮–૮૮ ):–** એક મુસ્લિમ હોવાની રૂએ બાપ પોતાની છોકરીની શાદી માટે છોકરાવાળાઓ પાસેથી શું શું માગી શકે ? વધારેમાં વધારે અને ઓછામાં ઓછી કેટલી મહેર રાખી શકાય ?

**જવાબ(૪૭૮–૮૮ ):–** ઓછામાં ઓછી મહેર દસ દિર્હમ વઝન ચાંદી એટલે ૩૦ ગ્રામ અથવા બજારપીઠે તેની ચાલુ કિંમત થાય. વધુ મહેરની હદ નકકી નથી,પરંતુ વધુ મહેર,ઈઝઝત અને મોટાઈની વાત નથી, એમ હોય તો હુઝૂર (સ.અ.વ.) પોતાની પુનિત બેટીઓની મહેર વધુ રાખતે, ફાતમી મહેર ૫૦૦/– અંકે દિર્હમ વઝન ચાંદી લગભગ ૧૫૦૦ ગ્રામ અથવા તેની જેટલી કિંમત થાય. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(આલમગીરી: ૧/૩૦૨)*

## હઝરત ઉમ્મે હબીબહ (રદિ.)ની મહેર.

**સવાલ(૪૭૯–૮૯ ):–** ઉમ્મતની માંઓમાથી હઝરત ખદીજા (રદિ.)અને હઝરત ઉમ્મે હબીબહ (રદિ.) અને હઝરત આયશા (રદિ.) ની મહેર જણાવશો, આજકાલના ભાવ મુજબ કેટલા રૂપિયા થાય છે ? હઝરત ફાતિમા (રદિ.)ની મહેર પણ બતાવશો.

**જવાબ(૪૭૯–૮૯):–** હઝરત ઉમ્મે હબીબહ (રદિ.)ના સિવાય સઘળી પુનિત બીબીઓની તથા સર્વે સાહબઝાદીઓ (લડકીઓ) ની મહેર ૫૦૦/– અંકે પાંચસો દિર્હમ ચાંદી એટલે ૧૩૧ એક તૃત્યાંઉશ તોલા વઝન ચાંદી થઈ જે લગભગ એક કિલો પાંચસો ગ્રામ થશે,તેના રૂપિયા બજારમાં જે થાય તે ગણાશે.

હઝરત ઉમ્મે હબીબહ (રદિ.)ની મહેર ૪૦૦૦ અંકે ચાર હજાર દિર્હમ હતી,જે હબશાના બાદશાહે આપી હતી,જેમકે હદીષ શરીફમાં છે કે હઝરત અબૂસલમા (રદિ.) એ,હઝરત આયશા સિદીકા (રદિ.) ને સવાલ કર્યો

કે હુઝૂર (સ.અ.વ.) ની મહેર કેટલી હતી ? ઉત્તર આપ્યો કે ૫૦૦/– અંકે પાંચસો દિર્હમ ચાંદી હતી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*( મિશકાત શરીફ,૨૭૭ )*

## મહેરની અદાયગી પહેલાં પત્નિનો આપઘાત.

**સવાલ(૪૮૦–૯૦):–** એક માણસે શાદી કરી, તેની પત્નિને મહેર અદા કરવાની બાકી હતી અને પત્નિએ દોઢ માસમાં આપઘાત કર્યો, તો તેની મહેર અદા કરવી જરૂરી છે ? અને તે રકમ કોને આપવી ?

**જવાબ(૪૮૦–૯૦):–** તેણીની મહેર અદા કરવી અતિશય જરૂરી છે,મહેર ધણીના સિરે કર્ઝ સમાન છે, તેણીના નજીકના જે વારસદાર કુટુંબીઓ હશે તેમને શરીઅતના હુકમ અનુસાર આપી દેવામાં આવે,જેમકે માં–બાપ, તેઓ ન હોય તો ભાઈ–ભત્રીજા, એ પણ ન હોય તો કાકા અને તેની ઔલાદ (પત્નિના વારસદારો) ને આપી દેવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વુધ જાણનાર છે. *(હિદાયાઃ ૨/૩૩૭)*

## મર્હૂમાની મહેર વારસદારોમાં.

**સવાલ(૪૮૧–૯૧):–** એક ઓરતને એક માણસે તલાક આપી દીધી,તે ઓરતે બીજી જગ્યાએ શાદી કરી ત્યાં તેને બે ત્રણ છોકરા થયા,પછી મરણ પામી,તો તેની મહેરનું શું કરવું?

**જવાબ(૪૮૧–૯૧):–**મર્હૂમાની બાકી મહેર તેણીના સર્વે વારસદારોને દરેકના ભાગ પ્રમાણે મળશે. એજ અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(હિદાયાઃ ૨/૩૩૭)*

# વલીમા વિષે

## વલીમા કોને કહેવાય ?

**સવાલ (૪૮૨–૯૨) :–** અમૂક લોકોનું કહેવું છે કે નિકાહ થયા પછી ઓરત સાથે પહેલી રાતે સોહબત કરે અને બીજા દિવસે ખાવું ખવડાવે તેને વલીમો કહેવામાં આવે છે તો શું એ વાત ખરી છે ?

**જવાબ (૪૮૨-૯૨)** – શરીઅતની પરિભાષામાં નિકાહની ઝિયાફતને વલીમો કહે છે,વલીમો સુન્નત છે વાજિબ નથી,અલ્લાહના રસૂલ (સ.અ.વ.) એ વલીમો ખવડાવ્યો છે, દુલ્હા–દુલ્હન નાં મેળાપ પછી વલીમો કરાવવો બેહતર છે, નિકાહના સમયે પણ જાઈઝ છે,પોતાની શકિત પ્રમાણે કરાવે, વ્યાજ કે કર્ઝ લઈ ન કરાવે,સુન્નતની નિય્યતથી કરાવે,દેખાવો કરવા કે મોટાઈ માટે કરવો મનાઈ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(ઈમદાદુલ ફતાવા:૪/૫૬૩ કિફાયતુલ મુફતી:૫/૧૬૧)*

# નિકાહને લગતા વિવિધ મસાઈલ

## પરણિત સ્ત્રીને ભગાડી જનારની શિક્ષા.

**સવાલ (૪૮૩-૯૩)** : એક માણસ એક પરણિત સ્ત્રીને ભગાડીને લઈ ગયો,તે સ્ત્રીનો ધણી હયાત છે,તે ભાઈ સ્ત્રી સાથે બે વર્ષ પછી ગામમાં પાછો ફર્યો, ઈસ્લામી રૂએ એની શું સજા છે ? એને સહકાર દેનાર ગુનેહગાર ગણાય કે નહિં ?

**જવાબ (૪૮૩-૯૩)** :–એવા અપરાધીની શિક્ષા,અહિંયા ઈસ્લામી હુકૂમતના અભાવે બાયકોટ સિવાય કંઈ નથી,એટલે એને જ્ઞાતબારો મુકવામાં આવે,તેની સાથે વ્યવહાર રાખવો નહિં જયાં સુધી રખાત સ્ત્રીને છોડે નહિં, ખરેખર ઉપરોકત કાર્ય (સ્ત્રીને ભગાડી લઈ જવું) એવું દુષ્ટ કાર્ય છે જેથી આખી કૌમ ઉપર અઝાબ ઉતરવાનો ભય છે, સર્વેએ બાયકોટનો સાથ દેવો જોઈએ,એને સહકાર દેનાર લોકો પણ સખ્ત ગુનેહગાર થશે, જેમકે કુર્આન શરીફમાં છે, *"વલા તઆવનુ ફિલ ઈસ્મે વલ ઉદવાન"* અર્થાત ગુનાહ અને ઝુલ્મના કાર્યોમાં પરસ્પર મદદ કરો નહિં. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(ફતાવા દારૂલ ઉલૂમ દેવબંદ:૧૨/૧૮૧)*

## પરણિત સ્ત્રીનું અપહરણ અને તેની સજા.

**સવાલ (૪૮૪-૯૪)**– એક મુસ્લિમભાઈ એક મુસ્લિમ પરણિત બહેનને ભગાડી લઈ ગયો, જે ૬ (છ)માસ પછી પોલિસ મારફતે પકડાયો,મજકૂર બહેનને ચાર–પાંચ મહીનાનો હમલ પણ છે,તો તેણીને અસલ ધણીને સુપરત કરવી ? અને બાળકનો જન્મ થાય તેને શું કરવું ? ભગાડી લઈ જનાર માણસને શું સજા આપવી ? મજકૂર બહેન પોતાના અસલી ધણી સાથે રહેવાનો ઈન્કાર

કરે છે, તો શરીઅતની રૂએ તેનો શું ખુલાસો છે ?

**જવાબ (૪૮૪–૯૪)** સ્ત્રીહરણ મહાન ગુનોહ છે,ઈસ્લામી હુકૂમતમાં એવા દોષિત માટે સખ્ત સજા,સંગસાર કિંવા પથ્થરથી મારવું છે,પરંતુ એ સજા દારૂલ ઈસ્લામમાં લાગુ પડે છે. હિન્દુસ્થાન એ દારૂલ ઈસ્લામ નથી જેથી,તે માણસ સાચી તૌબહ કરે બે રકા'ત (સલાતુત્તવ્બહ)પઢી રડી રડીને ગુનાહોની માફી માંગો,અને ભવિષ્યમાં કદી એવો ગુનોહ કરશે નહિં,એવો પાકો ખુદાથી કરાર કરે.

હમલ પુખ્ત થઈ ગયા પછી પડાવવો મના છે,જો તેણીનો ધણી હમલનો નકાર કરે નહિં કે હમલ મારો નથી તો ધણીનો કહેવાશે,નહિંતર ધણીથી નસબ સાબિત થશે નહિં,અને ઝિનાનું લેખાશે, જે તેણીને સોંપી દેવામાં આવશે,તેણીના નાસી જવાથી નિકાહ તુટતા નથી,જેથી એ બહેનને તેણીના ધણીને સુપરત કરી દેવામાં આવે,તેણી ધણી સાથે રહેવા ઈચ્છતી ન હોય તો ખુલઅ્ (માલના અવેજમાં તલાક લેવી) મારફતે છુટા છેડા કરાવી શકે છે, ધણીના તલાક આપ્યા વિના બીજા સાથે નિકાહ બાતિલ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(ફતાવા દારૂલ ઉલૂમ દેવબંદ:૧૨/૧૮૧)*

## પરણિત સ્ત્રીનો વ્યભિચાર અને તેની સજા.

**સવાલ (૪૮૫–૯૫)** – એક સાત બાળકોવાળી સ્ત્રી જે અત્યારે પણ હામેલા છે, પોતાના પતિના હોવા છતાં બીજા પુરૂષ સાથે વ્યભિચાર કરાવી પોતાના પતિ પાસે માફી માંગે છે,પતિએ માફ કર્યુ નહિં તો ઉકત સ્ત્રીને પતિ અથવા શરીઅત મુજબ કેટલી સજા આપી શકાય ?

**જવાબ (૪૮૫–૯૫):–** શરઈ હદ સજા,શિક્ષા આપવા માટે ઈસ્લામી હુકૂમત હોવી શર્ત છે,સબ્ર કરે,અલ્લાહપાકને હવાલે કરી આપે. માફ કરવું બેહતર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.
(હિદાયા,૨/૫૦૬,શામી:૬/૬)

## નાફરમાન ઓરતને ભરણપોષણ આપવું જોઈએ ?

**સવાલ (૪૮૬–૯૬)** – કોઈ ઓરત પોતાના ધણીથી રજા વગર પોતાના પિયર ચાલી જોય તો પિયરમાં રહી પોતાનું ભરણપોષણ માંગી શકે કે નહિં ?

**જવાબ (૪૮૬–૯૬):–** ધણીની રજા વગર ચાલી ગઈ હોય તો,એવી નાફરમાન સ્ત્રી ખર્ચ લેવાની હકદાર નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(આલમગીરી: ૧/૫૪૫.)*

## નાફરમાન ઓરત માટે શરીઅતનો હુકમ.

**સવાલ (૪૮૭–૯૭) :–** જે ઓરત પોતાના ધણીની વાત માનતી ન હોય, ધણી જે કામ કરવા હુકમ કરે તેથી ઉલ્ટુ કરે,તથા સામો જવાબ આપે,અને ધણી તેણીની આ વર્તણુંકથી નારાજ રહે,એવી ઓરત માટે શુ સજા છે ? શરીઅતનો શું હુકમ છે ? ધણી શું કરે ? ઓરતને તલાક આપે કે નહિં ?

**જવાબ (૪૮૭–૯૭) :–** ઓરત માટે જરૂરી છે કે ધણીની નાફરમાની ન કરે,દરેક રીતે પોતાના ધણીની તાબેદારી કરે,ધણીના હકો વિષે હદીષોમાં ઘણી જ તાકીદ વર્ણન કરવામાં આવેલ છે; અલ્લાહના રસૂલ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે જે ઓરત એવી હાલતમાં મરણ પામે કે તેનાથી તેનો ધણી રાજી હોય તો તે જન્નતમાં જશે,

એવી નાફરમાન ઓરત કે જે ધણીને નારાજ કરે તો તે જહન્નમ ખરીદે છે, ઘણી હદીષોમાં નાફરમાન ઓરત માટે સખ્ત તાકીદ આવેલ છે;

ધણીને જોઈએ કે બનતા સુધી સબ્રથી કામ લે અને નિભાવ કરે અને તલાકમાં ઉતાવળ ન કરે,ઘણો મોટો બદલો પ્રાપ્ત થશે,પરંતુ લાચારીની હાલતમાં જયારે કે એવી નાફરમાન ઓરતથી નિભાવ થઈ શકતો ન હોય તો તલાક આપી દે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(જલાલૈન: પેજ:૩૪/૩૫)*

## ધણીની રજા વગર પિયર જવું.

**સવાલ (૪૮૮–૯૮) :–** ધણીની રજા વગર પિયર જઈ રહેવું જાઈઝ છે ?

**જવાબ (૪૮૮–૯૮)–** ધણીની રજા વગર જવાથી ના ફરમાન લેખાશે જાઈઝ નથી ધણીની તાબેદારી વાજિબ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## પત્નિ અલગ ઘરની માંગણી કરી શકે છે.

**સવાલ (૪૮૯–૯૯) :–** ઘરકંકાસનું બહાનુ બનાવી ધણીના ઘેર નહિં ફાવવાથી અને વધુ આઝાદી સાથે મોટા શહેરમાં પોતાની માં સાથે અથવા

બીજે કયાં રહેવા માટે ધણીને તેના ગરીબ બીમાર માં–બાપથી દૂર કરવું જાઈઝ છે ?

**જવાબ (૪૮૯–૯૯):–** પત્નિ અલગ ઘરની માંગણી, ગામમાં જ ધણીથી કરી શકે છે,ધણીના ગામથી બહાર જવાની માંગણી જાઈઝ નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(હિદાયાઃ ૨/૪૪૧)*

## પત્નિ બીજી ઓરત કરવાથી રોકી શકે ?

**સવાલ (૪૯૦–૧૦૦) :–** એક માણસની શાદી દસ વર્ષથી થવા છતાં કોઈ ઔલાદ નથી, જેથી બીજી શાદી કરવા ચાહે છે પરંતુ તેના ઘરના માણસો તથા તેની પત્નિ ના પાડે છે,તો શું કરવું ?

**જવાબ(૪૯૦–૧૦૦) :–** મજકૂર ભાઈની બીજી શાદીનું કારણ–ઔલાદ માટે યોગ્ય છે, નારાજ ન થવું જોઈએ, શરીઅતે ચાર ઓરતોની રજા આપી છે, આગલી ઓરતને સંતોષ આપે કે તારા બધા હકો પુરા કરાશે,અને તેનો વાયદો કરે અને વાયદાની પાબંદી કરે,આટલી બાંયધરી આપ્યા પછી આગલી ઓરતે રજા આપવામાં કોઈ વાંધો નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## નિકાહ પછી છ માસે બાળક જન્મે.

**સવાલ (૪૯૧–૧૦૧) :–** એક છોકરીની શાદી તા.૨૧–૪–૭૮ ના રોજ થઈ, તા.૧૨–૫–૭૮ ના રોજ રાતના વિદાયગી થઈ,બે ત્રણ મહીના પછી છોકરી નો હમલ માલુમ પડયો, જેથી છોકરાને શંકા ઉભી થઈ,તા. ૯–૧૧–૭૮ ના રોજ છોકરીને એક તંદુરૂસ્ત પુરા દિવસનો લાગે એવો છોકરો પૈદા થયો, છોકરીનો પતિ એમ કહે છે કે ઔલાદ મારી નથી,મારી સાથે ધોકો થયો છે,જન્મેલ છોકરો તંદુરૂસ્ત અને હયાત છે,તો શરીઅતની રૂએ ઔલાદ કોની કહેવાય ?

**જવાબ (૪૯૧–૧૦૧) :–** શરીઅત પ્રમાણે નિકાહ પછી ૬ અંકે છ માસે બાળક જન્મે તો ધણીનું કહેવાશે,ભલેને દપંતી પૂર્વ–પશ્ચિમમાં રહેતાં હોય, બન્નેવના મેળાપની જાહેરી સૂરત જણાતી ન હોય,પવિત્ર શરીઅત શકય સુધી બાળકને હરામી ઠેરવવાથી પરહેઝ કરે છે,હલાલી ગણાશે,છ માસની અંદર પૈદા થાય તો હરામી લેખાશે.

આથી સદરહુ પુત્ર,પતિનો કહેવાશે. પરંતુ તે નકાર જ કરતો હોય તો

શરઈ પંચ સમક્ષ લેઆન કરે તો નસબ (છોકરો તેનો) સાબિત થશે નહિં, હરામી લેખાશે,તેણીને સોંપી દેવામાં આવે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(હિદાયા: ૨/૪૩૨)*

## છોકરો પોતાની મનપસંદ છોકરી સાથે શાદી કરે ?

**સવાલ (૪૯૨-૧૦૨)** :- છોકરાએ પોતાના મનપસંદ છોકરી સાથે શાદી કરવી કે માં-બાપ જયાં રાજી હોય ત્યાં કરવી ? છોકરીની પસંદગીમાં બાપ રાજી હોય અને માં નારાજ હોય તો બન્નેમાંથી કોની વાત માનવી ?

**જવાબ (૪૯૨-૧૦૨)** :- શરીઅતે યુવાન છોકરા,છોકરીને નિકાહ બાબત ખુદ મુખ્તાર બનાવ્યા છે,ઈચ્છે તેની સાથે કુફુમાં નિકાહ કરી શકે છે,માં-બાપ કે વાલી બરજબરી દબાણ કરી શકતાં નથી,પરંતુ માં-બાપની સલાહ-સંમતિ થી નિકાહ કરવા બેહતર છે,જાઈઝ વાતોમાં શકય સુધીમાં બાપને રાજી રાખવા જોઈએ,એમાં જ બેહતરી છે,જો માં-બાપમાં મતભેદ હોય તો બાપની વાત માનવી જોઈએ,મા-બાપે નિકાહની સગાઈમાં દીનદારીને સરસાય આપવી જોઈએ.જેમકે અલ્લાહના રસૂલ (સ.અ.વ.)એ સલાહ આપી છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(મિશ્કાતશરીફ:૨૬૭)*

## શાદી માટે કેટલી ઉંમર હોવી જોઈએ ?

**સવાલ( ૪૯૩-૧૦૩)** :-દીકરા દીકરીઓની શાદી કેટલી ઉંમરે કરવી જોઈએ ?

**જવાબ (૪૯૩-૧૦૩)** :-શરીઅતે સગપણ માટે ઉંમર વર્ષ નકકી કર્યા નથી, વાલીઓને ઔલાદ માટે બેહતર કુફુ મળે ત્યારે સગાઈ કરે,તેમાં નેક દીનદારને પસંદ કરવો જોઈએ,જેમકે અલ્લાહના રસૂલ (સ.અ.વ.)એ ફરમાવ્યું છે, *"ફઝફર બિઝાતિદ્દીન"* અર્થાત દીનદાર ઓરત સાથે (શાદી કરી) સફળતા પ્રાપ્ત કર,ચાર હેતુઓને અનુલક્ષીને પુરૂષ નિકાહ કરે છે,**(૧)** ખુબસૂરતી **(૨)** હસબ-નસબ, ઉચ્ચ જ્ઞાતિ (૩) માલ (૪) દીનદારી.

મજકૂર ચારેવ હેતુઓમાં દીનદારને સરસાઈ આપવી જોઈએ,આપ (સ.અ.વ.) એ એજ સલાહ આપી છે. *(મિશકાત શરીફ, ૨૬૭)*

ઔલાદના ઉંમર લાયક થયા પછી તકલ્લુફાત અને કુરિવાજોના લઈને

નિકાહમાં વિલંબ કરવો જોઈએ નહિં, જેમ બને તેમ નિકાહ જલ્દી કરાવવા જોઈએ, નિહંતર બેઈઝઝતી,ફજેતીનો ભય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## સુહાગરાત,સુન્નત તરીકા મુજબ.

**સવાલ (૪૯૪-૧૦૪)** :-શરીઅતના હુકમ મુજબ સુહાગરાત કેવી રીતે પસાર કરવી જોઈએ ? જેનાથી સવાબનો વધુ હકદાર બને અને સોહબત પણ સવાબ બને.

**જવાબ (૪૯૪-૧૦૪)** :-શાદી બાદ રાત્રે એકાંતમાં મુલાકાત સમયે દુલ્હાએ દુલ્હનનાં પેશાની ઉપર હાથ મુકી આ દુઆ પઢવી જોઈએ, *"અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક ખૈયરહા વ ખૈય્ર મા જબલ્તહા અલય્હી વ અઉઝુબિક મિન શર્રિહા વ શર્રિ મા જબલ્તહા અલૈય્હી"* અર્થાત હે ખુદા ! તારાથી સવાલ કરૂ છું આ સ્ત્રીની ભલાઈ અને તેણીની ફિતરતની ભલાઈ,અને તારાથી પનાહ માંગુ છું, તેણીની શરારતથી અને તેણીની ફિતરતની શરારતથી.

ઉપરોકત દુઆ પછી જયારે સંભોગ કરે ત્યારે આ દુઆ પઢે, *"અલ્લાહુમ્મ જન્નિબનશ શૈતાન વ જન્નિબિશ શૈતાન મા રઝકતના"* અર્થાત હે ખુદા ! અમોને શૈતાનથી દૂર રાખ,અને જે ઔલાદ તુ હમને આપે તેનાથી શૈતાનને દૂર રાખ,પછી નેક ઔલાદની પ્રાપ્તિ માટે શર્મ સહિત,ચાદર ઢાંકીને સંભોગ કરે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(મઝાહિરે હકકઃ૩/૨૨૯)*

## સગર્ભા પત્નિ સાથે સંભોગ કયાં સુધી ?

**સવાલ (૪૯૫-૧૦૫)** :-ઓરત હામેલા થયા પછી કેટલા વખત સુધી સંભોગ- હમબિસ્તરી કરી શકાય ? તેના માટે શરીઅતે કોઈ હદ નકકી કરેલ છે ? કેટલાક કહે છે કે પ્રસૂતિ થવાના એક ઘન્ય પહેલાં સુધી જો ઓરતને તકલીફ ન હોય તો સંભોગ કરી શકાય,તો તે બાબતનો ખુલાસો આપશો.

**જવાબ (૪૯૫-૧૦૫)** :-સગર્ભા સાથે પ્રસૂતિ સુધી સંભોગ કરવામાં વાંધો નથી, શરીઅતે એ માટે હદ નકકી કરી નથી, પરંતુ ચાર માસ પછી હમલમાં જીવ પડે છે તે મરી જાય નહિં તેનો ખ્યાલ કરવામાં આવે,જો સંભોગથી સગર્ભાને કે હમલને તકલીફ થવાનો ભય હોય તો પરહેઝ કરે. ફકત અલ્લાહ

પાક વધુ જાણનાર છે. *(કિફાયતુલમુફતી:૫/૨૪૮)*

## સગર્ભા પત્નિ સાથે સંભોગ હરામ નથી.

**સવાલ (૪૯૬–૧૦૬) :–** મરદ પોતાની ઓરતને હમલ રહયા પછી કેટલા દિવસ સુધી હમબિસ્તર કરી શકે છે? અમારે ત્યાં કહે છે કે પાંચ મહીના સુધી હમબિસ્તર કરી શકાય, તેનાથી એક દિવસ પણ વધારે કરશે તો હરામ છે, તો શું આ ખરૂ છે ?

**જવાબ (૪૯૬–૧૦૬) :–**સગર્ભા સાથે પ્રસૃતિ સુધી સંભોગ કરવામાં વાંધો નથી, શરીઅતે એ માટે હદ નકકી કરી નથી, પરંતુ ચાર માસ પછી હમલમાં જીવ પડે છે તે મરી જાય નહિં તેનો ખ્યાલ કરવામાં આવે,જો સંભોગથી સગર્ભાને કે હમલને તકલીફ થવાનો ભય હોય તો પરહેઝ કરે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે. *(કિફાયતુલમુફતી:૫/૨૪૮)*

## પતિને કાબૂમાં લેવા તાવિજ બનાવવા.

**સવાલ (૪૯૭–૧૦૭) :–**(૧) જે ઓરત પોતાના પતિને કાબૂમાં લેવા માટે તાવિજ ઈસ્તેમાલ કરે એ વિષે શરીઅતનો શું હુકમ છે ?

(૨) પતિની નાફરમાની કરે અને પતિની આવકનો વિચાર કર્યા વિના પતિને વધુ ખર્ચમાં નાંખવાનો પ્રયત્ન કરે;

(૩) પતિનો બાપ હયાત હોવા છતાં પતિને એના બાપની માલ–મિલકતમાંથી ભાગ પડાવવાનો કે ખોટા ઝઘડા કરાવી અલગ કરવાનો કે કરાવવાનો પ્રયત્ન કરે;

(૪) પત્નિ પોતાના પિયર જાય અને પછી તેણીને બાળક થયા પછી પતિને ખબર ન આપે અને પતિના દાગીનાઓ જે પત્નિ પાસે છે તેને પચાવી જવાની કોશીષ કરે;

(૫) પતિ પત્નિને બોલાવી જાય ત્યારે પત્નિ આવવા માંગતી નથી અને કહે મને દાગીના પહેરાવવામાં આવ્યા નથી એમ જુઠું બોલી પતિને શર્મિંદા કરે તો એવી પત્નિના માટે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ (૪૯૭–૧૦૭) :–:–(૧–૨–૩–૪–૫)** એવી પત્નિ નાફરમાન લેખાશે,જેના વિષે સખ્ત વઈદોનું હદીષ શરીફમાં વર્ણન છે,એક હદીષ

શરીફમાં છે કે એવી નાફરમાન સ્ત્રીની ઈબાદત કબૂલ થતી નથી,

*(મિશ્કાતશરીફ:ર૮૩)*

બીજી એક હદીષમાં છે કે એવી ઓરત જેનાથી ધણી નારાજ હોય જન્નતની સુગંધ સુંઘશે નહિં,એટલે જન્નતથી બહુ દૂર રહેશે.

પત્નિ ઉપર પતિના ઘણાં હકો છે,હદીષ શરીફમાં છે કે અલ્લાહ તઆલા સિવાય બીજા કોઈના માટે સિજદો જાઈઝ હોય તો તેણીને હુકમ આપવામાં આવતે કે પોતાના ધણીને સિજદો કરે.

*(અબૂ દાઉદ શરીફ:૧/ર૯૧ )*

ઉપરોકત હદીષ શરીફમાં તેણીને ધણીની તાબેદારી કરવાની અત્યંત તાકીદ છે,જેમાં કોતાહી કરવાથી લા'નત પાત્ર ઠરશે,ખુદાની પનાહ. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

# પ્રકરણ – (૮)

## : તલાક :

## લેખિત તલાક વિષે

### <u>પોસ્ટકાર્ડ મારફતે તલાક.</u>

**સવાલ (૪૯૮–૧)** :––એક માણસે પોતાની ઓરતને પોસ્ટકાર્ડથી એક તલાક લખી ખબર આપી,તો શું એ માણસને ફરીવાર નિકાહ કરવી જોઈએ ?

**જવાબ(૪૯૮–૧):–** દર્શાવેલ વિગત અનુસાર એક તલાક પડી ગઈ,જો તેણીની ઈદ્દત વીતી ગઈ હોય ફરીથી નિકાહ પઢી તેણીને રાખી શકો છો,હલાલો કરવો પડશે નહિં અને જો ઈદ્દત વીતી ન હોય તો નિકાહ વિના ઓરતને લાવી શકાય,એટલે કહે કે હું તલાકથી રૂજૂ કરી તેણીને નિકાહમાં લાવું છુ,અથવા ચુંબન,સંભોગ કરવાથી પણ રૂજૂઅ થઈ જશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(હિદાયા: ર/૩૯૯. શામી: ૪/૪૫૫–૪૫૬. આલમગીરી: ૧/૩૭૮)*

### <u>ગર્ભવતીને લેખિત ત્રણ તલાક.</u>

**સવાલ(૪૯૯–૨):–** હમારે ત્યાં એક છોકરીની બીજે ગામ શાદી થઈ હતી જે હાલ ગર્ભવતી છે, જેને તેના પતિએ લેખિત ત્રણ તલાક આપેલ છે જેના નીચે ગવાહોના નામ પણ આપ્યા છે,હમલની હાલતમાં તલાક થઈ કે નહિં ? સુવાવડ સુધીનો ખર્ચ તેના પતિ પાસેથી લેવો જોઈએ કે નહિં ? ઈદ્દત,તલાક આપી ત્યારથી ગણાશે કે બાળકના જન્મ પછી ગણાશે ? ઘણાં માણસોનું કહેવું છે કે તલાક થઈ નથી. જેથી ખુલાસાવાર જવાબ આપશો ?

**જવાબ(૪૯૯–૨):–** ત્રણ તલાક પડી ગઈ, તેણી સખ્ત હરામ થઈ ગઈ, હલાલુ કરવું શર્ત છે,હલાલહ વિના કેવળ નિકાહથી તેણી હલાલ થશે નહિં, લોકોનું કહેવું ખોટું છે, હામેલા (ગર્ભવતી)ને પણ તલાક દેવાથી પડી જશે. હામેલાની ઈદ્દત બાળક જન્મતાં સુધી છે, ભલેને તલાક પછી તુરત બાળક જન્મે,ઈદ્દત ખતમ લેખાશે, પછી બીજા સાથે નિકાહ પઢી શકે છે,પ્રસુતિનો ખર્ચ ધણીના સિરે છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(હિદાયા: ૨/૩૫૬–૪૨૩. શામી:૪/૪૩૪ તથા ૫/૧૯૯)*

## વકીલ મારફતે તલાક.

**સવાલ(૫૦૦–૩):–** મારા બનેવી વકીલ પાસે ગયા અને વકીલને કહયું કે મારી ઓરતને તલાક આપુ છું તો તમે લખીને રજીસ્ટર પોસ્ટ કરી આપશો,જેથી વકીલે કાગળમાં લખ્યું કે હું ફલાણાં,ફલાણાંની છોકરી, નામે ફલાણી,તે મારા નિકાહમાં છે તેને મેં આજ રોજ તલાક–તલાક–તલાક આપી દીધી છે, તે કાગળ લખી વકીલે મારા બનેવીને વંચાવ્યો, તેવણે વાંચીને તેના ઉપર સહી કરી રજીસ્ટર પોસ્ટથી મોકલી આપી,હવે મારા બનેવી મારી બહેનને રાખવા માંગે છે,તો શું મારી બહેનને તલાક થઈ કે નહિં ?

**જવાબ(૫૦૦–૩):–** ઉપરોકત લખેલ વિગત મુજબ ત્રણ તલાક પડી ગઈ તેણી નિકાહમાંથી નીકળી સખ્ત હરામ થઈ ગઈ,જેમાં હલાલુ શર્ત છે,હલાલુ કર્યા વિના તેણીને રાખવાનો બીજો કોઈ માર્ગ નથી; હલાલહની રીત આ છે : તલાકની ઈદ્દત વિત્યા પછી તેણી બીજા પુરૂષ સાથે નિકાહ પઢે,તે ઓછામાં ઓછો એકવાર સંભોગ કરી તલાક આપે અથવા ખુદા ન કરે ગુજરી જાય તેની ઈદ્દત વિત્યા પછી પહેલો ધણી (ત્રણ તલાક આપનાર)તેણી સાથે નિકાહ કરે તો તેણી હલાલ થશે,એમાં કફફારો કાફી નથી. ફકત અલ્લાહપાક વધુ

જાણનાર છે. *(શામીઃ ૪/૪૫૫–૪૫૬. હિદાયાઃ ૨/૩૯૯. આલમગીરીઃ ૧/૩૭૮)*

## સાળાને પરેશાન કરવા એક લેખિત તલાક.

**સવાલ(૫૦૧–૪):–** અબ્દુલ જબ્બારખાનને ગુસ્સો આવ્યો,તેણે પોતાની પત્નિ અને સાળાને હેરાન–પરેશાન કરવાના ઈરાદે,પોતાના એક હિન્દુ દોસ્ત પાસે જઈ એક તલાકની નિય્યતથી કહયું કે *"તુ મારી પત્નિને એક કાગળ લખી દે કે તને તલાક"* એ પ્રમાણે લખાવી તેની ઓરત પર રવાના કર્યો, તે કાગળ તેના સાળાને મળ્યો,જયારે સાળાએ અ.જબ્બારખાનને પુછયું તેણે કહયું મારી એવી કોઈ નિય્યત ન હતી,ફકત તને હેરાન કરવા માટે મારી ફકત એક જ તલાકની નિય્યત હતી,હવે અ.જબ્બારખાન તે ઓરતને રાખવા માંગે છે તો એ વિષે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ( ૫૦૧–૪):–** ઉપરોકત વિગત અનુસાર એક રજઈ તલાક (જેનાથી ઈદ્દત દર્મિયાન રૂજૂ કરી શકાય)પડી ગઈ,ભલેને તલાકની નિય્યત ન હતી, પરેશાન કરવાના હેતુએથી લખાવી હોય તો પણ તલાક પડી જશે;

રજઈ તલાકનો હુકમ આ છે કે ઈદ્દત દર્મિયાન લોટાવી શકાય કે હું તલાકથી રૂજૂ કરૂ છું,અથવા ચુંબન સંભોગથી પણ રૂજૂ થઈ શકે,ઈદ્દત વીતી ગયા બાદ રૂજૂ દુરૂસ્ત નથી,તેણી નિકાહમાંથી નીકળી જશે,પછી ફરી નિકાહ કર્યા વિના તેણીને રાખી શકાય નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામીઃ ૪/૪૫૫–૪૫૬. હિદાયાઃ ૨/૩૯૪–૩૯૫)*

## તલાકનામા પર ધમકીથી સહી લેવી.

**સવાલ(૫૦૨–૫):–** એક માણસને મારી ધમકાવી,તેની ઓરતના તલાકનામા પર સહી લેવામાં આવી, પણ તે મોઢેથી કોઈ શબ્દ બોલ્યો નહિં, ફકત સહી કરી આપી તો તલાક પડશે કે નહિં ?

**જવાબ( ૫૦૨–૫):–** જયારે મોઢેથી કોઈ શબ્દ બોલ્યો ન હોય, ફકત સહી કરી દીધી હોય તો ખાલી સહી કરવાથી તલાક પડશે નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(આલમગીરીઃ ૧/૩૭૯.)*

## લેખિત અને મૌખિક તલાક.

**સવાલ( ૫૦૩–૬):–** એક માણસે પોતાની ઓરતને તેણીની માંગણી પર તલાકે બાઈના આપીને જુદી કરી આપી,બે અઠવાડિયા પછી બન્નેવમાં સુલેહ થઈ,અને બીજીવાર નિકાહ કર્યા,થોડા દિવસ પછી બન્નેવમાં ઝઘડો થયો અને કાઝી સાહબને ધણીએ બોલાવ્યા અને કહયું કે તલાક લખી આપો,અને હવેથી સુલેહની કાંઈ ગુંજાઈશ નથી, તો કાઝી સાહબે તલાકનામું લખ્યું અને તેમાં તલાક લખી,જેના ઉપર પુરૂષ અને સ્ત્રીએ સહી કરી,ધણીએ એ ખ્યાલથી તલાકના શબ્દ મૌખિક રીતે ન બોલ્યા કે સુલેહની ગુંજાઈશ રહે, જયારે તલાકનામા પર સહી કરી ત્યારે પુરૂષ શરાબ પીધેલ હતો અને દારૂ પીતા પહેલાં બન્નેવમાં ઝઘડો થયો હતો,તલાકનામું લખ્યા બાદ ધણીએ મહેર પણ અદા કરી દીધી,ઓરત હામેલા છે,અને હવે બન્નેવ ફરી નિકાહ કરવા ચાહે છે, તો શું જે તલાક દારૂ પીવાની હાલતમાં અને ગુસ્સામાં આપેલી થઈ કે નહિં ?

**જવાબ( ૫૦૩–૬):–** પુછેલી સૂરતમાં જે તલાકે બાઈના આપી હતી તે ગણાશે. અને તલાકનામામાં જે બે તલાકો લખી છે તે પણ પડી ગઈ અને ત્રણ તલાક થઈ ગઈ, એટલા માટે ઓરત,પુરૂષ પર હરામ થઈ ગઈ, જેથી ધણી કોઈ પણ રીતે તેણી સાથે નિકાહ કરી શકતો નથી,ઓરત ઈદ્દત વિતવા પછી બાળકના જન્મ બાદ બીજી કોઈ જગ્યાએ નિકાહ કરી શકે છે,હાં,બીજો ધણી સંભોગ કરવા બાદ વફાત પામે અથવા બીજો ધણી પણ તલાક આપે તો બીજા નિકાહની ઈદ્દત બાદ આગલા ધણી સાથે નિકાહ કરી શકે છે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે. *(શામી: ૪/૪૫૫–૪૫૬. )*

## <u>રજીસ્ટર મારફતે લેખિત ત્રણ તલાક.</u>

**સવાલ( ૫૦૪–૭):–** મેં મારા ભાઈના દબાણથી મારી ઓરતને ત્રણ તલાક લખી રજીસ્ટર કાગળ મારફતે મારી ઓરત પર રવાના કરી આપી; તો આ સૂરતમાં તલાક થઈ કે નહિં ? શું એમાં ગુંજાઈશ નીકળી શકે છે ?

**જવાબ( ૫૦૪–૭):–** દર્શાવેલ વિગત અનૂસાર ત્રણ તલાક પડી ગઈ અને તેણી સખ્ત હરામ થઈ ચુકી,જેમાં હલાલુ શર્ત છે,એટલે હલાલહ સિવાય તેણી હલાલ થવાનો બીજો કોઈ માર્ગ નથી,કફફારાથી ચાલશે નહિં,

એ બાબતમાં કોઈ ગુંજાઈશ નીકળી શકતી નથી,લોકો તલાક દેવાના સમયે વિચારતા નથી પછી પસ્તાય છે,જેથી જ શરીઅતે મશકરી અને ઠઠ્ઠારૂપે

તલાક ઉચ્ચારવાથી પણ મનાઈ કરી છે,ઘર તુટવાથી શયતાન ખુશ થાય છે અને તલાક અલ્લાહ તઆલાને અત્યંત નાપસંદ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી:૪/૪૫૫ ૪૫૬ આલમગીરીઃ ૧/૩૭૯)*

## અંગ્રેજીમાં લેખિત તલાક.

**સવાલ( ૫૦૫–૮):–** એક માણસે પોતાની ઓરતને અંગ્રેજીમાં તલાકનામું લખી આપ્યું એટલા માટે કેટલાક લોકો કેહે છે કે તલાક ન થઈ,અંગ્રેજીમાં લખેલ તલાકનામાની નકલ આ સાથે રવાના કરેલ છે તો શું અંગ્રેજીમાં લખેલ તલાકનામાંથી તલાક પડશે ?

**જવાબ( ૫૦૫–૮):–** મજકૂર તલાકનામું વાંચ્યું,ત્રણ તલાક લગાતાર પડી ગઈ, અરબી ભાષામાં જ તલાક દેવાથી તલાક થાય અને બીજી ભાષામાં હોય તો તલાક ના થાય એ અજ્ઞાનતા છે,દરેક ભાષામાં તલાક આપી શકે છે,મજકૂર શબ્દ અંગ્રેજીમાં સરીહ (સ્પષ્ટ)તલાક છે,અને ત્રણ તલાક સરીહ આપવાથી ત્રણેવ પડી જશે,જેમાં હલાલો શર્ત છે,હલાલહ વિના કફફારા વિગેરેથી હલાલ થશે નહિં,અને ત્રણ તલાક આપવા પછી રૂજૂઅ કરી શકતો નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ ૪/૪૫૫–૪૫૬. )*

## ચેતવણીરૂપે તલાકનો પહેલો કાગળ.

**સવાલ(૫૦૬–૯):–**મારી છોકરીની શાદી થયા પછી તેના ઉપર ત્રાસ તેમજ મારકુટ થતાં તે મારે ઘેર ચાલી આવી છે,જેને ત્રણ વર્ષ પુરા થયાં,તે દર્મિયાન મારા જમાઈ તરફથી પહેલી તલાકનો કાગળ મળેલ છે કે આવવાની છેલ્લી ચેતવણી રૂપે *"તને પહેલી તલાક આપુ છું,"* તો મારો જમાઈ હવે બીજી તલાક ન આપે તો આ પહેલી તલાકની મીઆદ (મુદત)કેટલા દિવસ છે ? મારો જમાઈ બહાર ગામ ચાલ્યો જાય તો કેટલા દિવસમાં પહેલી તલાક તે છેલ્લી તલાક થઈ જાય ?

**જવાબ(૫૦૬–૯):–**તલાકપત્રમાં લખેલ શબ્દો (તને પહેલી તલાક આપુ છું) થી એક રજઈ તલાક પડી ગઈ,એમાં તેણી અત્રે હરામ થતી નથી,ઈદત દર્મિયાન એટલે હૈઝવાળી સ્ત્રીને ત્રણ હૈઝ,નહિંતર ત્રણ માસ,અને સગર્ભાને બાળક જન્મતાં સુધી નિકાહ વિના તલાકથી રૂજૂ કરી શકાય છે,જો રૂજૂ કરશે

નહિં તો ઈદ્દત વિત્યા પછી નિકાહ તૂટી જશે,અને તેણી હરામ થઈ જશે.જેથી ફરીથી નિકાહ પઢયા વિના તેણીને લાવી શકતો નથી,મોટાભાગે (આપની દીકરીની)હજુ ઈદ્દત વીતી નહિં હોય માટે સહનશીલતાથી પાછલી બીના ભુલાવી તમો તમારી દીકરીને સમજાવી તેણીના ઘેર રવાના કરી આપો,એમાં જ અલ્લાહ તઆલા અને અલ્લાહના રસૂલ (સ.અ.વ.)રાઝી છે,શકય સુધી ઘર બનાવવાનો પ્રયાસ કરવો જોઈએ એમાં જ બન્નેવ પક્ષોની ભલાઈ તથા ઈઝઝત છે,લાચારીએ અને નાછુટકે જ તલાકનો માર્ગ ગ્રહણ કરવો જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી: ૪/૪૫૫– હિદાયા: ૨/૩૯૪)*

## દુશમને તલાક લખી રવાના કરી.

**સવાલ(૫૦૭–૧૦):–**મારા સાથે દુશમનીના કારણે કોઈએ મારી ઓરત ઉપર મારા નામથી તલાક લખી રવાના કરી છે,તો શું તલાક થઈ જશે ? ફરી નિકાહ પઢવા પડશે ? કે કફ્ફારો આપવો પડશે ? શરીઅતનો હુકમ એ વિષે શું છે ?

**જવાબ( ૫૦૭–૧૦):–**જયારે તમે ખરેખર તલાક લખી કે લખાવી નથી,બલ્કે કોઈ દુશમને શરારત કરી છે તો તેણીને તલાક પડશે નહિં,એટલે નિકાહમાંથી નીકળશે નહિં,જેથી ફરી નવેસરથી નિકાહ પઢવાની જરૂરત નથી તેમજ કફ્ફારો પણ વાજિબ નથી,કોઈ પણ વાંધા વિના તેણી સાથે દંપતી જીવન પસાર કરી શકો છો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામી,૪/૪૫૬)*

## ગવાહીઓ સાથે દુશમન તરફથી લેખિત તલાક.

**સવાલ(૫૦૮–૧૧):–** મારી ઓરતને કોઈએ દુશમનીમાં બનાવટી કાગળમાં બે માણસની ગવાહીઓ સાથે તલાક લખેલ છે, મેં તેણીને બિલકુલ તલાક આપી નથી; તો એ વિષે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ( ૫૦૮–૧૧):–** દર્શાવેલ વિગત જો સત્ય હોય કે ધણીએ તલાક આપી જ ન હોય તો એવા જુઠા બનાવટી તલાકનામાંથી કે કેવળ તેણીના તલાક બાબત દા'વાથી તલાક પડશે નહિં,તેણી નિકાહમાં જ રહેશે,પુનઃલગ્ન કરવાની જરૂરત નથી અલબત્ત બે મો'તબર અને ભરોષાપાત્ર,નેક ગવાહોની

તલાક બાબત ગવાહી હોય તો તલાક પુરવાર થશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(શામી,૪/૪૫૯)*

## લેખિત તલાક લેવી,બોલવા સમાન.

**સવાલ( ૫૦૯–૧૨):–**એક માણસે કાગળ મારફતે ગુસ્સાની હાલતમાં એક માણસની રૂબરૂ તલાક લખી તેની ઓરત પર રવાના કરી,ઓરત એ કાગળ વાંચી તલાક લેવા રાજી ન હોય તો શું હુકમ છે ? અને બન્નેવ સાથે રહેવા માંગતા હોય તો રહી શકે કે નહિં ?

**જવાબ( ૫૦૯–૧૨):–** તલાક લખી મોકલવાથી પણ તલાક પડી જાય છે,લખવું બોલવા સમાન છે,ભલેને ઓરત તલાક સ્વીકારે કે ન સ્વીકારે,તેણીનું સ્વીકારવું શર્ત નથી,તલાકનો અધિકાર કેવળ ધણીને જ છે,એ બાબતમાં તેણીની રજા જરૂરી નથી તલાક માટે ગવાહી પણ શર્ત નથી,જયારે ધણી તલાક લખી મોકલવાનું કબૂલ કરે ભલેને તેના ઉપર કોઈની સાક્ષી ન હોય તો પણ તલાક પડી જશે,તલાક ગુસ્સામાં દેવાથી પણ પડી જશે જેમકે ફિકહની સર્વે મો'તબર કિતાબોમાં લખેલું છે;

સારાંશ કે દર્શાવેલ વિગત અનુસાર તલાક પડી ગઈ,તેમાં કેટલી તલાક લખી છે તે દર્શાવ્યું નથી,જેટલી જેવી લખી હશે તેટલી તેવી પડશે,જો ત્રણ તલાક લખી હશે તો સખ્ત હરામ થઈ જશે,જેમાં હલાલુ શર્ત છે,કફફારાથી હલાલ થશે નહિં જેથી તલાકનામાની નકલ લખી મોકલશો,શબ્દો પર આધાર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(આલમગીરી:૧/૩૭૮, કાઝીખાન:૨/૨૧૯)*

## બનાવટી તલાકનામું.

**સવાલ( ૫૧૦–૧૩):–** એક ઓરત પોતાના ધણીને ત્યાંથી કહયા વિના બાપને ઘેર ચાલી આવી છે,થોડા દિવસો પછી એક બિનમુસ્લિમ છોકરો ત્રણ તલાક લખેલ તલાકનામુ આપી ગયો, જેમાં કોઈ સાક્ષી નથી ઉપરાંત ધણી પોતે તલાકનામા ઉપર સહી કરવાનો ઈન્કાર કરે છે,તો શરીઅત પ્રમાણે આ તલાક થઈ હોવાનું માની શકાય ? ઓરતને તેનો સસરો તલાક આપી શકે કે નહિં ? ઓરતનો બાપ તથા પંચના પટેલો તથા અગ્રેસર માણસોનું મંતવ્ય છે કે *"તલાકનામાના અક્ષરો ધણીના અક્ષરો જેવા છે તો ઓરતને તલાક પડી ગઈ*

*છે,"* તો આ રીતે માની લેવાથી તલાક પડશે ? પતિ તલાકનામુ લખવાના ઈન્કાર સાથે બિનમુસ્લિમ છોકરા સાથે તલાકનામુ રવાના કરવાને પણ નકારે છે ?

**જવાબ( ૫૧૦–૧૩):–** દર્શાવેલ વિગત તથા તલાકનામાની નકલ વાંચી જવાબમાં જણાવ્વાનું કે જયારે ધણી તલાક લખવા કે લખાવવાનો ઈન્કાર કરે છે તો એવા બનાવટી પત્રથી તલાક પડશે નહિં, અક્ષરોના મળતાપણાંથી કોઈ હુકમ લાગુ પડશે નહિં,તેણીના બાપ તથા અગ્રેસરોની પંચનો ફેસલો તલાક બાબત ખોટો અને શરીઅત વિરૂધ્ધ છે, તલાક દેવાનો અધિકાર કેવળ ધણીને જ છે,અહિં સુધી કે બાપ પોતાની પુત્રવહુને તલાક આપી શકતો નથી.

સારાંશ કે એવા જુઠા બનાવટી તલાકનામાથી તલાક પડી નથી,નિકાહ યથાવત છે,જેથી તલાક લીધા વિના બીજા સાથે તેણી નિકાહ કરી શકતી નથી, ધણીના ઘેર મોકલી દેવી જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(કિફાયતુલમુફતીઃ૬/૫૦)*

## લેખિત તલાક.

**સવાલ( ૫૧૧–૧૪):–** અમારે ત્યાં એક ભાઈએ એની ઓરતને નીચે મુજબ લેખિત (મૌખિક નહી) તલાક આપી છે.

હું મારી પત્નિ (પત્નિનું નામ) ત્રણ તલાક આપુ છું,લિ.(તલાક આપનારનું નામ) ઉપર મુજબ તલાક એક કાગળ પર લખી એક ટેબલ પર મૂકી દીધો,જેને બે મર્દો અને એક ઓરતે વાંચ્યો પછી એ કાગળ ફાડી નાંખ્યો, તો ઉપરની હકીકતે તલાક થઈ ગઈ કે નહિં ? હાલ બન્નેવ ધણી ધણીયાણી જુદા થઈ ગયા છે પણ તલાક પડી કે નહિં એ બાબતે મુઝવણ અનુભવે છે,હવે એમણે ફરીથી નિકાહ કરવા કે શું કરવું એ બાબતે વિગતે જવાબ આપશો.

**જવાબ( ૫૧૧–૧૪):–** જેમ બોલવાથી તલાક પડી જાય છે એમ લખવાથી પણ તલાક પડી જાય છે,જેથી આ પ્રકારે લખવાથી ત્રણ તલાક પડી ગઈ ભલેને એ કાગળ ફાડી નાખ્યો હોય તેણીને આપ્યો હોય કે ન હોય એ ઓરત હરામ થઈ ગઈ હવે હલાલહ વગર કોઈ રસ્તો નથી, ફકત નિકાહ કરવાથી હલાલ થશે નહિં તલાક આપવાનો હક મર્દનો છે, ઓરત તલાકનામુ ફાડી કાઢે અગર કબૂલ ન રાખે તો પણ તલાક પડી જશે.

*(શામીઃ ૪/૪૫૫–૪૫૬. આલમગીરીઃ ૧/૩૭૮. ઈમ્દાદુલ ફતાવાઃ ૨/૩૮૭)*

## તલાકનામાંનુ રજીસ્ટર પાછું કરવું.

**સવાલ( ૫૧૨–૧૫) :**–એક મુસલમાને શરીઅતે મુહમ્મદી મુજબ એક બહેન સાથે નિકાહ કર્યા, પછી પોતાની ઓરતને તલાકનામુ લખાવી તલાક આપી દીધી, તલાક આપનારે તલાકનામામાં સહી કરનાર ગવાહને જઈ વાત કરી કે તમો મારા વાલિદના સાથે કાઝીના પાસે જાઓ,અને મારી ઓરતને તલાક દઈ દેજો,પછી મજકૂર પુરૂષ બહારગામ ચાલ્યો ગયો,તે વખતે મજકૂર પુરૂષનું દિમાગ સારૂ હતું તેના કહેવાથી તેના વાલિદ અને ગવાહ કાઝી પાસે ગયા,અને કાઝી પાસે તલાકનામુ લખાવી લાવ્યા,બહાર ગામથી તે પુરૂષ આવ્યો ત્યારે તેના વાલિદે બીજા ગવાહને તલાકનામા ઉપર સહી કરવા કહયું,ગવાહે જવાબ આપ્યો કે તલાક આપનારની સહી નથી ત્યારે તલાક આપનારની તેના વાલિદે તેના ઉપર બીજા ગવાહની રૂબરૂમાં સહી કરાવી અને બીજા ગવાહે પણ સહી કરી;

ઉપરોકત તલાકનામુ રજીસ્ટર પોષ્ટથી તેની ઓરતના નામે રવાના કર્યુ છોકરીવાળાંઓએ તલાકનામાનું રજીસ્ટર કબૂલ કર્યુ નહિં અને પાછુ રવાના કરી આપ્યું અને કોર્ટમાં કેસ પણ કર્યો,

ઉપરોકત વિગત બન્યા પછી મજકૂર પતિ–પત્નિમાં સમજોતો થયો,અને પુરૂષ તેની ઓરતને પોતાના ઘેર લાવ્યો,અને સાથે રહે છે,તો આ સંજોગોમાં પુરૂષ પોતાની ઓરતને પોતાના સાથે રાખી શકે છે ? પુરૂષનું કહેવું છે કે તલાકનામા ઉપર સહી કરતી વખતે મારૂ દિમાગ ઠેકાણે ન હતું,મારા વાલિદના કહેવાથી સહી કરી હતી,આ હાલતમાં શરીઅતનો શું હુકમ છે ? જમાઅત–બિરાદરીવાળાઓએ એના સાથે કેવો સંબંધ રાખવો જોઈએ ?

**જવાબ( ૫૧૨–૧૫):**–પુછેલા પ્રશ્નોના ઉત્તરમાં જણાવ્વાનું કે ધણીના કહેવા મુજબ તેના વાલિદના કાઝી પાસે તલાક લખાવવાથી તલાક પડી ગઈ,ધણી તરફથી તલાક બાબત વકીલ લેખાશે,જેટલી કહી હશે તેટલી પડશે,જો ત્રણ તલાક આપી હશે સખ્ત હરામ થઈ જશે જેમાં હલાલુ શર્ત છે,ભલેને તેણીએ તલાકનામુ પરત કર્યુ હોય ! તેણીનું સ્વીકારવું જરૂરી નથી,પતિને જ તલાકનો અધિકાર છે,તલાક દેવા માટે ગવાહી પણ જરૂરી નથી,હલાલહ વિના તેણીને રાખી શકાય નહિં,બન્નેવને અલગ કરી દેવાં

જોઈએ,જો અલગ ન થાય તો સામાજીક બહિષ્કાર કરવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(આલમગીરીઃ ૧/૩૭૯)*

## લેખિત એક તલાકે રજઈ.

**સવાલ( ૫૧૩–૧૬):–** તારીખ ૩/૪/૧૯૮૦ ને વાર જુમેરાતે મેં એકવાર, એક શબ્દ લખી આપ્યું હતું,ત્યાર પછી મારી ઓરત મારી સાથે જ તા. ૨૪/૪/૮૦ ના બપોર સુધી રહી હતી,અને તા. ૨૪/૪/૮૦ ના તેના (માં–બાપ ના) ઘેર જઈ તા. ૨૫/૪/૮૦ ના મારા ત્યાં આવી હતી અને તા. ૩૦/૪/૮૦ ના સાંજ સુધી મારા સાથે જ રહી હતી,અને સાંજે તેની માં એટલે મારી સાસુ સાથે ગઈ છે ત્યાર પછી તે મારે ત્યાં આવી નથી ત્યાર બાદ હું અને મારા કુટુંબીજનો તેણીને બોલાવવા અનેકવાર ગયાં પરંતુ તે લોકો મોકલતા નથી,અને તેમનું કહેવું છે કે એને તમે છુટી કરી દો,પરંતુ મે બહાર તપાસ કરી તો મને એટલું જાણવા મળ્યું કે એકવાર તલાક થયા પછી જો હમબિસ્તરી થાય તો તે બુજી (તલાક મન્સુખ થઈ)જાય છે,તો ઉપરોકત સવાલનો ખુલાસે જવાબ આપશો ?

**જવાબ( ૫૧૩–૧૬):–** સલામબાદ જવાબમાં જણાવવાનું કે ઉકત દર્શાવેલ વિગત જો ખરેખર ખરી હોય તો એક તલાકેરજઈ પડશે,આથી ઈદ્દત દર્મિયાન નિકાહ વિના લોટાવી શકાય,સંભોગ કે ચુંબનથી પણ લોટાવવું દુરૂસ્ત છે,અને લોટાવવાથી તેણી નિકાહમાંથી નીકળશે નહિં,પરંતુ હવે પછી બે તલાક દેવાથી સખ્ત હરામ થઈ જશે,જેમાં હલાલુ શર્ત છે. એજ અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામીઃ ૪/૪૫૬–૪૫૬. )*

# નશામાં તલાક આપવી

## નશાની હાલતમાં ત્રણ તલાક આપી નકારવું.

**સવાલ (૫૧૪–૧૭):–** પીધેલી હાલતમાં ત્રણવાર તલાક બોલી,પત્નિને ત્રણવાર બહેન પણ કહયું,ત્યારે કોઈ પણ મુસલમાન ભાઈ–બહેન હાજર ન હતા,કારણ કે તેની બાજુમાં એક હિન્દુ કુટુંબ રહે છે,તલાક આપનારને નશાની હાલતમાં ખબર નથી કે મેં તલાક આપી છે, ફકત તેની પત્નિ કહે છે, અને

હિન્દુ ગવાહી આપવા તૈયાર છે કે ત્રણવાર તલાક અને માં,બહેન પણ કહયું છે. તો એ વિષે ખુલાસો આપશો.

**જવાબ(૫૧૪–૧૭):–** આપણાં હનફી મજહબમાં નશાંવાળાની તલાક પડી જાય છે,અને તલાક પડવા માટે ગવાહી શર્ત નથી,જેમકે હિદાયામાં છે *"તલાકુસ્સકાનિ વાકિઉન"* અર્થાત નશાવાળાની તલાક પડી જાય છે;

જો ધણી તલાકનો નકાર કરતો હોય કે મેં તલાક આપી જ નથી તો તલાક પુરવાર કરવા માટે બે ભરોષાપાત્ર ગવાહોની ગવાહી શર્ત છે,તથા કાફિરની ગવાહી માન્ય નથી,કેવળ તેણીના કહેવાથી તલાક સાબિત થશે નહિં એટલે તલાકનો હુકમ દેવામાં આવશે નહિં, તેણીએ ત્રણવાર ખરેખર તલાક સાંભળી હોય તો અલ્લાહ તઆલાના નજીક સખ્ત હરામ થઈ ચુકી,જેથી શકય સુધી તેણી પોતાની જાત ઉપર ધણીને કુદરત આપે નહિં, હલાલહ વિના તેણી ખુદાપાકના નજીક હલાલ થશે નહિં માટે તેણીને છુટી કરી દેવી જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી,૪/૪૪૪ હિદાયાઃ ૨/૩૫૮)*

## નશામાં ત્રણ તલાક અને હલાલહની રીત.

**સવાલ( ૫૧૫–૧૮):–** મુસાભાઈએ પોતાની ઓરત હૂરીબાઈને નશાની હાલતમાં ત્રણ તલાક આપી,જેથી હૂરીબાઈ મૂસાભાઈ માટે હરામ થઈ ગઈ, પંરતુ મૂસાભાઈ તેણીને પોતાના ઘરમાં રાખવા ચાહે છે તો શું કરવું ?

**જવાબ( ૫૧૫–૧૮):–** હનફી સરણીમાં નશાવાળાની તલાક પણ પડી જાય છે, જેથી તેણી ત્રણ તલાકથી સખ્ત હરામ થઈ ગઈ,જેમાં હલાલુ શર્ત છે;

હલાલહની રીત,ઈદ્દત વિત્યા પછી એટલે ત્રણ હૈઝ અને જો હૈઝ ન આવતું હોય તો ત્રણ માસ અને સગર્ભા હોય તો બાળકના જન્મ થયા પછી તેણી બીજા પુરૂષ સાથે નિકાહ પઢે,તે સંભોગ કરીને તલાક આપે,તેની ઈદ્દત વિત્યા પછી પહેલો ધણી નિકાહ કરે ત્યારે હલાલ થશે એ સિવાય બીજો કોઈ રસ્તો નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ૪/૪૪૪)*

## નશાની હાલતમાં તલાક.

**સવાલ( ૫૧૬–૧૯):–** શરાબના નશાની હાલતમાં ઓરતને તલાક આપી,તલાક થશે કે નહિં, પોતાની ઓરતનું નામ લીધા વિના એટલે કે મેં તને તલાક આપી, તલાક શબ્દ ત્રણ વખત ઉચ્ચાર્યો છે ?

**જવાબ( ૫૧૬–૧૯):–** હનફી સરણીમાં નશાની હાલતમાં આપેલી તલાક

પડશે, ત્રણ તલાકથી તેણી સખ્ત હરામ થઈ ગઈ,જેમાં હલાલુ શર્ત છે,તેણી તરફ તલાકની નિસ્બત કરવાથી પડી જશે,ભલેને તેણીનું નામ ન લીધુ હોય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી:૪/૪૪૪)*

## નશામાં ત્રણ તલાક અને બાળકોની જવાબદારી.

**સવાલ( ૫૧૭–૨૦):–** દાઉદભાઈની શાદી મારી બહેન ઝુલેખાં સાથે થઈ હતી જેનાથી હાલ ત્રણ ઔલાદ છે,થોડા દિવસ ઉપર નશાની હાલતમાં મારી બહેનને ત્રણ તલાક મૌખીક આપી છે ત્યારે મારી બહેન તથા મારા મોટાભાઈ હાજર હતા,અને બાજુના ઘરવાળાઓએ પણ તલાકના શબ્દો સાંભળયા હતા, જેઓ ગવાહી આપવા તૈયાર છે, જયારે દાઉદભાઈ કહે છે કે મેં તલાક આપી જ નથી તો તલાક થઈ કે નહિં ? ગવાહોની ગવાહી માન્ય ગણાશે કે નહિં ? તલાક પડી હોય તો મહેર અને ઈદ્દતના ખર્ચનું શું ? તેમજ ત્રણેવ બાળકોના ભરણપોષણનું શું ? બાળકોને તેણી લઈ જવા માંગે છે જો લઈ જાય તો તેઓનો ખર્ચ લઈ શકાય કે નહિં ?

**જવાબ( ૫૧૭–૨૦):–** દર્શાવેલ ઉકત વિગત અનુસાર ત્રણ તલાક પડી જવાથી તેણી સખ્ત હરામ થઈ ગઈ જેમાં હલાલુ શર્ત છે,હલાલહ વિના તેણીને રાખવાનો બીજો કોઈ રસ્તો નથી,નિકાહ વખતે નકકી થયેલ તેણીની મહેર તથા ત્રણ હૈઝ આવતાં સુધી–ઈદ્દતનો ખર્ચ ધણીની હેસિયત પ્રમાણે અને સગીર બાળકોનો જરૂરી ખર્ચ આપવો પડશે.

સગીર બાળકોનો પાલવવાનો હક શરીઅતે માતાને આપ્યો છે તેણી સંભાળ રાખશે,ખર્ચ બાપના સિરે છે કારણ કે બાળકો બાપના લેખાશે, છોકરાને સાત વર્ષ સુધી અને છોકરીને નવ વર્ષ સુધી રાખવાનો હક તેણીનો છે,પછી તેણીએ અમાનત–બાળકો તેમના બાપને સોંપી દેવી જોઈએ. એજ ખુદાપાક વધુ જાણનાર છે. *(આલમગીરી: ૧/૫૬૦)*

## નશામાં આપેલ તલાક વિષે લોકોની માન્યતા.

**સવાલ( ૫૧૮–૨૧):–** મેં મારી ઓરતને નશાની હાલતમાં તલાક આપી છે,ઘણાં કહે છે કે નશાની હાલતમાં તલાક આપવાથી તલાક પડતી નથી તો તે માટે શરઈ હુકમ શું છે ?

**જવાબ( ૫૧૮–૨૧):–** ઘણાં ભાઈઓની વાત (નશાની હાલતમાં તલાક

પડતી નથી) ખોટી છે હનફી સરણીમાં નશાવાળાની તથા ગુસ્સા આવેશમાં તલાક આપી હોય તો પડી જશે, જેમકે ફિકહની ભરોષાપાત્ર કિતાબોમાં લખેલ છે, જો ત્રણ તલાક આપી હશે તો તેણી સખ્ત હરામ થઈ ગઈ,હલાલહ વિના તેણીને ફરીથી નિકાહમાં લાવવાનો બીજો કોઈ માર્ગ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયાઃ ૨/૩૫૮. શામીઃ૪/૪૪૪)*

## નશામાં આપેલ તલાક પડશે કે નહિં ?

**સવાલ( ૫૧૯–૨૨):–** એક માણસે નશાની હાલતમાં પોતાની ઓરતને તલાક આપી જયારે તેણે તલાક આપી ત્યારે તેને સુધ્ધી હતી,તેને ત્રણ છોકરા છે તો શું આવી હાલતમાં બાઈને તલાક પડી ગઈ ? હવે બાઈને મહેર આપવી કે નહિં ? બાળકોનું ભરણપોષણ કોના સિરે છે ? ભરણપોષણ આપવું કે નહિં ?

**જવાબ( ૫૧૯–૨૨):–** દર્શાવેલ વિગત અનુસાર ત્રણ તલાક પડી ગઈ, તેણી સખ્ત હરામ થઈ ચુકી કે હલાલહ વિના પહેલા ધણી (ત્રણ તલાક દેનાર)માટે તેણી હલાલ થશે નહિં, હનફી સરણીમાં નશાવાળાની પણ ત્રણ તલાક પડે છે,જેમકે ફિકહની સર્વે મો'તબર કિતાબોમાં લખેલ છે ધણીનું કહેવું કે નશામાં તલાક પડતી નથી,ખોટું છે.

તેણીની પુરી મહેર જે નિકાહ સમયે નકકી થઈ હોય તે ધણીએ આપવી વાજિબ છે,જો આપશે નહિં તો આખિરતમાં પકડ થશે જેથી સખ્ત અઝાબનો પાત્ર થશે; ખુદાપાકની પનાહ, તેમજ ઈદતનો ભરણપોષણ ખર્ચ પણ આપવો પડશે,અને બચ્ચાંઓનો જરૂરી ખર્ચ બાપના સિરે છે.ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ૪/૪૪૪)*

# પાગલની તલાક

## ગાંડા માણસની તલાકનો હુકમ.

**સવાલ(૫૨૦–૨૩):–** ઝૈદની શાદી થવાને એક વરસ ઉપર થઈ ગયું,ઝૈદની ઓરત ટુંક સમય રહી પોતાના મા–બાપના ઘરે ચાલી ગઈ હતી,જેના ચાલ્યા જવાથી ઝૈદનું દિમાગ પાગલના જેમ થઈ ગયું છે,ઘણો ઈલાજ કરાવવા છતાં કોઈ ફાયદો નથી,તો શું એવા ગાંડપણની હાલતમાં ઓરતને તલાક આપવાથી તલાક થશે કે નહિં ?

**જવાબ( ૫૨૦–૨૩):–** સદરહુ ઝૈદ ખરેખર ગાંડો એટલે તલાકનું ભાન શાન

ગુમાવનાર હોય તો તેની તલાક પડશે નહિં,રદ અને બાતલ લેખાશે. જેમકે ફિકહની સર્વે કિતાબોમાં વર્ણન છે,તેણીના છુટા છેડા થશે નહિ,અને છુટા છેડા વગર તેણી બીજા નિકાહ કરી શકતી નથી. એજ અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(આલમગીરી: ૧/૩૫૩)*

## બિલકુલ પાગલની તલાક વિષે શરઈ પંચાયતનો ચુકાદો.

**સવાલ( ૫૨૧–૨૪):–** એક ઓરતનો ધણી ગાંડો થઈ ગયો,તેના માં–બાપને ઉમ્મીદ નથી કે સારો થાય,ઓરત તેના માં–બાપના ત્યાં ચાલી ગઈ,મજકૂર માણસનો ઘણો ઈલાજ કરવા છતાં સારો થતો નથી,મજકૂર માણસના માં–બાપ કહે છે કે તુ તારી ઔલાદને તલાક આપી દે; છોકરી પણ રાજી છે, પરંતુ છોકરો દીવાની હાલતમાં હોવાથી ભાન નથી,તો શું છોકરાનો બાપ તલાક આપી શકે કે નહિં ? અને તે ઓરત તલાક પછી બીજા નિકાહ કરી શકે કે નહિં ?

**જવાબ( ૫૨૧–૨૪):–** જો ધણી તદન ગાંડો ન હોય બલ્કે ગાંડાઘેલા માફક કદી દિમાગની હાલત ઠીક પણ થતી હોય તો તેવા સમયે સમજાવી કે કંઈ આપી કાયદેસર તલાક લેવામાં આવે, અને જો ધણી બિલકુલ ગાંડો હોય જે વિષે કુટુંબીઓ કે મહોલ્લાવાળાઓ સારી રીતે જાણતા હોય તો આવા ગાંડા સાથે સ્ત્રીને નિભાવ કરવો અશકય છે

પ્રથમ કાનૂની રીતે કોર્ટથી તલાક–છુટાછેડા મેળવે કે કાનૂની રીતે તેણી હેરાન થાય નહિં અને જો મુસ્લિમ જજ હોય તો તે છુટા છેડા કરી આપે તો તે માન્ય રાખવામાં આવશે,પરંતુ ગેર મુસ્લિમ જજના ફેંસલાને શરીઅત કબૂલ રાખતી નથી માટે કોર્ટના ફેંસલા પછી મુસલમાન જમાઅત ગાંડા અને સ્ત્રી વચ્ચે છુટાછેડા કરી આપે,અને તે તલાકના હુકમમાં લેખાશે,તેણીને તલાકની ઈદ્દત ગુજારી બીજા સાથે નિકાહ કરવાનો અધિકાર થશે;

**નોટઃ–** જો ઈલાજથી ગાંડાના સારા થવાનો અભિપ્રાય મળે તો એક વર્ષની મોહલત ઈલાજ માટે આપવી પડશે તે પહેલાં છુટાછેડા થશે નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(અલહીલતુન્નાજિઝહ: પેજ–૬૪)*

## દીવાનો પતિ અને શરઈ પંચાયત.

**સવાલ( પરર–રપ):–**એક માણસ લગભગ દસ વર્ષથી દીવાનો છે,તેની પત્નિ તેના ધણીના ઘરવાળાઓ પાસે તલાક માંગે છે અને તેઓ તલાક આપવાની પણ હા પાડે છે તો તેઓની આપેલી તલાક માન્ય લેખાશે કે નહિં ? ઓરત ઘણી જ પરેશાન કરે છે માટે કોઈ પણ સૂરતથી છુટી થઈ શકતી હોય તો તેની સૂરત બતાવશો ?

**જવાબ( પરર–રપ):–** ગાંડાની તલાક મો'તબર (માન્ય)નથી અને તેના વાલી (ઘરવાળા) ને તલાક દેવાનો અધિકાર નથી,તલાકનો હક કેવળ ધણીને જ આપ્યો છે. બાપ, પોતાના છોકરાની પત્નિને તલાક આપી શકતો નથી,આકા (માલિક) ગુલામની પત્નિને તલાક આપી શકતો નથી.

હનફી સરણીમાં ગાંડપણનાં સબબે તેણી ફસ્ખે નિકાહ (છુટાછેડા) કરાવી શકતી નથી,સબ્ર કરે ખુદાપાક બેહતર બનાવશે,અને આખિરતમાં બદલો આપશે.

પરંતુ જો તેણી સબ્ર કરી શકતી ન હોય અને વ્યભિચારમાં સંડોવાનો ભય હોય,અથવા જીવનનિર્વાહની કોઈ સૂરત ન હોય તો લાચારીમાં છુટી થવાની રીત એ છે કે મુસ્લિમ મેજીસ્ટ્રેટ અથવા જજ ની અદાલતમાં તેણી પોતાનો કેસ રજૂ કરે,હાકિમ તેને એક વર્ષ ઈલાજની મોહલત (ઢીલ)આપે જો સારો થઈ જાય તો બેહતર,નહિંતર છુટાછેડા કરાવી આપે એ તલાકના હુકમમાં લેખાશે ત્યાર બાદ ઈદ્દત ગુજારે ઈદ્દત વિત્યા બાદ બીજા નિકાહ કરી શકે છે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે. *(અલહીલતુન્નાજિઝહ: પેજ–૬૪)*

# મશકરીમાં આપેલ તલાક

## ઠઠ્ઠા મશકરીમાં તલાક.

**સવાલ( પર૩–ર૬):–** એક સ્થળે એક ભાઈ બીજા મુસ્લિમભાઈઓ સાથે બેઠા હતા ત્યાં એક ગેરમુસ્લિમ ગેર કોમની છોકરી પણ હતી ત્યાં પેલી ગેરકોમની છોકરીએ પેલાભાઈને સવાલ કર્યો કે અત્યારે તારી ઓરત કયાં છે ? તો પેલા ભાઈએ તેને જવાબ આપ્યો કે,મે તો તેને ફારગતી આપી દીધી છે,આ બાબતમાં ઉલમાએ દીન શું ફરમાવે છે ?

**જવાબ( ૫૨૩–૨૬):–** ઉપરોકત વિગત અનુસાર તલાકે બાઈનનો હુકમ કઝાઅન લાગુ પડશે દિયાનતન (અલ્લાહ તઆલાના નજીક) નહિં, જેમકે શામીમાં છે કે જો ધણી જુઠો કે મજાક મશ્કરીમાં તલાકનો સ્વીકાર કરે કઝાઅન તલાક લાગુ પડી જશે. દિયાનતન નહિ આથી સદરહુ ભાઈએ ઈહતિયાતન પુનઃલગ્ન કરવા જોઈએ ધણી પોતે ઈદતમાં પણ નિકાહ કરી શકે છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામી:૪/૪૪૪ આલમગીરી:૧/૩૫૩)*

## મશકરીમાં તલાક આપવી.

**સવાલ( ૫૨૪–૨૭):–** મારા ધણીને દોરાની બીમારી છે, દોરા (વાય–ફેફરા) વખતે પેટમાં દુઃખાવો થાય છે તે સમયે કંઈ સમઝ પડતી નથી.રમઝાનમાં એવું થયું તો પડી ગયા અને કાનમાં વાગવાથી એક કાને બેહરા થઈ ગયા. બીજીવાર પડી જવાથી બીજા કાને બેહરા થઈ ગયા,મને મઝાકમાં બેવાર તલાક આપી,મેં કહયું મઝાકમાં કહેવાથી પણ તલાક થઈ જાય બન્નેવ કાને બેહરા થઈ ગયા બાદ મને કેટલીવાર કહયું તું તારા ઘેર ચાલી જા,એવી બીમારીની હાલતમાં ગુસ્સામાં બે ત્રણવાર કહયું કે તલાક આપુ છું. થોડીવાર પછી મારો ભાઈ આવ્યો તેને પણ કહયુ કે તલાક આપુ છું એને તમારા ઘેર લઈ જાવ,એનાથી આ બધી વાતો પૂછી તો કહે હું કાંઈ જાણતો નથી,મેં કાંઈ કહયું નથી તો તલાક પડશે ?

**જવાબ( ૫૨૪–૨૭):–** મઝાકમાં આપેલી બેઉ તલાક તલાકે રજઈ પડી ગઈ કારણ કે મઝાકમાં આપેલી તલાક પણ હકીકત લેખાશે. ઈદત દર્મિયાન રજુ કરવાથી ઓરત નિકાહમાંથી નહિં નીકળે. પંરતુ પાછળથી જે ઘણીવાર તલાક આપી છે તો ધણી કસમ ખાઈને કહે કે, *“ગુસ્સામાં પાગલ પણામાં દરજામાં હતો તલાકના શબ્દો બોલવાનું મને જરા પણ ભાન નથી”* તો તલાક નહિં પડે. ઓરત હરામ થશે નહિં,તથા હલાલહની જરૂરત પણ નથી,અને જો તલાક દેવાનું પણ ભાન હશે તો તલાકે મુગલ્લઝહ પડી જશે. જેમાં હલાલુ શર્ત છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામી:૪/૪૪૩ આલમગીરી:૧/૩૫૩)*

# શરઈ પંચાયતના ચુકાદા

## પંદર વર્ષથી ગાયબ પતિ અને શરઈ પંચનો ચુકાદો.

**સવાલ( ૫૨૫–૨૮):–** એક બહેનની શાદી થઈ,બે ચાર માસ સારી રીતે ઘર સંસાર ચાલ્યો, પછી ઝઘડા પડયા,સુલેહ થઈ ફરી ઝઘડો પડયો,ત્યાર પછી તેનો ધણી બહાર ચાલ્યો ગયો,આજે પંદર વર્ષ થયા પરંતુ તેનો ધણી ખર્ચ આપતો નથી અને તલાક પણ આપતો નથી,તો એ બહેન કેવી રીતે તલાક મેળવી શકે ?

**જવાબ( ૫૨૫–૨૮):–** સદરહુ બહેન મુસ્લિમ જજ કે મેજીસ્ટ્રેટ ના હોય તો શરઈ પંચાયતની અદાલતમાં કેશ માંડે અને સઘળી વિગતથી વાકેફ કરે,એ બાબત તેઓ સંપૂર્ણ તપાસ કરે અને તેણીના ધણીને ભલાઈથી રાખવા મજબૂર કરે,ના પાડે તો છુટાછેડાની માંગણી કરે,છુટાછેડા કરે તો ઠીક,નહિતર એમનો ચુકાદો છુટાછેડાની તલાક સમાન લખોશે,તેની ઈદ્દત વિત્યા બાદ બીજા સાથે નિકાહ કરી શકે છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(અલહીલતુન્ના જિઝહ: પેજ–૮૪)*

## પત્નિનો હક અદા ન કરનાર પતિ વિષે શરઈ પંચનો ચુકાદો.

**સવાલ( ૫૨૬–૨૯):–** એક ઓરતને તેનો ધણી આજે ચાર વર્ષથી બોલાવતો નથી, તથા ખાધા–ખોરાકી અને કપડાંનો ખર્ચ આપતો નથી,ઉપરાંત સમજાવવા છતાં તલાક પણ આપતો નથી,તો એ વિષે શરઈ શું હુકમ છે ? કોર્ટનો આસરો લેવો કે કેમ ?

**જવાબ( ૫૨૬–૨૯):–** ઈસ્લામી હુકૂમતના કાઝીના અભાવે તેણી શરઈ પંચાયત એટલે ઓછામાં ઓછા ત્રણ નેક દીનદારોની જમાઅત જેમાં એક આલિમ હોય તેઓ સમક્ષ પોતાનો કેસ રજૂ કરે,તેમાં બધી વિગત જણાવે કે ફલાણાં સાથે મારા નિકાહ થયા છે અને તે મારા પત્નિ તરીકેના હકો જેમકે ખોરાકી, પોશાકી વિગેરે અદા કરતા નથી,જેથી મને છુટાછેડા (તલાક) આપવામાં આવે,પંચાયત તેની પુરી તપાસ કરે,ધણીને હકો અદા કરવા ફર્ઝ

પાડે,જો ના પાડે તો છુટાછેડા કરાવી આપે,એ તલાક માન્ય લેખાશે,પછી બીજા સાથે તેણી નિકાહ કરી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(અલ હીલતુન્નાજિઝહ: પેજ-૮૨)*

## પાંચ વર્ષથી હક અદા ન કરનાર પતિ અને શરઈ પંચનો સહારો.

**સવાલ( ૫૨૭-૩૦):-** એક બાઈને તેણીનો ધણી આજે પાંચ વર્ષથી બોલાવતો નથી,તેમજ તેણીને ખર્ચ પણ આપતો નથી તો એ બાઈને તલાક લેવી હોય તો શું કરવું જોઈએ ?

**જવાબ( ૫૨૭-૩૦):-** એ બાઈ શરઈ પંચાયત અર્થાત ત્રણ દીનદારોની જમાઅત જેમાં ઓછામાં ઓછા એક આલિમ હોય તેઓ સમક્ષ ધણી ઉપર દા'વો માંડે, પંચ તપાસ કર્યા બાદ ધણીને તેણી બોલાવવા તથા ભલાઈથી રાખવા આગ્રહ કરે જો માને અને સમજી જાય તો ઠીક,નહિંતર તલાક વિષે મજબૂર કરે.

બીજો સરળ રસ્તો આ છે કે તેણી મહેર,ઈદ્દત-ખર્ચ વિગેરે હકો માફ કરી ધણીથી તલાક લે,જેને શરઈ ભાષામાં ખુલઅ્ કહે છે. એજ ખુદાપાક વધુ જાણનાર છે. *(અલહીલતુન્નાજિઝહ: પેજ-૮૨)*

## પંચનો અધિકાર !

**સવાલ( ૫૨૮-૩૧):-** અહિં એક કુટુંબમાં વારંવાર ઝઘડા થાય છે અને મામલો તલાક સુધી પહોંચે છે,તેઓને વારંવાર સમજાવવામાં આવ્યુ પરંતુ સમજતા નથી,એક ભાઈએ તલાક આપી સામે વાળાએ જવાબમાં તેની બહેનને તલાક આપી દીધી જેથી આ સમયે જમાઅતના મોટા માણસોએ અગર પંચે એવો ધારો ઘડયો કે,કુટુંબનો કોઈ માણસ પંચની પરવાનગી વગર તલાક આપશે તેને દંડ કરવામાં આવશે અથવા તેને જમાઅત બહાર કાઢવામાં આવશે. તો શું આવો કાયદો બનાવવો જાઈઝ છે ?

**જવાબ( ૫૨૮-૩૧):-** શરઈ ઉઝર વગર તલાક દેવું ઘણી ખરાબ વાત છે. શેતાન એનાથી ખૂશ થાય છે. હદીશ શરીફમાં છે કે,ઈબ્લીસ દરરોજ પાણી પર તખ્ત બિછાવી શયતાનોને ગલીઓમાં ગુનાહ કરાવવા મોકલે છે બધા

પાછા ફરી પોત પોતાની કામગીરી સંભળાવે છે. કોઈ કહે કે,મેં ફલાણા ઈસમ પાસે ઝિનાનો ગુનોહ કરાવ્યો,એક કહે કે મેં દારૂ પીવાનો ગુનોહ કરાવ્યો.

સારાંશ કે દરેક પોતે જે તે ઈન્સાનને જે ગુનોહ કરાવવામાં સફળતા મેળવી હોય તે કહે છે તો ઈબ્લીસ તેઓથી નારાજ થાય છે અને કહે છે કે તેમોએ કંઈજ નથી કર્યુ. પણ જયારે એક શયતાન આવી કહે છે કે મેં ધણી ધણીયાણીમાં ઝઘડો કરાવ્યો અને બન્ને વચ્ચે જુદાઈ કરાવી તો ઈબ્લીસ તેને ગળે લગાડે છે અને શાબાશી આપે છે અને કહે છે કે ખરેખર તેં ઘણું સારુ કામ કર્યુ. મતલબ કે તલાક ઘણી બુરી વસ્તુ છે. પરંતુ તલાક રોકવા માટે મજકુર કાયદો બનાવવું બાયકોટ કરવું દુરૂસ્ત નથી માલી દંડ શરીઅતમાં જાઈઝ નથી હદીસ શરીફમાં છે કે કોઈનો પણ માલ તેની ખૂશી વગર લેવો જાઈઝ નથી. અલબત્ત નિકાહના સમયે મહેર વધુ રાખવામાં આવે કે જેથી તલાક આપવાની જુર્અત (હિંમત) કરશે નહિં. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(મઝાહિરે હક:૧/૧૨૭)*

# હલાલહની શરઈ રીત

## સંભોગ વિના હલાલહ કરવો.

**સવાલ( પ૨૯–૩૨):**–હલાલુ કરવા ઓરતે તેના દિયર સાથે નિકાહ કર્યા, અને સંભોગ થયો નહિં,પછી ઓરતે બળજબરીથી એના દિયર પાસેથી ફારગતી લઈ લીધી,તો હલાલુ થયુ હશે કે નહિં ?

**જવાબ( પ૨૯–૩૨):**– હલાલહ માટે શર્ત એ છે કે પહેલા ધણીની તલાકની ઈદ્દત વિતી ગયા પછી બીજા સાથે નિકાહ કરવામાં આવે,અને બીજો ધણી ઓછામાં ઓછો એકવાર સંભોગ કરે,ફરી તે તલાક આપે અને તેની પણ ઈદ્દત વીતી ગયા પછી આગલા ધણી સાથે ખુશી હોય તો નિકાહ કરી શકે છે,ઈદ્દત વિતી જવા પહેલાં નિકાહ કર્યા હોય તો બાતિલ છે,તેમજ બીજા નિકાહમાં સંભોગ થયો ન હોય તો એ હલાલહ દુરૂસ્ત થશે નહિં. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે *(આલમગીરી: ૧/૪૭૩)*

## હલાલહ માટે સંભોગને જરૂરી ન સમજવું.

**સવાલ( પ૩૦–૩૩):**એક માણસે પોતાની ઓરતને ત્રણ તલાક આપી દીધી

જેથી હલાલહ વિના પાછી લાવી શકતો નથી,બીજા માણસે રીત બતલાવી કે તેણી કોઈના સાથે નિકાહ કરે અને સંભોગ ન કરે. અને તે માણસ તલાક આપે તો તુરત પહેલો ધણી નિકાહ કરી લાવી શકે છે તો શું એ ખરૂ છે ?

**જવાબ( ૫૩૦–૩૩):–** મજકૂર વાત ખરી નથી,હનફી મઝહબમાં ત્રણ તલાક આપેલ ઓરતને હલાલ થવા માટે બીજા ધણીનું સંભોગ કરવું શર્ત છે,બીજો ધણી માત્ર નિકાહ કરી સંભોગ કર્યા વિના તલાક આપશે તો હલાલહ દુરૂસ્ત નથી,સંભોગ કર્યા પછી તલાક આપે અને તેની ઈદત ગુજરી ગયા પછી પહેલો ધણી નિકાહ કરે તો હલાલ થશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(આલમગીરીઃ ૧/૪૭૩. હિદાયાઃ ૨/૩૯૯. શામી,૪/૨૫૭ )*

# ગુસ્સામાં આપેલ તલાક

## ગુસ્સામાં *'' તુ મારા માટે હરામ છે ''* કહેવું.

**સવાલ( ૫૩૧–૩૪):–** એક માણસે ગુસ્સાની હાલતમાં પોતાની ઓરતને કહયું કે ''તુ મારા માટે હરામ છે,'' આ શબ્દો એકજ વાર બોલ્યો,તો શું તલાક પડી જશે ?

**જવાબ( ૫૩૧–૩૪):–** દર્શાવેલ તલાક બાબત ઉચ્ચારેલ વાકયથી એક તલાકે બાઈન પડી ગઈ જેથી તેણી નિકાહમાંથી નીકળી હરામ થઈ ગઈ, તેણીને રાખવા માટે નવેસરથી નિકાહ પઢવા પડશે,હલાલહ કરવાની જરૂરત નથી કેવળ નિકાહથી તેણી હલાલ થઈ જશે,ધણી પોતે પોતાની મુતલ્લકહ (તલાક આપેલી પત્નિ)સાથે ઈદતમાં પણ નિકાહ કરી શકે છે,ઈદત વિતવાની રાહ જોવાની જરૂરત નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામી, ૪/૪૬૪ કાઝીખાનઃ૨/૨૫૦)*

## ધોરાજીના મુફતી સાહેબનો ફતવો અને તેનો રદિયો.

**સવાલ( ૫૩૨–૩૫):–** આશરે પાંચ વર્ષથી ઝાહિદના નિકાહ થયા છે,બન્નેવ પતિ–પત્નિમાં ઝઘડો પડતાં મહોલ્લાના ઈમામ સાહબે સુલેહ કરાવી,ફરી ઝઘડો પડતાં ઝાહિદ તલાક દેવા તૈયાર થયો,ઈમામ સાહબ તથા જમાઅતના થોડા માણસોના રૂબરૂ ત્રણ તલાકના સાથે તલાકનામુ લખી

આપ્યું,તે તલાકનામુ ઝાહિદની ઓરત અને તેણીના બાપે કબૂલ કર્યુ,

ઉપરોકત બાબતે ધોરાજીના મુફતી સાહબે ફતવો આપ્યો કે ઝાહિદે, પોતાની ઓરતને ગુસ્સાની હાલતમાં તલાક આપી છે માટે તલાક પડતી નથી, જે ફતવાના આધારે ઝાહિદ પોતાની ઓરત સાથે રહેવા લાગ્યો,બે દિવસ પછી લોકોએ બન્નેવને અલગ કર્યા,વળી તે જ ઈમામ સાહબે ઝાહિદના ફરી નિકાહ પઢાવ્યા,ઈમામ સાહબ કહે છે કે ત્રણ તલાક સાથે આપી છે એટલે હલાલહ કરવાની જરૂરત નથી;

તો શું ઉપરોકત નિકાહ થશે કે નહિં?મજકૂર ઈમામ સા.પાછળ નમાઝ થશે કે નહિં?તેવણે બીજા નિકાહ પણ પઢાવ્યા તે સહીહ ઠેરશે કે નહિં ?

**જવાબ( ૫૩૨–૩૫):–** ઝાહિદના કહેવાથી ઈમામ સાહબે ત્રણ તલાકનામુ લખ્યું છે તો ત્રણ તલાકે મુગલ્લઝહ પડી ગઈ,ધોરાજીના મુફતી સાહબનો ફતવો ગુસ્સામાં આપેલી ત્રણ તલાક પડતી નથી ખોટો છે,જેમકે ફિકહની સર્વે મો'તબર કિતાબોમાં લખેલ છે; તલાક વધુ ભાગે ગુસ્સામાં જ અપાય છે.

તેમજ ઈમામ સાહબનું મંતવ્ય (ત્રણ તલાક એકી સાથે આપી છે જુદી જુદી આપી નથી જેથી હલાલહ વિના દરૂસ્ત છે તે)પણ ખોટું છે,એકી સાથે ત્રણ તલાક દેવાથી પણ ત્રણ તલાક પડી જાય છે,જેથી હલાલુ જરૂરી છે,હલાલહ વિના ત્રણ તલાક આપનાર ધણી સાથે નિકાહ કરવા દુરૂસ્ત નથી,સંભોગ ઝિના લેખાશે અને ઔલાદ હરામની ગણાશે. *(હિદાયાઃ ૨/૩૫૫)*

ઉપરોકત મસ્અલો ન જાણવાથી ઈમામ સાહબે નિકાહ પઢાવ્યા હોય તો એમની પાછળ નમાઝ દુરૂસ્ત છે,નહિંતર મકરૂહ થશે. બીજા પઢાવેલા નિકાહોમાં કોઈ વાંધો આવશે નહિં. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(શામી, ૪/૪૩૪–૫૨૮ )*

## <u>ગુસ્સામાં એક તલાક આપવી.</u>

**સવાલ( ૫૩૩–૩૬):–** એક ઓરત છે તે ઘરકામમાં ઘણી આળસું છે, એનાથી બરાબર રોટલી ઘડાતી નથી,ખાવા રંધાતુ નથી,એટલે પતિએ ગુસ્સામાં આવી એક તલાક આપી,જેથી છોકરીવાળા પક્ષનું કહેવુ છે કે નિકાહમાંથી નીકળી ગઈ,તો તમે એ વિષે ખુલાસાવાર જવાબ આપશો.

**જવાબ( ૫૩૩–૩૬):–** જો ખરેખર એક જ ચોખ્ખી તલાક આપી હોય તો

તેણી અત્રે નિકાહમાંથી નીકળશે નહિં,હરામ થશે નહિં,ઈદ્દત અર્થાત ત્રણ હૈઝ, જો હૈઝ ન આવતું હોય ત્રણ માસ અને હમલ હોય તો બાળકના જન્મ થતાં સુધીમાં વિના નિકાહ લોટાવી શકાય, જો ઈદ્દતમાં લોટાવશે નહિં તો ઈદ્દત વિતી ગયા પછી નિકાહમાંથી છુટી થશે,પછી રાખવા માટે ફરીથી નિકાહ પઢવા પડશે. એજ અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી, ૪/૪૩૨)*

## ગુસ્સામાં બે તલાક આપવી.

**સવાલ( ૫૩૪–૩૭):–** સલામ બાદ અરજ ગુજારિશ છે કે તા. ૨૦–૯–૮૦ ના રોજ મારી ઓરત એના મયકે જવાની જીદ કરતી હતી,એને મયકે જવા દેવાની મારી ખુશી ન હતી,એણે ઘણી જ જીદ કરી અને એની જીદ છોડી નહિં, મેં ગુસ્સાની હાલતમાં બે વખત તલાક–તલાક કહી આપી,એ વખતે અમારા બન્નેવના ૫–૬ સગાઓ હાજર હતા તેઓએ કહયું કે બે વખતમાં તલાક પડતી નથી તો એના વિષે ઉલમાએદીનનો શું ખુલાસો છે ? પાછી બોલાવવી હોય તો કુર્આન અને હદીષનો શું હુકમ છે ?

**જવાબ( ૫૩૪–૩૭):–** સલામ બાદ જણાવવાનું કે ઉકત વિગત અનુસાર બે તલાક રજઈ પડી છે,તેણી અત્રે હરામ થઈ નથી,ઈદ્દત દર્મિયાન નિકાહ વિના પાછી લાવી શકે છે,હલાલહની જરૂરત નથી,પરંતુ પાછી લાવ્યા બાદ એક તલાક દેવાથી સખ્ત હરામ થઈ જશે, જેમાં હલાલહ શર્ત છે,જો ઈદ્દત દર્મિયાન લોટાવશે નહિં તો ઈદ્દત વિતી ગયા પછી તેણી નિકાહમાંથી નીકળી જશે. એજ અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી, ૪/૪૬૩)*

## ગુસ્સાની હાલતમાં ત્રણ તલાક.

**સવાલ( ૫૩૫–૩૮):–** અબ્દુર્રશીદભાઈનું કહેવું છે કે બાળકોના ઝઘડાના લઈ ઓરત સાથે ઝઘડો થયો,જેમાં મને એકદમ વધારે જ ગુસ્સો આવી ગયો અને ગુસ્સાની હાલતમાં ઝુબાનથી બે વખત તલાક અને પછી એક વખત એમ ત્રણ વખત તલાકના શબ્દો મોઢેથી નીકળી ગયા છે,તે તલાકને એમની ઓરત મજાક સમજે છે અને ઘર છોડવા માંગતી નથી તો આ બાબતમાં આપણો ઈસ્લામ ધર્મ શું હુકમ આપે છે ?

**જવાબ( ૫૩૫–૩૮):–** સદરહુ ભાઈએ ત્રણ તલાક સ્વીકારવાથી ભલેને

ગુસ્સામાં દીધી હોય તેણી સખ્ત હરામ થઈ ગઈ જેમાં હલાલુ શર્ત છે,હલાલહ વિના રાખી શકાય નહિં, પતિ–પત્નિ સખ્ત ગુનેહગાર થઈને અઝાબના પાત્ર ઠરશે;

હલાલહની રીત ઉકત ત્રણ તલાકની ઈદ્દત વિત્યા પછી તેણી બીજા સાથે નિકાહ કરે અને તે સંભોગ કરીને તલાક આપી તેની ઈદ્દત વિત્યા પછી સદરહુભાઈ (પહેલો પતિ) તેણી સાથે નિકાહ કરે ત્યારે હલાલ થશે. એજ અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી, ૪/૫૨૮)*

# તલાકના વિવિધ મસાઈલ

## સગર્ભાને ત્રણ તલાક આપવી.

**સવાલ (૫૩૬ –૩૯):–** એક માણસે તેની ઓરતને ત્રણ તલાક આપી ત્યારે તે ઓરતને ત્રણ મહીનાનો હમલ–ગર્ભ હતો, તો એવી હાલતમાં તલાક લાગુ પડશે કે નહિં ?

**જવાબ(૫૩૬–૩૯):–** હામિલા (ગર્ભવતી)ને પણ તલાક દેવાથી પડી જશે એટલે ત્રણ તલાક પડી ગઈ,તેણી સખ્ત હરામ થઈ ચુકી,હવે રૂજૂ કરી (ફરી લાવી) શકતા નથી,હલાલહ વગર તેણી હલાલ થવાનો બીજો કોઈ માર્ગ નથી, કફફારો પણ એમાં ચાલશે નહિં. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(શામી, ૪/૪૩૪)*

## તલાક આપનારને કમીટી દંડ કરે.

**સવાલ( ૫૩૭–૪૦):–** અમારા ગામમાં તલાક તથા બીજી બુરાઈઓ વધવા માંડી છે,હવે ગામના સમજદાર માણસોએ મળીને એક જમાઅત બનાવવાનો વિચાર કર્યો,તે માટે ગામના ચાર માણસોની એક કમીટી નિમવામાં આવી, જેઓએ અમૂક કાયદા બનાવ્યા,જે ગામના દરેકને બંધન કરતા હોય,અને એ કાયદાનું પાલન ન કરે તો કમીટી યોગ્ય લાગે તે સજા કરે,સજામાં વધુ ભાગે દંડ રાખવામાં આવે, અને જો દંડ ન ભરે તેને જ્ઞાતબહાર કરવામાં આવે,તો એ વિષે શરીઅતનો શું હુકમ છે ? આ દંડના નાણાં મસ્જિદ–મદ્રસામાં વાપરી શકાય કે નહિં ?

**જવાબ (૫૩૭–૪૦):–** દિન પ્રતિદિન મુસ્લિમ સમાજમાં વધતી જતી બુરાઈઓ,નમાઝ તથા રોઝાથી ગફલત,વ્યભિચાર,શરાબ પીવું,તલાક વિગેરે અટકાવવા કે સુધારવા એક કમીટી હોવી જોઈએ,દરેક ગામે એવી કમીટી બનવી જોઈએ,જે ભલી વાતોનો હુકમ કરે અને નઠારી વાતોથી રોકે,પોતે સુધરવું અને બીજાઓને સુધારવા પ્રત્યેક મુસ્લિમોનો ફર્ઝ છે,એમાં કુસૂર–ઉણપના કારણે મુસ્લિમો પર આફતો તથા જિલ્લત આવી રહી છે,ખાસ કરીને પરસ્પર કુસંપના લઈને મુસ્લિમોની હવા ધૂળ ભેગી થઈ રહી છે,નજેવી અને મામૂલી વાતમાં તલાક થાય છે,જેથી બે કુટુંબો અને સગાઓમાં ઝઘડો ફેલાય છે,તેનાથી શયતાન બહુ ખુશ થાય છે,અને અલ્લાહ તઆલાને તલાક અત્યંત નાપસંદ છે, માટે એને ડામવાની ખાસ જરૂર છે,પરંતુ શરીઅતની હદમાં રહીને એ કામ કરવામાં આવે,શરઈ ધારાઓનું ઉલંઘન અથવા તેમાં ફેરફાર જાઈઝ નથી,તથા શરીઅતમાં એવી દખલગીરી મનાઈ છે,દાખલા તરીકે દંડની શિક્ષા કરવી જાઈઝ નથી,માલી નુકશાન કર્યુ હોય તો તાવાન લઈ શકાય,દંડ લેવો મના છે, દંડના પૈસા મસ્જિદ કે મદ્રસા અથવા સામાજિક કલ્યાણના કામોમાં વાપરવા જાઈઝ નથી,બલ્કે જેના પાસેથી દંડ લીધો હોય તેને પરત કરી દેવા જરૂરી છે, આવી ભૂલો ન થાય તે માટે આલિમોની કમીટી અથવા કમીટીમાં ઓછામાં ઓછા એક આલિમ સભ્ય હોવા જોઈએ. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## તલાક પછી ભરણપોષણનો દાવો કરવો.

**સવાલ( ૫૩૮–૪૧):–** ધણીએ ઓરતને તલાક લીધા પછી બન્નેવ પાર્ટીના માણસોએ બેસી ફેંસલો કર્યો,તે મુજબ ધણીએ ઓરતને મહેર,જહેઝ,ઈદ્દતનો ખર્ચ આપી દીધો, છતાં ઓરતનો બાપ કોર્ટમાં કેસ કરી બીજા નિકાહ થતાં સુધીનો ખર્ચ માંગે છે,શું એ શરીઅતની રૂએ જાઈઝ છે ?

**જવાબ( ૫૩૮–૪૧):–** તલાક આપેલ ઓરતના બાપનો દાવો બીજા નિકાહ થતાં સુધીનો ખર્ચ કરવો શરીઅત વિરૂધ્ધ છે,બાતિલ છે. એમની એ હરકત બિલકુલ ઝુલ્મ છે, તલાક આપેલ ઓરત ઈદ્દતના ખર્ચ સિવાય વધુ ખર્ચની હકદાર નથી,કોઈ પણ આયત કે હદીષ થી સાબિત નથી ભલે સરકાર અપાવે પણ લેવું જાઈઝ નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(આલમગીરીઃ ૧/૫૫૭)*

## બીજી પત્નિના હરામ હોવાની કસમ.

**સવાલ( ૫૩૯–૪૨):**–એક ભાઈએ પોતાની પત્નિને ત્રણ તલાક આપી, પત્નિ હજુ ઈદતમાં છે અને તલાક આપનાર ભાઈએ ચાર પાંચ માણસો સામે કહયું કે હવે મારે ફરી મારી તલાક આપેલી ઓરત સાથે હલાલુ કરીને શાદી કરવી છે અને તેના વગર મારા માટે બીજી ઓરત હરામ છે,એવી કસમ ખાધી છે જેથી તેણે બીજી ઓરત સાથે શાદી કરવી હોય તો થશે કે નહિં ?

**જવાબ( ૫૩૯–૪૨):**–એ માણસ પોતાની ત્રણ તલાક આપેલ ઓરત સિવાય બીજી ઓરત સાથે નિકાહ કરી શકે છે,પરંતુ કસમ તોડવાનો કફફારો,નિકાહ કર્યા પછી આપવો પડશે, એટલે દસ ગરીબોને સવાર સાંજ પેટ ભરીને ખવડાવવું અથવા દરેકને પોણા બે કિલો ઘઉ આપવા અથવા દરેકને એક એક જોડી કપડાં આપવાં પડશે,કારણ કે હલાલને હરામ કરી લેવું અર્થાત મારા માટે બીજી ઓરત તારા વગર હરામ છે,એ કસમ લેખાય છે અને કસમ ભંગ કરવાથી કફફારો વાજિબ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(હિદાયાઃ ૨/૪૮૨)*

## પત્નિને તલાક માન્ય ન હોય.

**સવાલ( ૫૪૦–૪૩):**– મારા સાળા સાથે ઝઘડો થયો, જેણે મારા માં–બાપ સાથે પણ ઝઘડો કર્યો,હમો કોર્ટ ગયા,મારા સાળાએ આવીને કહયુ કે મારી બહેનને તલાક આપી દો, જેથી મારા પિતાના કહેવાથી મેં તેણીને ત્રણ તલાક આપી દીધી છે,છતાં તેણી માન્ય રાખતી નથી અને પહેલાંની જેમ રહેવા માંગે છે તો તેણી રહી શકે છે ? તેણી હામેલા છે,તેણીને રાખવાની શી રીત છે ?

**જવાબ( ૫૪૦–૪૩):**– દર્શાવેલ અનુસાર ત્રણ તલાક પડી ગઈ, ભલે તેણી તલાક મંજુર રાખે નહિં,તેણીની મંજુરી શર્ત નથી,હમલવાળીને પણ તલાક પડશે,જેથી તેણી સખ્ત હરામ થઈ ચુકી છે,જેમાં હલાલુ શર્ત છે,હલાલહ વગર તેણીને રાખવાનો કોઈ રસ્તો નથી,કફફારો કાફી નથી;

હલાલહની રીત આ છે કે તલાકની ઈદ્દત (બાળકનો જન્મ)વિત્યા બાદ તેણી પરાયા મર્દ સાથે નિકાહ પઢે,તે સંભોગ પછી તલાક આપે અથવા ખુદા

ન કરે તેનો ઈન્તિકાલ થઈ જાય જેથી તેની ઈદ્દત વિત્યા પછી પહેલો ધણી (ત્રણ તલાક દેનાર) નિકાહ કરે તો હલાલ થશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(શામી, ૪/૪૪૦ તથા ૪/૪૩૪ હિદાયાઃ ૨/૩૯૯)*

## તલાકે રજઈ અને રૂજૂઅ કરવાની રીત.

**સવાલ( ૫૪૧–૪૪):–**એક માણસે તેની ઓરતને એક તલાકે રજઈ આપી છે,જેના તલાકનામાની વિગત આ મુજબ છે : મારી ધણીયારીને મારા નિકાહમાંથી એક તલાક તલાકે રજઈ આપી બંધનને મુકત કરૂં છું,ત્રણ માસ સુધી ફરીથી સુધરવાની તક આપુ છું,એ દર્મિયાન નહિં સુધરવાથી ત્રણ માસ પછી તલાકે બાઈન થઈ જશે,તો એ બાબત શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ( ૫૪૧–૪૪):–** દર્શાવેલ તલાકનામાની વિગત મુજબ એક તલાકે રજઈ પડી ગઈ, એનો હુકમ આ છે કે તેણી અત્રે હરામ થઈ નથી,ઈદ્દત દર્મિયાન રૂજૂ એટલે પાછી ખેંચી લેવાથી તેણી નિકાહમાં કાયમ રહેશે,ઈદ્દત વિત્યા બાદ રૂજૂ કરવાનો અધિકાર રહેશે નહિં, એટલે જો ઈદ્દતમાં રૂજૂ કરે નહિં તો તેણી નિકાહમાંથી છુટી જશે પછી તેણીને રાખવા માટે પુનઃલગ્ન કરવા પડશે રૂજૂ કરવાની રીત નીચે મુજબ છે :

તલાકથી મૌખિક રૂજૂ કરે કે *"હું તલાકથી રૂજૂ કરૂ છું"* એના માટે ગવાહો શર્ત નથી,પરંતુ બેહતર છે કે બે મો'તબર ગવાહો સમક્ષ રૂજૂ કરે જેથી લોકો તાણાં મારે નહિં અથવા અમલથી રૂજૂ કરે એટલે ઈદ્દત દર્મિયાન તેણી સાથે સંભોગ કરે અથવા ચુંબન લઈ લે તો રૂજૂ દુરૂસ્ત લેખાશે;

રજઈ તલાકમાં ફરી નિકાહ પઢવાની જરૂરત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી, ૪/૪૩૨ હિદાયાઃ ૨/૩૯૪)*

## ત્રણ તલાક અને હલાલહની રીત.

**સવાલ( ૫૪૨–૪૫):–** હમે ગામમાં એક મકાનમાં રહીએ છીએ,મારી છોકરીની શાદી થઈ ગઈ છે અને દામાદ (જમાઈ) ઘરજમાઈ બનીને રહેતા હતા,એક દિવસ ખાવાનું સમયસર તૈયાર ન થવાથી તેણે કહયું કે *"મારી બીજી કોઈ માં–બહેન છે કે તેના ત્યાં જમવા જાઉં !?"* કેટલાક માણસોએ આ વાત સાંભળી કહયું કે છોકરીને માં–બહેન કહેવાથી નિકાહ તુટી ગયા,જમાઅત

વાળાઓએ આ ફતવો લગાવ્યો જેથી હું મારા સગાવાળાઓના ત્યાં પંદર દિવસ રહી આવી;

ત્યાર બાદ જમાઅતવાળાઓએ મારા ધણીને એમ સમજાવ્યું કે તારો દામાદ (જમાઈ) તારી દિકરીને તલાક આપી તારી પત્નિને લઈને નાસી ગયો છે એટલે મારા ધણીએ જમાઅતવાળાઓની બળજબરીથી મને ત્રણ તલાક આપી હવે મારો ઈરાદો મારા ધણી સાથે નિકાહ કરવાનો છે તે માટે હવે શું કરવું ?

**જવાબ( ૫૪૨–૪૫):–** જમાઅતનો ફતવો (જમાઈનું વાકય મારી બીજી કોઈ માં–બહેન છે કે તેને ત્યાં જમવા જાઉં બાબત) ખોટો છે. ઉપરોકત વાકયથી તલાક પડતી નથી અને તેણી હરામ થતી નથી,અજ્ઞાનતાથી કદી આવો ફતવો આપી કોઈનું ઘર ભાંગવું ન જોઈએ,જેથી સર્વ જમાઅતવાળા ગુનેહગાર થયા,શરીઅતનો હુકમ જાણતા ન હોય તો ઉલમાને પુછવું જોઈએ, સારાંશ કે તેણીના નિકાહ તુટયા નથી ફરી નિકાહ પઢવાની જરૂરત નથી.

જમાઅતનું બીજું પગલું (તમારા ઉપર તોહમત લગાડી ધણી પાસે બળજબરીથી ત્રણ તલાક અપાવી તમારૂ ઘર ભાંગ્યુ) અત્યંત મુર્ખાઈભર્યુ છે, જો ત્રણ તલાક ઉચ્ચારી હોય તો સખ્ત હરામ થઈ ગઈ,જેમાં હલાલુ શર્ત છે, હલાલહ વિના ધણી સાથે નિકાહ થઈ શકતા જ નથી,

હલાલહની રીત આ છે કે ઉપરોકત તલાકની ઈદ્દત વીતી ગઈ હોય તો પરાયા સાથે તેણી નિકાહ કરે,એ બીજો ધણી કમ અઝ કમ એકવાર સંભોગ કરી તલાક આપે,અથવા ખુદા ન કરે જો તે ધણી ગુજરી જાય અને તેની ઈદ્દત વીતી ગયા બાદ,પહેલો ધણી તેણી સાથે નિકાહ કરે,એ સિવાય બીજો કોઈ માર્ગ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ''મેને મેરી ઓરત કો રજા તલાક દે દિયા હે.''

**સવાલ( ૫૪૩–૪૬):–** એક માણસે તેની ઓરતને પિયર રવાના કરી આપી, અને ઘણાં માણસોના સામે આ શબ્દો ઉચ્ચાર્યા કે ''મેંને મેરી ઓરત કો રજા તલાક દે દિયા હે'' તો શું આ રીતે બોલવાથી તલાક પડી જશે ?

**જવાબ( ૫૪૩–૪૬):–** વિગતમાં લખેલા વાકયો *''મેંને મેરી ઓરત કો રજા તલાક દે દિયા હે''* ઉચ્ચારવાથી એક તલાકે બાઈન પડી ગઈ,ભલેને લેખિત

તલાક આપી ન હોય ! જેથી નિકાહ તૂટી ગયા અને તેણી હરામ થઈ ગઈ, ફરીથી નિકાહ પઢવા પડશે,ધણી પોતે ઈદ્દત દર્મિયાન પણ નિકાહ પઢી શકે છે,વિના નિકાહે તેણીને રાખી શકતો નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(હિદાયાઃ ૨/૩૮૧.)*

## તલાકના શબ્દો ઉચ્ચારવાનું ભાન ન હોય.

**સવાલ( ૫૪૪–૪૭):–** એક માણસની છેલ્લા બે માસથી મગજની અસ્થિરતા છે, દિવસમાં કેટલીક વાર મગજ ઉપરનો કાબૂ ગુમાવી દે છે ત્યારે ગાંડા જેવુ વર્તન કરે છે,ગમે તેવા શબ્દો બોલે છે અને વાતો કરે છે,જયારે સારી હાલતમાં બરાબર વાતો કરે છે,તેણે તેની ઓરત સાથે આખો દિવસ અને રાત સખ્ત ઝઘડો કર્યો,બન્નેવ એટલા જોર જોરથી બોલતા હતા કે ત્રીજા ઘર સુધી અવાજ પહોંચતો હતો,ઝઘડા દર્મિયાન જ ધણીએ તેની ઓરતને ત્રણ તલાક જોરથી આપી અને તે નજીકના ઘરવાળાંઓએ પણ સાંભળી,મજકૂર તલાક ધણીએ પોતાના કાબૂ બહારની હાલતમાં આપી છે,આવી હાલતમાં તલાક થઈ કે નહિં ? મજકૂર બહેન ઉપરના સંજોગોમાં તેના ધણી સાથે રહી શકે છે કે કેમ ? જો તલાક થઈ હોય તો ફરી કયારે અને કેવી રીતે નિકાહ પઢી શકાય ?

**જવાબ( ૫૪૪–૪૭):–** સવાલમાં દર્શાવેલ માણસ કસમ સાથે એમ કહેતો હોય કે ખરેખર તલાક ઉચ્ચારતી વખતે મને બિલકુલ ભાન ન હતું કે શું બોલી રહયો છું તો તલાક પડશે નહિં,અને ફરીવાર નિકાહ પઢવાની જરૂરત નથી, નહિંતર ત્રણ તલાક પડી ગઈ, ઓરત સખ્ત હરામ થઈ ગઈ જેમાં હલાલુ શર્ત છે,હલાલુ કર્યા વિના તેણી હલાલ થશે નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## પત્નિને *''તુ મારી બહેન''* કેહવું.

**સવાલ( ૫૪૫–૪૮):–** મારા દોસ્તે પોતાની ઓરતને ગુસ્સામાં બે વખતે *''તુ મારી બહેન'' ''તુ મારી બહેન''* ના શબ્દો ઉચ્ચાર્યા,આ શબ્દો કેહવાથી તલાક થાય છે ? શું હુકમ છે ?

**જવાબ( ૫૪૫–૪૮):–** સવાલમાં દર્શાવેલ શબ્દો *(તુ મારી બહેન,તુ મારી બહેન)* ઉચ્ચારવાથી તલાક પડશે નહિં,ભલેને તલાકની નિય્યતથી બોલ્યો

હોય, કારણ કે એ શબ્દો કિનાયાતે તલાક (એવા શબ્દો કે જેનાથી તલાક તરફ પણ ઈશારો થતો હોય તે)માંથી નથી,લગ્વ (નકામા–વ્યર્થ) લેખાશે,અલબત્ત એવા શબ્દો ઓરતને કેહવાથી ગુનેહગાર થશે,તૌબા કરવી જોઈએ, ઝિહારનો કફ્ફારો પણ લાગુ પડશે નહિં. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(આલમગીરી:૧/૫૦૭)*

## તલાકે રજઈ અને તલાકે બાઈનનો હુકમ.

**સવાલ( ૫૪૬–૪૯):–** એક માણસે પોતાની ઓરત સાથે ઝઘડો કર્યો,જેથી ઓરત પોતાના બાપના ઘેર ચાલી ગઈ,પછી તે માણસે તેણીને તલાક આપી દીધી, થોડા દિવસ પછી ઓરત પાછી તેના ધણીના ઘેર આવી રહેવા લાગી,હવે તે ઓરત સાથે સંભોગ કરવો હલાલ છે કે હરામ ? અને એ માણસના પાછળ નમાઝ થઈ શકે કે નહિં ?

**જવાબ( ૫૪૬–૪૯):–** જો એ માણસે એક અથવા બે તલાકે રજઈ આપી હોય તો તેણી ઈદત વિતતા સુધી નિકાહમાં જ રહે છે હરામ થઈ જતી નથી, જેથી વિના નિકાહે ઈદતમાં તેણી સાથે રૂજૂઅ કરી શકો છો;

મૌખિક રૂજૂઅ કરે કે હું તલાકથી રૂજૂઅ કરૂં છુ,બેહતર છે કે રૂજૂઅ કરતી વખતે બે મો'તબર ગવાહો બનાવી લે જેથી લોકો તાણાં મારે નહિ; અથવા ચુંબન આપવાથી કે સંભોગ વડે પણ રૂજૂઅ કરી શકે છે; ઈદત વિતી ગયા પછી રૂજૂઅ કરી શકતા નથી,પછી તો નિકાહ જ પઢવા પડશે.

અને જો એક તલાકે બાઈન એટલે નિકાહ તોડનારી તલાક આપી હોય તો તેણી હરામ થઈ જશે અને સંભોગ જાઈઝ નથી,નિકાહ નવેસરથી કરવા પડશે,ધણી પોતે ઈદત દર્મિયાન પણ નિકાહ પઢી શકે છે;

વિના નિકાહે તલાક દીધેલી ઓરત રાખનાર પાછળ નમાઝ મકરૂહે તહરીમી છે, જો તેને સમજાવવા છતાં ફરીથી નિકાહ ના પઢે તો ઈમામતથી છુટા કરવા જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(હિદાયા: ૨/૩૯૯)*

## તલાક થયે ધણીએ દાગીના પરત લેવા.

**સવાલ( ૫૪૭–૫૦):–** પતિ,પત્નિને તલાક આપી દઈ તલાકનામામાં

લખાવે કે આજથી તને તલાકે બાઈન આપવામાં આવે છે અને તારા મહેરના પૈસા ઈદતમાં એજ હાલતમાં હું ચુકવીશ કે જયારે મારા દાગીના જે તારી પાસે છે તે મને સોંપી દેવામાં આવે તો એ વિષે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ( ૫૪૭–૫૦):–**માંગણી વ્યાજબી છે,તેણી પાસે ધણીની વસ્તુઓ, દાગીના,કપડાં વિગેરે જે કંઈ હોય તે પરત કરી દેવી જોઈએ,તેમજ ધણીની જે કંઈ અમાનત તેણી પાસે હોય આપી દેવી જોઈએ,લેવડ–દેવડ સાફ કરી દેવી જોઈએ,નિકાહ વખતે જે મહેર નકકી કરી હોય તે આપી દેવી ધણી ઉપર વાજિબ છે,નાફરમાન ઓરત માટે ઈદત ખર્ચ નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(આલમગીરીઃ૧/૫૪૫)*

## તને તલાક દઈ દેવા જેવી છે.

**સવાલ( ૫૪૮–૫૧):–** એક માણસે પોતાની ઓરતને,બીજા ભાઈની ઓરત સાથે ઝઘડો કરતાં જોઈ એક વખત તલાક આપી છે,ત્યાર બાદ થોડીવારે ફરી ઝઘડો કરતાં જોઈ બે વખત એમ બોલ્યો કે "તને તલાક દઈ દેવા જેવી છે" જેની એક માસ્તર ગવાહી આપે છે,માટે હવે નિકાહમાં લાવવાની શું તર્કીબ છે ? હલાલો કરવો પડશે કે કેમ ?

**જવાબ( ૫૪૮–૫૧):–** દર્શાવેલ વિગત અનુસાર એક તલાક રજઈ પડી ગઈ; બીજા વાકય *"તને તલાક દઈ દેવા જેવી છે"* થી તલાક પડશે નહિં,માટે હલાલુ કરવું પડશે નહિં,

ઉપરોકત તલાકની ઈદત એટલે હૈઝવાળી ઓરતને ત્રણ હૈઝ,નહિંતર ત્રણ માસ અને ગર્ભવતી હોય તો બાળકનો જન્મ (એ ઈદત)વિતી ન ગઈ હોય તો નિકાહ વિના રૂજૂ કરી શકાય;

રૂજૂઅ કરવાની રીત એ છે કે એમ કહે કે હું તલાકથી રજૂ કરી મારી ઓરતને નિકાહમાં લાવુ છું અથવા સંભોગ કરી અથવા ચુંબનથી પણ રૂજૂ કરી શકાય,જો ઈદત વીતી ગઈ હોય તો બે ગવાહો સમક્ષ નિકાહ કરવા પડશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

(હિદાયાઃ ૨/૩૯૪ તથા ૩૯૫)

## તલાક આપવાનો ધણી ઈન્કાર કરે તો!

**સવાલ( ૫૪૯–૫૨):–**એક માણસે તેની ઓરત સાથે ઝઘડો થતાં ઓરતે

માણસને કહયું કે મને ફારગતી આપી દે તો મરદે કહયું ''તુ ફારગતી–ફારગતી–ફારગતી ના કર તને ફારગતી મળશે.'' ૫૦ ફૂટ દૂર ઉભેલા એક પુરૂષે ફારગતી–ફારગતી–ફારગતી શબ્દો સાંભળયા,તેની આગળ પાછળના શબ્દો સાંભળ્યા નથી,એવીજ ગવાહી ૧૦૦ ફૂટ દૂર ઉભેલી એક ઓરતે આપી છે,તો એ રીતે આ ઓરતની ફારગતી થઈ કે નહિં ? તે માણસ કહે છે કે મેં ફારગતી આપી નથી તેમજ મારો ઈરાદો પણ નથી; લોકવાયકા એવી છે કે આ ઓરતને ફારગતી થઈ ગઈ,તો ધણી એ માટે કસમનામું લખવા તૈયાર છે કે એને ફારગતી થઈ નથી એનો જવાબ આપશો.

**જવાબ( ૫૪૯–૫૨):**–ઉકત વિગત અનુસાર ફારગતી થઈ નથી,કારણ કે સદરહુ ધણી ફારગતીનો ઈન્કાર કરે છે,કસમ ખાવા તૈયાર છે અને ફારગતીના બે પુરૂષો મો'તબર ગવાહો નથી,જેથી ફારગતીનો હુકમ આપી શકાય નહિં, આથી તેણીને ધણીયાણી તરીકે રાખવા માટે નવેસરથી નિકાહ પઢવાની જરૂરત નથી. એજ ખુદાપાક વધુ જાણનાર છે.

*(કિફાયતુલ મુફતી:૬/૬૭)*

## જા મેં તને રજા આપી દીધી.

**સવાલ( ૫૫૦–૫૩):**–એક વ્યકિતએ પોતાની પત્નિને આ વાકયો કહયા, (૧) જા મેં તને રજા આપી દીધી, (૨) જા હું તારી રજા ઘેર મોકલાવી દઈશ,એટલે કે રજા વિષેનો કાગળ ઘેર મોકલાવીશ;

ઉપર મુજબના વાકયોમાંથી વાકય નં. (૧) ફકત એકવાર બોલ્યો અને વાકય નં.(૨) ચારથી પાંચ વાર બોલ્યો,તો તેની પત્નિને તલાક થશે ? તેના વિષે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ( ૫૫૦–૫૩):**–સવાલમાં દર્શાવેલ વાકય નં. (૧) (જા મેં તને રજા આપી દીધી) તલાકની નિય્યતથી ઉચ્ચાર્યા હોય તો એક તલાકે બાઈન અર્થાત નિકાહ તોડનારી તલાક પડી ગઈ;

વાકય નં. (૨) માં તલાક પડશે નહિં,કારણ કે ભવિષ્યમાં તલાકના ઈરાદાથી તલાક પડતી નથી,ભલેને ચાર પાંચ વાર બોલ્યો હોય ! આથી તેણીને રાખવા ફરીથી નિકાહ નવેસરથી કરવા પડશે,હલાલહની જરૂરત નથી,પરંતુ હવે બે તલાકથી સખ્ત હરામ થઈ જશે,જેમાં હલાલુ શર્ત છે. એજ

અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી, ૪/૫૨૮ તથા ૪/૫૨૯)*

## કોર્ટથી છુટાછેડા.

**સવાલ( ૫૫૧–૫૪):–**એક સ્ત્રી પોતાના પતિ તેમજ સાસુ,સસરા સાથે રહેતી હતી,થોડીક મુદ્દત બાદ અંદર અંદર સખ્ત ઝઘડા થયા અને વાત કોર્ટ સુધી પહોંચી બે વર્ષ પછી ઓરતે કોર્ટથી ફારગતી લીધી તો હવે આ મામલામાં શરીઅતથી હલાલુ થઈ શકે છે ?

**જવાબ( ૫૫૧–૫૪):–**જેમકે હદીસ શરીફમાં ચોખવટ છે તેમ તલાક દેવાનો અધિકાર ફકત ધણી (પતિ) ને જ છે.પતિ સિવાય બીજો કોઈ તલાક આપી શકતો નથી,બાપ બેટાની પત્નિને,માલિક ગુલામની પત્નિને,પણ તલાક આપી શકતો નથી,જેથી જો ફકત સરકારે (કોર્ટે) છુટા છેડા કરાવ્યો હોય તો તે માન્ય લેખાશે નહિં,અલબત્ત કોર્ટ પતિ પાસે ત્રણ તલાક અપાવી હોય તો હલાલુ કરવુ પડશે. પણ જો ત્રણથી ઓછી તલાક દીધી હોય તો પણ હલાલહની જરૂરત નથી,નવેસરથી નિકાહ પઢીને રાખી શકે છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી, ૪/૪૩૧ આલમગીરીઃ ૧/૩૫૩)*

## એકાંતમાં તલાક આપવી.

**સવાલ( ૫૫૨–૫૫):–**એક મુસ્લિમ ભાઈએ ગુસ્સામાં આવીને પોતાની પત્નિને બે વાર તલાક આપી દીધી. એ જયારે બે વાર તલાક બોલ્યો ત્યારે પતિ પત્નિ સિવાય કોઈએ તલાક આપી એ સાંભળ્યું નહિં તો મુસ્લિમ કાયદાની રૂએ આ તલાક થઈ જશે કે નહિં ? અગર તલાક થઈ ગઈ હોય અને પતિ પોતાની પત્નિને પાછો રાખવા માંગતો હોય તો એણે શું તર્કીબ કરવી જોઈએ ?

**જવાબ( ૫૫૨–૫૫):–**દર્શાવેલ વિગત મુજબ બેજ તલાક ચોકખી આપી હોય બે રજઈ તલાક પડી ગઈ જેથી ઈદ્દત ત્રણ હૈઝ (માસિક)અને હૈઝ ન આવતુ હોય ત્રણ મહિના અને જો સગર્ભા હોય પ્રસુતિ દર્મિયાન બોલાવી શકાય.જો ઈદતમાં બોલાવશે નહિં તો ઈદત વિત્યા બાદ તેણી નિકાહમાંથી નિકળી જશે,બોલાવ્યા બાદ હવે તે એકજ તલાકનો માલિક રહેશે એટલે કે એક તલાક દેવાથી સખ્ત હરામ થઈ જશે,જેમાં હલાલુ શર્ત છે. ફકત અલ્લાહપાક

વધુ જાણનાર છે. *(શામી:૪/૪૬૩)*

## શર્તી તલાક અને તેનો હુકમ.

**સવાલ( ૫૫૩–૫૬):–** એક માણસે પોતાની ઓરતને શિક્ષા આપવાની નિય્યતે આ પ્રમાણે કહયું કે *“તુ મારી રજા સિવાય ફલાણી જગ્યાએ જશે તો તુ મારા નિકાહમાંથી છુટી;”*

અમૂક સમય પછી ઓરત ધણીની ઈજાઝત વિના તે જગ્યાએ જઈ પાછી આવી ત્યારે તેણીને બે–ત્રણ મહીનાનો હમલ હતો,ત્યારથી તેણી પોતાના માં–બાપના ઘેર જ રહે છે અને અત્યારે તેણીને છોકરીનો જન્મ થયો છે;

હવે બન્નેવના કુટુંબીઓ તમન્ના રાખે છે, બન્નેવ પતિ–પત્નિ તરીકે રહે,તો આ બાબતમાં મસ્અલો શું છે ? ઓરતને તલાક થઈ જાય કે નહિં ? ફરી લાવવા માટે નિકાહ કરવા પડશે કે હલાલુ કરવું પડશે ?

**જવાબ( ૫૫૩–૫૬):–** સવાલમાં દર્શાવેલ વિગત અનુસાર એક તલાક પડી ગઈ, તલાકના સમયે તેણી સગર્ભા હતી એટલે બાળકનો જન્મ થવાથી તેની ઈદ્દત પુરી થઈ ગઈ,જો તેણીને ફરીવાર રાખવી હોય તો નવેસરથી નિકાહ પઢી રાખે,એમાં હલાલહની જરૂરત નથી,પરંતુ હવે પછી પતિ બે તલાકનો જ માલિક રહેશે,એટલે બે તલાક આપવાથી તેણી સખ્ત હરામ થઈ જશે જેમાં હલાલુ શર્ત છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(આલમગીરી:૧/૪૧૬)*

## “તુ મારા ઉપર હરામ છે.”

**સવાલ( ૫૫૪–૫૭):–** એક માણસે પોતાની ઓરતને ત્રણવારથી વધુ કહયું કે *“તુ મારા ઉપર હરામ છે”* તો એમ કહેવાથી તલાક પડશે ? પડશે તો કઈ તલાક પડશે ?

**જવાબ( ૫૫૪–૫૭):–** *“તુ મારા ઉપર હરામ છે”* ના શબ્દો જયારે ઓરતને ત્રણથી વધુ વાર કહયા તો તેનાથી એક તલાકે બાઈન પડશે,અને ઈદ્દત દર્મિયાન અથવા ઈદ્દત પછી જયારે ઈચ્છે બન્નેવ ખુશીથી નવા નિકાહ કરી શકે છે,હલાલહની જરૂરત નથી,પહેલીવાર “તુ મારા ઉપર હરામ છે”ના શબ્દો કહેવાથી એક તલાકે બાઈના પડી અને તે પછી જેટલી વાર એ શબ્દ વાપર્યો તેનાથી બીજી તલાક નહિં પડે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામી,૪/૪૬૪ )*

## તલાક માટે ઈસ્લામ ત્યાગવો.

**સવાલ( ૫૫૫–૫૮):–** એક છોકરીની શાદી થતાં બે વર્ષ સાસરે રહી,પરંતુ ધણી કામ વગરનો હોવાથી નિભાવ થયો નહિં,જેથી છોકરી દોઢ વર્ષથી માં–બાપના ઘેર છે,જયારે છોકરો પણ ઓરતને બોલાવવા રાજી નથી,ઉપરાંત છોકરી તરફથી તલાકની માંગણી થતાં જવાબ પણ આપતો નથી,હવે છોકરીનો એવો વિચાર છે કે હું ઈસ્લામ મઝહબને છોડી કોઈ બીજો ધર્મ સ્વિકારૂં અને ફરી મુસલમાન થઈ કોઈ મુસ્લિમ સાથે નિકાહ કરીશ તો શું એમ કરવું કેવું છે ?

**જવાબ( ૫૫૫–૫૮):–** છોકરીએ છુટાછેડા માટે ઈર્તિદાદ (ઈસ્લામ ત્યજી બીજો ધર્મ સ્વીકારવો) નો જે વિચાર કર્યો છે એ હરામ છે,ખુદાપાકની પનાહ ! એ ઈમાન લુંટવા શૈતાની ધોકો છે,ખુદા ન કરે જો એજ હાલતમાં મરણ પામશે તો હંમેશા દોઝખી ઠરશે;

સવાલમાં દર્શાવેલ રીત એક કથન અનુસાર નિકાહ તો તુટી જશે પરંતુ તેણીને ફરી ઈસ્લામ લાવ્વા બાબત મજબૂર કરવામાં આવશે,અને પહેલા ધણી સાથે જ ફરી નિકાહ પઢાવવામાં આવશે બીજા સાથે નિકાહ કરી શકતી નથી;

*(અલહીલતુન્નાજિઝહ: પેજ–૧૨૦ તથા ૧૧૬)*

સારાંશ કે બીજો ધર્મ સ્વીકારવાથી તેણીનો હેતુ પ્રાપ્ત થશે નહિં,એના કરતાં સરળમાર્ગ જેના ઉપર સર્વે ઉલમા સંમત છે તે આ છે કે તેણી ખુલ્અ (મહેર,ઈદતખર્ચ વિગેરે માફ કરી તલાક લેવી) મારફતે છુટાછેડા કરાવે,જો એમ કરવાથી પણ ના પાડે તો શરઈ પંચાયત–ત્રણ દીનદારોની જમાઅત જેમાં ઓછામાં ઓછા એક આલિમ હોય–સમક્ષ તેણી કેસ રજૂ કરે,ઉપરોકત પંચાયત સંપૂર્ણ તપાસ કરે અને જો તેણીની ફરિયાદ ખરી હોય તો ધણીને દવા કરાવ્વા એક વર્ષની મોહલત (ઢીલ) આપે,જો એક વર્ષમાં સંભોગની શકિત આવે તો ઠીક ,નહિંતર તેની પાસેથી તલાક લઈ છુટી કરે જો તલાક આપે નહિં તો પંચાયતને છુટાછેડા કરવાનો અધિકાર છે, એ તલાકના હુકમમાં લખોશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(અલહીલતુન્નાજિઝહ: પેજ–૫૬)*

## પિયર જવાથી તલાક પડશે ?

**સવાલ( ૫૫૬–૫૯):–** એક ઓરત પોતાની મરજીથી પીયર ચાલી ગઈ, તો એને છુટી કરવા તલાકની જરૂરત રહે છે કે કેમ ?

**જવાબ( ૫૫૬–૫૯):–** તલાક વિના છુટી થશે નહિં, પિયર ચાલી જવાથી છુટાછેડા થશે નહિં. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(કાઝીખાન: ૨/૨૦૭)*

## ત્રણ તલાક અને ગેરમુકલ્લિદીન.

**સવાલ( ૫૫૭–૬૦):–** મારી બહેનને તેના પતિ તરફથી ઘણાં જ લાંબા સમય અગાઉ એક વખત તલાક આપવામાં આવી હતી,ત્યાર બાદ લગભગ પંદર વર્ષ પછી ફરીથી સંબંધો બગડતાં ત્રણ–ચાર ગવાહોની હાજરીમાં તેના પતિ તરફથી બે વાર તલ્લાક–તલ્લાક શબ્દો બોલી તલ્લાક આપવામાં આવેલી છે, અને તુરત જ ઘરના બહાર નીકળી જઈ, *"અગાઉ એક વખત આપવામાં આવેલી છે"* એમ તેના પતિ તરફથી દોહરાવવામાં આવ્યું હતું,તો આ બાબતે તેના શોહરે ઉપર મુજબ આપેલી તલાક બેવાર કે ત્રણવાર સમજવી ? એ વિષે ખરી હકીકત શું છે તે જણાવશો ?

ઉપર મુજબ થયેલ તલાક અનુસાર તેણીના શોહરને પસ્તાવો થતાં તેમના તથા તેમનાં સગાવહાલાં તરફથી તા.૨૫–૧–૭૭ ના રોજ મુંબઈથી ફતવો મંગાવી ઈદ્દતની મુદત પુરી થવાના છેલ્લા દિવસે મારી તથા મારા ઘરના માણસો સાથે સમાધાન કરી બહેનને પાછી બોલાવી લઈ ગયા હતા;

ફતવાની નકલ આ સાથે શામેલ છે,હાલમાં તેણી તેના પતિ સાથે જ રહે છે તો આ ફતવાને આધિન તેના શોહર ફરીથી પત્નિ તરીકે રાખેલ હોય જે કુર્આન અને હદીષની રૂએ બરાબર છે ? તે અંગે સ્પષ્ટતા કરવા વિનંતી છે;

ઉપરોકત ફતવા અનુસાર સદર ફતવો એહલે હદીષનો હોવાથી આમ જમાઅતના માણસો તેને કબૂલ રાખતા નથી,અને તેને કારણે આમ જમાઅતના તમામ ભાઈઓએ મારા તથા બહેનના ઘર સાથે તમામ જાતના વ્યવહાર ઉપર પ્રતિબંધ મુકેલ છે,હમારા સારા કે નસરા પ્રસંગે વ્યવહાર રાખવામાં આવતો નથી તો આ બાબતે કુર્આન અને હદીષની રૂએ આપવામાં આવેલ મુંબઈનો તા. ૨૫–૧–૭૭ નો ફતવો ખોટો હોય તો,મને તથા મારા કુટુંબીજનોને "ઈદ્દતની મુદત પુરી થઈ જાય છે અને આજે જ નિર્ણય લેવો જોઈએ એ બહાના હેઠળ ગેરસમજ આપી જમાઅતની જવાબદાર વ્યકિતઓ

ફરીથી મારી બહેનને બોલાવી લઈ ગયા; એ કુર્આન અને હદીષની રૂએ ખોટું હોય તો તેઓ ગુનેહગાર ખરા કે કેમ ? આ બાબતે આવનાર વ્યકિતઓ તરફથી ઈરાદાપુર્વક ગેરકૃત્ય કરવામાં આવ્યું હોય તો તેઓની પત્નિઓ તેઓના નિકાહમાં રહી શકે કે કેમ ? તેની પણ સ્પષ્ટતા કરવા વિનંતી છે.

**જવાબ( ૫૫૭–૬૦):–** આ સાથે આપનો રવાના કરેલ એહલે હદીષનો ફતવો, ચારેવ બરહક ઈમામો (રહ.)ના મઝહબ વિરૂધ્ધ છે,જેથી રદ ઠરશે, અગાઉ એક અને પછી બે તલાક આપવાથી ત્રણ તલાક પડી ગઈ અને તેણી સખ્ત હરામ થઈ ગઈ તેમાં હલાલહ શર્ત છે,હલાલહ વિના બીજો રસ્તો નથી, એહલે હદીષના ફતવાથી તેણી હલાલ થશે નહિં, કહેવત છે કે અલ્લાહ તઆલાના નજીક સખ્ત હરામ થયેલી,મુફતી અને કાઝીના કહેવાથી હલાલ થશે નહિં,એહલે હદીષનો ફત્વો કેમ મંગાવ્યો ? ઓરતના ખાતર એમ કરવું ઈમાન જવાનો ભય છે,તેણીને છુટી કરી દો,જયાં સુધી છુટી કરે નહિં જમાઅતનું પગલું એટલે બાયકોટ બરાબર યોગ્ય છે. એજ ખુદાપાક વધુ જાણનાર છે. *(શામી,૪/૪૩૪ આલમગીરીઃ૧/૩૫૫)*

## કારણ વિના તલાક આપવી.

**સવાલ( ૫૫૮–૬૧):–** કોઈ પણ કારણ વિના દિકરા દિકરીની સગાઈ ફોક કરવા અંગે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ( ૫૫૮–૬૧):–** વિના ઉઝરે સાસરા–સગાઈ તોડવી મનાઈ છે, એનાથી બે કુટુંબોમાં દુશ્મની તથા કડવાશ થાય છે. જેની બાબત સખ્ત વઈદો આવેલ છે હદીષ શરીફમાં છે કે શબેબરાત (શાબાનની પંદરમી બરકતવાળી રાત)માં અલ્લાહ તઆલા સર્વેની મગફિરત (બક્ષિશ) ફરમાવે છે સિવાય સંબધ તોડનાર જયાં સુધી કે તે મેળાપ કરે નહિં.

જેથી પ્રથમ જોઈ વિચારી સગાઈ કરવી, કર્યા બાદ વિના ઉઝરે તોડવી નહિં, અલબત્ત સબબ– કારણસર જેમકે છોકરી નાલાયક, બદચલન નીકળી તો તોડી શકાય. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## તલાક આપતાં પહેલાના કાર્યો.

**સવાલ(૫૫૯–૬૨):–** એક માણસની શાદી થવાને બે વર્ષ થયા,તેને જાતી સંબધને કારણે પોતાની ઓરતને તલાક આપવી છે,ઓરત તેના પિયરમાં છે,

તે માણસે દહેઝમાં રૂા. ૧૧૦૦/– પુરા આપ્યા છે,તો મહેર અને ઈદ્દતના પૈસા એમાંથી કાપી શકાય કે નહિં ?

**જવાબ( ૫૫૯–૬૨):–** તલાક અલ્લાહ તઆલાને અત્યંત નાપસંદ છે, શૈતાન એનાથી બહુંં ખુશ થાય છે,કારણ કે પતિ–પત્નિનું ઘર તુટવાથી બન્નેવના કુટુંબોમાં ઝઘડો થશે,જેથી શકય સુધી ઘર બનાવવાનો પ્રયાસ કરવો,સ્ત્રી વાંકી પાંસણીથી પૈદા થઈ છે,એમાં વાંકાપણુ ફિત્રી (પ્રાકૃતિક) છે,વળી અકકલની પણ ઓછી હોય છે,જેથી દરગુઝર કરવું જોઈએ,તલાક બાબતમાં ઉતાવળ કરવી નહિં,પ્રથમ તેણીને સમજાવવી જોઈએ,ન સમજે તો તેણી સાથે સુવાનું છોડી દે,અને તલાકની ધમકી આપે છતાં ન સુધરે મારે પીટે, છેવટે તલાક આપે;

જો દહેજની રકમ બક્ષિશ આપી હોય અથવા તમારા ત્યાં બક્ષિશનો રિવાજ હોય તો મહેર અને ઈદ્દતખર્ચ એમાંથી પરત લઈ શકાય નહિં,અને જો બક્ષિશ ન હોય તો પરત લઈ શકાય,કારણ કે ઉપરોકત રકમ તમારી છે.

*(ઈમદાદુલ ફતાવા: ૪/૩૩૯)*

## તલાક તો આપશો જ નહિં.

**સવાલ( ૫૬૦–૬૩):–** મારી ઓરત મારા સાથે ઝઘડો કરી મારા ચાર નાના નાના બાળકોને છોડી એના ભાઈના ઘેર ચાલી ગઈ છે અને હવે બળજબરીથી તલાક માંગે છે, ઉપરોકત લોકોને ફરિયાદ કરે છે કે મારો ધણી મારૂં ભરણપોષણ કરતો નથી, તેણીના ભાઈઓ મને મારવાની ધમકી આપે છે કે ફારગતી આપી દે,તો એ માટે શરઈ હુકમ શું છે ?

**જવાબ( ૫૬૦–૬૩):–** ફારગતી અલ્લાહ તઆલાને બહુંં નાપસંદ છે,શૈતાન બહુંં ખુશ થાય છે, કારણ કે એનાથી બે કુટુંબમાં જુદાઈ અને દુશમની થાય છે,વળી માસૂમ બચ્ચાં રખડી જશે,માટે ફારગતીનું પગલું તો ભરસો જ નહિં,તેણીને સમજાવવામાં આવે,તેણીના હકો દેવાની બાંયધરી દેવામાં આવે કે હવે પછી ઝુલ્મ અને અત્યાચાર કરવામાં આવશે નહિં,ભવિષ્યમાં સારો વર્તાવ કરવામાં આવે,તેણી સાથે વાત વાતમાં ઝઘડો કરવો જોઈએ નહિં,નાની ભુલોથી દરગુઝર કરવું જોઈએ,સ્ત્રીજાતમાં ફિત્રી (પ્રાકૃતિક) વાંકાપણું છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

(મિશકાત શરીફ,૨૮૩)

## તલાક દેવા ઈચ્છતાને શરઈ માર્ગદર્શન.

**સવાલ( ૫૬૧–૬૪):–** એક માણસને ત્રણ નાના બાળકો છે, તેને પોતાની ઓરત સાથે રોજ જ ઝઘડો થાય છે,જેથી તે માણસ ઓરતને તલાક દેવા ચાહે છે,તો એ બાબતમાં શરઈ હુકમ છે ?

**જવાબ( ૫૬૧–૬૪):–** તલાક અલ્લાહ તઆલાને બહું નાપસંદ છે, શૈતાન બહું ખુશ થાય છે કે, પતિ–પત્નિમાં જુદાઈ બે કુટુંબોમાં ઝઘડો ફેલાશે,આથી મા'મૂલી અને નજેવી બાબતમાં તલાક દેવી વ્યાજબી નથી,બલ્કે શકય સુધી નિભાવવાનો અને ઘર બનાવવાનો પ્રયાસ કરવો જોઈએ,હઝરત (સ.અ.વ.) એ પત્નિ સાથે સારી વર્તણુંકની તાકીદ ફરમાવી છે,અને તેણીની ભૂલો અને કુસૂરોથી દરગુઝર કરવાનું સુચન કર્યુ છે, કે સ્ત્રી જાતી વાંકી પાંસણીથી પૈદા કરવામાં આવી છે,એમાં વાંકાપણુ અસ્લી પેદાઈશી છે,જો સીધી કરવા જશો તો તુટી જશે,ઓરત સાથે સહનશીલતા અને ધીરજથી કામ લેવું જોઈએ, પ્રથમ નરમીથી સમજાવવું જોઈએ જો ન સમજે તો હમબિસ્તરી તજી દે, છતાં ન સમજે તો એવી રીતે મારપીટ કરે કે તેણીના અવયવ તુટે નહિં,પછી અંતિમ માર્ગ તલાક છે,આવી રીતે કુર્આન શરીફ અને હદીષ શરીફમાં વર્ણાવવામાં આવ્યું છે;

ઘણાં ખરા માણસો ઉતાવળમાં પાછળનો વિચાર કર્યા વિના ગુસ્સામાં જલ્દીથી ત્રણ તલાક બોલી જાય છે,પાછળથી પસ્તાય છે;

જે પુરૂષ ઓરતની અણસમજના કારણે પડતી તકલીફ ઉપર સબર કરશે તો તેને હઝરત ઐયુબ (અલ.)જેવો સબ્રનો સવાબ મળશે,અને જે સ્ત્રી ધણીની સખ્તી અને કુસૂર ઉપર સબર કરશે તો તેણીને હઝરત આસિયહ (રદી.) જે ફિર્ઓનની પત્નિ હતાં અને ઘણાં નેક હતાં જેવણે હઝરત મૂસા (અલ.) ને ઉછેર્યા હતા તેમના જેવો સબ્રનો સવાબ મળશે;

કેટલાક નાદાની કરી આલિમોને પુછતાં ફરે છે કે કંઈ માર્ગ કાઢો,પછી મુફતી,કાઝી,આલિમ શું કરી શકે! ? માટે એવી સૂરતમાં બેહતર આ છે કે તલાક આપો નહિં,કારણ કે સાથે નાના બાળકો હોય છે જે માસૂમ બાળકો રખડી જવા તથા દુ:ખી થવાનો ભય રહે છે,માટે આવી સ્થિતિમાં માણસે ગમ

ખાઈ, સબ્ર ધારણ કરવી અફઝલ અને બેહતર છે,કે પાછળથી પસ્તાવો કરવો પડે નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(મિશકાત શરીફ:પેજ:૨૮૦)*

# ગવાહો પર અવલંબિત તલાક

## પતિ–પત્નિને તલાકની ખબર ન હોય તો ?

**સવાલ( ૫૬૨–૬૫):–** એક માણસે દારૂના નશામાં પોતાની ઓરતને તલાક આપી છે,પંરતુ તે માણસ કહે છે કે મેં તલાક આપી નથી,તેમની પત્નિ પણ કહે છે કે એ તલાક બોલ્યા કે નહિં ? તે મેં સાંભળ્યુ નથી,પરંતુ પડોશીઓમાંથી બે પુરૂષ અને ત્રણ સ્ત્રીઓ એમ કહે છે કે એ માણસ ત્રણ તલાક બોલ્યા છે,તેઓના આધારે પતિ–પત્નિને છુટાં કર્યા છે, તો તેણીને તલાક પડી કે નહિં? એ બન્નેવ ખુશીથી રહેવા માંગતા હોય તો રહી શકે કે કેમ ? શરીઅતની રૂએ ખુલાસો આપશો ?

**જવાબ( ૫૬૨–૬૫):–** જયારે ધણી તલાકનો ઈન્કાર કરે છે તો તલાકનો હુકમ ગવાહી ઉપર અવલંબિત છે,જો ઓછામાં ઓછા બે પુરૂષ અથવા એક પુરૂષ અને બે સ્ત્રીઓ દીનદાર,મો'તબર કે જેમની ગવાહી દીની બાબતોમાં માન્ય હોય તેઓ ત્રણ તલાકની ગવાહી આપે તો ત્રણ તલાક પડી ગયેલ ગણાશે,તેણી સખ્ત હરામ થઈ જશે જેમાં હલાલુ શર્ત છે,હલાલહ વિના તેણીને રાખવાની બીજી કોઈ રીત નથી;

હલાલહની રીત આ છે : ઉપરોકત તલાકની ઈદ્દત વીતી ગયા પછી તેણી બીજા પુરૂષ સાથે નિકાહ કરે,અને બીજો પછી ઓછામાં ઓછો એકવાર સંભોગ કરી તલાક આપે અથવા મરણ પામે અને તેની ઈદ્દત પુરી થયા પછી પહેલો પતિ (ત્રણ તલાક આપનાર) પોતાના નિકાહમાં તેણીને લાવી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયા: ૨/૩૯૯)*

## તલાક માટે એક પુરૂષની ગવાહી ચાલશે ?

**સવાલ( ૫૬૩–૬૬):–** એક ઓરત કહે છે કે મારા ધણીએ મને તલાક આપી દીધી છે, જેના ઉપર કેવળ તે ઓરતનો ભાઈ જ ગવાહી આપે છે,જયારે તેણીનો પતિ તલાક આપવાનો ઈન્કાર કરે છે કે મેં તલાક આપી

નથી,તો મજકૂર સૂરત માં તલાક પડશે કે કેમ ? ઓરતનો ભાઈ કોઈ ખુલાસો કરતો નથી કે કેટલી તલાક આપી તો આ સૂરતમાં અમારે શું કરવુ ?

**જવાબ( ૫૬૩–૬૬):–**જયારે સદરહુ ધણી તલાકની ના પાડે છે, તો તેણીએ બે મો'તબર ગવાહોથી તલાક પુરવાર કરવી પડશે,ગવાહી વિના કેવળ દા'વાથી તલાકનો હુકમ લાગુ પડશે નહિં,ધણીએ કાંઈ કરવાની જરૂરત નથી,જો ખરેખર ધણીએ તલાક આપી હોય તો કાઝી,મુફતીના કહેવાથી હલાલ થશે નહિં. એજ અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી:૫/૯૧)*

# ખુલઅ્ના મસાઈલ

## ખુલઅ્ જાઈઝ છે ? શું છે ?

**સવાલ( ૫૬૪–૬૭):–** એક ભાઈએ નિકાહ કરતી વેળા રૂા. ૨૨૫૦/– મહેર કબૂલી હતી,હવે શાદી પછી છોકરી રહેવા માંગતી નથી અને તલાક માંગે છે, છોકરા તરફથી રહેવા ખાવાની કોઈ તકલીફ નથી છતાં તે રહેવા માંગતી નથી, શાદી પછી ફકત ૨૫ થી ૨૭ દિવસજ સાથે રહી છે,તો હવે તેણીની મહેર રૂા.૨૨૫૦/– આપવી પડશે ? તેમ છોકરો તેની પાસેથી શાદીનો ખર્ચ લઈ શકે ?

**જવાબ( ૫૬૪–૬૭):–** જયારે મર્દ રાખવા માંગતો હોય અને ઓરત રહેવા ન માંગતી હોય તો શરીઅતની ભાષામાં (પરિભાષામાં) એને ખુલઅ્ કહે છે, અને જયારે મર્દ તલાક આપવા માંગતો ન હોય તો અને તે પોતેજ તલાક માંગતી હોય તો મર્દ તેને કહે કે, તારી મહેર તથા ઈદ્દતનો ખર્ચ છોડી દે,તો હું તને છોડી આપુ,જો ઓરત એને મંજુર રાખે તો તુરત તલાક બાઈન પડી જશે.

પૂછેલી સૂરતમાં ધણીને એ મુજબ કરવાનો અધિકાર છે,તેણી મહેર કે ઈદ્દતના ખર્ચની માંગણી કરી શકતી નથી અને જયારે મર્દનો કુસૂર ન હોય તો મહેર અને ઈદ્દતનો ખર્ચ જતો કરવા ઉપરાંત વધુ રકમ પણ માંગી શકે છે, પરંતુ વધુ પડતી રકમની માંગણી કરી હેરાન પરેશાન કરવું અયોગ્ય લેખાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

(દુર્રે મુખ્તાર,૫/૯૫)

**ખુલઅ્ થઈ જશે.**

**સવાલ( ૫૬૫–૬૮):–** એક માણસે પોતાની ઓરતને લખી આપ્યું કે તમારે અને હમારે પતિ–પત્નિનો સંબંધ હતો,પરંતુ તમારા સાથે સુખી જીવન ચાલે એમ નથી જેથી આ ફારગતી મહેરના બદલામાં લખી આપું છું, કે આજથી તમારા ઉપર મારો કોઈ પણ જાતનો હક રહેતો નથી,તલાકપત્ર જે લખ્યો હતો તે પણ સાક્ષીવતી પોતે સહી કરી હતી ત્યાં કોઈ ગવાહ ન હતો,તો શું આપેલી ફારગતી સહી લેખાશે ?

**જવાબ( ૫૬૫–૬૮):–** તલાકનામામાં દર્શાવેલ વિગત તલાક મહેરના બદલામાં લખી આપું છું ના અનુસાર અત્રે ફારગતી થયેલી ગણાશે નહિં,બલ્કે ખુલઅ્ અર્થાત મહેરના એવજમાં તલાક લેખાશે એટલે તેણી મહેરના બદલામાં એ તલાક કબૂલ મંજુર રાખે તો એક તલાકે બાઈન પડશે,જેથી નિકાહ તુટી જશે, નહિંતર તલાક પડશે નહિં,અને પુનઃલગ્ન કરવાની જરૂરત નથી,તલાક માટે ગવાહી (સાક્ષી) શર્ત નથી,વિના સાક્ષીએ પણ તલાક દેવાથી પડી જાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(હિદાયા: ૨/૪૦૪ તથા ૪૦૫. શામી:૫/૯૧)*

# બાળકની પરવરિશના મસાઈલ

**છોકરા પર અધિકાર કોનો ? કયાં સુધી ?**

**સવાલ( ૫૬૬–૬૯):–** મેં મારી ઓરતને તલાક આપી છે,તેણી પાસે મારો અઢી વર્ષનો છોકરો છે તેણી તે મને સોંપતી નથી,તો શરીઅતની રૂએ મને છોકરો મળી શકે ?

**જવાબ( ૫૬૬–૬૯):–** છોકરો સાત વર્ષનો થાય ત્યાં સુધી તેને રાખવાનો, પરવરિશ કરવાનો અધિકાર હક માંનો છે,બળજબરીથી બાપ છોકરાને લઈ શકતો નથી,તેમજ ઉપરોકત મુદ્દત સુધીનો બધો ખર્ચ બાપના સિરે રહેશે. પરંતુ જો માં બદચલન હોય અથવા તે એવા કોઈ માણસ સાથે શાદી કરી લીએ કે, જયાં છોકરાનું ભવિષ્ય બગડવાની દહેશત હોય તેવી હાલતમાં માંનો અધિકાર રહેતો નથી અને બાપ છોકરાનો કબ્જો લઈ શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી:૫/૨૫૪, ફતાવા અશરફિય્યહ ભાગ–૧)*

## છોકરા પર અધિકાર કોનો ? કયાં સુધી ?

**સવાલ( ૫૬૭–૭૦):** એક માણસે પોતાની ઓરતને તલાક આપી દીધી,તેને એક છોકરો છે જે તેની માતા સાથે રહે છે અને અત્યારે બાર વર્ષનો થયો છે,જયારે છોકરાના પિતા તેને લઈ લેવા માંગે છે તો શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ( ૫૬૭–૭૦):–** શરીઅતે છોકરાની પરવરિશનો હક માતાનો સાત વર્ષ સુધી આપ્યો છે, જેથી એ મુદતમાં બાપ છોકરાને તેણી પાસેથી લઈ શકતો નથી, ત્યારબાદ બાપ બળજબરીથી લઈશકે છે, બાપને અધિકાર છે કારણ કે છોકરો બાપનો લેખાય છે, માતાનો નહિં, છોકરાની ઉંમર સાત વર્ષ થયા બાદથી માતાએ બાપને અમાનત સોંપી દેવી જોઈએ,છોકરો પણ બાપ પાસે જવાથી નકારી શકતો નથી,અલબત્ત બાલિગ (યુવાન) થયા પછી છોકરાને ઈખ્તિયાર છે બાપ સાથે રહે કે માતા સાથે કે અલગ રહે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામી,૫/૨૫૪ હિદાયા: ૨/૪૩૫)*

## છોકરા–છોકરીની પરવરિશની મુદ્દત.

**સવાલ( ૫૬૮–૭૧):–** એક માણસે તેની ઓરતને તલાક આપી છે, તેને ત્રણ નાનાં બાળકો છે, એક મોટી છોકરી પાંચ વર્ષની બીજી નાની છોકરી ત્રણ વર્ષની અને ત્રીજો છોકરો ચાર મહિનાનો છે,મજકૂર માણસે બાળકો લઈ લીધા,હવે બચ્ચાંઓને તેની માં કબ્જે લેવા માંગે છે,તો બચ્ચાંઓનો કબજો મળશે કે નહિં,તથા માં આ બચ્ચાંઓને કયાં સુધી રાખી શકે છે ? અને બાળકોની ખોરાકી બાપ પાસેથી વસૂલ કરી શકે કે નહિં ? શરીઅતના ફરમાન મુજબ લખશો.

**જવાબ( ૫૬૮–૭૧):–** સગીર બાળકોની પરવરિશનો હક શરીઅતે બાળકોની માંને આપ્યો છે, જેથી બાળકોનો કબ્જો શરીઅતની રૂએ તેણીને મળશે, બાળકોનો બાપ નકારી શકતો નથી,છોકરાની પરવરિશનો હક સાત વર્ષ સુધી અને છોકરીને બાલિગા (યુવાન) થતાં સુધી છે,એટલે ઉપરોકત મુદ્દત પછી બાળકોને તેમના બાપને સોંપી દેવા જોઈએ, બાળકોની ખોરાકી,પોષાકી, વિગેરે ખર્ચ તેણી તેમના બાપ પાસેથી મેળવી શકે છે, તેણી તો કેવળ બાળકોની સંભાળ કરશે,બાકી પુરો ખર્ચ બાપના સિરે છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(હિદાયા: ૨/૪૩૫ શામી, ૫/૨૬૦ તથા ૫/૫૨૪ આલમગીરી:૧/૫૪૧).*

## બાળકનું ભરણપોષણ.

**સવાલ( ૫૬૯–૭૨):–** એક મર્દે પોતાની ઓરતને તલાક આપી અને નોટિસ આપીકે,છોકરાની જીવન જરૂરિયાતની તુજ જવાબદાર રેહશે આવી હાલતમાં બાળકની પરવરિશનો ખર્ચ મેળવવાનો તેને અધિકાર છે ?

**જવાબ( ૫૬૯–૭૨):–** હા, હકદાર છે, તેના ધણીની નોટિસ શરીઅત વિરૂધ્ધ છે, કારણ કે બાળકની પરવરિશ (ભરણપોષણ) બાપના સિરે છે, બચ્ચાંની માં ઉપર કેવળ સારસંભાળ રાખવાની જવાબદારી છે.

*(શામી,૫/૨૬૦ ફતાવા કાઝીખાનઃ૧/૨૦૪)*

# ઈદ્દતના મસાઈલ

## બનેવી ના ઈન્તિકાલ પછી કેટલી ઈદ્દત ગુઝારવી ?

**સવાલ( ૫૭૦–૭૩):–**એક છોકરાની શાદીની તારીખ નકકી થઈ છે, પરંતુ છોકરીના બનેવીનો ઈન્તિકાલ થયો,હવે છોકરીના માં–બાપ હાલ શાદી કરાવવા ના પાડે છે,કે ચાર મહિના દસ દિવસ પછી નિકાહ થઈ શકે હાલ નહિં થાય,તો શું એ ખરૂ છે ?

**જવાબ( ૫૭૦–૭૩):–** જે સ્ત્રીનો ધણી ગુઝરી જાય તેના માટે ચાર મહિના અને દસ દિવસની ઈદ્દત જરૂરી અને ફર્ઝ છે,બીજો કોઈ સગો સ્નેહી ગુઝરી જાય તો ત્રણ દિવસ સોગ કરવો મુસ્તહબ છે,એથી વધુ મુદ્દત સોગ કરવો જાઈઝ નથી, પુછેલી સૂરતમાં શાદી કરી આપવામાં કંઈ વાંધો નથી,જે છોકરીની શાદી થવાની છે,તેને માટે જે લોકો ચાર મહિના દસ દિવસનો સોગ કરવાનું કહે છે તે ખોટું છે,છોકરા છોકરી ઉંમર લાયક થઈ જાય ત્યારે લગ્ન કરવામાં વાર લગાડવી ન જોઈએ,જેમ બને તેમ જલ્દી લગ્ન કરી આપવામાં આવે, કુર્આને પાક અને હદીષ શરીફથી એજ પ્રમાણે સાબિત છે, રિવાજોની પાબંદી કરવી જાઈઝ નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામીઃ ૫/૨૨૦ મિશ્કાત શરીફઃ ૨૬૭)*

## પતિ–પત્નિનાં એકાંતમાં મળવાથી ઈદ્દત.

**સવાલ( ૫૭૧–૭૪):–** એક ઓરત નિકાહ થયા પછી કસમ ખાઈને કહી

રહી છે કે મારા નિકાહ થયા પછીની રાત મારા ધણીને ત્યાં વીતાવી સવારમાં માં–બાપ ના બોલાવવાથી માં–બાપના ઘેર પાછી ચાલી ગઈ,પરંતુ મારા ધણીએ મને બિલકુલ હાથ લગાડયો નથી,મજકૂર બાબતના લઈ ડોકટરી તપાસ કરતાં ડોકટરે અભિપ્રાય આપ્યો કે ઓરતની વાત સાચી છે, ધણી કમઝોર અને હરેક બીમારીમાં ફસાયેલો છે, તો એવી બીમારીની હાલતમાં નિકાહ થઈ શકે છે ? અને નિકાહ થયા હોય તો ઈદ્દત ગુજારવી પડશે ?

**જવાબ( ૫૭૧–૭૪):–** ખલવત પતિ–પત્નિના એકાંતમાં મળવાથી પણ તેણી ઉપર ઈદ્દત વાજિબ થશે,ભલેને સંભોગ ન કર્યો હોય,જેથી ઈદ્દત દરમિયાન બીજા નિકાહ રદ બાતિલ ગણાશે,ઈદ્દત વીતી ગયા પછી ફરીથી નિકાહ પઢવા પડશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામી, ૫/૧૮૦ હિદાયા:૨૩૨૪ )*

## વિધવાએ ઈદ્દત દરમિયાન બહાર નીકળવું.

**સવાલ( ૫૭૨–૭૫):–** એક ઓરતના ધણીના ઈન્તિકાલને વીસ દિવસ થયા છે, તેણીને પાંચ છોકરીઓ અને એક છોકરો છે,તેમની જિમ્મેદારી ઓરતના જ સિરે છે,ઓરત લીલોતરી વેચીં પોતાનું જીવન વિતાવતી હતી,બે છોકરીઓ જુવાન હોવાથી બહાર મોકલી શકાય એમ નથી,મજકૂર ઓરતને કોઈનો સહારો નથી,હવે એ ઓરતે શરીઅતના હુકમ મુજબ ઈદ્દત પુરી કરવી કે પછી પોતાના ધંધા અર્થે બહાર નીકળી શકે છે ?

**જવાબ( ૫૭૨–૭૫):–** વિના લાચારીએ વિધવાએ ઈદ્દત દરમિયાન બહાર નીકળવું મના છે, નાછુટકે મજબૂરીની હાલતમાં નીકળવાની છુટ છે,તેમાં પણ પર્દાના એહતિયાત સાથે શરીર ઢાંકી નીકળી શકે છે,સારાંશ કે દર્શાવેલ મજબૂરી ખરેખર લાચારી હોય અને એ સિવાય જીવન વિતાવવાનું સાધન ન હોય તો નીકળી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(ઈમ્દાદુલ ફતાવા: ૨/૪૮૭. દુર્રે મુખ્તાર,શામી:૫/૨૨૫ )*

## સગાની તા'ઝિયત માટે ઈદ્દતમાં નીકળી શકાય ?

**સવાલ( ૫૭૩–૭૬):–** ઓરત ઈદ્દતના દિવસોમાં પોતાના ખાસ સગાં જેમકે કાકા, મામા,માસી,ફોઈ, સગા ભાઈ બહેનો વિગેરેની તા'ઝિયત માટે

જઈ શકે કે નહિં ?

**જવાબ( ૫૭૩–૭૬):–** તા'ઝિયત માટે નીકળી શકતી નથી,શરીઅતની રૂએ મનાઈ છે,તા'ઝિયત શરીઅતની રૂએ ઉઝર લેખાશે નહિં,કે જેના માટે છુટ આપ શકાય. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(આલમગીરીઃ ૨/૪૮૬. ઈમ્દાદુલ ફતાવા, ૨/૪૮૭).*

## વ્યભિચાર કરાવનાર સ્ત્રી ઉપર ઈદ્દત.

**સવાલ( ૫૭૪–૭૭):–** એક ઓરત પોતાના ધણી સાથે ઝઘડો કરી પોતાના બાપના ઘેર આઠ વર્ષથી ચાલી ગઈ છે,હવે તે ઓરતે બીજા માણસ સાથે ઝિનાનું કામ શરૂ કર્યુ,જેથી તેના ધણીએ તેને તલાક આપી દીધી,તો મજકૂર ઓરતને તલાકની ઈદ્દત લાગુ પડશે કે નહિં ? ઈદ્દત ગુજાર્યા વિના તે ઝિનાકાર માણસ સાથે રહી શકે છે કે નહિં ?મજકૂર ઝિનાકાર ઓરત ઈદ્દત ગુજારી નિકાહ પઢે કે ઈદ્દત વિત્યા પછી પઢે ? એ વિષે શું હુકમ છે ?

**જવાબ( ૫૭૪–૭૭):–** મજકૂર બહેન ઉપર ઈદ્દત અર્થાત ત્રણ હૈઝ અથવા ત્રણ માસ અને ગર્ભવતી હોય તો બાળક જન્મવું વાજિબ છે,ભલેને વર્ષોથી બાપના ઘેર તેણી બેઠી હોય. તલાક પછી ઈદ્દત શરૂ થશે,ઈદ્દત વિત્યા વિના નિકાહ દુરૂસ્ત નથી,ઈદ્દત દરમિયાન કરેલ નિકાહ બાતિલ થશે,ઈદ્દત પુરી થયા બાદ ફરીથી નિકાહ પઢવા પડશે,નહિંતર સંભોગ વ્યભિચાર લેખાશે, જેથી સખ્ત ગુનેહગાર થઈ બન્નેવ અઝાબના પાત્ર ઠરશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયાઃ ૨/૪૨૨–૪૨૩. શામી,૫/૧૮૧–૧૮૨)*




# પ્રકરણ – (૯)

# : કસમ (સોગંદખાવા) :

## સીનેમા ન જોવાની કસમ ખાવી.

**સવાલ( ૫૭૫–૧):–** એક માણસે કુર્આન શરીફ ઉપર હાથ મુકી એવા કસમ ખાધા કે હું જીંદગી સુધી સીનેમાં નહિં જોઈશ,ત્યાર પછી તે માણસ એક વખત સીનેમાં જોવા ગયો,એવા માણસે કસમભંગ કર્યો એના માટે શું હુકમ છે ?

**જવાબ( ૫૭૫–૧):–** કસમભંગનો કફફારો વાજિબ છે, એટલે કે દસ ફકીરોને બે ટાઈમ પેટ ભરીને ખવડાવવું અથવા દરેકને ફિત્રા બરાબર અનાજ આપી દેવું અથવા દરેકને એક એક જોડ કપડાં આપવાં;

જો ઉપરોકત માલી કફફારાની શકિત ન હોય તો ત્રણ રોઝા રાખવા પડશે, અને અલ્લાહના સિવાયની કસમનો ગુનોહ થયો તે બદલ ઈસ્તિગફાર કરે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(ફતાવા દારૂલ ઉલૂમઃ ૫/૫૦)*

## કોઈના ઘેર ન જવાની કસમ.

**સવાલ( ૫૭૬–૨):–** બે ભાઈઓમાં ઝઘડો થયો,એક ભાઈએ ગુસ્સામાં આવી કહયું કે ખુદાની કસમ હું તારા ઘેર નહિં આવુ, ગુસ્સો ઉતર્યા પછી તે તેના ભાઈના ઘેર ગયો,તો આ સૂરતમાં કસમ તોડવાનો કફફારો દેવો પડશે ? અને તે કેટલો ?

**જવાબ( ૫૭૬–૨):–**કસમનો કફફારો,દસ ફકીરોને દરેકને સદકએ ફિત્ર બરાબર અનાજ અથવા પકાવી બે ટાઈમ પેટ ભરીને ખવડાવવું અથવા દરેકને પાંચ પાંચ મિટર કપડું દેવું પડશે;

જો ઉપરોકત માલી કફફારાની શકિત ન હોય તો ત્રણ રોઝા રાખે. એજ ખુદાપાક વધુ જાણનાર છે. *(શામી, ૫/૫૦૩ )*

## પતિ સાથે ન સુવાની કસમ.

**સવાલ( ૫૭૭–૩):–** એક ઓરતે તેના પતિને ગુસ્સાની હાલતમાં એમ કહયું કે કાલથી તમારા પલંગ ઉપર સુઈશ નહિં,અને અલ્લાહના સોગંદ ખાધા,બીજે દિવસે ગુસ્સો ઉતરી ગયો અને સુઈ ગઈ તો તેણીએ કફફારો દેવો પડશે ?

**જવાબ( ૫૭૭–૩):–**કસમ તોડવાનો કફફારો દેવો પડશે,જો તેણી માલદાર એટલે જરૂરત ઉપરાંત નિસાબની માલિક હોય તો માલી કફફારો અર્થાત ૧૦ ગરીબોને સવાર–સાંજ પેટ ભરીને ખવડાવવા અથવા દરેકને સદકએ ફિત્ર બરાબર અનાજ આપવું અથવા દરેકને જોડી કપડાં આપવા પડશે અને જો ગરીબ હોય તો ત્રણ રોઝા રાખે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(હિદાયા,૨/૪૭૯– ૪૮૧ શામી,૫/૫૦૩ )*

## સંભોગ ન કરવાની કસમ.

**સવાલ( ૫૭૮–૪):–** મેં મારી ઓરતને ગુસ્સામાં આવી કહયું કે ખુદાની કસમ,હું તારી સાથે સોહબત નહિં કરીશ તો શું એ કસમનો કફ્ફારો આપવો પડશે ?

**જવાબ( ૫૭૮–૪):–** જવાબમાં જણાવ્વાનું કે ઉકત કસમ (સંભોગ ન કરવા બાબત) સંભોગ કરીને તોડી નાંખે અને કફ્ફારો આપી દે,જો માલદાર હોય તો માલી કફ્ફારો આપે, એટલે દસ ફકીરોને દરેકને એક ફિત્રા બરાબર અથવા રાંધીને બન્નેવ ટાઈમ ખવડાવે અથવા દરેકને પાંચ પાંચ મિટર કાપડ આપે,અને જો ગરીબ હોય તો રોઝા રાખે જો કસમ બાદ ચાર માસમાં સંભોગ કરે નહિં,તો પછી તેણી નિકાહમાંથી નીકળી જશે. એજ અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી, ૫/૫૦૩)*

## વાતચીત ન કરવાની કસમ.

**સવાલ( ૫૭૯–૫):–** એક બહેન શાદી પછી તેના સાસરે ગઈ, ધણી તથા સાસરીવાળા તેના સાથે બરાબર બોલતા નથી જેથી મજકૂર બહેને કંટાળીને હાથમાં કુર્આન શરીફ પકડી ધણીને કહયું કે હવે મને બોલાવશો નહિં, છતાં ધણી બોલાવે છે,અને તેને સાત આઠ વર્ષ વીતી ગયા છે તો એમાં કફ્ફારો લાગુ પડે કે નહિં ?

**જવાબ( ૫૭૯–૫):–** તેણીએ કસમભંગનો કફ્ફારો દેવો પડશે,જો નિસાબની માલિક હોય તો દસ ફકીરોને દરેકને પોણા બે કિલો ઘઉ અથવા દરેકને પાંચ પાંચ મિટર કપડું આપે અને જો તેણી ગરીબ હોય તો ત્રણ રોઝા રાખે. ફકત એજ અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(ઈમ્દાદુલ ફતાવા:૨/૫૪૫, શામી, ૫/૫૦૩ )*

## જાઈઝ બાબત માટે કસમભંગ કરવો.

**સવાલ( ૫૮૦–૬):–** અમારે ત્યાં બે ભાઈઓમાં ઝઘડો થતાં નાના ભાઈએ,મોટા ભાઈને કહયું કે *“ચાલ મારો ઓટલો ઉતર”* મોટાભાઈએ ગુસ્સામાં કહયું કે *“હું તારો ઓટલો ઉતરી જાઉ છું,પણ હવે પછી અલ્લાહ અને રસૂલ (સ.અ.વ.) ના કસમ ખાઈને કહું છું કે હવે પછી ઝિંદગીભર તારા*

*ઘરનું પાણી પીવું મારા માટે હરામ છે,અને મારી આલ–ઔલાદ માટે પણ પીવું હરામ છે અને જો પીવું તો મેદાન હશરમાં પકડ થશે''*

હવે હાલમાં તે મોટાભાઈના ત્યાં છોકરાની શાદી છે,નાનાભાઈને બોલાવવો પણ જરૂરી છે,પરંતુ મોટાભાઈએ કસમ ખાધી છે તો મોટોભાઈ તેના ઘેર કેવી રીતે જાય ? એનો જવાબ શરીઅતના ઉસૂલ પ્રમાણે મળે જેથી તે પ્રમાણે કફ્ફારો આપી અમલ કરે,આ વાતનો જવાબ ખુલાસાવાર આપશો ?

**જવાબ( ૫૮૦–૬):–** દર્શાવેલ કસમ, ભાઈ સાથે સિલારેહમી વિરૂધ્ધ હોવાથી તોડી નાંખવી જોઈએ,એવી કસમ ઉપર હટ કરવી મનાઈ છે;

હદીષ શરીફમાં છે કે કોઈ એવી વાતની કસમ ખાય કે જેનો વિરૂધ્ધ બેહતર હોય તો કસમભંગ કરે, પ્રથમ નાનાભાઈના ઘેર જઈ મનાવી લે,અને કફ્ફારો આપી દે,માલદાર હોય તો માલી કફ્ફારો આપે,અને ગરીબ હોય તો ત્રણ રોઝા લગાતાર રાખે. એજ ખુદાપાક વધુ જાણનાર છે. *(શામી, ૫/૫૦૩)*

## ઓરતની કસમનો એઅ્તિબાર થશે ?

**સવાલ( ૫૮૧–૭):–** એક સ્ત્રી ઉપર મહોલ્લાના લોકો જાત જાતની તોહમતો લગાડે છે,તે સ્ત્રી પોતાની પાકદામની માટે પોતાના ધણી આગળ અલ્લાહની, ઈમાનની, માં–બાપની કસમો ખાય છે,હવે તે સ્ત્રીની કસમો ઉપર ભરોસો કરવો કે નહિં ? તેની કસમોનો ભરોસો ન કરીએ તો શું કોઈ ગુનોહ થશે ?

**જવાબ( ૫૮૧–૭):–**ઓરતની કસમનો એઅ્તિબાર કરવામાં આવશે,લોકોનું બોહતાન (તોહમત) પ્રુફ વગરનુ હરામ છે,જેની બાબત સખ્ત વઈદો આવી છે,અને તોહમતના કારણે તેણી પ્રત્યે પતિની બદગુમાની કરવી મના છે. ફૈસલા વિષે શરઈ કાનૂન છે, *''અલ્ બય્યિનતુ અલલ્ મુદ્દઈ વલ્ યમીનુ અલા મન્ અન્કર્''* અર્થાત મુદ્દઈ (દા'વો કરનાર) ઉપર હુજજત (ગવાહો રજૂ કરવા) અને મુન્કિર (પ્રતિવાદો) ઉપર કસમ છે,તેણી ઉપર વિના દલીલ શંકા કરવી જાઈઝ નથી,વિના કુસૂરે તલાક દેવી અલ્લાહ તઆલાને બહું નાપસંદ છે. શૈતાન બેહદ ખુશ થાય છે,માટે વિચાર કરીને પગલુ ભરવું કે પાછળથી પસ્તાવુ ન પડે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(મિશકાત શરીફ, ૨૮૩ )*

# પ્રકરણ – (૧૦)

## : વકફ :

## મસ્જિદ વિષે વકફના મસાઈલ

### મસ્જિદના વકફ કુર્આન ઈનામમાં આપવા.

**સવાલ( ૫૮૨–૧):–** મસ્જિદોમાં લોકો કુર્આન શરીફ વકફ કરે છે પરંતુ મસ્જિદોમાં જરૂરતથી ઉપરાંત કુર્આન શરીફ હોય છે,અમારે ત્યાં મદ્રસાનો વાર્ષિક જલ્સો થાય છે તો મસ્જિદના જરૂરત ઉપરાંતના કુર્આન શરીફ બચ્ચાંઓને આપવામાં આવે તો એ વિષે શું હુકમ છે ?

**જવાબ( ૫૮૨–૧):–** મસ્જિદમાં આપેલા કુર્આન શરીફ વકફ લેખાય ગયા, હવે કોઈને આપવા ઈનામરૂપે હોય કે બક્ષિશરૂપે હોય મનાઈ છે. મુતવલ્લી કે ટ્રસ્ટીઓને પણ એ અધિકાર નથી,ભલેને અત્યારે જરૂરત ઉપરાંત જણાંતા હોય !

સારાંશ કે વકફ વસ્તુઓમાં ઉપરોકત ફેરફાર જાઈઝ નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(આલમગીરી:૨/૩૫૨)*

### મસ્જિદના નાણાં મદ્રસાને કર્ઝ આપવા.

**સવાલ( ૫૮૩–૨):–** મસ્જિદ તા'મીર કરવા માટે ચંદો કરવામાં આવ્યો હોય અને મસ્જિદની તા'મીર કરતાં અમૂક રકમ બચી હોય તો તે રકમ મસ્જિદમાં હાલ તુરત કોઈ કામમાં આવે એમ નથી,મસ્જિદની આવક એના ખર્ચના હિસાબે પુરતી છે અને મદ્રસાની માલી હાલત ઘણી જ ખરાબ છે,તો મસ્જિદમાં જો રકમ બચી હોય તે રકમ મદ્રસાને કર્ઝ આપી શકાય ? એ બાબતમાં શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ( ૫૮૩–૨):–** મસ્જિદના નાણાં બીજી કોઈ સંસ્થાને આપી શકાય નહિં,જે મસ્જિદ માટે મળ્યા છે તેમાં ખર્ચ કરવા જોઈએ અને તેની આમદની કરવી જોઈએ,જો મસ્જિદની આમદની તેના ખર્ચ કરતાં એટલી વધુ બચતી હોય કે મસ્જિદને હાલ કે ભવિષ્યમાં જરૂરત પઢવાનો સંભવ ન હોય અને નાણાં બરબાદ થવાનો ભય હોય તો તે વધારાની આવક બીજી ગરીબ મસ્જિદ

કે મદ્રસામાં ખર્ચ કરવામાં આવે,મસ્જિદના ઈમામને સારો જેવો પગાર આપવામાં આવે કે તેઓ નમાઝ પઢાવે અને મદ્રસામાં પણ તા'લીમ આપે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## મસ્જિદ,કબ્રસ્તાનની રકમ મદ્રસામાં.

**સવાલ( ૫૮૪–૩):–**મસ્જિદ તથા કબ્રસ્તાનમાં દર વર્ષે જાવક કરતાં આવક વધારે છે,પરંતુ ગામના મકતબની આવક કરતાં જાવક વધુ છે,તો શું મસ્જિદ કે કબ્રસ્તાનની આવકમાંથી મકતબમાં વાપરી શકાય ?

**જવાબ( ૫૮૪–૩):–** એક વકફની રકમ બીજી વકફમાં વાપરવી મનાઈ છે,દરેક વકફની આવક તેના જ ખાતામાં ખર્ચ કરવી જોઈએ,નહિંતર ખિયાનત લેખાશે અને સખ્ત ગુનેહગાર થશે,મસ્જિદ તથા મદ્રસો અને કબ્રસ્તાન ત્રણેવ જુદા જુદા વકફો લેખાય છે જેથી મસ્જિદ કે કબ્રસ્તાનની ફાઝિલ (વધારાની)આવક મદ્રસામાં વાપરી શકાય નહિં, મદ્રસા માટે ઉઘરાણું કરવામાં આવે અને એ તરફ લોકોનું લક્ષ ખેંચવામાં આવે, સારાંશ કે મસ્જિદ કે કબ્રસ્તાનની રકમ, મદ્રસાના કોઈ ખાતામાં વાપરી શકાય નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(કિફાયતુલ મુફતી:૭/૨૬૩ તથા ૨૬૫,આલમગીરી:૨/૩૫૨)*

## કર્ઝ ભરપાઈ માટે મસ્જિદની ઝમીન વેચવી.

**સવાલ( ૫૮૫–૪):–**એક બહેને મસ્જિદમાં પોતાની ઝમીન સવાબ અર્થે લિલ્લાહ આપી હતી અને મૃત્યુના સમયે વસિય્યત હતી કે મારી ઝમીન મસ્જિદના નિભાવ માટે હું આપું છુ અને એને કોઈ પણ દિવસે વેચવી નહિં,ત્યારબાદ મસ્જિદના ઉપર થોડું કર્ઝ હોવાથી આ ઝમીન,જમાઅતના ભાઈઓએ વેચી દીધી છે,તો એ બાબતમાં શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ( ૫૮૫–૪):–** કર્ઝ ભરપાઈ કરવા માટે પણ મસ્જિદની વકફ ઝમીન વેચવી મના છે,મુતવલ્લી કે ટ્રસ્ટીને વેચવાનો અધિકાર નથી,એ ખિયાનત લેખાશે,જેથી વેચનાર સખ્ત ગુનેહગાર થશે,ઉપરોકત સોદાને કેનસલ કરી ઝમીન પાછી મસ્જિદમાં લેવી જરૂરી છે,ખરીદનાર એનો માલિક બનશે નહિં, અને વકફ મિલકતના વેચનારને વકફનો મુતવલ્લી કે ટ્રસ્ટી બનાવવો જોઈએ નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી:૬/૫૯૯ )*

## એક મસ્જિદની આવક બીજી મસ્જિદમાં.

**સવાલ( ૫૮૬–૫):–** એક ગામમાં એક મુસ્લિમ ખાનદાને વસાહત કરી, અને તેઓએ પોતાની માલિકીની ઝમીનમાં એક મસ્જિદ બનાવી,તે સમયની સરકારે મસ્જિદને ઈનામરૂપે ઝમીન આપી,એની આવકથી મસ્જિદનો સર્વે ખર્ચ થતો હતો,અત્યારે તે મસ્જિદ જર્જરીત હાલતમાં છે,છતાં ચાલુ છે પછી તે જ ગામમાં મજકૂર મસ્જિદથી ઘણાં દૂર બીજા મુસ્લિમોએ એક નવી મસ્જિદ બનાવી અને જુની મસ્જિદની ઝમીન નવી મસ્જિદનાં કબજામાં ગેરકાનૂની રીતે છીનવી લીધી,અને તેની આવક નવી મસ્જિદમાં વાપરવામાં આવી,નવી મસ્જિદના મુસલ્લીઓનું કહેવું છે કે જુની મસ્જિદની જરૂર નથી,તો જુની મસ્જિદ આબાદ કરવી જરૂરી છે ? અને એ કામમાં રૂકાવટ થનાર ગુનેહગાર થશે ? જુની મસ્જિદવાળાઓને ઝમીન પાછી આપવી વ્યાજબી છે ? એક મસ્જિદની આવક બીજી મસ્જિદમાં વાપરી શકાય ?

**જવાબ(૫૮૬–૫):–**મસ્જિદ થયા પછી કયામત સુધી મસ્જિદ લેખાશે,ભલેને મસ્જિદની ઈમારત તુટી જાય,મસ્જિદ ઈમારતનું નામ નથી,બલ્કે ઝમીનનો એ ટુકડો મસ્જિદના હુકમમાં ગણાશે,મસ્જિદના જેમ એનું સન્માન કરવું જરૂરી છે,એને આબાદ કરવું પ્રત્યેક મુસ્લિમ ગામવાસીની ફર્ઝ છે,નહિં તો પુછ થશે, હદીષ શરીફમાં છે કે જેણે ઝમીન ઉપર ખુદાપાકનું ઘર (મસ્જિદ) બનાવ્યુ. ખુદાપાક એના બદલામાં જન્નતમાં તેના માટે મહેલ બનાવશે. *(મિશકાત શરીફ,૬૮ )*

એવા નેક કાર્યમાં રૂકાવટ બનનાર ખરેખર સખ્ત ગુનેહગાર છે,જેથી અઝાબના પાત્ર ઠરશે,અલ્લાહની પનાહ,નેક કામોમાં સહકાર આપવો જોઈએ; તન મન અને ધનથી મદદ કરવી જોઈએ,દર્શાવેલ ઝમીન જુની મસ્જિદનાં નિભાવ માટે વકફ છે તેની આવક એના જ ઉપર વાપરવામાં આવે, નવી મસ્જિદમાં વાપરવી મના છે,શરઈ કાનૂન છે કે એક વકફની ઈન્કમ બીજા વકફમાં ઉપયોગ કરી શકતા નથી, માટે નવી મસ્જિદવાળાઓએ જુની મસ્જિદવાળાઓને એ ઝમીન પરત કરી દેવી જોઈએ. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(શામી,૬/૫૪૯)*

## શહીદ કરેલ મસ્જિદની આવક બીજી મસ્જિદમાં.

**સવાલ( ૫૮૭–૬):–**લગભગ બસોથી અઢીસો વર્ષ પહેલા એક મસ્જિદ

બની હતી, તે મસ્જિદ ઘણાં વર્ષોથી શહીદ થઈ ગઈ હોવાથી લગભગ ૮૦ થી ૮૫ વર્ષ ઉપર વહોરવાડના લત્તામાં નવી મસ્જિદ બનેલી છે,શહીદ થયેલ મસ્જિદ ની ચારેવ તરફ ગેરકૌમની વસાહત છે, અને પુરાણા સમયમાં બનેલ હોવાથી એટલી નાની જગ્યા છે કે ભાગ્યે ૧૫ થી ૨૦ માણસો નમાઝ પઢી શકે,તેને વધારવા માટે જગ્યા ન હોવાથી તે સમયના લોકોએ વિચાર કર્યો અને નવી મસ્જિદ વહોરવાડમાં બનાવી છે,જેમાં ૨૫૦ થી ૩૦૦ માણસો આરામથી નમાઝ પઢી શકે છે અને શહીદ થઈ ગયેલ મસ્જિદની આવક નવી મસ્જિદમાં વપરાય છે,તો શહીદ થયેલ મસ્જિદની આવક નવી મસ્જિદમાં વાપરી શકાય કે નહિં ?

**જવાબ( ૫૮૭–૬):–**એ જગ્યાએ કાયદેસર શરઈ મસ્જિદ નાની કે મોટી બનાવવામાં આવી હોય તો તેનો હુકમ આ છે કે સાત આસમાન અને ઝમીનો કયામત સુધી મસ્જિદ ગણાય છે,તેને છોડી તેના બદલામાં બીજી જગ્યાએ નકલ કરી મસ્જિદ બનાવી શકાય નહિં,તે મસ્જિદને વિશાળ કરવી હોય તો કરી શકાય છે,પરંતુ તેને નાની અથવા બાતિલ કરી શકાય નહિં;

જે વસ્તુ જે મસ્જિદ માટે વકફ કરવામાં આવી હોય તે વસ્તુ તે જ મસ્જિદમાં વાપરવામાં આવશે,જયારે કે દર્શાવેલી હકીકત અનૂસાર જૂની નાની મસ્જિદને બનાવવાની કે મરામત કરવાની જરૂરત છે,તો તેના પૈસા બીજી જગ્યાએ આપવા જાઈઝ નથી;

મજકૂર જૂની મસ્જિદ નાની પડતી હોય અને આજુ બાજુમાં પહોળી થઈ ન શકતી હોય તો તે મસ્જિદ ઉપર બીજો માળ બનાવવામાં આવે,મતલબ કે જુની મસ્જિદ આબાદ રાખવી જોઈએ. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(શામી:૬/૫૪૯ ફતાવા કાઝીખાન:૪/૨૯૮)*

## મસ્જિદની મિલકત ટ્રાન્સફર કરવી.

**સવાલ( ૫૮૮–૭):–**મસ્જિદના માટે વકફ કરવામાં આવેલી મિલકત ટ્રાન્સફેર થઈ શકે કે નહિં ? મસ્જિદની મિલકત વેચી તેનાથી વધારે લાભ થઈ શકે એવી બીજી મિલકત લઈ શકાય ?

**જવાબ( ૫૮૮–૭):–**મસ્જિદની વકફ મિલકત ટ્રાન્સફેર થઈ શકે નહિં,એટલે એને વેચવી કે બદલો કરવો ભલેને એમાં મસ્જિદનો લાભ હોય

જાઈઝ નથી, અલબત્ત જે મિલકત બેકાર,બિનઉપયોગી અને ઈન્કમ વગરની થઈ ગઈ હોય તો ટ્રસ્ટીઓની સંમતીથી વેચી શકાય,તેની જે કિંમત ઉપજે એનાથી બીજી મિલકત ખરીદી મસ્જિદમાં વકફ કરે,બીજા કામમાં વાપરે નહિં. એજ ખુદાપાક વધુ જાણનાર છે. *(શામી:૬/૫૪૯ )*

## મસ્જિદની રકમ મુતવલ્લીને કર્ઝ આપવી.

**સવાલ( ૫૮૯–૮):**–મસ્જિદની રકમ કોઈને કર્ઝ તરીકે આપી શકાય કે નહિં ? કર્ઝના દબાણમાં ઝમીનની ઉપજમાંથી ભાગ લેવો કેમ છે ?

**જવાબ( ૫૮૯–૮):**–મસ્જિદની રકમ કોઈને કર્ઝ દેવી જાઈઝ નથી, મુતવલ્લી કે ટ્રસ્ટી પણ કર્ઝરૂપે વાપરી શકતા નથી,ખિયાનત લેખાશે;

કર્ઝના દબાણમાં ઝમીનની ઉપજમાંથી ભાગ લેવો હરામ છે, જેમકે હદીષ શરીફમાં છે *"કુલ્લુ કર્જિન જર્ર નફઅન ફહુવ રિબા"* અર્થાત દરેક કર્ઝ કે જે નફો ખેંચી લાવે તે વ્યાજ છે, જેથી મસ્જિદે એ ભાગ પાછો આપી દેવો જોઈએ,મસ્જિદમાં વાપરવો મનાઈ છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(કિફાયતુલમુફતી:૭/૨૮૪)*

## મસ્જિદની વસ્તુઓ અંગત વપરાશમાં.

**સવાલ( ૫૯૦–૯) :**– મસ્જિદની ગમે તે વસ્તુ પોતાની અંગત વપરાશ માટે વાપરી શકાય કે નહિં ? કેટલાકનું કહેવું છે કે મસ્જિદમાં હમોજ આપીએ છીએ અને હમો વાપરીએ છીએ,માટે એ વિષે ખુલાસો કરશો ?

**જવાબ( ૫૯૦–૯):**–મસ્જિદની વસ્તુઓ મસ્જિદ માટે જ વપરાય, અંગત ઉપયોગ જાઈઝ નથી,ભલેને મુતવલ્લી હોય !

લોકોની દલીલ ખોટી છે,મસ્જિદમાં આપ્યા બાદ લોકોની મિલકતમાંથી નીકળી જાય છે,અને આપનારનો તે વસ્તુ ઉપર માલિકી હક બાકી રહેતો નથી, મસ્જિદના કુવાનો હેન્ડપંપ પણ અંગત પાણી ભરવા અથવા જાનવરોને પાણી પીવડાવવા વાપરવાની મનાઈ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(આલમગીરી:૨/૪૯૦)*

## મસ્જિદની વસ્તુઓ કબ્રસ્તાનમાં.

**સવાલ( ૫૯૧–૧૦) :**–અમારા ગામમાં એક પુરાણી મસ્જિદ ૧૯ વર્ષથી

વેરાન છે જેમાં નમાઝ થતી નથી અને તેના પથ્થરો ગેરમુસ્લિમો લઈ જાય છે; તેનો સામાન,કબ્રસ્તાન અથવા દર્ગાહના ઉપયોગમાં લઈ શકાય ?

**જવાબ( ૫૯૧–૧૦):–**દર્શાવેલ વેરાન મસ્જિદનો સામાન, પત્થરો તથા બારી–બારણાં વિગેરે તે મસ્જિદ સિવાય બીજા કોઈ ઉપયોગમાં લઈ શકાય નહિં,મસ્જિદની ઝમીન કયામત સુધી મસ્જિદ લેખાશે,ભલે તેની ઈમારત તુટી ગઈ હોય ! મસ્જિદના જેમ એનું સન્માન કરવું જરૂરી છે,એ ખુદાના ઘરને આબાદ કરવાની ગામવાસીઓની ફર્ઝ બને છે,અને બેઈઝઝતીથી તથા ગેરમુસ્લિમો પેશાબ–ઝાડા કરી નાપાક કરે તેનાથી બચાવે,નહિંતર આખિરતમાં પકડ થશે,પાકી આલીશાન બનાવી શકતા ન હોય તો કાચી માટીની બનાવે,પાછળથી ચંદો કરી આલીશાન બનાવે,અલ્લાહ તઆલા મદદ કરશે,જેમ પોતાના ઘરની ચિંતા કરો છો તેમ ખુદાપાકના ઘરની પણ ચિંતા રાખવી જોઈએ,હદીષ શરીફમાં છે જેણે ઝમીન ઉપર અલ્લાહનું ઘર બનાવ્યું ખુદા તેના માટે જન્નતમાં મહેલ તૈયાર કરે છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(મિશકાત,પેજઃ ૬૮ આલમગીરીઃ૨/૪૫૮)*

## મસ્જિદના માલથી જનાઝહ નું રિપેરીંગ.

**સવાલ( ૫૯૨–૧૧) :–**મસ્જિદમાં લાકડાનો જનાઝો લોકોના ઉપયોગ માટે કોઈ વ્યકિતએ વકફ કરેલ છે, હવે વખત જતાં લાકડાના જનાઝાને રિપેર કરવો હોય તો મસ્જિદની આવકમાંથી રિપેરીંગનો ખર્ચ આપી શકાય ? સદરહુ લાકડાના જનાઝાનું કોઈ ભાડુ લેવામાં આવતું નથી ?

**જવાબ( ૫૯૨–૧૧):–**આપી શકાય કંઈ વાંધો નથી, કારણ કે મસ્જિદની વકફ વસ્તુ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(આલમગરીઃ૨/૪૫૮)*

## મસ્જિદની જગ્યા પર દુકાન બનાવી મદ્રસો ચલાવવો.

**સવાલ( ૫૯૩–૧૨) :–**મસ્જિદની જગ્યા પર દુકાન બનાવવામાં આવે અને તેની આવક થી મદ્રસો ચલાવવામાં આવે તો શું એ જાઈઝ છે ?

**જવાબ( ૫૯૩–૧૨):–**શરઈ હુકમ આ છે કે વકફની આવક બીજામાં વાપરી શકાય નહિં, તેમાંજ ખર્ચવામાં આવે,આથી ઉકત મદ્રસો અને મસ્જિદ અલગ અલગ વકફ હોય તો મસ્જિદની વકફ દુકાનોની આવક મદ્રસામાં

વાપરવી મનાઈ છે,મસ્જિદમાં જ ખર્ચ કરવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(આલમગીરી:૨/૪૭૭)*

## મસ્જિદના ઝાડ અને ફળનો હુકમ.

**સવાલ( ૫૯૪–૧૩):**–મસ્જિદના ઝાડના ફળો ઈમામ કે મુતવલ્લી મફત રીતે ખાય શકે ? અથવા વેચી શકે ? એની કિંમત કયાં ખર્ચ કરવામાં આવે ?

**જવાબ( ૫૯૪–૧૩):**–મસ્જિદના વકફ ઝાડના ફળો, ઈમામ તથા મુતવલ્લી તથા બાંગી માટે મફત ખાવા જાઈઝ નથી, વેચી દેવામાં આવે અને ઉપજેલી કિંમત મસ્જિદમાં ખર્ચ કરવામાં આવે.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(આલમગીરી:૨/૪૭૭)*

# મદ્રસા વિષે વકફના મસાઈલ

## મદ્રસાનું મકાન ભાડે આપવાનો અધિકાર.

**સવાલ( ૫૯૫–૧૪):** મદ્રસાના જુના મકાનમાં એક બહેન રહેતી હતી,તેણી મરણ પછી તેણીના વારસદારો રહેવા લાગ્યા,મજકૂર મકાનને તોડી નવેસરથી મકાન બનાવવા તૈયારીઓ કરતાં માલુમ પડયું કે ભાડુત ખાલી કરવા તૈયાર જ નથી, જેથી લાચારી અને મજબૂરીએ મદ્રસાના ટ્રસ્ટીઓએ ભાડુતને જણાવ્યું કે મદ્રસાનું નવું મકાન બનશે તેમાં એક રૂમ આપીશું હવે જયારે નવું મકાન તૈયાર થઈ ગયું અને આગળનો ભાગ મદ્રસાનો બની ગયો ત્યારે ભાડુત કહે છે કે મારે તો આ પહેલો જ રૂમ જોઈએ છે,અને જુના ભાડે જ લેવા માંગતા હતા જેની કમીટીના સભ્યોએ સંમતિ દર્શાવી,તો તે ભાડુત માટે શરીઅત શું ફરમાવે છે ? લાચારીએ હા પાડનાર ટ્રસ્ટીઓ ગુનેહગાર થશે ?

**જવાબ( ૫૯૫–૧૪):**– શરઈ રૂએ ભાડુત (મર્હૂમા બહેન) ના મૃત્યુ પામવાથી ઈજારો (ભાડાનું બંધન)બાતિલ થવાથી તેણીના વારસદારોને એ ઘરમાં રહેવાનો હક નથી,જયાં સુધી તેઓ ભાડે રાખે નહિં;

ટ્રસ્ટીઓને અધિકાર છે કે ભાડે આપે અથવા ખાલી કરાવે,ભાડુતની હટાગ્રહ ખોટી છે,સારાંશ કે ઉપરોકત બાબતમાં ટ્રસ્ટીઓ કુસૂરવાર નથી. ખુદાપાક વધુ જાણનાર છે. *(હિદાયા, ૩/૩૧૫ )*

## મદ્રસા માટે ચંદો કરી ભાડે આપવા મકાન બનાવવું.

**સવાલ( ૫૯૬–૧૫):–** અમારા ગામમાં મદ્રસાની ઈમારત બનાવવા માટે બહારથી ઉઘરાણું કરી પૈસા મોકલ્યા છે,અમારો વિચાર એ પૈસાથી મકાન બંધાવી ભાડે આપવાનો છે જેથી એની આવકથી મુદર્રિસોનો પગાર વિષે ખર્ચ કરી શકીએ અને મદ્રસો સ્કૂલના મકાનમાં રાખવો,તો શું એ પ્રમાણે કરી શકીએ કે નહિં ?

**જવાબ( ૫૯૬–૧૫):–** એ પ્રમાણે કરવું જાઈઝ નથી,પૈસા આપનારના હેતુ–દીની તા'લીમ માટે મદ્રસો બાંધવા નો ખ્યાલ કરવો જરૂરી છે; કિરાયુ લઈ મદ્રસાના નિભાવ માટે પૈસા મોકલ્યા નથી એ મકાનમાં દીની તા'લીમ જ થવી જોઈએ;

અલબત્ત મદ્રસાની જરૂરતથી વધુ મકાન હોય તો ભાડે આપી શકાય, અથવા મદ્રસાના ટાઈમ સિવાય બીજા ટાઈમમાં ભાડે આપી શકાય. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી:૬/૫૭૦ )*

## મકતબની રકમ દારૂલ ઉલૂમમાં.

**સવાલ( ૫૯૭–૧૬):–** મદ્રસા માટે ચંદાની રકમ આવી હતી પરંતુ મદ્રસો ચાલુ કરવાનું કામ મોકૂફ રહયું હોય અને આવેલી રકમ મૂળ માલિકોને ન આપી શકીએ અને કોઈ દારૂલ ઉલૂમમાં આપી દઈએ તો ચાલી શકે કે નહિં ?

**જવાબ( ૫૯૭–૧૬):–** મૂળમાલિકોની રજા સિવાય બીજા મદ્રસામાં આપી શકાય નહિં. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(હિદાયા:૨/૬૪૫)*

## મદ્રસાની રકમ મસ્જિદમાં.

**સવાલ( ૫૯૮–૧૭):–** મદ્રસો ચલાવવા માટે અમૂક ચંદો જમા કર્યો હતો, ગામના લોકોનો સહકાર ન મળતાં મદ્રસાનું કામકાજ બંધ રાખ્યું છે,તો એ એકત્ર કરેલ ચંદા માટે મારે શું કરવું ? મસ્જિદમાં વાપરી શકાય કે નહિં ? કયાં વાપરી શકાય ?

**જવાબ( ૫૯૮–૧૭):–**મદ્રસા માટે કરેલો ચંદો (ઉઘરાણું) મસ્જિદમાં કે બીજી સંસ્થામાં વાપરી શકાય નહિં,જે હેતુ માટે ચંદો ભેગો કર્યો હોય તેમાંજ ઉપયોગ થવો જોઈએ,જયારે મદ્રસાનું કામ મુલ્તવી રહયું તો એના નામે ભેગી

કરેલી રકમ તેના મૂળ માલિકોને પરત કરવી જોઈએ,તેમની રજા વિના બીજા કામમાં વાપરવી નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(હિદાયા:૨/૬૪૫)*

## મદ્રસા–મસ્જિદની રકમ પચાવી જવી.

**સવાલ( ૫૯૯–૧૮):–** હમારી સુન્નત જમાઅતના સભ્યો મસ્જિદ–મદ્રસા ની રકમ મુતવલ્લીની પદવી મેળવી રોકી બેઠા છે,જમાઅતના માણસો તેમને સમજાવે છે દબાણ કરે છે પરંતુ કાબુમાં આવતા નથી અને ભરવા પણ તૈયાર નથી, બહાના બતાવે છે,જમાઅતે કાનૂન બતાવ્યો કે મૈય્યિત સિવાયના બધા પ્રસંગ રોકવામાં આવશે,મૈય્યિત પછી ક્રિયા અને સગાસબંધી મારફતે પતાવી લઈએ છીએ,છોકરા–છોકરીની શાદી–નિકાહ પણ એજ પ્રમાણે કોર્ટ અથવા બહાર ના કાઝીથી પતાવી લઈએ છીએ,જમાઅતના અનેક માણસોનો ઈરાદો મજકૂર મુતવલ્લી વિગેરે પર કોર્ટનો આશરો લઈ કેસ કરવા ઈરાદો છે,દીનની કાંઈ હિદાયત મુતાબિક,મુતવલ્લી તથા સભ્યો અને જમાઅતના માણસોને કુર્આન અને હદીષની રોશનીમાં માર્ગદર્શન આપવા કૃપા કરશો ?

**જવાબ( ૫૯૯–૧૮):–** મસ્જિદ–મદ્રસાના પૈસા ખુદાપાકના વકફ માલ છે, પરત કરવા જ પડશે,છુટકો નથી,ખુદાપાકના સખ્ત ગુનેહગાર થઈ અઝાબના પાત્ર ઠરશે, ખુદાપાકની પનાહ,જમાઆત વસૂલ કરવા પગલા ભરી શકે છે, કોર્ટમાં કેસ નંધાવી શકે છે, બાયકોટ કરી શકે છે. એજ અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(કિફાયતુલમુફતી:૭/૧૭૭)*

# વકફના જનરલ મસાઈલ

## વકફનામાંની શર્તો મુજબ અમલ.

**સવાલ( ૬૦૦–૧૯):–** અમો દાઉદી વ્હોરા કૌમના મુસલમાન છીએ,અમારા વડા ધર્મગુરૂ મુહમ્મદ બુર્હાનુદીન છે,તેઓ કૌમના કારભારીઓ કહેવાય છે,તેઓ કૌમની ધર્માદા મિલકતો અને તેની આવકો પોતાના મોજ–શોખ તથા વૈભવ માટે વાપરે છે,અને બૈતુલમાલથી જે હકદારોને

તેમના હકની રકમ મળવી જોઈએ તે મળતી નથી આ સામે કેટલાક લોકોએ પડકાર ફેંકયો છે,તેથી અમારા ધર્મગુરૂ તથા કોઠારીઓએ પડકાર ફેંકનારાઓની બહિષ્કાર કરવાનું તેમના અનુયાયીઓને એ'લાન કર્યુ છે, અમારા વડા ધર્મગુરૂ સાહેબના વાયઝોમાં *"બરાબર કરો"* એવું વારે ઘડીએ સંભળાય છે,મુસલમાનોનો એક વર્ગ મુસલમાનોના બીજા વર્ગની બરાબર કરી શકે નહિં, એ વિષે શું હુકમ છે ?

**જવાબ( ૬૦૦–૧૯):–**પુછેલી સૂરતમાં વકફ કરનારે વકફના લેખમાં જે શર્તો લખી હોય તે મુજબ અમલ કરવો જરૂરી છે, તેના વિરૂધ્ધ અમલ કરવા કોઈને અધિકાર નથી;

કુર્આન શરીફમાં અલ્લાહ તઆલા ફરમાવે છે,કે જે માણસ વસિય્યત કરનારની વસિય્યત સાંભળ્યા પછી તેનાથી ઉલ્ટું કરશે તો તેનો ગુનોહ ઉલ્ટું કરનાર ઉપર થશે. *(સૂરએ બકરહ)*

જેઓ વકફનું સંચાલન ખરી અને અમાનતદારીથી કરતા ન હોય તેઓ ટ્રસ્ટી થવાને લાયક નથી,તેઓની જગ્યાએ સારા અમાનતદાર ટ્રસ્ટી નીમવા જોઈએ.

સત્ય અને હક વાત કેહનારથી બહિષ્કાર કરવો ગેર વ્યાજબી અને મનાઈ છે,બલ્કે સત્ય વાત કબૂલ કરવી મુસ્લિમ માટે અતિશય જરૂરી છે, જસ્ટીશ અમીર અલી મદ્રાસના ચુકાદા પ્રગટ થાય છે તે જોવા ભલામણ છે તેઓ પણ જણાવે છે કે નાલાયક ખિયાનત કરનાર ટ્રસ્ટી કે સંચાલકને બરતરફ કરવામાં આવે અને સારા લાયકાત ધરાવનાર અમાનતદાર વ્યકિતની ટ્રસ્ટી તરીકે નિમણુંક કરવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(કિફાયતુલ મુફતી:૭/૧૭૮)*

## એક વકફની રકમ બીજા વકફમાં વાપરવી.

**સવાલ( ૬૦૧–૨૦):–** એક વકફના પૈસા બીજા વકફમાં વાપરી શકાય ?

**જવાબ( ૬૦૧–૨૦):–** એક વકફના પૈસા બંધારણ વિરૂધ્ધ બીજા વકફમાં વાપરવા મના છે, અલબત્ત પૈસા આપનારાઓ રજા આપે તો આપી શકાય,તેમની સંમતિ વિના જમાઅતના પૈસા મકાન બાંધવામાં વાપરી શકાય નહિં. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(હિદાયા:૨/૬૪૫ )*

## વકફ કરનારનો વકફની મિલકતથી લાભ ઉઠાવવો.

**સવાલ( ૬૦૨–૨૧):–** વકફ કોના નામનું થાય છે ? અને કોના નામનું થતુ નથી ? શું મુસ્લિમ ભાઈઓ હઝરત પયગમ્બર સાહેબના ફાતિહા ખાતર મકાન વકફ કરી શકે ખરા ? વકફ કરનાર વકફ તોડી શકે કે નહિં ? ખુદાના નામ સિવાય વકફ થાય કે નહિં ?

**જવાબ( ૬૦૨–૨૧):–** વકફનો અર્થ શબ્દકોષમાં *"રોકવું"* થાય છે,અને શરીઅતની પરિભાષામાં માલ મિલકતને અલ્લાહ તઆલા માટે રોકવાનો થાય છે,એટલે વકફ મિલકતની આવકથી વકફ કર્તા લાભ ઉઠાવે નહિં, બલ્કે ખુદાપાકની રઝામંદી પ્રાપ્ત કરવા વકફના મદોમાં ખર્ચ કરે એ સદકએ જારિયહ (જેનો સવાબ હંમેશા ચાલુ રહે) લેખાશે.

હઝરત રસૂલુલ્લાહ (સ.અ.વ.) ને ઈસાલે સવાબ અર્થે મકાન વકફ કરવું દુરૂસ્ત છે,મૌખિક કહી દેવાથી કે આ મકાન વકફ કરૂ છું ભલેને વકફનામું રજીસ્ટર્ડ રેકાર્ડ કરાવ્યું ન હોય વકફ થઈ જશે, હવે એ વકફને તોડી શકતા નથી,એટલે એ મકાન ન કોઈને વેચી શકાય ન કોઈને બક્ષિશ આપી શકાય, અને ન તો તેમાં વારસા–વહેંચણી થશે એ મકાનની આવકથી હઝરત રસૂલુલ્લાહ (સ.અ.વ.) ને હંમેશા સવાબ પહોંચાડતા રહેવું જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(આલમગીરી:ર/૩૫૦)*

**<u>તા.ક. :</u>** વકફ મિલકત ઝુલ્મથી લઈ લેવાનો ગવર્મેન્ટનો ભય હોય તો રેકોર્ડમાં વકફ લખાવવાની જરૂરત નથી, પ્રાઈવેટ રાખે અને પોતાના વારસદારોને જણાવી આપે.

**લિ. (હઝરત મવ. મુફતી) અબ્દુલ ગની (સાહબ)(.રહ.)**

ઉપર લખેલ જવાબ ખરો છે,અલ્લાહ તઆલાનો બંદાને આપેલ માલમાંથી બંદો માલિકે હકીકીની ખુશનૂદી પ્રાપ્ત કરવા તેના માર્ગમાં પોતાની મિલકતમાંથી કાઢીને આપે, તે વકફ કહેવાય છે,અને તે અલ્લાહ તઆલાનો માલ થઈ જાય છે,વકફ કરનાર કે બીજા કોઈને તેના વેચવાનો કે વકફ તોડવાનો,બક્ષિશ આપવાનો હક રહેતો નથી,વકફ કરનારે જે જાઈઝ રીતે શર્તો કરી હશે તે અનુસાર અમલ કરવો જરૂરી છે, બીજા ટ્રસ્ટીઓને તેમાં રદ્દોબદલ કે ફેરફાર કરવાનો હક રહેતો નથી;

કુર્આન શરીફમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે જે માણસ કોઈની

વસિય્યતને રદોબદલ કરશે તેનો ગુનોહ તે બદલનારને લાગુ પડશે

*(સૂરએ બકરહ)*

એ ઉપરથી સાફ સિધ્ધ થાય છે કે કોઈને તે વકફ તોડવા કે બાતિલ કરવાનો હક રહેતો નથી, સદા માટે કયામત સુધી તે અલ્લાહના માર્ગમાં વકફ રહે છે,અને વકફ કરનારના હકમાં તે સવાબે જારિયહ અને મોટા સવાબનું કાર્ય બને છે;

હઝરત રસૂલે ખુદા (સ.અ.વ.) ની મુબારક અને પાક રૂહને સવાબ પહોંચાડવા કોઈ વસ્તુ વકફ કરવી જાઈઝ બલ્કે અતિ ઉત્તમ કાર્ય લેખાશે,તે વકફ કરેલ મકાનની આમદની (આવક) વકફ કરનારની સુચના અનૂસાર ખર્ચ કરવામાં આવશે. (દુર્રે મુખ્તાર શામી સહિત, ફતાવા આલમગીરી, મોહંમેડન લૉ. *(જસ્ટીસ અમીર અલી.)*

## માત્ર ઈરાદો કરવાથી વકફ થશે નહિં.

**સવાલ( ૬૦૩–૨૨):–** એક ઝૈદ નામનો માણસ પરદેશમાં છે,જેના મકાનનું ભાડુ આવે છે,તે માણસ ચાહે છે કે નીચેની ત્રણ સંસ્થામાંથી એકમાં ખયરાતરૂપે આપી દે; (૧) મસ્જિદ (૨) મદ્રસા (૩) હોસ્પિટલ,

મસ્લિહતના કારણે ત્રણેવ સંસ્થાના નામો કોઈને જાહેર કર્યા નથી, પરંતુ બકરને ખબર છે,મસ્જિદની આવક ઘણી છે એને ઈમ્દાદની જરૂરત નથી,મદ્રસા વિષે કોઈ નથી શકતુ કે આપણાં કબઝામાં રહેશે કે નહિં ? હોસ્પિટલનું નામ માત્ર ઈસ્લામી છે,હોસ્પિટલથી બધા જ ગેરમુસ્લિમો લાભ ઉઠાવે છે;

એટલા માટે બકર ઈચ્છે છે કે ઝૈદની મર્હૂમાં છોકરીની ઔલાદ છે,તેમાંથી કોઈ એકને જે એ ખૈરાતને કબૂલ કરે આપી દે,કારણ કે ઝૈદની મર્હૂમાં છોકરીની  ઔલાદની માલી હાલત સારી નથી તે હકદાર ઠરી શકે છે,હવે ઝૈદ પોતાની નિય્યત બદલીને મજકૂર સંસ્થાઓને ન આપે અને હકદાર સગાઓને ખૈરાત આપે તો શું સવાબમાં કમી થાય છે ? બન્નેવમાં કોણ અફઝલ છે ?

**જવાબ( ૬૦૩–૨૨):–** પુછેલી સૂરતમાં જાણવું જોઈએ કે માત્ર ઈરાદો કરવાથી વકફ થતુ નથી ઝૈદના સગા–ગરીબ અને મોહતાજ હોય તો તેમને દેવું

અફઝલ અને બેહતર ગણાશે, અને બધાને આપવા ચાહે તો એ પણ થઈ શકે છે કે થોડો ભાગ મસ્જિદ, મદ્રસા, હોસ્પિટલમાં આપે અને થોડો ભાગ સગાંઓને આપે;

હોસ્પિટલી મુસ્લિમ–ગેરમુસ્લિમ બધાને ઈમ્દાદ દેવામાં આવતી હોય તો તેમાં કોઈ વાંધો નથી કારણ કે દરેક અલ્લાહના બંદા બલ્કે કોઈ પણ જાનદારની ઈમ્દાદ કરવું હદીષ શરીફથી સાબિત છે;

જો કાયદેસર શરઈ રીતે વકફ કર્યુ હોય તો પછી તેમાં હેરફેર કરવાનો હક રહતો નથી,આ વાતનો પણ ખ્યાલ રાખવો જોઈએ કે શરઈ વારિસોને મહરૂમ કરી ખુદાના પાસે ગઝબે ઈલાહીનો સબબ ન બને. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(આલમગીરી:૨/૩૫૨)*

## સરકારે ખેડવા આપેલ ઝમીન વકફ કરી શકાય ?

**સવાલ( ૬૦૪–૨૩):–** સરકારના કાયદા મુજબ *"ખેડે તેની ઝમીન"* ના આધારે સરકારે ઝમીન ખેડનારને ઝમીનના માલિક બનાવી આપ્યો અને ઝમીનના મૂળ માલિકને સરકારે નકકી કરેલ બજાર કિંમત કરતાં ઓછી કિંમત હપ્તેથી આપવા નકકી કર્યુ,તે મુજબ ખેડુતે મૂળ માલિકને કિંમત અદા કરી આપી;

તો સવાબ એ છે કે સરકારી કાયદાથી ફાયદો ઉઠાવી માલિક થયેલ ઝમીનને ખેડુત વકફ કરવા ચાહે તો વકફ કરી શકે છે કે નહિં ? અથવા એવી ઝમીન પર મસ્જિદ બનાવી શકે કે નહિં ? અગર ખેડુત એવી ઝમીન મસ્જિદ કે મદ્રસાને વકફ કરવા ચાહે તો સંચાલકો વકફ તરીકે સ્વીકારી શકે કે નહિં ?

**જવાબ( ૬૦૪–૨૩):–** જવાબમાં જણાવ્વાનું કે ઉકત સરકાર ધારા–ખેડુતની ઝમીનનાં આધારે માલિકની રજા વિના ખેડુત શરઈ રૂએ માલિક થતો નથી, માલિક થયા વિના વકફ કરી શકાય નહિં,એવી ઝમીન ઉપર મસ્જિદ બનાવી શકાય નહિં,કે મદ્રસામાં વકફ આપી શકાય નહિં, સંચાલકો સ્વીકારે નહિં, ખેડુતે મૂળ માલિકને પરત કરવી જોઈએ, નહિં તો મેદાને હશરમાં દામનગીર થશે અને સખ્ત અઝાબના પાત્ર ઠરશે. એજ અલ્લાહપાક વધુ જાણનાર છે.

## મર્હૂમે વકફ કરેલ મિલકતમાં ફેરફાર કરવો.

**સવાલ( ૬૦૫–૨૪):–** અમારા વાલિદ સાહબ લગભગ સત્તર (૧૭)વર્ષ

પર ગુજરી ગયા તેમણે એની હયાતીમાં જયાં અમો રહીએ છીએ ચાર માળની મિલકત વકફ કરી ગયા,એવી રીતે કે ભોંયતળિયાનો ભાગ ભાડે આપવો, પહેલો માળ અમોએ ખુશી ગમીમાં વપરાશ માટે રાખવો,જયારે બીજો,ત્રીજો અને ચોથો માળ હમો ત્રણેવ એક એક અમારા પરિવાર સાથે રહી ગુઝારીએ, જેમ અમો મર્હૂમની હયાતીમાં રહેતા હતા;

વકફ પ્રમાણે ભોંયતળિયું એમની હયાતી પછી ભાડે આપવું,એમાં બે દુકાનો થઈ શકે છે,અને માસિક આવક ૧૦૦૦/– થી ૧૫૦૦/– રૂા. મળી શકે છે એમાંથી જે વાર્ષિક આમદની (આવક) થાય તેમાંથી એજ મિલકતના મ્યુનિસપલ વેરા ભરી મિલકતની મરમ્મત કરાવી જે રકમ બચે તેના ચાર સરખા એટલે ૨૫–૨૫ ટકા નીચે પ્રમાણે વહેંચી આપવા;

(૧) હિસ્સો બેગમપુરા શેત્રંજીવાડમાં આવેલી હાજી ફરહાદની મસ્જિદના ટ્રસ્ટીઓને મદ્રસા અરબિય્યહ ચલાવવા આપવો (૨) બીજો હિસ્સો રાની તલાવમાં આવેલ કુર્આન શરીફના શિક્ષણ માટે ચાલતો મદ્રસા તા'લીમુલ કુર્આનના ટ્રસ્ટીઓને આપવો (૩) ત્રીજો હિસ્સો રિઝર્વફંડ ખાતે મિલકતના મોટા રિપેર કામો માટે અલગ રાખવો (૪) હિસ્સો લિલ્લાહ ફંડમાં એટલે કે અમારામાંથી કોઈ ગરીબ હોય તેના બાળકોની પઢાઈ તેમજ ધંધા રોજગાર માટે લોન પેટે આપવા;

મારી સગી માં, મારા પિતાજીના ગુજરી જવાના વર્ષો પહેલાં ગુજરી ગયાં છે,મારી સાવકી માં છે જે મારા સાવકા ભાઈઓની સગી માં છે,મારા મર્હૂમ પિતાજીએ એમની હયાતીમાં ઉપર જણાવ્યા પ્રમાણે એક રજીસ્ટર્ડ દસ્તાવેજ બનાવ્યો છે,તેમાં મને અને મારી સાવકી માં ને ટ્રસ્ટીઓ નિમ્યાં છે,જે એમના મરણ પછી ઉપર જણાવ્યા પ્રમાણે વકફના ટ્રસ્ટીઓ થાય અને લખ્યા પ્રમાણે વહીવટ કરે;

મારા મજકૂર બે ભાઈઓએ તેમની માં ને તેમની તરફ કરી લીધાં છે,અને ભાડે આપવા રાખેલો ભોંયતળિયો તેમજ વપરાશ માટે રાખેલો પહેલો માળ એક એક બન્નેવે વહેંચી લીધો છે,અને કબજો સોંપતા નથી;

હું આ ટ્રસ્ટનો એક ટ્રસ્ટી હોવાથી મેં પહેલાં ૬–૭ વર્ષ મારી સાવકી માં તેમજ આ બે ભાઈઓને સમજાવવા કોશીષ કરી,ન માનતાં પણ ખુબ સમજાવ્યા,ન માંનતા કોર્ટે ચઢયો જેમાં બીજા ૬–૭ વર્ષ વીતી ગયાં,પછી એક

મુસ્લિમ વકીલની સલાહથી કેસ પાછો ખેંચી લીધો અને એમની સલાહથી ચેરીટી કમિશનરની ઓફિસમાં રજીસ્ટર કરાવ્વા અરજી કરી એને પણ ૩-૪ વર્ષ વીતી ગયા કંઈ થઈ શકયું નહિં,

આજે ૧૭-૧૮ વર્ષ થવા આવે છે પણ આ વકફ અર્ધુ પબ્લિક અર્ધુ ફેમીલી મિલકતનો કારભાર અમો ટ્રસ્ટીઓને કરવામાં અને તેની આવકમાંથી ઉપર જણાવેલ મદ્રસાઓને હિસ્સો આપવામાં હમો કામ્યાબ થયા નથી,અને હમારા મર્હૂમ પિતાજીને ઈસાલે સવાબમાં ખુદાએ કુદુસને આ કર્ઝે હસના હમારા બે ભાઈઓની આડાઈને લઈને આપી શકયા નથી;

ઉકત મારા બે ભાઈઓ ધંધો રોજગારે બહું સારા છે,લગ્ન પ્રસંગે એટલે શાદી પ્રસંગે બેન્ડ વાજાનો ધંધો કરે છે,એમ તો અલ્લાહ રસૂલને માનનારા છે,નમાઝ રોઝા રાખે છે પણ પૈસાના પુંજારી છે;

મજકૂર ભાઈઓનું કહેવું છે કે ભોંયતળિયાના ત્રણ ભાગ કરી ત્રણેવે એક એક ભાગ લઈ લેવો પછી જેમ ખૈરાત કરવી હોય તેમ કરે જે બરાબર નથી,અને અમારા મર્હૂમ પિતાજીની નાફરમાની છે;

મારી સાવકી માં બીજી ટ્રસ્ટી બિલકુલ અભણ છે,છોકરાઓના કહેવામાં આવી ગયાં છે,મને બાળકો નથી બેન્ડ વાજાનો ધંધો શરીઅતની રૂએ સારો નથી એ સમજતાં લગભગ ૩૫ વર્ષથી દવાની દુકાન ચલાવું છું અને ગુજરાન કરૂ છું;

આ રીતે હું વકફના અમલ કરવા કરાવવામાં નાકામ્યાબ થવાથી છેલ્લી કોશીષે આપને તકલીફ આપુ છું,આપ શરીઅત અને કુર્આન અને હદીષોના આલિમ છો,આપથી ઈલ્તિજા છે કે હમો ત્રણેવ ભાઈઓને લખી જણાવો કે હમો તેમજ હમારી માં આ વકફ દસ્તાવેજ પ્રમાણે ન ચાલ્યા-ચલાવવાની અને અમલ ન કરવાથી કેટલા ગુનેહગાર થાય છે,અને મારો એક નાકામ્યાબ ટ્રસ્ટી તરીકેનો મારો આ ગુનાહમાં કેટલો હિસ્સો ?

હું ધારૂં છું તેમ આ કહેવાથી આ મારા ભાઈઓને પણ કંઈ ખુદાનો ખૌફ જારી થાય અને હમારા પિતાજી મર્હૂમના સવાબ અર્થે અને ઈસાલે સવાબમાં ખુદાપાકને કર્ઝે હસના આપી શકાય,અને એ રીતે તેઓનો પલટો શાયદ થાય,અમોને ખુલાસાથી જવાબ આપશો.

**જવાબ( ૬૦૫-૨૪):-** જવાબમાં જણાવ્વાનું કે મર્હૂમે જે મિલકત વકફ કરી

આપી તે ખુદા પાકની લેખાશે,તેમાં વારસદારોનો વારસાઈ હક હિસ્સો નથી,તેની આવક વકફ મુજબ વહેંચી દેવામાં આવશે,જેથી મર્હૂમને સવાબ મળતો રહે, વારસદારો એમાં ફેરફાર કરી શકતા નથી,સદરહુ ભાઈઓનો કબજો ઝુલ્મ છે, જેથી સખ્ત ગુનેહગાર થઈને અઝાબના પાત્ર ઠરશે, મેદાને હશરમાં પબ્લિક સમક્ષ ઝિલ્લત અને રૂસ્વાઈ થશે, દુનિયામાં પણ વબાલ ઉતરવાનો ભય છે, ઘણાં લોકોને જોયા જેમણે ખુદાપાકના માલ–વકફમાં ખિયાનત કરી બરબાદ થઈ ગયા;

સારાંશ કે વકફ તોડનારનું પરિણામ માઠું આવશે એ વિષે તમો ગુનેહગાર નથી, તમે સંપુર્ણ કોશીષ કરી, સફળતા ન મળી ખુદાપાકની મરજી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(કિફાયતુલ મુફતી: ૭/૩૧૮)*

## કબ્રસ્તાનના ઘાસના પૈસા મસ્જિદ–મદ્રસામાં.

**સવાલ( ૬૦૬–૨૫):–** કબ્રસ્તાનના ઘાસના પૈસાની રકમને મદ્રસા તથા મસ્જિદમાં આપી શકાય ? અથવા મદ્રસાના મુદર્રિસનો પગાર આપી શકાય ?

**જવાબ( ૬૦૬–૨૫):–** જાઈઝ નથી, કબ્રસ્તાન અલગ વકફ છે તેની આવક તેમાંજ વાપરી શકાય,બીજા વકફમાં વાપરી શકાય નહિં. એજ અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(આલમગીરી:૨/૪૭૬)*

## કબ્રસ્તાનનું ઘાસ કાપવું.

**સવાલ( ૬૦૭–૨૬):–** કબરો ઉપર ઘાસ અને કાંટાવાળા ઝાડો ઉગે છે, તો ઘાસ અને કાંટાવાળા ઝાડો કાપવા માટે શરીઅતનો શું હુકમ છે? કબરોની આસપાસનું ઘાસ કાપી શકાય કે નહિં?

**જવાબ( ૬૦૭–૨૬):–** કબરો ઉપર ઉગેલું ઘાસ, છોડ કાપવું મનાઈ છે ભલેને કાંટાવાળુ હોય! કારણ કે એ તસ્બિહ પઢે છે, અને તેને લઈ મૈય્યિતને રાહત પહોંચે છે. જેમકે કુર્આન શરીફમાં છે,''વઈમ્મિન શૈઈન ઈલ્લા યુસબ્બિહુ બિહમ્દિહી ''અર્થાત દરેક વસ્તુ અલ્લાહ તઆલાની તસ્બીહ પઢે છે, સુકાય ગયા બાદ કાપવામાં વાંધો નથી, તેમજ કબરોની આસપાસ કાપી સાફ કરી શકાય છે તેની ઉપજેલી રકમ કબ્રસ્તાન ખાતે જમા કરવી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(નૂરૂલઈઝાહ: પેજનંબર:૧૩૫)*

## કબ્રસ્તાનનું ઘાસ હરિજનને કાપવા આપવું.

**સવાલ( ૬૦૮–૨૭):–** કબ્રસ્તાનમાં કબ્રો ઉપર તથા આજુબાજુ ઉગેલુ ઘાસ પૈસા લઈ ગેરકોમ–હરિજન વિગેરેને કાપવા આપી શકાય? અને શું ઘાસ કાપવું જાઈઝ છે?અને જાઈઝ હોય તો પૈસા શુ કામમાં લેવા?

**જવાબ( ૬૦૮–૨૭):–** વિણ મેહનતે ઉગેલુ કુદરતી ઘાસ કબ્રસ્તાનનું હોય કે માલિકી જમીનમાં હોય પૈસા લઈને કાપવા આપવું તથા લિલામ કરવું ના જાઈઝ છે, કારણ કે એ મુબાહુલ અસલ છે, એનો દરેક લાભ ઉઠાવી શકે છે, કોઈની માલિકીનુ નથી અલબત્ત કાપીને કબજા બાદ વેચી શકાય, જેથી ઘાસના લીધેલા પૈસા પરત કરી દેવા જોઈએ, વળી લીલુ ઘાસ તસ્બીહ પઢે છે, તેના લાભ મુર્દાઓને પહોંચે છે જેથી કબ્રસ્તાનનું લીલું ઘાસ કાપવુ કપાવવું મકરૂહ છે, સુકુ ઘાસ કાપી શકાય. ફકત અલ્લાહપાક વધુ જણનાર છે.

*(નુરૂલ ઈઝાહ:પેજ:૧૩૫)*

## કબ્રસ્તાનના ઘાસની હરાજી કરવી.

**સવાલ( ૬૦૯–૨૮):–** આપણે ત્યાં દરેક જગ્યાએ કબ્રસ્તાનો તેમજ ઈદગાહ વિગેરેનું ઉભુ ઘાસ કાપવા અગાઉ હરાજી કરવામાં આવે છે તો શું એ દુરૂસ્ત છે ?.

**જવાબ( ૬૦૯–૨૮):–** કાપવા અગાઉ આપ મેળે ઉગેલા ઘાસની હરાજી મના છે, એ કોઈની માલિકીનું નથી, કપાવ્યા બાદ વેચી અથવા હરાજી કરી શકાય, અલ્લાહપાક વધુ જાણનાર છે.

## કબ્રસ્તાનમાં મસ્જિદ બનાવવી.

**સવાલ( ૬૧૦–૨૯):–** અમારા ગામમાં બીજી મસ્જિદ બનાવવી અત્યંત જરૂરી છે,પરંતુ મસ્જિદ બનાવવા માટે ઝમીન મળતી નથી,અમારા ગામમાં એક જુનુ કબ્રસ્તાન છે,જેમાં આશરે ૮૦ (એંસી)વર્ષથી દફનવીધી થતી નથી,તો એવા કબ્રસ્તાનમાં મસ્જિદ બનાવી શકાય કે કેમ ? અને મસ્જિદ સાથે પેશાબખાના બનાવી શકાય કે નહિં ? મસ્જિદ બનાવવા માટે કબરોનું ખોદકામ કરી શકાય કે નહિં ? તેનો સચોટ ઉકેલ કરી આપી અમને આભારી કરશોજી.

**જવાબ( ૬૧૦–૨૯):–** ઉકત વિગત અનુસાર એવા જુના અને વેરાન કબ્રસ્તાનમાં મસ્જિદ અને મસ્જિદના લવાઝિમાત(જેમકે સંડાસ–પેશાબખાના વિગેરે) બનાવવાની ગુંજાઈશ છે, ખાલી જગ્યામાં બનાવવામાં આવે. એજ અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(ઈમ્દાદુલ ફતાવાઃ ૨/૫૭૯)*

## કબ્રસ્તાનમાં રૂમ બનાવવો.

**સવાલ( ૬૧૧–૩૦):–** કબ્રસ્તાનમાં એક રૂમ અને સાથે મકાન બનાવી શકાય કે નહિં? રૂમમાં કબર ખોદવાના સાધનો રાખવા માટે અને મકાન ચોમાસામાં કે ઉનાળામાં જનાઝહની નમાઝ પઢવા માટે બનાવી શકાય?

**જવાબ( ૬૧૧–૩૦):–** કબ્રસ્તાનના ઉપયોગી સાધનો (કોદારો પાવડો વિગેરે) મુકવા માટે રૂમ તથા જનાઝહની નમાઝ પઢવા માટે મકાન કબ્રસ્તાનમાં બાંધી શકાય, એ પણ કબ્રસ્તાનની જરૂરતોમાંથી લેખાય છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(ઈમદાદુલ ફતાવાઃ ૨/૫૭૯)*

## સાર્વજનિક વકફ કૂવાનું વેચાણ.

**સવાલ( ૬૧૨–૩૧):–** ખાલિદનો એક કૂવો,હામિદના બે ઘરોની ઝમીન વચ્ચે પડે છે,ખાલિદે આ કૂવો ગામના લોકોના ફાયદા માટે બનાવી વકફ કર્યો છે,પરંતુ સાત વર્ષથી આ કૂવાની બિલકુલ વપરાશ થતી નથી,મતલબ કે મજકૂર કૂવો ઉજજડ અને બેકાર પડેલ છે,હવે હામિદે ખાલિદ પાસે આ કૂવાની માંગણી કરી કે આ કૂવાના બદલે બીજો કૂવો મારા ખર્ચે ગામમાં એવી જગ્યાએ બનાવો,કે જયાં ગામના લોકોનો વપરાશ વધુ હોય;

તો શું આ પ્રમાણે ખાલિદ કરી શકે છે ? અને ખાલિદ તેના પૈસા લઈને પોતાના પાસે રાખી શકે છે ? અને તેનો ઉપયોગ કરી શકે છે ?

**જવાબ( ૬૧૨–૩૧):–** દર્શાવેલ વિગત પ્રમાણે ખરેખર ખાલિદનો વકફ કૂવો, ઉજજડ અને વેરાન પડયો હોય,લાભદાયક ન હોય તો વેચી શકે છે,અને ઉપજેલી કિંમતથી બીજો કૂવો બનાવી વકફ કરવો જરૂરી છે,ઉપરોકત રકમ ખાલિદ પોતાના ખર્ચમાં અથવા બીજા ઉપયોગમાં વાપરી શકતો નથી, ખિયાનત લેખાશે,જેથી સખ્ત ગુનેહગાર થઈ અઝાબ–પાત્ર ઠરશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(હિદાયાઃ૨/૬૨૫)*

# પ્રકરણ – (૧૧)

# : જાઈઝ–નાજાઈઝ :

# મસ્જિદના અહકામ

## બિનમુસ્લિમના હાથે મસ્જિદનું ચણતર.

**સવાલ( ૬૧૩–૧):–** મસ્જિદમાં કડીયા કામ કરાવવાં માટે બિનમુસ્લિમ હોય તો વાંધો છે ?

**જવાબ( ૬૧૩–૧):–** જાઈઝ છે,મસ્જિદમાં કડીયા–મજૂરો મુસ્લિમ જ હોવા જોઈએ જરૂરી નથી,ગમે તેને મસ્જિદ બાંધકામ માટે બોલાવી શકાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## મસ્જિદમાં નકશ–નિગાર (ડીઝાઈન) નું કામ કરવું.

**સવાલ( ૬૧૪–૨):–** મસ્જિદના જમાઅતખાનાનો ભાગ ફરીથી રિપેરીંગ કરવા માટે લોકોએ લિલ્લાહ રકમ આપી હતી,મસ્જિદના મુતવલ્લીએ જમાઅતખાનાનું કામ પુરૂ કરતાં પહેલાં એ પૈસામાંથી હદથી વધારે જમાઅતખાનાના અંદર–બહાર,છત અને દિવાલ ઉપર ફુલ–પત્તી નકશોનિગાર પડાવી રહયા છે તો એ જાઈઝ છે ?

**જવાબ( ૬૧૪ –૨):–** મસ્જિદની રકમમાંથી નકશોનિગાર–ફુલપત્તી બનાવવાની મનાઈ છે, મસ્જિદનું બાંધકામ સંપુર્ણ થયા પછી રકમ બચે તો પણ જાઈઝ નથી,જો કરશો તો વળતર આપવું પડશે,મુતવલ્લી તથા ટ્રસ્ટીઓ પોતાના જાતી માલથી કરાવી શકે છે, મસ્જિદનો માલ મજબુતાઈ માટે વાપરી શકાય, ફુલપત્તી નકામી શોભા છે,તેમાં વકફ માલ વાપરવાનો અધિકાર કોઈને નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ૯/૫૫૪)*

## મસ્જિદની દિવાલ પર કુર્આન શરીફ લખવું.

**સવાલ( ૬૧૫–૩):–** ફોનોગ્રામની જુની ઘસાયલી રેકર્ડ પર કુર્આન શરીફની આયતો દુઆ વગેરે લખેલી હોય તેને ઘર અગર મસ્જિદમાં લટકાવવું જાઈઝ છે ?

**જવાબ( ૬૧૫–૩):–** બેઅદબી થવાનો સંભવ હોવાથી ના જાઈઝ છે,એજ કારણસર ફુકહા (આલિમો) દીવાલ પર કુર્આન શરીફની આયતો લખવાને મકરૂહ બતાવે છે. વળી એનાથી નમાઝીના ખુશૂઅ,ખુઝૂઅમાં ખલલ આવે છે, એજ સબબથી મસ્જિદની દીવાર પર નકશો–નિગાર (ફૂલવેલ–ડિઝાઈનનું ચીત્રણ) મના છે. *(શામી:૯/૫૫૪)*

## પોતાના ખર્ચે મિનારો બનાવવો.

**સવાલ( ૬૧૬–૪):–** એક માણસ પોતાના ગામની મસ્જિદનો એક મિનારો પોતાના પૈસાથી બાંધવા ઈચ્છે છે,જેની જાહેરાત ચાર–પાંચ માસ પહેલાં મસ્જિદમાં કરતાં તેણે કહયું હતું કે હું મારા પૈસાથી મસ્જિદનો મિનારો બનાવવા ચાહુ છું અને હું એવી બાંહેધરી આપુ છું કે જો એ કામ કરતાં મસ્જિદને પાંચ વર્ષની અંદર કોઈ નુકશાન થશે તો હું મારા પોતાના પૈસાથી તેને બનાવી આપીશ;

ઉપરોકત જાહેરાતના સમયે કોઈએ વાંધો ઉઠાવ્યો નહિં,પણ હવે જયારે મિનારાનું કામ શરૂ થયું અને ચાર થાંભલા તૈયાર થઈ ગયા ત્યારે કેટલીક વ્યકિતઓ કહેવા લાગી કે એ જગ્યાએ મિનારો બને એ અમને પસંદ નથી,જેથી આ કામને મુલતવી કરો,અને અમારા કહયા મુજબ કામ કરો;

તો શું મજકૂર માણસે અમૂક માણસોની નારાજગીથી એ કામ બંધ રાખવું ? કે પછી વાંધો ઉઠાવનાર માણસોએ પોતાની એવી અયોગ્ય હરકતથી અટકી જવું ? શું મુસલમાનને એ છાજે છે કે આવી મોટી હરકતો કરી બીજા મુસલમાનને દુઃખ આપે ? અને કુસંપ કરે એ માટે શું હુકમ છે ?

**જવાબ( ૬૧૬–૪):–** જયારે મિનારા બનાવનાર વ્યકિતએ બનાવતાં પહેલાં પોતાનો વિચાર દર્શાવ્યો અને મસ્જિદમાં બધા નમાઝીઓથી મશવેરો કર્યો તે સમયે હાજર મજલિસે મંજુર રાખ્યું,કોઈએ વિરોધ કર્યો નહિં અને હવે બાંધકામ શરૂ થઈ ગયું ત્યારે અમૂક લોકો બનાવવા રોકે અને અટકાવે છે એ તદન ગેરવ્યાજબી લેખાશે,જયારે કે સર્વે માલ–સામાન આવી ગયો અને મિનારાનો અમૂક ભાગ બની પણ ગયો,ત્યારે વાંધો ઉઠાવવો અને અટકાયત કરવી અને બનાવનારને નુકશાન પહોંચાડવું શરીઅતની રૂએ મનાઈ છે;

વળી મસ્જિદની ઈમારતને કંઈ નુકશાન થવાનો ભય જણાતો નથી,

આવી સૂરતમાં નકામા વાંધા કાઢવા અને મુસલમાન ભાઈને હેરાન-પરેશાન કરવું નામુનાસિબ અયોગ્ય કહેવાય;

કુર્આન શરીફમાં અલ્લાહ તઆલા ફરમાવે છે :

*અર્થાત :* નેકી અને તકવા પર લોકોની સહાય કરો,ગુનાહ અને દુશમનીના કાર્ય પર સહાય ન કરો,હદીષ શરીફમાં છે કે મુસ્લિમ ભાઈની જાન અને માલની હિફાઝત કરવામાં આવે;

આ છે ઈસ્લામી તા'લીમ,માટે દરેક મુસ્લિમ ભાઈઓ એકતા અને પ્રેમથી હળી મળી રહે. અલ્લાહના મકાનના લાભાર્થે સત્ય સેવા કરવી જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## મસ્જિદની લાઈટથી ટેપરેકોર્ડ કરવું.

**સવાલ( ૬૧૭-૫):-** મસ્જિદમાં મસ્જિદના ઈલેકટ્રીક પાવરથી કોઈ માણસ પોતાની ટેપરેકોર્ડમાં ઉતારી શકે ?

**જવાબ( ૬૧૭-૫):-** જાઈઝ નથી, ગુનેહગાર થશે,મસ્જિદની વકફ વસ્તુ મુતવલ્લી હોય કે ટ્રસ્ટી હોય અંગત વાપરવી જાઈઝ નથી,ખિયાનત લેખાશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(આલમગીરી:૨/૪૭૭)*

## મસ્જિદના માઈકનો ઉપયોગ.

**સવાલ( ૬૧૮-૬):-** મસ્જિદના માઈકનો ઉપયોગ અઝાન સિવાય કયા કયા કામો માટે થઈ શકે ? જેમકે ઈન્તિકાલની ખબર,જનાઝહની નમાઝ,ઈદના ખુત્બાનો ટાઈમ,વાએઝના પોગ્રામનું એ'લાન કરવું,એ સિવાય દુન્યવી કામમાં એ'લાન માટે અથવા અન્ય કોઈ દુન્યવી કામ માટે ઉપયોગ કરી શકાય ? અઝાન સિવાય બીજા કામો માટે એ'લાનનો ચાર્જ લઈ તે પૈસાથી મસ્જિદમાં આવક થઈ શકે એ હેતુથી એનો ઉપયોગ જાઈઝ છે કે નહિં ?

**જવાબ( ૬૧૮-૬):-**મસ્જિદનું વકફ માઈક મસ્જિદના કામોમાં જ-અઝાન, ખુત્બો,જનાઝહ તથા ઈદનું એ'લાન વાએઝમાં વાપરી શકાય, દુન્યવી કામોમાં જેમકે પાણીની ખબર કે ખેતીવાડીના લગતા કામ વિગેરેમાં ઉપયોગ કરી શકાય નહિં,અલબત્ત વહીવટકર્તાઓ મુનાસિબ જાણે તો ભાડેથી આપી શકે છે,તે ભાડુ મસ્જિદમાં ખર્ચ કરવામાં આવે. ફકત અલ્લાહ તઆલા

વધુ જાણનાર છે. *(કિફાયતુલ મુફતી:૭/૬૦)*

## જમાઅતના સમયે વધુ લાઈટો સળગાવવી.

**સવાલ( ૬૧૯–૭):–** નમાઝ માટે જમાઅત (ઉભી થવા)ના સમયે મસ્જિદમાં વધુ રોશની કરવી ઈસ્રાફ (ફુઝૂલખર્ચી) લેખાશે કે નહિં ? મસ્જિદમાં કેરોસીન વાપરવું કેવું છે ? અંધારામાં નમાઝ થશે કે નહિં ?

**જવાબ( ૬૧૯–૭):–** જમાઅતના સમયે જરૂરત પ્રમાણે મસ્જિદમાં રોશની કરવી જોઈએ,એ ઈસ્રાફ લેખાશે નહિં,કેરોસીન બદબૂ (ગંધ) ના લઈ મસ્જિદમાં સળગાવવાની મનાઈ છે,જેથી કોપરેલ,દીવેલનો દીવો સળગાવવો અથવા મિણબત્તી સળગાવવી જોઈએ, અંધારામાં નમાઝ મકરૂહે તન્ઝિહી થશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(આલમગીરી:૨/૪૫૯ )*

## મસ્જિદની રકમથી પાણી ગરમ કરવું.

**સવાલ( ૬૨૦–૮):–** ઠંડીમાં મસ્જિદના પૈસાથી મસ્જિદમાં પાણી ગરમ કરી શકાય કે નહિં ?

**જવાબ( ૬૨૦–૮):–** સખ્ત ઠંડીમાં વુઝૂ માટે મસ્જિદના પૈસાથી પાણી ગરમ કરી શકાય,એ જરૂરિય્યાતમાં લેખાશે,પરંતુ બેહતર એ છે કે એના માટે અલગ ઉઘરાણું કરવામાં આવે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(આલમગીરી:૨/૪૬૨)*

## મસ્જિદમાં અગરબત્તી,લોબાન સળગાવવું.

**સવાલ(૬૨૧–૯):–** મસ્જિદમાં ખુશ્બુ માટે અગરબત્તી અને લોબાન સળગાવવામાં આવે છે, તો તેના માટે શરઈ હુકમ શું છે ? ઘણાં લોકો કહે છે કે એને સળગાવીએ તો અગ્નિ ની પુંજા થઈ કહેવાય,તો એ માટે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ(૬૨૧–૯):–** અગરબત્તી કે લોબાનની ધુણી મસ્જિદમાં જાઈઝ છે,એમાં અગ્નિ પુંજાનું મળતાપણુ નથી,બલ્કે મસ્જિદના અદબ અર્થે મુસ્તહબ છે,વળી ફરિશ્તાઓને ખુશબુ અત્યંત પસંદ છે,જેથી કોઈ પણ વાંધા વિના સળગાવી શકાય. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

**મત આપો તો ૫૦૧/– રૂા. મસ્જિદમાં.**

**સવાલ(૬૨૨–૧૦):–** ગામમાં એક મુસલમાન મેમ્બર બનવા ચાહે છે,અને કહે છે કે મને મત આપો તો હું મસ્જિદમાં ૫૦૧/– રૂા. આપીશ, તો એ પૈસા મસ્જિદના કામમાં આવે કે કેમ ?

**જવાબ(૬૨૨–૧૦):–** એ પૈસા મસ્જિદમાં વાપરવાની મનાઈ છે,એવા નાપાક માલને ખુદાપાક સ્વીકારતો નથી, શર્ત વિના મેમ્બર ચુંટાયા બાદ ખુશીથી લિલ્લાહ મસ્જિદમાં આપે તો લેવામાં વાંધો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(કિફાયતુલમુફતી:૭/૬૭)*

# ઈદગાહના અહકામ

**બિનમુસ્લિમની સિમેન્ટ ઈદગાહમાં વાપરવી.**

**સવાલ( ૬૨૩–૧૧):–**એક હિંન્દુએ એવી મન્નત માની કે મારી વાડીમાં કૂવો ખોદાવું અને જો પાણી મીઠુ નીકળે તો તે વાડીના બાજુમાં મુસલમાનોની જે ઈદગાહ છે તેનું રિપેરીંગ કામ ચાલુ થાય તો તેમાં હું સિમેન્ટની ૬ (છ) થેલીઓ આપીશ,હવે પાણી મીઠુ નીકળયું તો તે હિંન્દુ ઈદગાહ માટે સિમેન્ટ આપે તો ઈદગાહમાં કામ આવે કે નહિં ?

**જવાબ( ૬૨૩–૧૧):–** એ સિમેન્ટ લઈ ઈદગાહ રિપેર કરાવી શકાય, કંઈ વાંધો નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(કિફાયતુલમુફતી:૭/૭૨)*

# ખાવા–પીવાના મસાઈલ

**ઘોડાનું માંસ ખાવું કેમ હલાલ નથી ?**

**સવાલ( ૬૨૪–૧૨):–** ઘોડો હલાલ નથી એ વાત આપણે ત્યાં પ્રચલિત છે,તો તે કયા કારણે ખાવો હલાલ નથી, વન–વગડામાં જે ગોહ થાય છે એ હલાલ છે કે નહિં ?

**જવાબ( ૬૨૪–૧૨):–** ઘોડો હલાલ છે,પરંતુ લડાઈમાં ઉપયોગી હોવાથી ઈમામ અબૂ હનીફા (રહ.)એ મકરૂહ ફરમાવ્યો છે,ગોહ હનફી મઝહબમાં હરામ છે, ઈમામ શાફેઈ (રહ.)ના મઝહબમાં હલાલ છે. ફકત અલ્લાહ

તઆલા વધુ જાણનાર છે. (શામી:૯/૪૪૨ તથા ૪૪૩,)

## ગોબર ગેસ વડે બનેલી વાનગીઓ ખાવું.

**સવાલ( ૬૨૫–૧૩):–** ચુલા બળતણ માટે સરકારની સ્કિમ આધારે ગોબર ગેસ પ્લાન્ટ નાંખવા વિચારે છે તો આ પ્લાનમાં રોજ તાજુ છાણનો ઉપયોગ કરી વાનગીઓ બનાવવાનું છે તો એ તાજા છાણના ગેસવાળુ રંધાયેલ ખાવું અને બીજાને ખવડાવવા માટે શું મઝહબની રીતે જાઈઝ છે કે હરામ છે? જેનો જવાબ આપશો.

**જવાબ( ૬૨૫–૧૩):–** ગોબરગેસથી પકાવેલી વાનગી ખાવામાં કંઈ વાંધો નથી જાઈઝ છે, નાપાક લેખાશે નહિં કારણકે ગોબરગેસ (બળતણ) બન્યા પછી હકીકત બદલાઈ ગઈ, ખાણામાં નાપાકીનો અસર આવતો નથી. ખુદાપાક વધુ જાણનાર છે.

## પેકીંગ ડબ્બાનું માંસ.

**સવાલ( ૬૨૬–૧૪):–** પેકીંગ ડબ્બામાં જે માંસ આવે છે એ ખાઈ શકાય કે નહિં ? કેટલાક માણસોનું કહેવું છે કે,એ માંસ હલાલ જાનવરનું હોય છે તેમજ હલાલ તરીકાથી ઝુબ્હ કરેલ હોય છે જેથી ખાઈ શકાય છે.

**જવાબ( ૬૨૬–૧૪):–** જયાં સુધી એ વાતનું યકીન–ખાત્રી ન હોય કે,ડબ્બામાંનું માંસ હરામ જાનવરનું છે અગર હલાલ તરીકાથી ઝુબ્હ થયેલ નથી ત્યાં સુધી ફત્વાની રૂએ ખાવું જાઈઝ છે,તકવાની રૂએ પરહેઝ બેહતર છે. ફકત વહેમ કે, શંકા જવાથી હરામ લેખાશે નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(કિફાયતુલ મુફતી:૮/૨૬૦)*

## ગેર મુસ્લિમને ત્યાં માંસ ખાવું ?

**સવાલ( ૬૨૭–૧૫)::–** મેં એક ગેર મુસ્લિમને ત્યાં ખાવાનું ખાધું, તેણે મને ભોજનમાં મરઘી જમાડી મેં તેને પૂછયું નહિં કે, હલાલ કરેલી હતી કે નહિં ? તો શું આ પ્રકારે ખાવું હરામ ગણાશે ?

**જવાબ ( ૬૨૭–૧૫)::** ગેર મુસ્લિમ બિસ્મિલ્લાહ બોલીને ઝુબ્હ કરે તો પણ તે હરામ છે,એવું માંસ ખાવું ન જોઈએ,અને જો ખાય લીધું હોય તો તૌબહ– ઈસ્તિગફાર કરવું જોઈએ.જો તેણે મરઘી કોઈ મુસ્લિમ પાસે ઝુબ્હ

કરાવી હોય તો એ હલાલ છે,ખાવામાં વાંધો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી:૯/૪૨૭)*

## ગુરદા,ગદુદ ખાવું.

**સવાલ ( ૬૨૮–૧૬):–** હલાલ જાનવર જેમકે બકરો વગેરેમાં હરામ વસ્તુ કેટલી છે ? બકરાના ગુરદા ખાવું કેવું છે ? ગદુદ જે પગની નળીઓમાં હોય છે,તે ખાવું જાઈઝ છે કે નહિં ?

**જવાબ (૬૨૮–૧૬):–** સાત વસ્તું ખાવી મના (હરામ) છે. ઈંદ્રી,માદા (નારી જાતી) ની શર્મગાહ પેશાબની થેલી,ખુસ્યા,પિત્તો (કડવું પાણી) ગદુદ જે રીળના મણકામાં હોય છે,અને વહેતું લોહી. પગની નળીમાં ગદુદ હોય છે તે હલાલ છે. વગર વાંધે ખાઈ શકાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(ફતાવા રશીદિય્યહ: પેજ–૫૪૪)*

## તિલ્લી ખાવી.

**સવાલ ( ૬૨૯–૧૭):–** જાનવરમાંથી તિલ્લી નિકળે છે,તે ખાવુ જાઈઝ છે?

**જવાબ ( ૬૨૯–૧૭):–** હલાલ જાનવરની તિલ્લી ખાવી હલાલ છે,વગર વાંધે ખાઈ શકાય છે,હદીષ શરીફમાં છે કે આપણા માટે બે લોહી (તિલ્લી અને કલેજી) હલાલ કરવામાં આવ્યાં છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*( શામી:૯/૪૪૬)*

## ઝીંગા ખાવા.

**સવાલ ( ૬૩૦–૧૮):–** ઝીંગા ખાવું કેવું છે ? કેટલાક મના કરે છે તો સાચું શું છે ?

**જવાબ ( ૬૩૦–૧૮):–** ઝીંગાના માછલી હોવા અંગે અમૂકને શંકા છે.(તેઓ એને એક પ્રકારનું જીવડું–કીડો માને છે) જેથી એનું ખાવું મકરૂહ કહે છે. ઘણાં એને માછલીનોજ એક પ્રકાર ગણે છે,આવી સૂરતમાં ખાવાની ગુંજાઈશ છે.તકવાની રૂએ એહતિયાત કરવું જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(ઈમ્દાદુલ ફતાવા:૪/૧૦૩)*

## મચ્છી સાથે દૂધ પીવું ?

**સવાલ (૬૩૧–૧૯):–** મચ્છી સાથે દૂધ ખાવાથી હકીમો મના કરે છે, તો

શરઈ રીતે એનો શું હકમ છે ?

**જવાબ (૬૩૧–૧૯):–** મચ્છી સાથે દૂધ ખાવાથી કોઢ (સફેદ ડાઘ) થવાનો ભય રહે છે,જેથી હકીમો મના કરે છે. શરીઅતની રૂએ કોઈ મનાઈ નથી. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે.

## ગેર મુસ્લિમને પાણી દમ કરી દેવું.

**સવાલ (૬૩૨–૨૦):–** કુર્આન શરીફમાં છે કે,શિફાઉવ્વ રહમતુ....એટલે કે મોમિનીન માટે (કુર્આન શરીફ) શિફા અને રહમત છે,તો આ પ્રકારની આયતો અગર કુર્આન શરીફની બીજી આયતો પઢી કોઈ ગેર મુસ્લિમ બિમાર પર દમ કરી શકાય ? અગર કોઈ બિન મુસ્લિમ બિમાર આવે અગર બાળકને લઈ દમ કરાવવા આવે તો દમ કરી શકાય ?

**જવાબ (૬૩૨–૨૦):–** બિન મુસ્લિમને પણ ઉપર મુજબની આયતો તિલાવત કરી શિફા માટે દમ કરી શકાય,કોઈ વાંધો નથી. અલ્લાહપાકની રહમત દુનિયામાં આમ લોકો માટે છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## તાડીનો સરકો.

**સવાલ (૬૩૩–૨૧):–** બેહશ્તી ઝેવરમાં છે કે,તાડીનો સરકો ખાવો દુરૂસ્ત છે. જયારે અમારા ગામના એક આલિમ મના ફરમાવે છે,તો બંન્નેમાં દુરૂસ્ત શું છે ?

**જવાબ (૬૩૩–૨૧):–** તાડીનો તેમજ અન્ય પ્રકારનો સરકો ખાવો જાઈઝ છે. ઉપરોકત મોલ્વી સા.નું કથન દુરૂસ્ત નથી,કારણ કે જયારે તાડીમાંથી સરકો બનાવવામાં આવે છે, ત્યારે તેની માહિય્યત બદલાય જાય છે જેથી તેના અંગોનો હુકમ પણ બદલાય જાય છે. તાડી હરામ લેખાશે. સરકો હલાલ અને પાક લેખાશે. બેહશ્તી ઝેવરમાં લખેલો ઉપરોકત મસ્અલો ખરો છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(બેહિશ્તી ઝેવર:૯/પ૨૫,અહસનુલ ફતાવા:૮/૪૯૦)*

## નીરો પીવો જાઈઝ છે ?

**સવાલ (૬૩૪–૨૨):–** નીરો પીવો જાઈઝ છે કે નહિં ? કયાં સમયે પીવો

હરામ છે ?

**જવાબ (૬૩૪–૨૨):–** નીરો પીવો જાઈઝ છે, જયારે તે પીવાથી નશો ચઢે ત્યારે એક ટીપું પણ જાઈઝ નથી–હરામ છે. ગરમીના દિવસોમાં એ નશો લાવનાર બની જાય છે, અને એની નિશાનીમાં એ કે, એ ખાટો બની જાય છે,અને એમાં ઝાગ (ફીણ) ઉઠે છે. મતલબ કે જયારે એ શંકાસ્પદ બની જાય ત્યારે પરહેજ કરવું જોઈએ. બરફ કે એવી બીજી દવા નાંખવાથી લાંબો સમય ટકી રહે છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(ફિકાયતુલ મુફતી:૯/૮૬૧)*

## સૂર્યોદય પછી નીરો પીવો.

**સવાલ (૬૩૫–૨૩):–** સૂર્યોદય પછી નીરો પીવુ કેવુ છે ? નીરા કેન્દ્રવાળા નીરામાં અમૂક દવાનું મિશ્રણ કરે છે. જેનાથી તે લાંબા સમય સુધી નીરાના સ્વરૂપમાં રહે છે અને તેમ ખટાશ પેદા થતી નથી અને તેનો સ્વાદ મીઠો હોય છે,તો એને પીવુ કેવુ છે ?

**જવાબ (૬૩૫–૨૩):–** નીરા જયાં સુધી નશો આવે (કેફ ચઢાવનાર) થાય નહિં ત્યાં સુધી વાંધો નથી. હદીષ શરીફમાં છે કે, ''કુલ્લુ મુસકિરિન હસમુન'' અર્થાત : દરેક નશાવર હરામ છે. (મિશકાત શરીફ) એની નિશાની ઝાગ (પરપોટા) અને ખટાશ છે. નીરો રેફ્રીજેટરમાં અથવા બરફમાં સંભાળપૂર્વક રાખવામાં આવે તો જલ્દી બગડતો નથી, નીરા કેન્દ્રમાં એવી જ રીતે રાખવામાં આવે છે,જેથી સૂર્યોદય પછી પણ પી શકાય છે,તાપ ગરમીથી એ બગડી જાય છે. જયાં બગડી જવાનું અનુમાન હોય ત્યાં પરહેઝ કરવું જોઈએ. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## ચરસનો નશો ન ચઢે તો ?

**સવાલ (૬૩૬–૨૪):–** અમારે ત્યાં એક માણસ નેક નમાઝી છે,જે દરરોજ ચરસ, ગાંજો પીયે છે. આ બાબતમાં તેને રોકવામાં આવ્યો તો કહે છે કે, 'મને એનાથી નશો થતો નથી અને એ નશો મકરૂહ છે,તો આ બાબતે શરીઅતનો શું હુકમ છે.

**જવાબ (૬૩૬–૨૪):–** ચરસ,ગાંજો મુફત્તિર (હવાસ બગાડનાર–કૈફી) હોવાથી હરામ છે. ભલેને સદરહુ વ્યકિતને નશો ન ચઢતો હોય ! અમૂક

શરાબનો નશો ચઢતો નથી,પણ થોડીક પણ પીવી હરામ છે,જેણે મકરૂહ કહયું તે મકરૂહે તહરીમી, એટલે કે અમલમાં હરામના બરાબર છે, જેથી બચવું જરૂરી છે. બન્નેવમાં ફર્ક એટલો છે કે,શરાબમાં (જે મૂળ શરાબ છે) હદ (૮૦ કોરડાની સજા) લગાડવામાં આવશે અને ચરસ,ગાંજામાં હદ (સજા) લાગુ પડતી નથી,અલબત્ત શરાબીની માફક ગાંજો ચરસ પીનાર પણ સખ્ત ગુનેહગાર હોય,અઝાબના પાત્ર ઠરશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(કિફાયતુલ મુફતી:૯/૯૦)*

# પોશાક તથા અન્ય બાબતોના મસાઈલ

## કાળા જોડા પહેરવા.

**સવાલ (૬૩૭–૨૫):–** મુસલમાનોએ કાળા જોડા પહેરવું કેવું છે ? શું કાળા જોડા પહેરવું બેહતર છે ?

**જવાબ (૬૩૭–૨૫):–** જોડા કાળા કે સફેદ ગમે તે રંગના પેહરી શકાય, કાળા રંગના જોડા પહેરવાની મનાઈ નથી તેમ ન પહેરવામાં ખરાબી નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## કેરેટવાળું ઘડિયાળ.

**સવાલ (૬૩૮–૨૬):–** સોનેરી (ગોલ્ડન)કલરનું ઘડિયાળ (કે જેનું કેશ)૧૦ કે ૨૧ કેરેટનુ હોય તે પેહરીને નમાઝ પઢી શકાય ? અગર એવું સોનાના કેરેટવાળુ ઘડિયાળ ખિસ્સામાં મૂકી નમાઝ પઢે તો કોઈ વાંધો આવશે ખરો ?

**જવાબ(૬૩૮–૨૬):–** મર્દ માટે એવું ગોલ્ડન ઘડિયાળ કે જેમાં સોનાનું પ્રમાણ વધારે હોય, વાપરવું હર હાલતમાં મના છે કારણ કે,મર્દ માટે સોનું તથા શુધ્ધ રેશમ હરામ છે જેથી એવા કેરેટવાળું ઘડિયાળ પહેરી નમાઝ પઢવાથી નમાઝ મકરૂહ થશે. ફાસિદ થશે નહિં,દોહરાવવાની જરૂરત નથી,આવું ઘડિયાળ ખિસ્સામાં મૂકી નમાઝ પઢી હોય તો નમાઝમાં કોઈ ખામી આવશે નહિં. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(ઈમ્દાદુલ ફતાવા:૪/૧૩૦,કાઝીખાન:૪/૩૭૦)*

## સ્ટીલની ચેઈન પહેરવી.

**સવાલ (૬૩૯–૨૭):–** અગર કાંડા ઘડીયાળમાં પિત્તળ અગર સ્ટીલનો પટ્ટો–ચેઈન હોય તો એવું ઘડીયાળ પહેરી શકાય ?

**જવાબ (૬૩૯–૨૭):–** વાંધો નથી,સોના અગર ચાંદી વગર સ્ટીલ,પિત્તળની ચેઈન પેહરવામાં વાંધો નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(કિફાયતુલ મુફતીઃ૯/૧૪૦)*

## ટેરેલીન પહેરવું.

**સવાલ (૬૪૦–૨૮):–** ટેરેલીન કપડું પહેરવું જાઈઝ છે કે નહિં ? એ પહેરીને નમાઝ પઢવાથી નમાઝ થશે કે નહિં ? નમાઝ ન થતી હોય તો દોહરાવવી પડશે ? શું એવા કપડા પહેરવામાં ગૈર કૌમની મુશાબહત (મળતા પણું) છે ?

**જવાબ (૬૪૦–૨૮):–** ટેરેલીન પહેરવું જાઈઝ છે,એ રેશમના પ્રકારમાંથી નથી.એ પહેરી નમાઝ પઢવું દુરૂસ્ત છે,જેથી દોહરાવવાની જરૂરત નથી. અલબત્ત ફાસિક લોકોની ફેશન પ્રમાણે સીવડાવી પહેરવું જોઈએ નહિં,તેમની મુશાબહત (મળતાપણાં)થી અવશ્ય બચવું જોઈએ,નહિંતર નમાઝમાં કરાહિય્યત આવશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(ફતાવા દારૂલ ઉલૂમઃ૪/૧૨૬)*

## બેલ બોટમ પેન્ટ પહેરવું.

**સવાલ (૬૪૧–૨૯):–** બેલ બોટમ પેન્ટ પહેરવું કેવું છે ? બેલ બોટમ પેન્ટ પહેરી નમાઝ પઢાવવામાં આવે તો નમાઝ થશે? તેમજ પોતાની તથા બીજાઓની નમાઝ થશે કે નહિં? શરીઅતનો શું હુકમ છે?

**જવાબ (૬૪૧–૨૯):–** બેલ બોટમ બદમાશોનો લિબાસ (વેશ) હોવાથી તેમની સાથે મળતાપણું છે જેથી જાઈઝ નથી. નમાઝ મકરૂહ થશે. તેની ઈમામત પણ મકરૂહ થશે ઈમામ માટે શોભાજનક નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(ઈમ્દાદુલ ફતાવાઃ૪/૧૨૬)*

## અમામો–પાઘડી બાંધવા વિષે.

**સવાલ (૬૪૨–૩૦):–** શરીઅતમાં અમામો માથા ઉપર બાંધવા વિષે શું

હુકમ છે ? શું તે સુન્નતે મોઅકકિદા નથી ? કારણ કે રસૂલે અકરમ (સ.અ.વ.)એ હંમેશા અમામો બાંધ્યો છે, તો આજના વખતમાં અવામ તો ઠીક,પણ ખ્વાસમાં ઉલમાએ કિરામ સુંધ્ધા ફકત ટોપી પહેરતા હોય છે,અને તે પણ અમૂક તો એટલી તંગ (નાની)પહેરે છે કે માથાનો પોણો ભાગ જ ઢંકાય છે,તેના વિષે શું હુકમ છે ? અગર ટોપી પહેરવામાં અમામાથી સવાબ ઓછો હોય તો પછી અમામો શા માટે પહેરતા નથી ? અગર ટોપી પહેરવામાં કંઈ વાંધો ન હોય તો પછી ટોપી કેવી હોવી જોઈએ ? અને માથાનો કેટલો ભાગ ઢાંકવો જોઈએ ?

**જવાબ (૬૪૨–૩૦):–** નમાઝમાં પણ અમામો બાંધવો (ફેંટો) બાંધવો સુન્નતે મોઅકકિદા નથી, ના બાંધવાથી નમાઝમાં કાંઈ ઉણપ આવશે નહિં,મુસ્તહબ છે,ટોપી પહેરવામાં વાંધો નથી,સહાબા (રદી.)ની ટોપીઓ માથાથી લાગેલી હતી,આપ (સલ.)એ મનાઈ ફરમાવી નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(મઝાહિરે હકઃ ૫/૧૬૨)*

## પાસપોર્ટ માટે ફોટો.

**સવાલ (૬૪૩–૩૧):–** પાસપોર્ટ માટે ફોટો પડાવી શકાય કે નહિં ?

**જવાબ (૬૪૩–૩૧):–** પાસપોર્ટ માટે જરૂરી ફોટા પડાવવાની આલિમોએ છૂટ આપી છે,જરૂરત વગર ફોટા પડાવવા હરામ છે. પાસપોર્ટ માટે પાડવામાં –પડાવવામાં આવેલ ફોટાને પણ દિલથી બુરૂ જાણે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(ઈમદાદુલ ફતાવાઃ૪/૨૫૩)*

## હજજ માટે ફોટા પડાવવા.

**સવાલ (૬૪૪–૩૨):–** હજજ અથવા પરદેશની સફર માટે પાસપોર્ટ મેળવવા સરકારી કાયદા મુજબ પડાવવો જરૂરી છે, તો શુ શરીયત, એ કામ માટે ફોટા પડાવવાની રજા આપે છે કે કેમ ?

**જવાબ (૬૪૪–૩૨):–** લાચારીમાં ગુંજાઈસ (છુટ) છે, પરંતુ દિલથી બુરૂ જાણી ઈસ્તિગફાર કરે, આશા છે કે ખુદાપાક માફ કરશે. અલ્લાહપાક વધુ જાણનાર છે. *(ઈમદાદુલ ફતાવાઃ૪/૨૫૩)*

## જરૂરત ઉભી થતાં ફોટો પડાવવો.

**સવાલ (૬૪૫–૩૩):–** મેં મારી છોકરી જે હજુ નવ વર્ષની છે,તેનો ફોટો

પડાવ્યો અને તે એ નિય્યતથી કે,ખુદા ન ખ્વાસ્તા કોઈ દિવસ ગુમ થઈ જાયતો અથવા કોઈ ઉપાડી જાય તો સરકારી માણસને ફોટો દ્વારા બતાવી શકાય ! તો આ સૂરતમાં ફોટો પડાવીને પેટીમાં કે કોઈ એવી જગ્યાએ મૂકી આપવામાં આવે કે તેના પર કોઈની નજર ન જાય,તો શરઈ દ્રષ્ટ્રિએ એનો શું હુકમ છે ?
**જવાબ (૬૪૫–૩૩):–** ઉપર દર્શાવેલ હેતુસર ફોટો પડાવવો જાઈઝ નથી,તેને ફાડી નાખવો જોઈએ ? અને સાચી તૌબહ કરે,નહિંતર સખ્ત વઈદના પાત્ર ઠરશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(મિશકાત શરીફ, ૩૮૫ )*

## સરકારી કામ માટે ફોટા પડાવવા.

**સવાલ (૬૪૬–૩૪):–** બસુ ગામમાં પાંચ શહીદ થઈ ગયા છે,એ શહીદ થનાર વ્યકિતઓના નામની ટેક્ષીઓ છે,હવે તે ટેક્ષીઓ તેમની સ્ત્રીઓના નામ પર કરવી છે,જે માટે સ્ત્રીઓના ફોટા પડાવવા પડે છે,ફોટા ન પડાવીએ તો ગાડીઓ નામ પર ચઢતી નથી,જેથી સ્ત્રીઓના ફોટા પડાવી સરકારી ઓફિસે આપી શકાય કે નહિં ?
**જવાબ (૬૪૬–૩૪):–** જો મર્હૂમ શહીદોના છોકરા હોય તો તેમના નામે ટેક્ષીઓ નંધાવી લેવી બેહતર છે, સરકારી કાનૂનને લઈ લાચારીએ ફોટા પડાવવાની મનાઈ નથી,અને જો મર્હૂમોની વિધવાઓના નામે ટેક્ષીઓ કરાવવી જરૂરી હોય તો લાચારીએ મજકૂર સ્ત્રીઓ ફોટા પડાવી શકે છે,જેટલું બચવામાં આવે તે બેહતર છે,અને લાચારીની હાલતમાં દિલી ખુશી વગર ફોટો પડાવી શકે છે, દિલોનો માલિક ખુદા છે,અને તે લાચારીને જુએ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## કિબ્લહ તરફ થુંકવું.

**સવાલ (૬૪૭–૩૫):–** કિબ્લહ તરફ મોઢું કરી થુકવું કેવુ છે ? એ વિષે શું હુકમ છે ?
**જવાબ (૬૪૭–૩૫):–** કિબ્લહ તરફ થુકવું મના છે,એનાથી કિબ્લહની બેઅદબી થાય છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## ગળા પરના વાળ કપાવવા.

**સવાલ (૬૪૮–૩૬):–** દાઢી મુઠ ઉપરની હોય તો કપાવી–કાપી શકાય ?

આંખોની બાજુમાં લમણાં ઉપરના વાળ અસ્તરાથી મુંડાવી શકાય ? ગળા આગળથી હાડકી ઉપરના વાળ મુંડાવી શકાય ?

**જવાબ (૬૪૮–૩૬):–** ત્રણે બાબતો એટલે કે દાઢી મુઠ ઉપરની હોય તો કાપવી– કપાવવી, ચેહરા ઉપરના વાળ મુંડાવવા તેમજ ગળાની હાડકી ઉપરના (હલકના) વાળ લેવા જાઈઝ છે.ગુનોહ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(ઈમદાદુલફતાવા:૪/૨૨૩)*

## સ્ત્રીઓ વાળ કપાવે તો ?

**સવાલ (૬૪૯–૩૭):–** આજ કાલ કેટલીક છોકરીઓ–સ્ત્રીઓ માથાના વાળ કપાવી ફેશની ઝુલ્ફા બાલ રાખે છે તો આ પ્રકારે મર્દો જેમ ઝુલ્ફા બાલ રાખવાનો શું હુકમ છે ?

**જવાબ (૬૪૯–૩૭):–** સ્ત્રીઓએ મર્દોની માફક વાળ કપાવી ઝુલ્ફા રાખવા (ફેશન કરવી) મકરૂહે તહરીમી છે,જેથી ફાસિક ગુનેહગાર લેખાશે,અને અઝાબ પાત્ર ઠરશે,એ બિનમુસ્લિમ ઓરતોની મુશાબહત–મળતાપણું છે જેના ઉપર લા'નત આવી છે,મન તશબ્બહ બિ કવ્મિન ફહુવ મિન્હુમ, અર્થાત જે બીજી કૌમની મુશાબહત કરે તે તેમનામાંથી છે એટલે ઈમાન ભયમાં છે. સહાબિયાત (રદિ.) વાળની ચોટી ગુંથતી હતી,વાળ કાપતી ન હતી,સ્ત્રીની ઝીનત (શોભા) ચોટલામાં છે જેમ પુરૂષની ઝીનત (શોભા) દાઢીમાં છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(ઈમ્દાદુલ ફતાવા:૪/૨૨૭)*

## ટી.વી. પર મઝહબી પોગ્રામ જોવા.

**સવાલ(૬૫૦–૩૮):–** હાલ જે ટેલીવિઝન નીકળ્યાં છે એમાં અનેક પ્રકારના કાર્યક્રમો આવે છે, આ કાર્યક્રમોમાં કેટલાક ધાર્મિક કાર્યક્રમો પણ હોય છે. જેમકે એક પોગ્રામમાં ઈસ્લામ મઝહબ અંગે સવાલોના જવાબ આપવામાં આવે છે તો આ પ્રકારના મઝહબી પોગ્રામ ઈસ્લામ અંગે સવાલ જવાબ તિલાવત,સમાચાર વગેરે જોવું જાઈઝ છે ?

**જવાબ (૬૫૦–૩૮):–** ટી. વી. નો મુખ્યત્વે ઉપયોગ ગેર મઝહબી કામો માટે થાય છે એના પર સ્ત્રીઓની તસ્વીરો જોવામાં તેમજ ગાયનો

સાંભળવામાં આવે છે,જેથી એ જોવાની મના કરવામાં આવે છે,મઝહબી પોગ્રામ માટે ગુંજાઈશ છે. એજ અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(કિફાયતુલમુફતી:૯/૧૬૬)*

## સ્ત્રીનું અંગ જોવું.

**સવાલ (૬૫૧–૩૯):–** કોઈ પણ સ્ત્રીનો ઘુંટીથી ઉપરનો ભાગ જોવું કેવું છે ? આજ કાલની જવાન છોકરીઓ અર્ધનગ્ન લિબાસ પહેરી રસ્તાઓ પર જયાંને ત્યાં ફરતી જોવા મળે છે એમના પર નઝર પડી જાય તો અમારે શું કરવું ?

**જવાબ (૬૫૧–૩૯):–** નઝર નીચી રાખવી જોઈએ,શહેવત વગર ઓચિંતિ નઝર પડી જાય તો ગુનોહ નથી,શહવત સાથે નઝર કરવાથી વઈદના પાત્ર ઠરશે,એ આંખનો ઝિના લેખાશે,જેથી આંખમાં આગની સલાઈ (સળી) નાંખવામાં આવશે. (ખુદા બચાવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.)

*(મિશ્કાત શરીફ: ૨૬૯)*

## પરાહિત સ્ત્રીને હદિયો આપવો.

**સવાલ (૬૫૨–૪૦):–** દારૂનો ધંધો કરતા એક માણસને એક સ્ત્રી સાથે કોઈ જાતની સગાઈ નથી,જો તે માણસ તે સ્ત્રીને પૈસા,જનસ,કપડાં વિગેરે બદનિય્યતી સાથે આપે તો તેવી વસ્તુઓ સ્ત્રી માટે વાપરવી જાઈઝ છે કે કેમ ? અગર સ્ત્રી ભુલનો સ્વીકાર તૌબહ કરે તો પછી વાપરી શકાય ? અથવા તે વસ્તુઓની કિંમત ગરીબોને આપી દે તો આપી શકાય ?

**જવાબ (૬૫૨–૪૦):–** દર્શાવેલ વસ્તુઓ વાપરવી જાઈઝ નથી,મૂળમાલિકને પરત કરી દેવામાં આવે,જો તે ના પાડે તો ગરીબોને સવાબની નિય્યત વિના આપી દેવામાં આવે,એજ ખુદાપાક વધુ જાણનાર છે.

*(અહસનુલ ફતાવા:૯/૧૦૩)*

# દવા–સારવારના મસાઈલ

## સુવ્વરની ચરબી દવા તરીકે ?

**સવાલ (૬૫૩–૪૧):–** સુવ્વર (ડુકકર) ની ચરબી દવાઓમાં ભેળવી

અથવા કોઈ વૈદ્ય અગર ડોકટરના કહેવાથી શરીર પર માલિશ કરવું જાઈઝ છે કે નહિં ?

**જવાબ (૬૫૩–૪૧):–** સુવ્વરની ચરબી નજસુલ ઐન (તદ્દન નાપાક) છે.જેથી ખાવાની દવા હોય કે,માલિશની હોય જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(કિફાયતુલ મુફતીઃ૯/૧૦૩)*

## ટોનીકમાં આલ્કોહોલ.

**સવાલ (૬૫૪–૪૨):–** વિલાયતી દવાઓમાં ખાસ કરી ટોનિકમાં અમુક પ્રમાણમાં આલ્કાહોલ ચોકકસ હોય છે,કોઈ ગેર મુસ્લિમ ડોકટર આવું કોઈ ટોનિક અથવા દવા લખી આપે તો અથવા આપણને શરીરમાં નબળાઈ જણાતાં બજારમાંથી વિટામિન–બી કોમ્પલેક્ષવાળી પેટન્ટ દવા ખરીદીએ કે જેમાં આલ્કોહોલ હોય તો એનો ઉપયોગ કરવું જાઈઝ છે ?

**જવાબ (૬૫૪–૪૨):–** ફતવાની રૂએ એવી દવાઓના ઉપયોગ કરવાની ગુંજાઈશ છે. અલબત્ત તકવો એ છે કે એનાથી પરહેઝ કરવું બેહતર છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(ઈમ્દાદુલ ફતાવાઃ૪/૨૦૫, કિફાયતુલ મુફતીઃ૯/૧૦૮)*

## દવામાં નાપાક વસ્તુ.

**સવાલ (૬૫૫–૪૩):–** એક જાણકારનું કહેવું છે કે માનવીના મળ અથવા પશુના છાણમાં જે કીડા હોય છે એને પાણીમાં ઉકાળી પીવામાં આવે તો દમ–શ્વાસ નો રોગ મટી જાય છે. તો શું આ પ્રકારની વસ્તુનો દવા તરીકે ઉપયોગ થઈ શકે ?

**જવાબ(૬૫૫–૪૩):–** હરામ વસ્તુથી ઈલાજ કરવો જાઈઝ નથી. અલબત્ત, મજબૂરીના લઈ એટલે કે વગર બીજો ઈલાજ ન હોય અને એવી હરામ– નાપાક વસ્તુના ઉપયોગથી શિફા મળવાની ખાત્રી હોય તો કોઈ મુસલમાન ડોકટર અગર હકીમના કહેવાથી ગુંજાઈશ છે,સામાન્ય સંજોગોમાં નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(ઈમ્દાદુલ ફતાવાઃ૪/૨૦૫)*

## દારૂ દવા રૂપે.

**સવાલ (૬૫૬–૪૪):–** અમારી ઘરવાળી જેની ઉમર ૨૮ વર્ષની છે,તે

છેલ્લા સાત વર્ષથી દમની વ્યાધિથી પીડાય છે. ઘણાં ડોકટરી ઈલાજ કરાવ્યા છતાં કોઈ ફાયદો થયો નથી. તેને શરદી પણ રહે છે,ઘણાં લોકોનું કહેવું છેકએને બ્રાન્ડી (ઈંગ્લીશ દારૂ) પીવડાવો તો ફાયદો થશે. ડોકટરી સલાહ લીધી નથી પણ અનુભવી લોકોનું કેહવું છે,તો દવા રૂપે દારૂ વાપરી શકાય કે કેમ ?

**જવાબ (૬૫૬–૪૪):–** પૂછેલી સૂરતમાં શરાબ પીવડાવવી જાઈઝ નથી,કોઈ સારો હોશિયાર અનુભવી મુસ્લિમ ડોકટર અગર હકીમ એવો અભિપ્રાય આપે કે આ બીમાર માટે હવે એના સિવાય બીજો કોઈ ઉપાય નથી,તો એવી મજબૂરીની હાલતમાં ઈલાજ રૂપે દારૂ પીવડાવી શકાય છે. કારણ કે,બીજા બધા ઈલાજ લાગુ પડતા નથી,એટલે કે શરાબ વગર બીજો ઈલાજ નથી તો જરૂરત સમયે સખ્ત લાચારીમાં જાન બચાવવા હરામ વસ્તુ જાઈઝ ઠરે છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## શરાબ (દારૂ) ક્યારે હલાલ છે?

**સવાલ (૬૫૭–૪૫):–** મુસલમાનો માટે શરાબ હરામ છે, પરંતુ અમુક આલિમો કહે છે કે એ વસ્તુ હરામ પણ અમુક સમયે પી શકાય છે, તો શું ખરૂ છે? ખરૂ હોય તો કયા સમયે એનો ઉપયોગ કરી શકાય?

**જવાબ (૬૫૭–૪૫):–** શરાબ હરામ છે,પરંતુ અત્યંત લાચારીમાં જેમકે સખત પ્યાસ લાગી હોય જેમાં જાન જવાનો ભય હોય અને શરાબ સિવાય બીજુ કોઈ પણ પાક પાણી ન હોય તો એવા સંજોગોમાં થોડીક શરાબથી જાત બચાવી લે, અથવા ગંભીર બીમાર હોય અને હોશિયાર મુસ્લિમ ડોકટર કે હકીમે સુચવ્યુ હોય કે શરાબ સિવાય એ બીમારીનો બીજો કોઈ ઈલાજ નથી અને તેને શરાબથી તંદુરસ્તી પ્રાપ્ત થવાનો વધુ અનુમાન હોય તો ઉપચાર માટે ગુંજાઈસ છે, આજ કાલ લોકો નજેવી જરૂરતને લાચારી સમજી લે છે એ ખોટુ છે શરીઅતમાં લાચારી તેને કહે છે કે એના સિવાય બીજો કોઈ ઈલાજ જ ન હોય. અલ્લાહપાક વધુ જાણનાર છે. *(ઈમ્દાદુલ ફતાવા:૧/૧૩૦ તથા ૪/૨૦૫)*

## ખૂન પડવાની દહેશતે ઓપરેશન.

**સવાલ (૬૫૮–૪૬):–** એક ઓરતને બાળક પૈદા થતી વેળા વધુ ખૂન

પડવાનો સંભવ હોય (દેહશત હોય) તો શું એ ઓરત ઓપરેશન (સંતતિ નિયમન) કરાવી શકે ? પોતાના ધણીની મરજી વિરૂધ્ધ ઓપરેશન કરાવે તો કોણ ગુનેહગાર ?

**જવાબ (૬૫૮–૪૬):–** આ પ્રકારે ઓપરેશન કરાવવું જાઈઝ નથી. લાચારીએજ સંતતિ નિયમના ઓપરેશનની ગુંજાઈશ છે, એ કામથી ધણી નારાજ હોય તો તે ગુનેહગાર નથી તેણી કુસૂરવાર છે. કુટુંબ નિયોજન એક ફિત્નહ છે,જેમાં ઘણા ખરા સંડોવાયલા છે,બેઈમાનીઓની ઉપરોકત તજવીઝથી મુસ્લિમોએ અવશ્ય બચવું જોઈએ. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## લાચારીએ શસ્ત્રક્રિયા.

**સવાલ (૬૫૯–૪૭):–** મારી ઓરતને ગયા વરસે કસુવાવડ થઈ ગઈ હતી અને વધુ પ્રમાણમાં ખૂન વહી જવાથી ખૂબ કમ શકિત આવી ગઈ છે,બે ત્રણ લેડી ડોકટરો પાસે તપાસ કરાવી તો ઓપરેશનની સલાહ આપી છે તો મારે શું કરવું ?

**જવાબ (૬૫૯–૪૭):–** અત્યંત લાચારીમાં ઓપરેશન કરાવી ગર્ભ સ્થાન કાઢી નાખવાની શરીઅતે છૂટ આપી છે. મજબૂરી વિના મના છે. જેમકે, આજકાલ એક હવા ચાલી છે કે સરકાર અનાજની અછત–ભૂખમરાનો ભય–ડર અપાવી ઓપરેશન કરાવવાની પ્રેરણા–પ્રલોભન આપે છે. આ બાબતમાં બિન–મુસ્લિમ લેડી ડોકટરોની સલાહ માન્ય નથી,કોઈ હોશિયાર મુસ્લિમ ડોકટર કે અનુભવી હકીમ સલાહ આપે તો વિના સંકોચ ઓપરેશન કરાવી શકે છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## અનાજની કટોકટીમાં કુટુંબ નિયોજન

**સવાલ (૬૬૦–૪૮):–** આવા કપરા સમયમાં અન્ન–કટોકટીના ભયથી કેટલાક મસ્લિમો, કુટુંબ નિયોજનનો આસરો લે છે, એ વિષે શરીયતનો શું હુકમ છે?

**જવાબ (૬૬૦–૪૮):–** અન્ન કટોકટીના ભયથી કુટુંબ નિયોજનની મનાઈ છે, એ કાફિરોની માન્યતા છે, ઈસ્લામપૂર્વે જાહિલો ભુખમરાના ભયથી ઔલાદને મારી નાંખતા હતા, ઈસ્લામી માન્યતા આ છે કે જે સર્જનહાર છે તે

જ પાલનહાર છે એની ચિંતા અમોએ કરવી જોઈએ નહિ. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## આંકડી મુકાવવી.

**સવાલ (૬૬૧–૪૯):–** મારી આર્થિક સ્થિતિ સારી નથી.મારે એક નાનો છોકરો છે,મેં વિચાર કર્યો છે કે મારી ઓરતને લુપ (ગર્ભ નિરોધક આંકડી) ઈસ્તિમાલ કરાવું, જેથી હમ બિસ્તરી કરતાં હમલ ન રહી જાય ! અને છોકરાની પરવરિશ સારી રીતે થઈ શકે અને ઓરતની તંદુરસ્તી પણ ન બગડે,ઘર તેમજ માલી હાલતમાં પણ વધારે પરેશાની ન થાય,તો એ બાબતમાં શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ (૬૬૧–૪૯):–** આર્થિક પરેશાનીથી ગભરાઈને લુપ મુકાવવું શરીઅતની રૂએ મના છે, એ તો બિન મુસ્લિમોની ખોટી માન્યતા છે. ઈસ્લામી માન્યતા એ છે કે સર્વેને રોજી રોટી આપનાર અલ્લાહ છે. દરેક પોતપોતાનું નસીબ સાથે લઈને જન્મે છે.વળી નિકાહના અનેક હેતુઓ પૈકી એક હેતુ ઉમ્મતે મુહમ્મદિય્યહ વધારવાનો છે,જેથી ઉપરોકત આશયથી લુપ વાપરવું જાઈઝ નથી,અલબત્ત ઓરતની તંદુરસ્તી તથા બાળકની સારી પરવરિશને અનુલક્ષીને સંભોગ વેળા વીર્ય બહાર કાઢવું પત્નિની સંમતિથી જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયા:૪/૪૬૪)*

## નિરોધનો ઉપયોગ.

**સવાલ (૬૬૨–૫૦):–** સંતતિ નિયમન માટેના સાધનો પૈકી બજારમાં જે નિરોધ મળે છે તેનો ઉપયોગ પાંચ છ બાળકો થઈ ગયા પછી એ ભીતીથી કરવું કે વધુ બાળકો થઈ જશે તો તેનું પુરૂ થશે નહિં જાઈઝ છે કે નહિં ?

**જવાબ(૬૬૨–૫૦):–** ઉપરોકત માન્યતાથી નિરોધનો ઉપયોગ હરામ છે,મના છે. ખુદા પર તવકકુલના ખિલાફ છે. પૈદા કરનાર અને પાલનહાર અલ્લાહ તઆલા છે. કુર્આન શરીફમાં છે કે *'વમા મિન....*અર્થાત દરેક પશુ પ્રાણીને રોઝી પહોંચાડનાર અલ્લાહજ છે,સંતતિ નિયમન એ એક પ્રકારનો ફિત્નહ છે,ઈમાન બગાડનાર છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

(કિફાયતુલ મુફતી, ૫/૨૮૮ )

## બિન મુસ્લિમનું લોહી.

**સવાલ(૬૬૩–૫૧):–** અહીં અમારે ત્યાં યુ. કે. માં જયારે એપેન્ડીસ (અગર બીજી કોઈ બિમારી) નું ઓપરેશન થાય છે,ત્યારે હોસ્પિટલમાં દર્દીને લોહી ચઢાવવામાં આવે છે, આ લોહી મુસ્લિમનું છે કે બિન મુસ્લિમનુ એની જાણ હોતી નથી,સાઉથ આફ્રિકા ખાતે સામાન્ય દર્દીના સગા સંબંધી કે કુટુંબીનું લોહી લઈ ચઢાવવામાં આવે છે તો અહીં પૂછવાનું એ છે કે આ પ્રકારનું લોહી લેવું–અગર જયાં આ પ્રકારે લોહી અપાતું હોય ત્યાં ઓપરેશન કરાવવું કેવું છે ?

**જવાબ(૬૬૩–૫૧):–** હરામ ચીઝથી (લોહી,દારૂ વગેરેથી)ઈલાજ કરાવતા શકય હોય ત્યાં સુધી પરહેજ કરવું જોઈએ,અલબત્ત લાચારીએ એવો ઈલાજ કરાવવાની ગુંજાઈશ છે,એટલે કે જો આ પ્રમાણે ઈલાજ–ઓપરેશન ન કરાવે તો જાન જવાનો કે હલાકતમાં મુકાવવાનો ભય હોય અથવા આવા ઉપચારમાં શિફાની પુરી શકયતા હોય,તો ઈલાજની ગુંજાઈશ છે. મજબૂરી વગર આવો ઈલાજ કરાવવું મના છે, લાચારીમાં બિન મુસ્લિમનું લોહી પણ ચઢાવી શકાય. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(કિફાયતુલ મુફતી:૯/૧૧૫)*

## આપઘાત કરવું ?

**સવાલ (૬૬૪–૫૨):–** શરીઅતની દ્રષ્ટિએ આપઘાત કરવું કેવું છે ?

**જવાબ (૬૬૪–૫૨):–**આપઘાત કરવું હરામ મૌતથી મરવું છે, તદ્દન હરામ છે.અને સખ્ત ગુનોહ છે. હદીષ શરીફમાં છે કે,આપઘાત કરનાર સદા એજ અઝાબમાં સંડોવાયલો રેહશે (ખુદાની પનાહ!) આપઘાત કરવાનો વિચાર આવે તો *'લા હવલ'* અને *'ઈસ્તિગફાર'* વધુ પ્રમાણમાં પઢવું જોઈએ એનાથી શયતાની ખ્યાલ દૂર થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## લાંચ–રૂશ્વત લેવી–દેવી

**સવાલ(૬૬૫–૫૩):–** લાંચ–રૂશ્વત આપવી અપાવવી અને લેવી શું જાઈઝ છે ?

**જવાબ(૬૬૫–૫૩):–** લાંચ–રૂશવત લેવી–દેવી બન્નેવ હરામ છે, તેમજ આપવી પણ મના છે જેમકે હદીષ શરીફમાં છે''લઅન રસૂલુલ્લાહિ અલરાશી વલ મુર્તશી''અર્થાત અલ્લાહના રસૂલ (સ.અ.વ.)એ રૂશવત દેનાર અને

લેનાર બન્નેવ પર લાઅનત ફરમાવી છે. *(મિશ્કાત શરીફ:પેજનંબર:૩૨૬)*

જેમ વ્યાજ લેવું–દેવું બન્નેવ હરામ છે,તેમ રૂશવત લેવી–દેવી બન્નેવ હરામ છે, જેથી બન્નેવ સખત ગનેહગાર થઈ સખ્ત અઝાબના પાત્ર ઠરશે. અલબત્ત ઝુલ્મથી બચવા માટે મજબૂરન રૂશવત દેવાની ગુંજાઈસ (છુટ) છે, કે જો રૂશવત દેશે નહિં તો એનો હક માર્યો જશે, લેવી કોઈ પણ હાલતમાં જાઈઝ નથી.ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે *(આલમગીરી:૩/૩૩૧)*

# પ્રકરણ – (૧૨)

# : ભાગીદારી :

## પશુ–પક્ષી અડધા ભાગે.

**સવાલ(૬૬૬–૧):–** એક માણસે પોતાની મરઘી બીજા માણસને ભાગે આપી એવી રીતે કે પેલો માણસ મરઘીની વ્યવસ્થા કરે તેને ખોરાક પાણી આપે (પાળે–પોષે) અને તે જયારે ઈંડા મૂકે ત્યારે તેમાંથી અડધા ઈંડા મરઘીનો માલિક લે અને અડધા એને પાળનાર–પોષનાર દેખરેખ રાખનાર. એવી રીતે એ ઈંડામાંથી જે બચ્ચાં જન્મે તેમાં પણ બન્નેવનો અડધો અડધો ભાગ તો શું આ પ્રકારે કોઈ પક્ષી કે જાનવર,ગાય, બકરી,ભેંસ આઘ ભાગે આપવું જાઈઝ છે ?

**જવાબ૬૬૬–૧):–** અડધા ભાગે જાનવર (પશુ–પક્ષી) આપવાનો મામલો મના, ફાસિદ છે.મહેનતાણું નકકી કરવું જોઈએ. ચાકરી,વ્યવસ્થા કરનાર મહેનતાણાંનો હકદાર છે.અને જાનવરનો વધારો ઈંડા,બચ્ચાં માલિકને મળશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

# પ્રકરણ – (૧૩)

# : વેપાર :

## દારૂ ગાળવા માલ આપવો.

**સવાલ (૬૬૭–૧):–** એક મુસલમાન ભાઈની એક હિંન્દુ સાથે દોસ્તી છે.

પેલો હિંન્દુ દારૂ ગાળવાનો ધંધો કરે છે,મુસલમાન ભાઈ પેલા હિંન્દુ મિત્રને દુકાનદારને ત્યાંથી દારૂ ગાળવાનો માલ સામાન પોતાની જવાબદારી પર અપાવે છે તો એ વિષે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ (૬૬૭–૧):–** જયારે મુસલમાનને ખબર છે કે,દારૂ બનાવવા માટે જ તેનો મિત્ર ખરીદે છે અને મુસ્લિમ જામીન થઈ અપાવે છે તો જાણે ગુનાહના કામમાં સહાય આપી રહયો છે.જેથી એહતિયાત એમાં છે કે મુસલમાને જામીન બની અપાવવું ન જોઈએ. ગુનાહના કામમાં સહાય કરવી પણ ગુનાહ લેખાશે અને સરકારી કાનૂન અનુસાર પણ દારૂ બનાવવુ,વેચવું મના છે અને સરકારી ગુનાહ કરવાથી,બેઈઝઝત થવાનો ભય છે. મુસ્લિમે પોતાની આબરૂ બચાવવી જરૂરી છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(હિદાયા:૪/ ૪૭૨)*

## દારૂનો ગોળ વેચવો.

**સવાલ(૬૬૮–૨):–** એક ભાઈની કરિયાણાની દુકાન છે જેમાં અનેક પ્રકારના ગોળ પણ વેચાય છે જેમાંથી કેટલાક ગોળ શરાબ બનાવવાના ઉપયોગમાં લેવાય છે,તેવો ગોળ તેમજ શરાબ માટે ઉપયોગી લાકડાં વગેરે મજૂરી લઈ દારૂ બનાવનારના ઘરે પહોંચાડવું વગેરે અંગે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ( ૬૬૮––૨):–** આપણા ઈમામ હઝ. અબૂ હનીફા (રહ.)ના નજદીક જાઈઝ છે. જેમકે, હિદાયામાં છે કે, *"જે માણસ દારૂ બનાવે છે એવાને શીરો વેચવામાં કોઈ વાંધો નથી"* ગોળ શરાબ સિવાય બીજા ઉપયોગમાં પણ આવે છે. જેથી તેનો વેપાર કરવામાં વાંધો નથી,પરંતુ જયારે પુરતી ખાત્રી છે કે, એનાથી શરાબ જ બનાવવામાં આવશે તેમજ તે વ્યકિત મુસલમાન પણ છે તો એવી સૂરતમાં એ કામ તકવા વિરૂધ્ધ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયા:૪/૪૭૨)*

## સમાચાર સાંભળવા રેડિયો ખરીદવો.

**સવાલ (૬૬૯–૩):–** મારા એક દોસ્તે રેડિયો ખરીદયો છે,તેણે કસમ ખાધા છે કે કદી ગાયન સાંભળશે નહિં, ફકત તિલાવતે કલામેપાક,તફસીર અને સમાચાર સાંભળીશ તો શું એ હેતુસર રેડિયો રાખવો જાઈઝ છે ?

**જવાબ( ૬૬૯–૩):–** કિર્અત,સમાચાર તેમજ બીજી જાઈઝ વાતો સાંભળવા રેડિયો રાખવું જાઈઝ છે. નાચ,ગાયન સાંભળવા મના છે,રેડિયો એ ગ્રામોફોનની માફક વાજિંત્ર નથી, બલ્કે એક યંત્ર છે જે સારા અને નઠારા બન્નેવ ઉપયોગમાં આવે છે જેથી રેડિયો રાખવો મુતલકન મના નથી, ગાયન સાંભળશે તો ગુનેહગાર થશે અને પોતાની કસમ ભંગનો કફ્ફારો આપવો પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(કિફાયતુલમુફતી:૯/૧૬૬)*

## દલાલી–કમીશન લેવું.

**સવાલ( ૬૭૦–૪):–**એક માણસ મિલ માલિક પાસેથી કાપડ લઈ વેપારીને વેચે–આપે મિલ માલિક તેને દર ૧૦૦/– રૂપિયે એક રૂપિયો આપે છે,તો આ પ્રમાણે દલાલી કરવી–કમીશન લેવાનો શું હુકમ છે ?

**જવાબ( ૬૭૦–૪):–** આ પ્રમાણેની દલાલી લેવી–કમીશન લેવું જાઈઝ છે. પરંતુ દલાલી અગાઉથી નકકી કરી લેવું જોઈએ,એ વ્યાજ નથી,એ કમાણી હલાલ છે. પોતાની જરૂરિયાતમાં વગર વાંધે વાપરી શકે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(ઈમ્દાદુલ ફતાવા:૩/૧૨૯ )*

## કમીશન લેવું.

**સવાલ( ૬૭૧–૫):–** મારી પાસે કોઈ દોસ્ત બિરાદર જાપાની કાપડ મંગાવે છે, તો હું બીજા પાસેથી તેમને લાવી આપું છું અને એ કપડાઓ પર થોડોક નફો પણ લઉ છું,તો શું ો મને કહે છે કે,મારા રૂમોનું ગ્રાહક લાવજો તો હું રૂમનું ગ્રાહક લાઉ છુ ત્યારે મકાન માલિકને કહું છુ કે મને કંઈક થોડીક બક્ષીશ આપવી પડશે તો શું આમ બક્ષીશ લઈ શકાય ?

**જવાબ( ૬૭૧–૫):–** વિદેશી વસ્તુઅએમ કરી નફો લઈ શકાય ? અને કોઈ ટેપ રેકાર્ડર અગર રેડિયો પરદેશથી આવતી વેળા લાવ્યું હોય,તે વેચવા માટે કહે છે તો હુ ગ્રાહક કરી આપુ છું અને એના ઉપર પણ ગ્રાહક પાસેથી નફો લઉ છું તો શું એ જાઈઝ છે ? એ રીતે હું જાપાની ઘડીયાળો પણ વેચું છું,તેમજ અમારે ત્યાં રૂમો વેચાય છે તો કેટલાક લોકોનો વેપાર જાઈઝ છે,નફો (કમાણી) હલાલ લેખાશે પરંતુ પોતાની ઈઝઝત આબરૂ સંભાળે થોડા નફા ખાતિર ઝલીલ થાય નહિં,દલાલી અગર કમીશન લેવું એક તરફથી હોય તો જાઈઝ છે. બન્નેવ તરફથી મના છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(કિફાયતુલ મુફતી:૮/૨૯ )*

## લાઈસન્સ દીઠ કમીશન લેવું.

**સવાલ ( ૬૭૨–૬)** સરકાર તરફથી સ્પ્રીટના લાઈસન્સ મળે છે,મારા પાસે પેટ્રોમેક્ષની બત્તીઓ છે અને ૨૫ લાઈસન્સ મળે છે,હવે હું દરેક લાઈસન્સ ઉપર રૂા. ૨/– વધારે લઈ વેપારીને વેચી દઉ છું,અને વેપારી તે લાઈસન્સ પર માલ લાવી વધુ ભાવે વેચે છે તો શું એ જાઈઝ છે કે નહિં ?

**જવાબ( ૬૭૨–૬):–** સ્પ્રીટના લાઈસન્સ દીઠ રૂા. ૨/– વધુ લેવાનો મામલો ફાસિદ છે,આ વધારો હરામ છે. માલ ઉપર કબ્જો કર્યા વગર તસર્રૂફ કરવું (તેને વેચવું,બક્ષીશ આપવું) જાઈઝ નથી,જેમકે ફિકહની કિતાબોમાં છે વળી સ્પ્રીટ એક પ્રકારની શરાબ છે,જેથી એનો ધંધો હરામ છે. અલબત્ત,સ્ટવ અગર પેટ્રોમેક્ષ સળગાવવા સ્પ્રીટના ઉપયોગની ગુંજાઈશ (છૂટ) છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(ઈમ્દાદુલ ફતાવા:૮/૨૯)*

## શેરોમાં રોકાણ.

**સવાલ( ૬૭૩–૭):–** શું કંપનીઓના ઓર્ડિનરી શેરોમાં પૈસાનું રોકાણ કરવું જાઈઝ છે? આ અગાઉ એક બુઝુર્ગ પાસેથી એવું સાંભળવા મળ્યું હતું કે,જે કંપની વ્યાજુ લેવડ દેવડ સાથે સંકળાયેલ હોય તે કંપનીના શેર લેવા જાઈઝ નથી,અત્યારે ભાગ્યેજ કોઈ લિમિટેડ કંપની એવી હશે કે,જે વ્યાજુ લેવડ દેવડ સાથે સંકળાયેલ ન હોય, તો આ બાબતે માર્ગદર્શન આપશો.

**જવાબ( ૬૭૩–૭):–** વેપાર કરતી કંપનીઓના શેર ખરીદવા અને નફાથી વેચવા જાઈઝ છે.ધિરાણ કરતી–વ્યાજે નાણા ધીરતી કંપનીઓના શેરો જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(નિઝામુલ ફતાવા,૧૯૯)*

## શેરોનું ડીવીડન્ટ ફંડ ખરીદવું.

**સવાલ(૬૭૪–૮):–** હું થોડી કંપનીના ઓડીનરી શેરો ખરીદવાં માંગુ છું અને તેના ઉપર જે ડીવીડન્ટ વ્યાજ મળશે તે ગરીબ લોકોને સવાબની નિય્યત વિના પરત કરીશ,હવે ભવિષ્યમાં આ શેરોનો બજાર–ભાવ વધવાની શકયતા હોય અને તેના બજાર ભાવે વેચી તે રીતે વધારાનો નફો બજાર ભાવે વેચીને મેળવું તો જાઈઝ છે કે કેમ ?

**જવાબ( ૬૭૪–૮):–** વેપાર કરતી કંપનીના શેરોનું ડીવીડન્ટ વ્યાજ નથી,પોતે વાપરી શકે છે,ધીરણ ઉપર મળતો વધારો વ્યાજ છે તે ગરીબોને આપી દેવામાં આવે. એજ ખુદાપાક વધુ જાણનાર છે.

## કંપનીઓના શેર ખરીદવા.

**સવાલ( ૬૭૫–૯):–** કંપનીઓના શેરો ખરીદવા અને ભાવ વધે ત્યારે વેચવા જાઈઝ છે ?

**જવાબ( ૬૭૫–૯):–**વ્યાજુ લેવડ દેવડ વગર વેપાર કરતી કંપનીઓના શેર ખરીદ કરી વેચાણ કરી શકાય. વ્યાજે ધીરાણ કરતી સોસાયટીઓના શેર ખરીદવા મના છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(ઈમ્દાદુલ ફતાવા:૩/૧૩૦)*

## કસાઈનો ધંધો કરવો.

**સવાલ( ૬૭૬–૧૦):–** ખાટકી અગર કસાઈનો ધંધો કરવો કેવું છે,અમારે ત્યાં સલીમખાન નામી એક નેક નમાઝી ભાઈ આ ધંધો કરે છે તો તેને ઘણા મના કરે છે,કહે છે કે દરરોજ આ પ્રમાણે જાનવર કાપવું ઠીક નથી.

**જવાબ( ૬૭૬–૧૦):–** ઉપરોકત ધંધો–ખાટકી અગર કસાઈને વગર વાંધે જાઈઝ છે. ખાવા કે વેચવા દરરોજ હલાલ જાનવર ઝુબ્હ કરવું ગુનાહ નથી. જેઓ કહે છે કે એ કામ ઠીક નથી એ વાત પાયા વગરની છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(કિફાયતુલ મુફતી:૭/૩૭૫)*

## દાણચોરીનો ધંધો કરવો.

**સવાલ( ૬૭૭–૧૧):–** દાણચોરીનું કાપડ ખરીદી વેચાતું લઈ પહેરવું જાઈઝ છે કે નહિં ? આવું કપડું પહેરી નમાઝ પઢવાથી નમાઝ થશે કે નહિં ? દાણચોરીનો ધંધો કેવો છે ?

**જવાબ( ૬૭૭–૧૧):–** દાણચોરીનો માલ ચોરીના હુકમમાં નથી. બન્નેવમાં ફર્ક છે,કોઈ પણ વસ્તુની ચોરી કરવાથી ચોરી કરનાર–ચોર તે વસ્તુનો માલિક બનતો નથી,જેથી તેની પાસેથી ખરીદવુ જાઈઝ નથી,દાણચોરીનો માલ ખરીદવો જાઈઝ છે,એ શર્તે કે પકડાવાની વધુ દેહશત ન હોય,જેથી દાણચોરીનું

કપડું પહેરી નમાઝ વગર વાંધે દુરૂસ્ત છે,દોહરાવવાની જરૂરત નથી,દાણચોરી નો ધંધો બેઈઝઝતીના ભયથી કરવો નહિં,મુસ્લિમની આબરૂ ઈઝઝત વધુ કિંમતી છે. મામૂલી લાભ માટે ઈઝઝતનું લિલામ કરવું નહિં. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે. *(કિફાયતુલ મુફતી:૭/૩૯૪)*

## ભાવ ખાવા સંગ્રહખોરી.

**સવાલ( ૬૭૮–૧૨):–** એક વેપારીએ અમૂક માલ ખરીદ કર્યો પછી તે માલનો સંગ્રહ કર્યો એ આશયથી આગળ જતાં એના બજાર ભાવ ખુબ વધશે એવા સંગ્રહ અંગે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ( ૬૭૮–૧૨):–** બજારમાં માલની અછત હોય અને આમ માલ સંગ્રહ કરવાથી લોકોને હલાકી–પરેશાની વેઠવી પડતી હોય તો એને ઈહતિકાર (સંગ્રહખોરી) કહે છે જે હરામ છે,અછતના સમયે વેચાણ બંધ કરવું હરામ છે. જો માલ પુષ્કળ હોય તો વાંધો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયા:૪/૪૩૦)*

## ઉધારમાં વધુ ભાવ લેવો.

**સવાલ( ૬૭૯–૧૩):–** ઉધાર વસ્તુ વેચવામાં રોકડા કરતાં વધુ ભાવ લેવો જાઈઝ છે કે કેમ ?

**જવાબ( ૬૭૯–૧૩):–** ઉધારમાં વધુ ભાવ લેવો જાઈઝ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(ઈમ્દાદુલ ફતાવા: ૩/૨૦)*

## ગિરવી રાખેલ વસ્તુ વેચી શકાય?

**સવાલ( ૬૮૦–૧૪):–**એક માણસ મને પોતાનું ઘડીયાળ આપી મારી પાસેથી અમૂક રકમ લઈ ગયો અને કહયું કે,‘‘મને આટલા રૂપિયા આપો એ રકમ હું તમને એક માસમાં પરત કરીશ અને મારૂ ઘડીયાળ લઈ જઈશ અને જો એક માસમાં રકમ ન આપું તો ઘડીયાળ તમારી માલિકીનું સમજવું.’’હવે જયારે તે મુદત (એક માસ) વીતી ગયો, છતાં તે પૈસા દેવા અને ઘડીયાળ લેવા નથી આવ્યો,તો એ ઘડીયાળ મારી માલિકીનું થશે કે કેમ?આ પ્રમાણે અન્ય કોઈ વસ્તુ(ઘર,ખેતર વગેરે)નો સોદો સહીહ છે કે કેમ ?

**જવાબ( ૬૮૦–૧૪):–** એ રીતે વેચાણ કરવું દુરૂસ્ત નથી. બલ્કે કર્ઝની આડમાં એ ઘડીયાળ ગિરોહ (ગિરવી) ગણાશે,અને એ અમાનતના હકમાં છે. જેથી તમારૂ કર્ઝ વુસુલ થયે, તેનું ઘડીયાળ પરત કરી દેવું જરૂરી છે,એને વાપરવું જાઈઝ નથી. ઘર જમીનનો પણ એજ હુકમ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(કિફાયતુલમુફતી:૮/૧૩૯)*

## રેડિયો રિપેરીંગ કરવું.

**સવાલ( ૬૮૧–૧૫):–** હું રેડિયો રિપેરીંગ કરવાનો તથા વેચવાનો ધંધો કરૂ છું તો આ પૈસાથી સદકા,હજ્જ,ઝકાત અદા કરી શકાય કે નહિં અને એ ધંધો કરવો શરીઅતની રૂએ જાઈઝ છે કે નહિં ?

**જવાબ( ૬૮૧–૧૫):–** રેડિયાનો ધંધો (વેચાણ રિપેરીંગ) શરીઅતની રૂએ જાઈઝ છે. વાજિત્રોનો ધંધો મના છે.કારણ વાજિત્રો કેવળ ગુનાહમાંજ વપરાય છે, રેડિયોનો ઉપયોગ સારા કામ માટે પણ થઈ શકે છે,જેવી રીતે કિર્અત,વઅઝ, સમાચાર સાંભળવા વગેરે,જેથી કોઈ પણ વાંધા વગર એનો ધંધો જાઈઝ છે, અને એમાં કમાયેલ પૈસાથી હજ્જ,ઝકાત,સદકા વગેરે અદા કરી શકાય. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(શામી:૯/૫૬૧ હિદાયા:૪/૪૭૨)*

## મૂર્તિવાળા કેલેન્ડર.

**સવાલ(૬૮૨–૧૬):–** એક માણસની દુકાન છે,તેનો સારો જેવો વેપાર છે, અને તેને દર વર્ષે વેપારીઓ પાસેથી ભેટમાં અમૂક કેલેન્ડરો મળે છે, આમાંથી કેટલાક કેલેન્ડરો પર હિન્દુઓની દેવી દેવતાઓની તસ્વીરો, મૂર્તિઓ હોય છે,તો આ કેલેન્ડર લઈ શકે કે કેમ ? તે રીતે તે આ પ્રકારના કેલેન્ડર કોઈ બિન મુસ્લિમને ભેટ આપી શકે ? કારણ કે જો કેલેન્ડર આપશે તેના ઉપરની મૂર્તિઓની બિન મુસ્લિમ પૂજા કરશે તો આ મુર્તિ પૂજાનો તેને ગુનોહ થશે ?

**જવાબ( ૬૮૨–૧૬):–**પ્રથમ તો તેણે ઉપર પ્રમાણે મૂર્તિઓ કે દેવી દેવતાના ચિત્રોવાળા કેલેન્ડર લેવા જોઈએ નહિં,તેણે સાફ ઉઝર કરી દેવો જોઈએ,અગર કયાંથી આવા કેલેન્ડર આવી જાય તો તે કોઈ બિન મુસ્લિમને પણ આપે નહિં,આવી છબી પર કાગળ ચોંટાડી દઈ વાપરે તો વાંધો નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. *(ઈમ્દાદુલ ફતાવા:૩/૪૮૨)*

## વ્યાજકિય સંસ્થામાં કપાસ વેચવો.

**સવાલ( ૬૮૩–૧૭):–** કેટલાક લોકો પોતાનો કપાસ એવી સંસ્થામાં વેચે કે જે લોકોને વ્યાજે નાણાં ધીરવાનું કામ કરે છે; અને ધીરનાર સંસ્થાનો મુખ્ય ધંધો છે, જેના બદલામાં ખેડૂતો પોતાનો કપાસ નાંખી સંસ્થાને મજબૂત બનાવે છે. કેટલાક દીનદાર લોકો પણ આ સંસ્થામાં કપાસ નાંખે છે,તો વ્યાજની લેવડ દેવડ કરતી સંસ્થામાં કપાસ નાંખવો કેવો છે? સંસ્થા પોતાના પુરા કપાસનો વીમો ઉતારે છે,જેમાં આ લોકોનો પણ કપાસ હોય છે,અને તેઓ જાણે છે કે હમારા કપાસનો વીમો ઉતરાવે છે,તો એ વિષે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ(૬૮૩–૧૭):–** જે સંસ્થામાં શરીઅત વિરૂધ્ધ વ્યાજ,વીમો વિગેરે જેવું કાર્ય થતું હોય તેમાં કોઈ પણ પ્રકારનું કામ લેવું જાઈઝ નથી,જયારે કે કપાસનો માલિક પોતે અલગ વેચી શકે છે,કોઈ પ્રકારની લાચારી કે મજબૂરી (પણ) નથી;

વ્યાજ વિષે કુર્આન શરીફ તથા હદીષ શરીફમાં અતિસખ્ત વઈદો વર્ણવ્વામાં આવી છે,માટે અવશ્ય બચવું જોઈએ હલાલ રોઝી પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઈએ;

કુર્આન શરીફમાં છે કે જે વ્યકિત અલ્લાહ તઆલાથી ડરે છે તેના માટે છુટકારાનો માર્ગ કરવામાં આવે છે અને એવી જગ્યાએથી રોઝી આપવામાં આવે છે કે તેના ખ્યાલામાં પણ ન હોય;

હદીષ શરીફમાં છે કે હરામ રોઝીથી ઈબાદત અને બંદગી કબૂલ થતી નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## ફેટ કાઢયા વિના દૂધ ડેરીમાં દૂધ ભરવું

**સવાલ( ૬૮૪–૧૮):–** મહેસાણામાં એક કંપનીએ ડેરીફોર્મ ખોલી છે, જે પોતાના રૂપિયા અને ગવર્મેન્ટથી વ્યાજની કર્જની મદદથી કંપની વેપાર કરે છે, કંપનીનો મકસદ એ છે કે વધુથી વધુ દૂધ ખરીદી એ વેપારને વીકસાવે, એ કંપની દૂર દૂરના ગામોથી દૂધ ખરીદે છે અને આસાની માટે દરેક ગામોમાં શાખા ખોલી છે, તે શાખાવાલા દૂધ ખરીદી કંપનીને સપલાય કરે છે દૂધ ખરીદવાની રીત એ છે કે દરેક શાખ જે દૂધ મોકલે છે તેમાંથી એક શીશી નમુનો ભરી લે છે જે શીશી એજ કામ માટે બનાવવામાં આવી છે અને એના

પર એકથી દસ નંબર પાડેલા હોય છે, એજ નંબરનુ નામ ફેટ હોય છે, એ શીશીમાં તેજાબ નાંખી એક મશીનથી તેનાથી ઘી કાઢવામાં આવે છે, હવે તેમાં ઘી કેટલુ છે? તે જોઈ તે દૂધની કિંમત લગાવવામાં આવે છે અને દરેક નંબરની કિંમત પહેલાથી નકકી હોય છે, જેવી રીતે એક દરજાની કિંમત દસ રૂપિયા, તો જો ઘી દસ દરજા નીકળયું છે તો લીટર દૂધની કિંમત એક રૂપિયા થાય,(એ દરજાને ડેરીવાલાઓ ફેટ કહે છે) દૂધ ખરીદવાની રીત તેજ છે, જે અસલ કંપીની શાખ પાસેથી ખરીદે છે, ફરક એટલો છે કે અસલ ડેરી કંપની દરેક શાખના બધા દૂધનું ફેટ કાઢી તેનાથી નકકી કરેલ કિંમત આપે છે અને શાખવાલા જુદુ જુદુ ફેટ કાઢી તેની કિંમત આપશો.

બીજી વાત એ છે કે શાખ પોતાના ગ્રાહકોથી ગવર્મેન્ટના નકકી કરેલ માપોથી દૂધ લે છે અને શાખ પાસેથી અસલ કંપનીના મુકર્રર (નકકી) કરેલ માપોથી લે છે, ફેટ સરખા નીકળતા નથી, સવારે જુદા અને સાંજે જુદા નીકળે છે , જેના જેવા ફેટ હોય છે તેવો તેને ભાવ લખી આપે છે, હવે દૂધનો ભાવ ગ્રાહકને દૂધ અસલ કંપનીમાં રવાના કર્યા બાદ માલમ પડે છે કે ફલાણાના દૂધનો આ ભાવ નીકળયો, અને કંપનીનો કાયદો છે કે દરેક વખતે નવા ફેટ કાઢે અને દુધ લે કારણકે કોઈ દૂધમાં પાણી ન મેળવી શકે, કારણ કે પાણી નાંખવાથી ફેટ ઓછા નીકળે છે.

બીજુ એ કે અસલ ડેરી કંપનીનુ શાખ પર દબાણ હોય છે કે પોતાની શાખ રજીસ્ટર્ડ કરાવે, રજીસ્ટર્ડ કરાવવાની રીત એ છે કે ઓછામાં ઓછા સાઠ શેર ભરી પોતાના રૂપિયા બેંકમાં જમા કરાવે, એક શેરના અગિયાર રૂપિયા છે, જયાં સુધી રૂપિયા બેંકમાં રહેશે વ્યાજ મળતો રહેશે, અને જો અમો ચાહીએ કે પૈસા વગર વ્યાજે અમાનત રહે તો વ્યાજ વગર તે રકમ જમા રહે છે અને રજીસ્ટર્ડ  થવા બાદ તે રકમ અમો પાછા લેવા ચાહીએ તો એક રૂપિયો કાપી દસ રૂપિયા આપે છે જો શાખાને રજીસ્ટર્ડ ન કરાવીએ તો અસલ કંપની જયારે ઈચ્છે દૂધ બંધ કરી દે અને રજીસ્ટર્ડ કરાવી હોય તો દૂધ ખરીદવાની જીમ્મેદાર હોય છે અને દુધ પાવડર, ક્રીમ વગેરે વસ્તુ બનાવે છે જેનાથી ઘણો મોટો નફો થાય છે. ફરી તે વાર્ષિક હિસાબ કરી ખર્ચ કાઢી રજીસ્ટર્ડ કરેલ શાખોને તેમના દૂધ મુજબ નફો વહેંચે છે. જો શાખા રજીસ્ટર્ડ નહીં થાય તો નફો નહીં મળે,

અસલ ડેરી શાખાને રોજ પૈસા નથી આપતી પરંતુ અમુક દિવસ બાદ એકી સાથે આપી દે છે તો પ્રથમ સવાલ એ કે મજકૂર રીત પ્રમાણે શાખા ગ્રાહકો પાસેથી જે મામલો કરે છે કે ફેટની કિંમત નકકી પરંતુ ફેટની ખબર નથી તો શરીઅતની રૂએ આ વેચાણ સહીહ છે કે નહિં? જો ખરૂ હોય તો બયએ ફાસિદ કે બયએ બાતિલ બન્ને રીતમાં કિંમતનો શું હુકમ છે? એ વગર કોઈ રીત જાઈઝ થઈ શકે નહિં? (૨)એવી જ રીતે શાખાનો જે મામલો અસલ ડેરીથી થઈ રહયો છે તે ખરૂ કે નહીં? (૩) જે રીતે રજીસ્ટર્ડ કરાવવામાં આવે છે એ રીતે રજીસ્ટર્ડ કરાવવું અને મુસલમાનોએ તેમા ભાગ લેવું કેવું છે? (૪) દરેક જગ્યાએ દુધનો વેપાર આ રીતે થાય છે બધા લોકો ફાયદો ઉઠાવે છે એ રીતે મુસલમાનોએ તેથી બચવું મુશકેલ છે તો મુસલમાનોએ શું કરવું જોઈએ?

**જવાબ(૬૮૪-૧૮):-** ફેટ માલૂમ ન હોવાથી કિંમત અકદ (લેણદેણ) વખતે નામાઅલુમ છે, માલ હલાક થવા પહેલા કિંમતની ખબર હોવી શર્ત છે,અને જે અંજાણપણુ ઝઘડો કરાવે તેનાથી અકદ (લેણદેણ) ફાસિદ થાય છે એ માટે મજકુર મામલો ફાસિદ છે બાતિલ નથી, કારણકે બન્ને તરફથી માલનો માલથી બદલો કરવાનો છે, અકદે ફાસિદથી વેચનાર ખરીદનાર બન્ને ગુનેહગાર થશે, એવા અકદને ઉઠાવવું વાજિબ છે, પરંતુ એવઝ પર કબઝો થયા પછી અહનાફ (હનફી મસલક)ના નજીક મિલ્ક (માલિકી) સાબિત થશે એટલે બન્નેવનું તસર્રૂફ કરવું મોઅતબર ગણાશે,કિંમત ખબીષ (હરામ) ન થશે. જો ગ્રાહકની હાજરીમાં ફેટ કાઢી કિમત મુકર્રર (નકકી) કરવામાં આવે તો અકદ(લેણદેણ) જાઈઝ થશે. *(હિદાયા:૩/ ૩૨૦ )*

(૨) બીજી રીત પણ ફાસિદ છે, (૩) (૪) મના છે કારણકે જે કંપની વ્યાજકીય લેણદેણ કરતી હોય અને વ્યાજથી ચાલતી હોય તેમાં ભાગીદાર એટલે રજીસ્ટર્ડ કરાવી મજકૂર કંપનીનો મેંમબર બનવું મના છે, જે કોમ વ્યાજને હલાલ જાણે છે તેમના માટે વાંધો નથી મુસલમાન માટે જાઈઝ નથી, અલ્લાહના રસૂલ(સ.અ.વ.)એ વ્યાજના ફિતના વિષે પેશીનગોઈ ફરમાવી છે તે હક છે, મુસલમાનો માટે પૈસા ટકાની કમી નથી જો માલદારો એ તરફ ધ્યાન આપે અને પોતાની જુદી કંપની બનાવે તો ઘણા ભાઈઓ વ્યાજથી બચી શકે છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.



# પ્રકરણ – (૧૪)

# : ભાડા તથા નોકરી :

## ઘરમાં જુગાર રમાડવું.

**સવાલ(૬૮૫–૧):–** હું મુસલમાન છું અને હું મારા ઘરમાં જુગાર રમાડું છું.જુગારી લોકો મને રોજના પાંચ–દસ રૂપિયા આપે છે તો એવા કામ અને એવી આવક વિષે શું હુકમ છે ?

**જવાબ( ૬૮૫–૧):–** જુગારીઓને ઘર ભાડે દેવામાં ઈમામ સા. (રહ.)ની નજીક વાંધો નથી. ઈમામ સા. ના શાગિર્દો હઝ. ઈમામ અબૂ યુસુફ (રહ.) તથા હઝ. ઈમામ મુહમ્મદ (રહ.) મકરૂહે તહરીમી લખે છે. કારણ કે ગુનાહિત કામમાં કોઈ પણ પ્રકારની સહાય કરવી મના છે. જેમકે કુર્આન શરીફમાં છે કે *"વલા તઆવનૂ અલ–લ– ઈસમિ વલ–ઉદવાનિ"* અર્થાત અપરાધ અને અત્યાચારના કાર્યોમાં પરસ્પર સહકાર ન આપો. ઈમામ સા.(રહ.)નું મંતવ્ય એવુ છે કે,ભાડે દેવાનો મામલો ઘરના લાભ ઉપર થાય છે. પછી ભાડે રાખનાર મુખ્તયાર છે ઈચ્છે તેવી રીતે લાભ ઉઠાવે. હિદાયામાં છે કે કોઈએ અગ્યારી બનાવવા કે ગિર્જા બનાવવા ઘર ભાડે આપ્યું તો એમાં વાંધો નથી. સારાંશ કે તકવાની દ્રષ્ટિએ યોગ્ય નથી,ફતવાની દ્રષ્ટિએ વાંધો નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(હિદાયા, ૪/૪૭૨ શામીઃ૯/૫૬૨)*

## રૂપિયા આપી ગુલામ બનાવવું.

**સવાલ( ૬૮૬–૨):–** ગુજરાતમાં હિન્દુ તેમજ મુસ્લિમ ખેડૂતો હળપતિઓને શાદી કરવા (કે અન્ય જરૂરત ઉભી થતા)રૂપિયા આપવાની પ્રથા છે,પણ એ શર્તે કે હળપતિના છોકરા તેમજ છોકરી રૂપિયા આપનાર ખેડૂતને ત્યાંજ આખી જીંદગી કામ કરવું પડે છે, તો આ રીતે જીંદગી આખીના ગુલામ અથવા નોકર બનાવવું જાઈઝ છે ?

**જવાબ( ૬૮૬–૨):–** મના છે. કર્ઝ આપી કર્ઝ પેટે મકરૂજ (દેણદાર) પાસેથી કોઈ પણ લાભ ઉઠાવવો જાઈઝ નથી. જેમકે, હદીષ શરીફમાં છે કે *"અલ કર્દુ લ્લઝી જર્ર નફઅન ફ હુવ રિબા"* જે કર્ઝ નફો ખેંચી લાવે તે વ્યાજ

છે. સદરહુ હદીષના આધારે કર્ઝની આડમાં હળપતિના સંતાનને જીંદગીભરનો ગુલામ બનાવવો અથવા ઉર્ફની મજૂરી કરતાં ઓછી મજૂરી ચૂકવવી જાઈઝ નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(મિશકાતશરીફ)*

## ટિકિટ વિના રેલ્વે મુસાફરી.

**સવાલ( ૬૮૭–૩):–** રેલ્વે ગાડીમાં ટિકિટ વગર અગર પૈસા આપ્યા વગર મુસાફરી કરી શકાય કે નહિં ? શું આપણો દેશ ભારત દારૂલ હર્બ છે ? આપણે દારૂલ હર્બના રહેવાસીઓ છીએ ? દારૂલ હર્બનો શું મસ્અલો છે ? ટિકિટ વગર કોણ મુસાફરી કરી શકે ?

**જવાબ( ૬૮૭–૩):–** રેલ્વે કંપનીએ (ખાતાએ) વિના ટિકિટ મુસાફરી કરવાની જે લોકોને (રેલ્વે કર્મચારી વગેરે) છૂટ આપી હોય તે સિવાય કોઈને પણ ટિકિટ વિના મુસાફરી કરવી જાઈઝ નથી. આમ કરવું એ ચોરી કહેવાશે ! અને કું. નું દેણ રહેવાથી પકડ થશે. દારૂલ હર્બમાં પણ જાઈઝ નથી,આજ સુધી જેટલી વાર વગર ટિકિટે મુસાફરી કરી હોય તેનો હિસાબ લગાવી સરવાળો લગાવી તેટલી રકમની ટિકિટો ખરીદી ફાડી નાંખો કે જેથી તે રકમ રેલ્વે ખાતામાં પહોંચી જશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(ઈમ્દાદુલ ફતાવા:૩/૪૪૫ )*

## ખ્રિસ્તીને દુકાન ભાડે આપવી.

**સવાલ( ૬૮૮–૪):–** આપણે આપણી માલિકીની દુકાન કોઈ નસારા ખાટકીને કિરાયાથી આપી શકીએ કે કેમ ? એવી રીતે કોઈ બિન મુસ્લિમને દુકાન ભાડે આપવી કે જે દુકાનમાં બીજી વસ્તુ સાથે દારૂ પણ વેચતો હોય તો ?

**જવાબ( ૬૮૮–૪):–** જેવી રીતે તમારા માટે સરકો હલાલ છે. એવી રીતે શરાબ તેના માટે હલાલ છે. જેથી નસારા કે કાફિરને દુકાન ભાડે આપી અને તે તેમાં શરાબ વેચે તો તે ભાડુ વિના વાંધે વાપરી શકાય. આમ નસારાને દુકાન ભાડે આપવું જાઈઝ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*( કિફાયતુલ મુફતી:૭/૩૪૦ )*

## બેંકમાં નોકરી.

**સવાલ( ૬૮૯–૫):–** મારા પુત્રે બી. કોમ. ની પરિક્ષા પાસ કરી છે,એને

અત્રે એક બેંકમાં નોકરી મળે એમ છે. પણ બેંક વ્યાજનું કામકાજ કરે છે,ત્યારે એ બેંકમાં હિસાબી કારકુન તરીકે નોકરી કરવી શરીઅતની રૂએ જાઈઝ છે ?

**જવાબ( ૬૮૯–૫):–** વ્યાજુ લેવડ દેવડ કરતી બેંકમાં હિસાબી કલાર્ક તરીકે નોકરી કરવું મના છે. વ્યાજ લખનાર પણ ગનેહગાર થાય,વ્યાજમાં અનેક માણસ ગુનેહગાર થાય. લેનાર,દેનાર,ભલામણ કરનાર,લખનાર,ગવાહ; કારણ કે ગુનાહના કામમાં કોઈપણ પ્રકારે સહાય કરવું પણ ગુનોહ છે. જેમકે, કુર્આન શરીફમાં છે કે, *"વલા તઆવનૂ અલલ ઈસ્મિ વલ ઉદવાન્"* અર્થાત ગુનાહ અને શરારતના કામમાં પરસ્પર મદદ કરો નહિં,જેથી વ્યાજનો હિસાબ લખવાની નોકરીથી બચવું જોઈએ, સબ્ર કરો,અને જાઈઝ નોકરી શોધતા રહો. ખુદાપાક એથી બેહતર મેળવી આપશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(કિફાયતુલમુફતીઃ૭/૩૪૨)*

## બેંકની નોકરી.

**સવાલ( ૬૯૦–૬):–** બેંકની નોકરી જાઈઝ છે ?

**જવાબ( ૬૯૦–૬):–** બેંકની નોકરી જેમાં મના કામ (વ્યાજની લેવડ–દેવડ, લખવું) કરવું પડે છે મના છે. તે વગર જાઈઝ કામોની નોકરી જાઈઝ છે. ફકત અલ્લાપાક વધુ જાણનાર છે. *(કિફાયતુલ મુફતીઃ૭/૩૪૨)*

## રજા મેળવવા જુઠુ ડોકટરી સર્ટીફીકેટ.

**સવાલ(૬૯૧–૭):–** સરકારી નોકરીમાં સંજોગવસાત ચાલુ પગારે લાંબી રજાની જરૂરત પડે તો ડોકટરની સહીવાળુ માંદગીનું સર્ટીફીકેટ મુકવું પડે છે, કાયદેસર રજાઓ નીકળતી હોય અને કોઈ ધાર્મિક અથવા સામાજિક કારણોસર રજા મેળવવા જરૂર પડે તો ડોકટરના સર્ટીફીકેટ વિના પુરા પગારે રજાઓ મંજુર થતી નથી તો પોતાની હક રજાઓ મંજુર કરાવવા માટે સરકારી નિયમોને આધીન ખોટી રીતે ડોકટરી સર્ટીફીકેટ રજુ કરી શકાય ?

**જવાબ( ૬૯૧–૭):–** હક રજાઓ પુરા પગારેથી મંજુર કરાવવા જુઠુ સર્ટીફીકેટ રજુ કરવું જાઈઝ નથી, ઈસ્લામનો પાયો સત્ય છે, મુસ્લિમ જુઠો હોય શકતો નથી, અલબત્ત પોતાનો હક પ્રાપ્ત કરવા તઅરીઝ (ખરી તા'વીલ) કરી શકાય, જેમકે હઝરત ઈબ્રાહીમ (અલ.) એ ઝાલિમ બાદશાહ સમક્ષ

ફરમાવ્યુ હતું પોતાની પત્નિ બાબત કે ''હિય ઉખ્તી''તેણી મારી બહેન છે, જો પત્નિ કેહતે તો ઝાલિમ અપહરણ કરતે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(અહસનુલફતાવા:૮/૨૦૬)*

 **પ્રકરણ – (૧૫)** 

## : વ્યાજ,જુગાર અને રૂશ્વત :

### વ્યાજે નાણાં લઈ ધંધો કરવો.

**સવાલ(૬૯૨–૧):–** અમો રૂ, કપાસ, કપાસિયાનો ધંધો કરીએ છીએ,આ ધંધો સીઝન પુરતો હોય છે,એ સમયે નાણાંની સખ્ત જરૂરત પડે છે,મજબૂરીએ અમો બેંકમાંથી અગર શરાફો પાસેથી નાણાં લઈએ છીએ,જેનું તે બેંક અગર સરાફી પેઢી વ્યાજ ગણે છે, સીઝન પુરી થાય ત્યાં સુધી અમો અમારા નાણાં બેંકમાં જમાં કરાવીએ છીએ,તેનું પણ વ્યાજ આપવામાં આવે છે. આવી રીતે અમારી પાસેથી લીધેલ અને અમારી રકમનું જમા થયેલ વ્યાજ ગણતા જે વ્યાજ વધે તે અમને સરવાળે હિસાબ કરીને આપે છે. એ રકમ અમો કોઈ ગરીબ તાલિબે ઈલ્મને આપીએ છીએ,અનો શું હુકમ છે ?

**જવાબ(૬૯૨–૧):–** વ્યાજે નાણાં લેવાની લખેલ મજબૂરી શરીઅતની રૂએ માન્ય નથી. એ એક શયતાની ધોકો છે,વ્યાજ લેવું, દેવું બન્નેવ હરામ છે. એ બાબતે કુર્આન શરીફ અને સહીહ હદીષોમાં સખ્ત વઈદો આવી છે.જેમાં વ્યાજુ મામલો કરવાથી ૭૦ (સિત્તેર) ગુનાહો લાગુ પડે છે. જેમાં સહુથી નાનો ગુનાહ પોતાની માં સાથે ઝિના (વ્યભિચાર) કરવા સમાન છે. બીજા ગુનાહો એનાથી મોટા છે. *(મિશકાત શરીફ:૧/૨૪૬)*

આજકાલ વેપારીઓએ અજ્ઞાનતાને લઈ પોતાને મજબૂર સમઝી લીધા છે,એ તદન ખોટું છે. વ્યાજ વિના કર્ઝ મળે એમ ન હોય તો પોતાની પાસે મૂડી હોય તેનાથી જ ધંધો કરે એથી વધારે નહિં, કે જેથી વ્યાજ ભરવું પડે. આજ સુધી મળેલ વ્યાજ ગરીબોને સવાબની નિય્યત વગર વહેંચી દેવું જોઈએ. કોઈ પણ પ્રકારનો પોતે લાભ ઉઠાવવો મના છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયા,૩/૭૭ અહસનુલફતાવા:૭/૨૦.)*

## તંગીમાં માલ ગિરવે મુકી વ્યાજે નાણાં લેવા.

**સવાલ(૬૯૩–ર):–** હું ખૂબ નાણાંભીડ અને તકલીફમાં હોવાથી દાગીના બેંકમાં અથવા કોઈ શાહુકારને ત્યાં મોરગેજ (ગિરવે) મૂકી વ્યાજે નાણાં લાવી ધંધો કરી શકું ?

**જવાબ( ૬૯૩–ર):–** નાણાં ભીડના સમયે ઝેવર કે દાગીના બેંકમાં મૂકી વ્યાજે નાણાં ઉઠાવવા કરતાં બેહતર એ છે કે તે દાગીના વેચી તેની કિંમતના નાણાંથી કામ ધંધો કરવામાં આવે અને જયારે ધંધામાં નફો અને વિકાસ થાય ત્યારે ફરી દાગીના ખરીદી લીએ, અગર કોઈ સાહેબે ખૈર દાગીના રાખી વગર વ્યાજે મદદ કરે તો તેમ કરવામાં આવે. મતલબ કે થઈ શકે ત્યાં સુધી વ્યાજથી બચવાની સૂરત ઈખ્તિયાર કરવામાં આવે, પોતાની શકિતથી બહારનુ કામ ઉપાડી આવી રીત ઈખ્તિયાર કરવું એ લાચારી નથી,આપણી હેસિયતમાં રહી કામ કરવાથી પરેશાની થતી નથી,બને ત્યાં સુધી હલાલ રોજી હાસિલ કરવા પ્રયત્ન કરવું જોઈએ. એવી સૂરતમાં ગેબી મદદ પણ થાય છે. ખૌફે ખૂદા મોટી વસ્તુ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## કબ્રસ્તાનનાં કંપાઉન્ડ માટે લકી ડ્રો.

**સવાલ( ૬૯૪–૩):–** લકી ડ્રો એટલે નસીબમાં લખ્યું હોય તો ઈનામ મળે આ સારૂ અમો રૂા. ૧૦–૧૦ ની ટિકિટો કાઢવાનુ વિચારી રહયા છીએ અને આવી ૧૦ (દસ) હજારની ટિકિટો અમો વેચવા માંગીએ છીએ,પણ આવી ટિકિટો ત્યારેજ વેચાય જયારે તેની સાથે કોઈ ભેટની લાલચ આપવામાં આવે, અને અમે આ પ્રકારની એક હજાર ટિકિટો એક ડબ્બામાં નાંખી,તેમજ તેની સાથે બીજી એક હજાર ડુપ્લીકેટ ટિકિટો નાંખી,અને પછી જાહેર કરવામાં આવશે કે જેં કોઈ આ ટિકિટ ખરીદે અને જેની પ્રથમ નંબરવાળી ટિકિટ નીકળે તેને રેડિયો,બીજા નંબરવાળાને સાયકલ આપવામાં આવશે આ પ્રમાણે અમૂક ઈનામો રાખવામાં આવ્યા,આ ઈનામોની વસ્તુની કુલ કિંમત રૂા. ર૦૦૦/– થાય તો પણ તેમાંથી રૂા. ૮૦૦/– નફો થાય અને આ પ્રકારે આવક ઉભી કરી અમો કબ્રસ્તાનની દીવાર ઉભી કરવા માંગીએ છીએ તો એનો શું હુકમ છે ?

**જવાબ( ૬૯૪–૩):–** આ લકી ડ્રો એક પ્રકારનો જુગારજ છે,જેથી એ હરામ છે,જેથી એવા લકી ડ્રોની આવકથી કબ્રસ્તાનનું કંપાઉન્ડ કે દીવાર બનાવી શકાય નહિં. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## વધુ લવાઝમ ભરી ઈનામી કુપન.

**સવાલ( ૬૯૫–૪):–** હાલમાં ન્યુઝપેપર(છાપા)માં જાહેરાત આવે છે કે જયહિંદ છાપાના વાર્ષિક ગ્રાહક બનનારને આખા વર્ષની છાપાની કિંમત અગાઉ આપવી પડે છે તેમાં એક ભેટ કુપન આપવામાં આવે છે,જે ઈનામી કુપન કહેવાય છે તો સદરહુ જયહિંદ પેપરના વાર્ષિક ગ્રાહક બનતા જે ઈનામી ભેટ કુપનથી જે ઈનામ મળે તે જાઈઝ ગણાશે કે કેમ? ઈનામી ભેટ કુપનના નંબરોને કુરરા સિસ્ટમ અપનાવી કાઢવામાં આવે છે, સદરહુ ઈનામી યોજનાથી આપણે છાપાની કિંમત તો પુરેપુરી ભરવાની હોય છે, પરંતુ ફકત ફરક એ છે કે આખા વર્ષની રકમ એક સાથે ભરી દેવાની હોય છે, માટે આવું ઈનામ જાઈઝ ગણાશે કે કેમ ?

**જવાબ( ૬૯૫–૪):–** લવાઝમ પુરા વરસનું રોકડુ ભરવા બદલ ઈનામી કુપન મળતી હોય અને તેમાં ઈનામ નીકળે તો જાઈઝ છે લેવામાં વાંધો નથી. અને જો લવાઝમ ઉપરોકત કંપનીની ફીસ વધુ ભરવી પડતી હોય તો જાઈઝ નથી, લોટરી (એક પ્રકારનો જુગાર) લેખાશે, મળતુ ઈનામ હરામ છે.ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(કિફાતયુલમુફતીઃ૯/૧૮૫)*

## લોન અને સબસીડી.

**સવાલ( ૬૯૬–૫):–** આજકાલ સરકાર કેટલીક એવી લોનો આપે છે કે,જેમાંથી રૂા. ૧૦૦/– માં રૂા.૨૦ માફ કરી દે છે,તે પરત કરવાના રહેતા નથી,એને સબસીડી કહે છે, બાકીની રકમ હપ્તેથી (વ્યાજ સહિત) ભરવાની રહે છે,હવે જો આપણે જે ૮૦ ટકા રકમ સરકારને પરત કરવાની છે,એ રકમના વ્યાજ પેટે પેલા સરકારની સબસીડીના પૈસાજ ચુકવીએ અને આપણા તરફથી એક પણ પૈસો વ્યાજ પેટે ન ભરીએ તો આવી લોન લેવાની ગુંજાઈશ છે ખરી ? અગર વ્યાજ પેટે ભરવાની રકમ પેલી સબસીડી રકમથી થોડી વધારે હોય તો કોઈની પાસે વ્યાજની જે રકમ જમા હોય તે લઈ તેમાંથી સરકારને વ્યાજ ભરી દઈએ તો એની ઈજાઝત છે ખરી ? આ પ્રકારની લોનની વ્યવસ્થા ઉધોગો માટે રાખી છે.

**જવાબ( ૬૯૬–૫):–** લાચારી વગર લોન લેવી જાઈઝ નથી. વ્યાજ લેવા વિષે સખ્ત વઈદો છે,જેથી શકય હોય ત્યાં સુધી એવા વ્યવહારથી દુર રહેવું

જોઈએ,વેપાર ધંધાના વિકાસ માટે લોન લેવી હરામ છે. પરંતુ લોન લીધા વગર છૂટકો જ ન હોય–કામ ચાલે એમજ ન હોય તો લોન લેવાની ગુંજાઈશ છે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે.

*(નિઝામુલ ફતાવા,૧૮૮ કિફાયતુલ મુફતી:૮/૯૨)*

## જીવન વીમામાં સાંકળવાની યોજના.

**સવાલ(૬૯૭–૬):–** હું કેન્દ્ર સરકારમાં એક મહત્વના ખાતામાં નોકરી કરૂ છું. હું ત્યાં વૈજ્ઞાનિક અધિકારી છું. હાલમાં સરકાર તરફથી એક યોજના છે,જે ફરજિયાત છે,જે યોજનામાં હું જોડાયેલો છું, બીજી એક યોજના ટુંકમાં અમલમાં આવે તેના એક સમય પહેલાં મારે તેમાં જોડાવું કે નહિં તેની જાણ કરવી પડશે.

હાલ જે યોજના ચાલુ છે તે મુજબ જો કોઈ પણ કર્મચારી ૨૮ વર્ષથી ઓછી ઉમરનો હોય તો મહિને રૂા.૦૦.૫૦ પૈસા તેના પગારમાંથી ફરજિયાત કપાશે અને જો તે ૨૮ વર્ષથી વધુ ઉમરનો હોય તો રૂા.૫/– કપાય છે,હવે સંજોગોવશાત કર્મચારી નોકરી દરમિયાન અવસાન પામે તો તેના ઘરવાળાને રૂા.૫૦૦૦/– જેટલી રકમ મળે છે.

અને જે યોજના અમલમાં આવનાર છે તે મુજબ કર્મચારીના પગાર મુજબ દર મહિને રૂા.૧૦/– રૂા. ૨૦/– થી રૂા.૮૦/– સુધી કાપી લેવામાં આવશે. આ યોજના મુજબ મારા પગારમાંથી રૂા.૮૦/– કપાશે,અને રૂા.૮૦/– માંથી રૂા.૫૦/– મારા ખાતે બચત તરીકે જશે,અને બાકીના રૂા.૩૦/– ઈન્સ્યુરન્શ તરીકે જમા લેવાશે, જો કર્મચારીનું નોકરી દરમિયાન મરણ થાય તો બચતના જે પૈસા જમા થયા હોય તે ઉપરાંત રૂા.૮૦,૦૦૦/– ઈન્સ્યુરન્શમાંથી ઘરવાળાને મળે અને જો તેનું મરણ ન થાય તો કેવળ બચતના પૈસા રિટાયર્ડ થયા પછી મળે. ઈન્સ્યુરન્શમાંથી કશું મળે નહિં,આ ઉપરાંત બન્નેવ યોજનામાં વ્યાજના પૈસા આવે છે અને બચતના પૈસામાં પણ ઉપરનું વ્યાજ મળે છે. જો ઉપરની યોજના (૨) માં દાખલ ન થવું હોય તો પહેલી યોજનામાં ચાલુ રહેવું પડશે અને એ અંગે મારે અમૂક તારીખ પહેલાં જાણ કરવી જરૂરી છે,અને જો કોઈ પ્રકારની જાણ ન કરવામાં આવે તો યોજના (૨)માં દાખલ કરવામાં આવશે. નોકરીમાં નવા જોડાનાર કર્મચારી માટે

યોજના (૨)માં જોડાવું ફરજિયાત છે,એકવાર એક યોજના સ્વીકાર્યા બાદ બીજી યોજનામાં જવા દેવામાં આવશે નહિં.

**જવાબ(૬૯૭–૬):–** દર્શાવવામાં આવેલ બેઉ યોજના એક રીતે જીવન વીમામાં સાંકળવાની યોજનાઓ છે. જો એમાં જોડાવું ફરજિયાત ન હોય,તો સભ્ય બનવું નહિં,અને પરહેજ કરવું જોઈએ, નહિંતર સખ્ત ગુનેહગાર થઈને અઝાબ પાત્ર થશે.(ખુદાની પનાહ!) અને જો ફરજિયાત હોય તો મજબૂરીના લઈ બને,પરંતુ પગારમાંથી કપાતી રકમ વસૂલ કરીને મળતી વધારાની રકમ ગરીબોને સવાબની નિય્યત વગર વબાલ ઉતારવા આપી દેવામાં આવે,પોતે વાપરે નહિં. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(કિફાયતુલ મુફતીઃ૮/૬૮)*

## લોટરીમાં ઘડીયાળ લાગે તો ?

**સવાલ(૬૯૮–૭):–** એક માણસે ઘડીયાળની લોટરીની ટિકિટ ખરીદી,પછી જયારે લોટરી ઉઘાડવામાં આવી,ત્યારે તે માણસને તેમાં ઘડીયાળની લોટરી લાગી,તો હવે પૂછવાનું એ કે, લોટરીમાં નિકળેલી ઘડીયાળ લેવું કેવું છે ? એ ઘડીયાળ વેચી એના પૈસા વાપરી શકે ?

**જવાબ(૬૯૮–૭):–** લોટરી જુગારનો જ એક પ્રકાર છે,ખચિત હરામ છે. એમાં ભાગ લેનાર સર્વે ગુનેહગાર છે. એમાં નિકળેલી–મળેલી વસ્તુ હરામ છે,જેથી ઉપરોકત ઘડીયાળ વેચી એની ઉપજેલી કિંમત કોઈપણ જાતના સવાબની નિય્યત વગર ગરીબ–મિસ્કીનોને આપી દેવી જોઈએ. પોતાના કામમાં ઉપયોગમાં લેવું નહિં. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(કિફાયતુલમુફતીઃ૯/૧૮૫ )*

## ઘોડ દોડની રમત.

**સવાલ(૬૯૯–૮):–** ઘોડ દોડની રમતમાં ભાગ લેવો, એમાં શર્ત લગાડવી અને જોવું વગેરે કેવું છે ?

**જવાબ(૬૯૯–૮):–** ઘોડ દોડ (રેસ) એ તો ખુલ્લે ખુલ્લો જુગાર છે. અને જુગાર અંગે કુર્આન શરીફ તથા હદીષ શરીફમાં સખ્ત વઈદ છે. એમાં કોઈ પણ પ્રકારે ભાગ લેવું, જોવા જવું, પૈસાની શર્ત લગાડવી સખ્ત હરામ છે, એનાથી અવશ્ય બચવું જોઈએ. ઘણાં ખરા મુસલમાનો એમાં સંડોવાઈ બરબાદ થઈ રહયા છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## પોષ્ટખાતામાં સેવિંગ્સ ખાતુ.

**સવાલ( ૭૦૦–૯):–** હું ટપાલ ખાતામાં નોકરી કરૂં છું,પરંતુ ટપાલ ખાતામાં એક સેવિંગ્સ ખાતુ પણ હોય છે. જેમાં વ્યાજની લેવડ દેવડ થતી હોય છે,તો શું હું એવા ટપાલ ખાતામાં નોકરી કરી શકું ?

**જવાબ( ૭૦૦–૯ ):–** ટપાલ ખાતામાં નોકરી કરવી જાઈઝ છે,પરંતુ સેવિંગ્સ ખાતાનું કામકાજ જેમાં વ્યાજની લેવડ દેવડ થતી હોય છે મના છે. તમારે ના પાડવું જોઈએ કે મને બીજા વિભાગમાં કામ સોંપો જેમાં હુ કામ કરીશ,અને કરશો તો ગુનેહગાર થશો. સેવિંગ્સ ખાતામાંથી મળતું કમીશન લેવું હરામ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(કિફાયતુલ મુફતી:૭/૩૪૨ )*

## ખાડામાં પડયા પછી.

**સવાલ( ૭૦૧–૧૦):–**મેં પ્રગતિ કરવાના સ્વપ્ના સેવી હાલ સાઈડ બિઝનેસ તરીકે સટ્ટાના ધંધામા ઝુકાવ્યું છે અને એરંડા,કપાસીયા,અળસી જેવી વસ્તુઓનો વાયદાનો ધંધો શરૂ કર્યો,એ ધંધામાં સહેજે બરકત નથી,તેમજ વસતિમાં–ગામમાં મારી ઘણી જ ખરાબ વાતો ચર્ચાય છે,મેં નિશ્ચય કર્યો છે કે,આ ધંધામાં ગુમાવેલ નાણાં મને મળી જાય તો હું કોઈ પણ દિવસ આ ધંધો કરીશ નહિં. જો કે આજે પણ મને આ ધંધામાં ખોટ છે,તો હવે મારે શું કરવું ? મને કામ્યાબીનો રસ્તો બતાવશો ?

**જવાબ( ૭૦૧–૧૦ ):–** સટ્ટો એ એક પ્રકારનો જુગાર છે અને હરામ છે, કુર્આન શરીફમાં છે કે *"હુર્રિમ અલયકુમ લ્ખમરૂ વલ મયસિરુ"* (હરામ છે તમારા ઉપર શરાબ અને જુગાર) સટ્ટાને જુગાર ન માનવું–ન ગણવું તદન જહાલત છે,એમાં દીની દુન્યવી અનેક નુકસાનો છે; દુન્યવી નુકસાનનો અનુભવ તમને થઈ ગયો,કંઈ કેટલાક એમાં તબાહ બરબાદ થઈ ગયા,એને પ્રગતિનો માર્ગ લેખવો મુર્ખાઈ છે,શયતાની ધોકો છે, માણસ લલચાઈ હલાલ કમાણીથી હટી હરામમાં સંડોવાઈ જાય છે અને પછી ધીરે ધીરે દિલ કાળુ થઈ જાય છે,નેકીની તૌફીક થતી નથી. મુસ્લિમો માટે કલ્યાણનો માર્ગ ઈસ્લામી શરીઅત છે,જેથી રસૂલુલ્લાહ (સ.અ.વ.) એ સુચવેલ સુચનાઓનું પાલન કરવું, બે રકા'ત સલાતુત્તવબહ પઢી,રડી રડીને અલ્લાહથી દુઆ માંગો અને

પોતાના ગુનાહોની માફી માંગો અને ભવિષ્યમાં આવો ગુનાહ કદિ ન કરવાનો નિર્ધાર કરો,અને દુરૂદ શરીફનો વિર્દ વધુ કર્યા કરો,ઈન્શાઅલ્લાહ બેહતર બદલો મળશે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે.

## વીમાની એજન્સી.

**સવાલ( ૭૦૨–૧૧):–** આપણાથી વીમા કંપનીના એજન્ટ બની શકાય કે નહિં ? મને પીયરલેસ વીમા કંપનીની એજન્સી મળે છે,જેમાં ૩૦ % કંપની તરફથી મળે છે.

**જવાબ( ૭૦૨–૧૧) :–** જાઈઝ નથી, ગુનાહના કામમાં મદદ કરવી ગુનોહ છે. કુર્આન શરીફમાં છે *"વલા તઆવનૂ અલલ....* એનું કમીશન હરામ લેખાશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(કિફાયતુલમુફતીઃ૮/૭૨)*

## બેંક–વ્યાજ,પોષ્ટ–વ્યાજ તથા લોટરી.

**સવાલ( ૭૦૩–૧૨):–** બેંક–વ્યાજ,પોષ્ટ–વ્યાજ અથવા કોઈ લોટરીનું વ્યાજ કે કોઈ પણ પ્રકારનું વ્યાજ કઈ રીતે વાપરી શકાય ?

**જવાબ( ૭૦૩–૧૨):–** લોટરીમાં પૈસા લગાડવા જાઈઝ નથી,કારણ કે ખુલ્લો જુગાર છે; હદીષ શરીફમાં સખ્ત મનાઈ આવેલ છે,વ્યાજ વિષે પણ સખ્ત વઈદો કુર્આન અને સહીહ હદીષોમાં વર્ણન કરવામાં આવેલ છે;

બેંક અથવા પોષ્ટખાતામાં વ્યાજ ખાવાના ઈરાદે નાણાં રાખવા હરામ છે, મજબૂરીની હાલત લક્ષમાં લઈ આલિમોએ આ મત જાહેર કર્યો છે કે ચાલુ સમયમાં નાણાં રાખવા અમાનતદારીની જગ્યા બેંક સિવાય નથી,લોકોને પોતાના માલની સાચવણી અને હિફાઝતના ખાતર બેંકમાં નાણાં રાખવા પડે છે અને બેંક પોતાના કાનૂન અનુસાર વ્યાજ આપે છે,જો વ્યાજ લેવામાં આવે નહિં તો તેઓ પોતાના કાર્યમાં ખર્ચ કરે છે તેથી તેને લઈ સવાબની નિય્યત વિના ગરીબો મોહતાજોને આપી દેવામાં આવે,વ્યાજ લેવું હરામ છે અને નહિં લેવાથી તેઓ પોતાના ધાર્મિક કાર્યમાં ખર્ચ કરે છે તે પણ ઘણું બુરૂ થાય છે, અને હદીષ શરીફમાં આવ્યું છે કે જયારે બે મુસીબતોમાં મુબ્તેલા થાઓ તો બંને પૈકી જે હલકી હોય તેને ધારણ કરવામાં આવે,સંસ્થામાં જાજરૂ પેશાબ ખાનાઓ બનાવવામાં આવે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(કિફાયતુલમુફતીઃ૮/૪૮)*

## સરકારી લોન લેવી.

**સવાલ( ૭૦૪–૧૩ ):–** હાલમાં મકાનોની બહું જ તંગી છે,નવા મકાન બાંધવા અથવા જુના મકાન ખરીદવા સરકાર લોન આપે છે,જેનું વ્યાજ લે છે; લોન સરકારને દસથી અગિયાર વર્ષમાં ભર્પાય કરવાની હોય છે,તો એ લોન લેવી જાઈઝ છે કે નહિં ?

**જવાબ( ૭૦૪–૧૩ ) :–** વિના લાચારીએ સરકારી લોન લેવી હરામ છે,અલબત્ત અત્યંત મજબૂરી હોય કે પોતાની પાસે કંઈ જ ન હોય કે જેને વેચી ઘર બનાવી શકે અને કર્ઝ પણ મળતું ન હોય તો સરકારી લોનની ગુંજાઈશ(છુટ) છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(કિફાયતુલમુફતી:૮/૪૮)*

## સંસ્થાનું વ્યાજ એજયુકેશનમાં વાપરવું.

**સવાલ( ૭૦૫–૧૪ ):–** સંસ્થાના નાણાં ફિકસ ડીપોઝિટમાં મુકી તેના વ્યાજના નાણાં એજયુકેશનના કામમાં વાપરી શકાય કે કેમ ?

**જવાબ( ૭૦૫–૧૪):–** વ્યાજના પૈસા નાપાક માલ છે, ખુદાપાક એવો નાપાક માલ સ્વીકારતો નથી જેથી કોઈપણ નેક કામમાં સવાબની નિય્યતથી વાપરવા જાઈઝ નથી,સવાબની નિય્યત વિના ગરીબ છોકરાઓને સ્કોલર્શીપ તથા ચોપડીઓ વિગેરે લાવી આપી શકાય,ગરીબોની મદદ કરી શકાય,સંસ્થા પોતાના અંગત કામમાં વાપરી શકતી નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(કિફાયતુલમુફતી:૮/૫૧)*

## વ્યાજની રકમથી ઈન્કમટેક્ષ ભરી શકાય ?

**સવાલ( ૭૦૬–૧૫ ):–** એક માણસ એક વેપારી પેઢીના નામ ઉપર કપાસિયાનો વેપાર કરે છે, તો થાપણનું જે વ્યાજ આવે છે તે વ્યાજની રકમથી ઈન્કમટેક્ષ ભરી શકાય કે કેમ ?

**જવાબ( ૭૦૬–૧૫ ):–** સરકારી બેંકથી મળેલું વ્યાજ તે વેપારી પેઢીને ઈન્કમટેક્ષ જેટલા પૈસા આપી શકે છે,એથી વધારાની રકમ ગરીબોને સવાબની નિય્યત વગર આપી દેવા જોઈએ,કારણ કે ઈન્કમટેક્ષ તદ્દન ઝુલ્મ છે,અને હરામ માલ વડે ઝુલ્મને દૂર કરી શકે છે.એજ ખુદાપાક વધુ જાણનાર છે.

*(અહસનુલફતાવા:૭/૨૧)*

## વ્યાજના પૈસાથી જાનૈયા જમાડવું.

**સવાલ( ૭૦૭ –૧૬):–** ખાલિદ એક માલદાર માણસ છે,અને તેનું બેંકમાં ખાતું છે જેની વ્યાજની સારી જેવી રકમ જમા છે,જયારે આબિદ ગરીબ માણસ છે. ઝકાત સદકહનો હકદાર ઉપરાંત તેની એક દિકરી જવાન છે,તેના લગ્નની ચિંતા છે,જો ખાલિદ વ્યાજની જમા રકમમાંથી નાણાં આબિદને આપે તો આબિદ એ પૈસામાંથી પોતાની દિકરીના લગ્ન કરાવે અને એ પૈસાથી પોતાના મહેમાનોની મહેમાની કરે; જાનૈયાને જમાડે તો એ જાઈઝ છે ? એવી મહેમાનીમાં શરીક થવું જાઈઝ છે ?

**જવાબ( ૭૦૭–૧૬) :–** આબિદ ખરેખર ગરીબ હોય તો તે એ વ્યાજના નાણાં લઈ શકે છે અને એ વ્યાજની રકમ લઈ લીધા બાદ તેનો એ માલિક બની ગયા પછી એમાંથી મહેમાની કરે દા'વત ખવડાવે તો જાઈઝ છે અને એવી દા'વત ગરીબ માલદાર બધા ખાય શકે છે. માલિક બદલાવાથી હુકમ બદલાય જાય છે. ફકત ખુદા પાક વધુ બેહતર જાણનાર છે.

*(કિફાયતુલ મુફતીઃ૮/૫૩)*

## પ્રોવીડન્ડ ફંડ વ્યાજ નથી.

**સવાલ (૭૦૮–૧૭):–** મીલમાં કામ કરતા મજુરોના દર મહીને પગારમાંથી અમુક રકમ ફરજિયાત કપાય છે અને બીજા તેટલા જ પૈસા માલિક તરફથી ઉમેરીને સરકારી બેંકમાં જમા થાય છે આ રકમને પ્રોવડન્ડ ફંડ કહે છે તો પ્રોવીડન્ડની રકમ લેવી જાઈઝ છે કે નહિં ?

**જવાબ (૭૦૮–૧૭):–** પ્રોવીડન્ડ ફન્ડની રકમ લેવી વગર વાંધે જાઈઝ છે કારણક એ વ્યાજ નથી ભલેને કંપનીવાલા તેને વ્યાજ કહેતા હોય; બલ્કે એક પ્રકારનો ઉપકાર છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(ઈમ્દાદુલ ફતાવાઃ ૩/૧૨૩)*

## શું પ્રોવીડન્ટ ફંડ વ્યાજ છે ?

**સવાલ (૭૦૯–૧૮):–** સરકારી નોકરીમાં ફરજિયાત હમારૂ ફંડ કાપે છે, અને એ ફંડના પૈસા શું વ્યાજ ગણાય ?

**જવાબ (૭૦૯–૧૮):–** સરકાર પગારમાંથી જે અમૂક રકમ કાપે છે,અને

તેમાં તે જે રકમ ઉમેરી ફરી તે આપે છે તેને પ્રોવીડન્ટ (સહાય)કહેવામાં આવે છે,એ વધારો જે મળે છે તે વ્યાજ નથી, બલ્કે તે ઈનામ કહેવાશે તે પોતાના ઉપયોગમાં લઈ શકે છે; સારાંશ કે એ પ્રોવીડન્ટ ફંડના પૈસા વાપરવું જાઈઝ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(ઈમ્દાદુલ ફતાવા: ૩/૧૪૯)*

## પાઘડી લેવી દેવી.

**સવાલ (૭૧૦–૧૯):–** ઝેદની એક દુકાન છે, જે તેને દુકાન ખાલી કરવા માટે મકાન માલિકે પાઘડી આપી છે તો તે પાઘડી લેવી જાઈઝ છે કે કેમ? અને તેવીજ રીતે કોઈને પાઘડી આપીને દુકાન લઈ શકાય કે કેમ? ટુંકમાં પાઘડી લેવી તથા દેવી કેવી છે ?

**જવાબ (૭૧૦–૧૯):–** પાઘડી લેવી–દેવી હરામ છે વ્યાજના હુકમમાં લેખાશે, બિનમુસ્લિમની પ્રથા છે,કઈ વસ્તુના એવજમાં પાઘડી લે છે? લાભ ઉઠાવવા (રહેવા કે બીજો ઉપયોગ )બદલ કેવળ ભાડુ લેવુ–દેવું જાઈઝ છે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે. *(અહસનુલફતાવા:૭/૩૦૨)*




# પ્રકરણ – (૧૬)

# : માર્ગમાં પડેલ વસ્તુ :

## રસ્તામાંથી મળેલ સોનાની વીટી.

**સવાલ (૭૧૧–૧):–** એક ઓરતને રસ્તામાંથી સોનાની વીટીં મળી છે,તેની કિંમત આશરે ૩૦૦/– અંકે ત્રણસો રૂપિયા જેટલી છે,તેણે આડોશ–પાડોશમાં કહી દીધું હતું કે કોઈની સોનાની કોઈ વસ્તુ ખોવાઈ ગઈ હોય તો નિશાની આપીને લઈ જાય,પરંતુ હાલ સુધી કોઈ પણ માલિક મળયો નથી,જેથી હવે તે વીટીંનુ શું કરવું ? અને તેની જાહેર ખબર અમારા ''કચ્છના દૈનિક સમાચાર'' પ્રગટ થાય છે તેમાં આપવું કે નહિં ? અને તે વીટીંને વાપરવી કે નહિં ?

**જવાબ( ૭૧૧–૧):–** માર્ગમાંથી પડેલી મળેલી વસ્તુનું એ'લાન (જાહેર ખબર) કરવામાં આવે,જેથી લોકોને ખબર થઈ જાય,અખબારોમાં પ્રગટ કરવું બેહતર છે,જરૂરી નથી; જો માલિક આવે અને બરાબર નિશાની બતાવે ખાત્રી

થાય કે એજ મૂળ માલિક છે તો સોંપી દેવામાં આવે,જો માલિક ના મળે તો (મૂળ માલિકને સવાબ પહોચાડવાની નિય્યતે) સદકો કરી આપવો જરૂરી છે, અલબત્ત જેને મળી હોય તે ગરીબ માણસ પોતે વાપરી શકે છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(આલમગીરી:૨/૨૮૯)*

## ટ્રેનમાંથી ઉતરતાં બીજાના જોડા પહેરી લાવવા.

**સવાલ( ૭૧૨–૨):–** રાત્રે હમો ટ્રેનની મુસાફરી કરતા હતા, ટ્રેનમાં હું સુઈ ગયો,અમારે સ્ટેશન આવતાં બીજા માણસે મને જગાડયો,ટ્રેન ઉપડવાની તૈયારી હોવાથી જલ્દી બિસ્તરો,સામાન સંકેલી,બુટ એકદમ હાથમાં લઈ નીચે ઉતરી ગયો,પછી ખબર પડી કે બુટ બદલાય ગયા,જેથી ભૂલ થઈ હવે મને મળ્યા તે નવા બુટ છે જયારે મારા બુટ જુના છે,આ ગુનાહમાંથી બચવાની કોઈ સૂરત બતાવશો ?

**જવાબ( ૭૧૨–૨):–** ઉકત બદલાયેલ બુટનો માલિકની જાણ હોય તો તેને પરત કરવામાં આવે, નહિં તો મૂળ માલિકને સવાબ પહોંચાડવાની નિય્યતે સદકો કરી દેવામાં આવે,તમો ઉપયોગ કરી શકતા નથી,તમારા બુટનું વળતર (સવાબ) આખિરતમાં મળશે,ઈન્શાઅલ્લાહ......... ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(આલમગીરી:૨/૨૮૯)*

## માર્ગમાંથી મળેલ રકમ.

**સવાલ( ૭૧૩–૩):–** માર્ગમાંથી બે રૂપિયા કે પાંચ રૂપિયા મળ્યા તો તેનો કેવો ઉપયોગ કરશો ?

**જવાબ( ૭૧૩–૩):–** પેહલાં એ જાહેર કરવું (જાહેરાત કરવી) કે,મને ખોવાયેલી રકમ મળી છે,જેની હોય તે લઈ જાય,જો માલિક આવે તો આપી દો,નહિંતર બીજાને સદકો કરી આપે મૂળ માલિકને સવાબ પહોંચાડવાની નિય્યતથી,જો પોતે હકદાર હોય તો પોતે વાપરી શકે છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

*(આલમગીરી:૨/૨૮૯, હિદાયા:૨/૬૧૪)*

# પ્રકરણ – (૧૭)

## : અકસ્માત :

### વાહનથી બકરી મારી નાખવી.

**સવાલ( ૭૧૪–૧):–** એક ગાડાવાળાએ એક બકરીના બચ્ચાનાં ઉપરથી ગાડુ ચલાવી મારી નાખ્યું, બચ્ચું રસ્તાની બાજુમાં બેઠું હતું હવે તે ગાડાવાળા પાસે એ બકરીના પૈસા લેવા જાઈઝ છે કે નહિં ?

**જવાબ( ૭૧૪–૧):–** ઉપરોકત બકરીના બચ્ચાનાં પૈસા લેવા જાઈઝ છે,કોઈ પણ વાંધા વિના લઈ શકાય,પાછા આપવા જરૂરી નથી,ભલેને અંજાણપણે ગાડામાં કચડાય ગયું હોય ! માલના નુકસાનનું વળતર ભૂલ ચુકથી માફ થતું નથી,નુકસાન કરતાં ઉપર વળતર દેવું વાજિબ છે,સારાંશ કે એ પૈસા લેવામાં કોઈ વાંધો નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(હિદાયા:૪/૬૧૦)*

### અકસ્માતમાં મરનાર શહીદ છે.

**સવાલ( ૭૧૫–૨):–** હમણાં અમારો છોકરો ઉમર વરસ દસ ઘેરથી પઢવા જતો હતો, રોડ ક્રોસ કરતા મોટરકાર સાથે એકિસડન્ટ થયું, તેમાં મારા છોકરાનો ઈન્તિકાલ થયો, તો ખુદાપાકના દીન શીખવા જતાં તેજ રસ્તામાં ઈન્તિકાલ થયો તો શહાદતનો મર્તબો મળશે ?

**જવાબ( ૭૧૫–૨):–** બેશક અકસ્માતમાં ફોત થઈ જવાથી શહાદતનો દરજજો મળે છે અલ્લાહપાક આપને તેમજ લાગતા વળગતાને સબ્રે જમીલ અતા ફરમાવે.આમીન.

મર્હુમની રૂહ અલ્લાહે આપેલી હતી અને અલ્લાહે લીધી, હમારે તે ઉપર રાજી રહેવું જોઈએ, તમારા કરતા અલ્લાહને વધારે વહાલો હતો તેથી સારો દરજજો આપી વહેલો બોલાવી લીધો. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

### અકસ્માતમાં પિડીતોને સહાય.

**સવાલ( ૭૧૬–૩):–** અમો જંગલના હડપાડા બસમાં બેસીને રોઝી રોઝગારના માટે જઈએ છીએ,રસ્તામાં અમારી બસ પલ્ટી મારી જતાં અકસ્માત થયો, જેથી મારો હાથ ભાગી ગયો જે બદલ એસ.ટી. ડેપો તરફથી

સહાય મળે છે,જે બાબતમાં આપ જનાબે આલીનો શું હુકમ છે ? પૈસા લેવા જાઈઝ છે કે નહિં ?

**જવાબ( ૭૧૬–૩):–** સલામ બાદ જણાવવાનું કે અકસ્માતમાં પિડીતોને મળતી સહાય લેવી જાઈઝ છે,કંઈ વાંધો નથી; દવા–ઈલાજ કે જરૂરિયાતમાં વાપરી શકાય. એજ અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયા:૪/૧૦)*

## એકસીડન્ટનું કલેઈમ.

**સવાલ( ૭૧૭–૪):–** કોઈ વ્યકિત અકસ્માતમાં મરણ પામે તો એવા અકસ્માત માટે જવાબદાર અગર ગુનેહગાર લાગે તેની સામે કલેઈમ (અકસ્માતના વળતર માટે દાવો) કરી શકાય ? તેમજ આ પ્રકારે વળતરની જે રકમ મળે તે હલાલ ગણાશે કે હરામ ? તેવીજ રીતે આપણો કોઈ નોકર આપણે ત્યાં કામ કરતો માણસ મરણ પામે તો તેનું કલેઈમ થઈ શકે ? એકસીડન્ટ ભૂલથી થાય છે,ઈરાદાપૂર્વક કૃત્યથી નહિં,મરનાર વ્યકિત સાહિબે માલ હોય તો તેના વળતરનો દાવો થઈ શકે કે ગરીબ હોય તો ?

**જવાબ( ૭૧૭–૪):–** એકસીડન્ટ કરનાર ઉપર કલેઈમનો દાવો કરવો જાઈઝ છે, ભલેને એકસીડન્ટ ભૂલથી થયું હોય ! એ વિષે ભૂલ મુઆફ નથી. જેમકે શિકાર કરવા જતાં શિકારની ગોળી (કે તીર)થી કોઈ માનવી મરણ પામે તો એવી મરનાર વ્યકિતને વળતર આપવું શિકારી પર વાજિબ છે અને એવું વળતર લેવું હલાલ છે,ભલેને તે માલદાર હોય ! ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(હિદાયા:૪/૫૮૪)*

 **પ્રકરણ – (૧૮)** 

# : સામાજીક તથા રાજકરણ :

## સમાજમાં વિખ્વાદ ઉભો કરવો.

**સવાલ( ૭૧૮–૧):–** યુ. કે. ખાતે એક સ્ટ્રીટમાં એક ઈબાદતખાનું ઘણાં વર્ષોથી બનાવેલું છે,જેમાં જુમ્આ,ઈદ,તરાવીહ તથા પાંચ વખતની નમાઝ થાય છે, પરંતુ કેટલાક લોકોએ ઝઘડો કરી આજ વિભાગમાં નવી સોસાયટી

ઉભી કરી નવો મદ્રસો ચાલુ કરી દીધો, અને એજ સ્ટ્રીટમાં એક મકાન ખરીદી તેમાં જુમ્આની નમાઝ,તરાવીહ વિગેરે પઢવા માંગે છે તો એ જાઈઝ છે ? અને શું એમની નમાઝ,તરાવીહ દુરૂસ્ત થશે કે નહિં ?

**જવાબ( ૭૧૮–૧):–** શરઈ કારણ વિના નાહક સમાજમાં વિખ્વાદ ઉભો કરવો હરામ છે,જેની બાબત સખ્ત વઈદો આવી છે,શરીઅતમાં સંપની બેહદ તાકીદ આવી છે;

કુર્આન શરીફમાં વર્ણન છે *"વલા તફર્રકૂ"* અર્થાત પરસ્પર પક્ષપાત–પાર્ટીબંધી કરો નહિં,એટલે હળી મળીને સંપથી રહો,

બીજી જગ્યાએ છે કે જો વિખ્વાદ કરશો તો તમારી હવા ઉખડી જશે, એટલે હલાક થઈ જશો. *(કુર્આન શરીફ)*

વળી વિના જરૂરતે બુરી નિય્યતથી સદરહુ ઈબાદતખાનાંની નજીકમાં બીજું ઈબાદતખાનું બનાવવું જાઈઝ નથી,છતાં બનાવશે તો તેમાં નેક નિય્યતથી નમાઝ,જુમ્આ વિગેરે દુરૂસ્તથ થશે,નમાઝમાં ઉણપ આવશે નહિં,અલબત્ત જરૂરતના કારણે ઈખ્લાસથી મસ્જિદ બનાવવી બહું જ સવાબનું કામ છે, સદકએ જારિયહ લેખાશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(ઈમ્દાદુલ ફતાવા: ૨/૬૬૯)*

## <u>સ્ત્રી અને ચુંટણી.</u>

**સવાલ( ૭૧૯–૨):–** એવો કોઈ ઈસ્લામી દેશ છે કે જયાં મુસ્લિમ સ્ત્રીઓ રાજકારણમાં ભાગ લેતી હોય ! અને તે ઉચા હોદા પર આવો રાજકારભાર કરતી હોય ! તે માટે ઈસ્લામ શું કહે છે ?

**જવાબ( ૭૧૯–૨):–**ઈસ્લામી શરીઅત સ્ત્રીઓ માટે છૂટ આપતી નથી, કારણ કે સ્ત્રીજાતી લાયકાત ધરાવતી નથી એ માન ઈસ્લામે પુરૂષને જ આપ્યું છે;કારણ કે પુરૂષ સંપૂર્ણ રીતે લાયકાત ધરાવે છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## <u>ઈસ્લામી હુકૂમત કે મુસલમાનોની હુકૂમત !</u>

**સવાલ( ૭૨૦–૩):–**અરબસ્તાન,બગદાદ,આફ્રિકા,કરાંચી વિગેરે ઈસ્લામી રાજયો છે. ત્યાં જે ઓરતો છે તેઓ અંગ્રેજી ઢબના કપડાં,રિવાજો વિગેરે પાળે

છે,અને નમાઝ પણ પઢે છે તો એનો અર્થ શું છે ? નમાઝી ઓરતો અંગ્રેજી પોશાક કે ઈજાર વિગેરે પહેરી શકે છે ?

**જવાબ( ૭૨૦–૩):–** ઈસ્લામી રાજય તો તેને કહેવાય જયાં પાક શરીઅત મુજબ અહકામ જારી હોય,આ તો મુસલમાનોની હુકૂમત કહી શકાય. કારણ કે સલતનતની લગામ મુસલમાનોના હાથમાં હોય છે,પરંતુ ઈસ્લામી હુકમો ત્યાં ચાલતા નથી,

સૂરત શકલમાં બીજા લોકોની મુશાબહત કરવી કે નગ્ન પોશાક પહેરવો જાઈઝ નથી,હદીષ શરીફમાં છે કે કેટલીક સ્ત્રીઓ કપડાં પહેરેલાં હોવા છતાં નગ્ન હશે,અને લોકો તરફ પોતાને આકર્ષણ કરશે અને પોતાની તરફ લોકોને ખેંચશે, (ખુદાની પનાહ)

એટલા જ માટે ઈસ્લામે પરદો જરૂરી કર્યો છે,અને કુર્આન શરીફ તથા સહીહ હદીષોમાં પરદામાં રહેવાની સખ્ત તાકીદ વર્ણન કરવામાં આવી છે,કોઈ પણ દેશવાલા શરીઅતના વિરૂધ્ધ કરતા હોય તેનાથી અમારે બચવું જરૂરી છે, શરીઅતના કાનૂન અપનાવવામાં ઘણાં જ લાભ સમાયેલ છે. ખુદાપાક બધાને તૌફીક આપે–આમીન. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## મ્યુન્સિપાલીટીમાં સ્ત્રીની ઉમેદવારી.

**સવાલ( ૭૨૧–૪):–** મુસ્લિમ બહેન મ્યુનિસપાલીટીમાં ઉમેદવારી કરી શકે છે કે નહિં ?

**જવાબ( ૭૨૧–૪):–** નહિં, મુસ્લિમ ઓરતને શોભાસ્પદ નથી,એમાં અનેક ખરાબીઓ છે, વળી સ્ત્રીના ફિત્રત (પ્રાકૃતિક) વિરૂધ્ધ પણ છે,ઓરતને ઘરેલું કામકાજ માટે પૈદા કરવામાં આવેલ છે,વિના લાચારીએ ઘર બહાર નીકળવાથી ઈઝઝતનું નીલામ થાય છે. જેમકે અનેક ઘટનાઓ જોવામાં–સાંભળવામાં આવે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(મિશકાત શરીફ:પેજ:૨૬૯)*

## મ્યુન્સિપાલીટીમાં સ્ત્રીની ઉમેદવારી.

**સવાલ( ૭૨૨–૫):–** મજકૂર બહેનને મુસ્લિમોએ પોતાના વોટ આપવા કે નહિં ? જો હુકમ નથી તો તેણીને વોટ આપનાર તથા અપાવનાર સાથ સહકાર

તથા ઉત્તેજન આપનારાઓ માટે અને મજકૂર બહેન માટે શું હુકમ છે ?

**જવાબ( ૭૨૨–૫):–** તેણીને વોટ આપવો મના છે,તેણીને ચુંટાવવામાં વોટ આપીને, અપાવીને, સહકાર આપવો જોઈએ નહિં, ગુનાહિતકાર્યમાં સહકાર કરવો પણ ગુનોહ છે;

જેમકે કુર્આન શરીફમાં છે *"વલા તઆવનૂ અલલ્ ઈષ્મિ વલ્ ઉદ્વાન"*અર્થાત ગુનાહ અને ઝુલ્મમાં પરસ્પર એક બીજાની મદદ કરો નહિં. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(સૂરએમાઈદહ:આયતનંબર:૨)*

## મ્યુન્સિપાલીટીમાં સ્ત્રીની ઉમેદવારી.

**સવાલ( ૭૨૩–૬):–** મજકૂર બહેનનો પતિ આ બાબતમાં તદન ખિલાફ છે,અને પોતાની પત્નિને વોટ ન આપવા લોકોને મજબૂત ભલામણ કરે છે,તો એનો શું હુકમ છે ?

**જવાબ( ૭૨૩–૬):–** બરાબર યોગ્ય છે,ધણીની ફર્ઝ છે કે પત્નિને શકય સુધી રોકે,પ્રથમ નરમીથી સમજાવે,ન માને તો સખ્તાઈ કરે,તલાકની ધમકી આપે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## મ્યુન્સિપાલીટીમાં સ્ત્રીની ઉમેદવારી.

**સવાલ( ૭૨૪–૭):–** શોહરની નારાજગી અને સખ્ત વિરોધ હોવા છતાં મજકૂર બહેન જે પગલુ ભરી રહી છે તે પતિની નાફરમાની જ હોય તો એવી નાફરમાન ઓરત માટે શું હુકમ છે ?

**જવાબ( ૭૨૪–૭):–** તેણી નાફરમાન લેખાશે,એવી ઓરત માટે સખ્ત વઈદો વર્ણાયેલ છે, તેણીની ઈબાદત કબૂલ થતી નથી,જયાં સુધી પતિને રાજી કરે નહિં. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ન્યાય મેળવવા ઉપવાસ પર ઉતરવું.

**સવાલ( ૭૨૫–૮):–** ઘણીવાર સરકાર (અધિકારીઓ) તરફથી હડહડતા અન્યાયનો ભોગ બનવું પડે છે. લાંચ,રિશ્વત આપવી અને લેવી શરીઅતના રૂએ હરામ છે,જેથી સાચો ન્યાય મેળવવા સરકાર સામે સત્યાગ્રહની લડત ઉપાડી એકલી જાતે ઉપવાસ પર ઉતરવાની ફરજ પડે છે તો શું એક મુસ્લિમ

માટે આ પ્રકારે ઉપવાસ પર ઉતરવું જાઈઝ છે ?

**જવાબ( ૭૨૫–૮):–** જો ઉપવાસથી ન્યાય મળવાનો વધુ અનુમાન હોય,(પુરી ખાત્રી હોય) તો જાઈઝ છે,પરંતુ પ્રાણ ગુમાવે નહિં,અન્યાય વિરૂધ્ધ કાનૂની લડત લડવી જોઈએ. ઝુલ્મથી બચવા લાંચ દેવાની પણ ગુંજાઈશ છે. અલબત્ત, લાંચ લેવાની કદી છૂટ નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(અહસનુલફતાવા:૮/૯૭)*

# પ્રકરણ – (૧૯)

# : શિકાર તથા જબહ :

## કબૂતરનો શિકાર.

**સવાલ( ૭૨૬–૧):–** અમારે ત્યાં ઘણાં માણસો કબૂતરનો શિકાર કરે છે ઘણી વાર મસ્જિદના હોઝ ઉપર પણ કબૂતર આવી બેસે છે તેનો પણ શિકાર કરે છે, ઘણાં ભાઈઓ કબૂતરનો શિકાર કરવાને પાપ સમઝે છે,તો શું કબૂતરનો શિકાર કરવું જાઈઝ છે ? મસ્જિદના હોઝ ઉપર બેઠેલ કબૂતર મારવું દુરૂસ્ત છે ?

**જવાબ( ૭૨૬–૧):–** કબૂતરનો શિકાર ખાવા માટે મુબાહ છે,અને ખાવું હલાલ છે,કબૂતર મારવું એ પાપ સમઝવું એ અજ્ઞાનતા છે,અલબત્ત એને અકારણ નિશાન બનાવવું, પોતાના શોખ ખાતિર નાહક સતાવવું મના છે,મસ્જિદના હોઝ ઉપર મારવું ન જોઈએ. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(હિદાયા,૪૨૪ હયાતુલ હયવાન ભાગ:૧ પાન,૩૨૬)*

# પ્રકરણ – (૨૦)

# : વારસા–વહેંચણી :

## ઓરતને શરીઅત મુજબ હક.

**સવાલ( ૭૨૭–૧):–** વીલમાં એમ લખેલ છે શરીઅત મુજબ ત્રીજી પાર્ટીને કાઢવાનો મને હક છે,તો વીલમાં એમ લખું કે મારી ત્રીજી પાર્ટીને કંઈ રકમ

થાય તેમાંથી એક લાખના શેરો મારી ઓરતને આપી દેવા,તો એ શરીઅતની રૂએ જાઈઝ છે ?

**જવાબ( ૭૨૭–૧):–** ઓરતનો જે હક શરીઅતે નકકી કર્યો છે તે મળશે,વધુ આપવાની વસિય્યત ઉપર અમલ કરવામાં આવશે નહિં,મજકૂર વસિય્યત મુજબ તેણીને શેરો આપવામાં આવશે નહિં,બધા વારસદારોના વચ્ચે વહેંચણી થશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(સિરાજી:પેજનંબર:૪)*

## પત્નિના ઈન્તિકાલ પછી માલ વહેંચણી.

**સવાલ( ૭૨૮–૨):–** ઈબ્રાહીમની પત્નિ ખૈરૂન્નિસાનો ઈન્તિકાલ થઈ ગયો છે,તેણીએ સાત તોલા સોનું,કપડાં,વાંસણો વિગેરે છોડેલ છે,તો એના માલિક કોણ ? અને દરેકને કેટલા ભાગ મળશે ? ખૈરૂન્નિસાની માં હયાત છે,તથા બે છોકરા અને એક છોકરી અને ઈબ્રાહીમની માં (સાસુ) હયાત છે.

**જવાબ( ૭૨ ૮–૨):–** ઉકત વસ્તુઓ મર્હૂમાની મિલકત હોય,બાપે બક્ષિશ આપી હોય કે પોતાની હોય તો વારસા–વહેંચણીથી અગાઉના હકો જેમકે, કફન–દફનનો ખર્ચ તથા કર્ઝની અદાયગી કુલ માલમાંથી અદા કર્યા પછી જો મર્હૂમાએ જાઈઝ વસિય્યત કરેલ હોય તો બાકી માલના ત્રીજા ભાગમાંથી અદા કર્યા પછી મિલકતના ૬ (છ) ભાગ કરો,તેણીની માં ને એક (૧) ભાગ,બે પુત્રોમાંથી દરેકને બે–બે ભાગ અને દીકરીને એક ભાગ મળશે,સાસું વંચિત રહેશે. *(સિરાજી:પેજનંબર:૪,૧૨,૧૭)*

જો ઉકત વસ્તુઓ બાપે મર્હૂમાને પહેરવા આપી હોય અને બક્ષિશ તરીકે માલિક બનાવી ન હોય તો પરત કરવામાં આવે તેણીના વારસદારોનો હક હિસ્સો નથી. એજ ખુદાપાક વધુ જાણનાર છે. *(ઈમદાદુલફતાવા:૪/૩૩૯)*

## કર્ઝની અદાયગી પછી મિલકત–વહેંચણી.

**સવાલ( ૭૨૯–૩):–** કાસિમભાઈ પોતાની મિલકતની ઔલાદમાં વહેંચણી કરી દેવાનું વિચારે છે,પરંતુ કાસિમભાઈના માથે કર્ઝ પણ છે તો આવી સૂરતમાં શરીઅતનો શું હુકમ છે?

**જવાબ( ૭૨૯–૩):–** કાસિમભાઈએ પોતાનું દેવું પોતેજ ભર્પાય કરી દેવું જોઈએ,(પછીજ મિલકતની વહેંચણીનું વિચારવું) જયાં સુધી દેવું ભર્પાય ન

થાય ત્યાં સુધી છૂટકારો થશે નહિં ! રસૂલુલ્લાહ (સ.અ.વ.) દેવાદાર મય્યિતની જનાઝાની નમાઝ પણ પઢાવતા ન હતા. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(કિફાયતુલમુફતી:૮/૪૧૦)*

## દીકરીને આપેલ જણસોમાં વારસા-વહેંચણી.

**સવાલ( ૭૩૦-૪):-** અમારા વલસાડમાં એક બહેનની શાદી આજથી લગભગ આઠ વર્ષ પહેલાં થઈ હતી,શાદીના બે વર્ષ પછી એક છોકરીનો જન્મ થયો જે એક વર્ષની થઈ મરણ પામેલ,મજકૂર બહેનને તે પછી કોઈ ઔલાદ ન હતી અને ચાર મહીના અગાઉ તે બહેનનો ઈન્તિકાલ થઈ ગયો છે,તેણીના મા-બાપ ઈચ્છે છે કે શાદીના સમયે જે જણસો,કપડાં,સામાન દિકરીને આપ્યો હતો તે જમાઈ પાસેથી પરત લઈ લે,કારણ કે મરનારની કોઈ ઔલાદ પણ નથી,તો ઈસ્લામી શરીઅત મુજબ મજકૂર માલ-સામાન દિકરીના માં-બાપ લઈ શકે ? તે માલ પર કોનો હક ગણાય ? માં-બાપની માંગણી શરીઅત મુજબ છે ?

**જવાબ( ૭૩૦-૪):-** દિકરીના નિકાહ વખતે માં-બાપે આપેલી વસ્તુઓ (જણસો,કપડાં,સામાન વિગેરે) જો આરિયતન (કેવળ વાપરવા પુરતી) આપેલ હોય અને બક્ષિશ તરીકે આપેલ ન હોય તો પરત કરવી જોઈએ,તેમાં ધણીનો હક નથી;

અને જો બક્ષિશ કરી આપી હોય તો તેમાંથી ધણીને અડધો ભાગ મળશે,જો એ વિષે ચોખવટ કરી ન હોય તો સમાજના રિવાજ પ્રમાણે અમલ કરવામાં આવશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(ઈમ્દાદુલ ફતાવા:૪/૩૩૯)*